# * અનુક્રમ *

# નિવેદન

દાદાનું જીવન–ચરિત્ર તૈયાર કરવાનો વિચાર ઘણાં વરસોથી મિત્રો–સ્નેહીઓમાં વિચારાતો રહ્યો હતો. પરંતુ દાદાના અતિ વિસ્તીર્ણ, વૈવિધ્યપૂર્ણ કર્તવ્યશીલ જીવનની માહિતી ભેગી કરવાનું, તેમના બાળપણથી માંડી જાહેર જીવન સુધીનાં વર્ષોની જાણકારી પ્રાપ્ત કરવાનું કામ મુશ્કેલ હતું.

દાદાની પોતાની સ્મૃતિ અસાધારણ ગણાય. અસાધારણ વિગતથી તેઓ પોતાના જીવનની ઘટનાઓ પ્રસંગોપાત્ત કહી પણ નાખતા. પરંતુ વ્યવસ્થિત રીતે, જાતે નોંધાવવાની વિનંતિઓને, 'હું તે એવો કયો મોટો માણસ છું?' –કહી તેઓ ટાળતા રહેતા હતા. ઉપરાંત, તેમના અત્યંત કાર્યરત જીવન–વ્યવસાય દરમ્યાન સમય કાઢવો પણ મુશ્કેલ હતો.

૧૯૪૨ માં જેલ–નિવાસ દરમ્યાન એક પ્રયાસ થયેલો પણ ખરો, પરંતુ, તે આરંભમાં જ અટકી ગયો હતો. અને ફરી ક્યારે, કોણ, કેવી રીતે એ પૂરો કરશે, એ વિષે સૌના મનમાં પ્રશ્નાર્થ જ હતો.

૧૯૫૧ થી દાદા પથારીવશ થયા; આ ફરજીયાત 'નિવૃત્તિ' દરમ્યાન, આ છટકી જતી તક પાછી ઊભી થઈ. અને તરત જ શ્રી. રમણભાઈ હી. ગાંધી ( નડિયાદ જે. એન્ડ જે. કૉલેજમાં સંસ્કૃત–હિંદીના અધ્યાપક ) એ ઝડપી ય લીધી.

એમણે દાદાની પાસે રહી, તેમને મોઢે જ તેમના બાળપણથી માંડી રાજકીય પ્રવૃત્તિ વિષેની રૂપરેખા–નોંધી લીધી. અને જીવન વૃત્તાંતનો એક ખરડો તૈયાર કરી નાખ્યો.

મિત્રો અને સ્નેહીઓને આથી એક મોટી નિરાંત થઈ. સાથોસાથ એના પાયા પર દાદાની નિશાળ–વિવિધ પ્રવૃત્તિઓને વિસ્તારપૂર્વક આલેખતું ચરિત્ર તૈયાર થાય, એવી સ્પૃહાય સૌના ચિત્તમાં જોર કરી રહી. મને એ કામ ઉપાડી લેવા વારંવાર ઈશારા થતા રહ્યા.

•

દાદા મારા પિતાતુલ્ય વડીલ (કાકા) હતા. એમની ઓથ, હૂંફ ને સંસ્કાર મારા ઘડતરના પાયામાં હતાં. ઘડીભર થયું: દાદાનું ચરિત્ર હું–ઘરનું બાળક થઈને લખું? વ્યાજબી લેખાય? પણ તરત જ મારી આ વૃત્તિ

ફરી ગઈ: દાદા મારા હતા, એના કરતાં અનેક ગણા વિશેષ આખા મોડાસા –પ્રદેશના હતા. હું જો એમનું બાળક હતો, તો મારે માથે 'બેવડો સંકોચ' નહિ, પણ 'બેવડી જવાબદારી' હતી; મારું તો 'બેવડું સદ્‌ભાગ્ય' ગણાય. હું આ જવાબદારીમાંથી શી રીતે છટકી શકું?–મારું અંતર પોતે જ જોર કરી દબાણ કરવા લાગ્યું: તને વાંચવા–લખવાનો અભ્યાસ છે; સંપાદનનો શોખ–આનંદ છે. આ છતાંય, તું તારી જાતને, આ પ્રદેશના એક અદના આદમીથી અળગો પાડી, દાદાનું બાળક હોવાના બહાના હેઠળ, દાદાનું અને પ્રદેશનું તારા ઉપરનું ઋણ અદા કરવાની તારી બેવડી ફરજ, એમાંથી તું શી રીતે છટકી શકે?

અને મારું મન એ તરફ વળ્યું ય ખરું.

પરંતુ જેમ જેમ સ્વસ્થ ચિત્તે એના લેખનનો વિચાર કરતો જતો હતો, તેમ તેમ એ કાર્યના બોજથી હું સંકોડાઈ જતો હતો. જે ભૂમિમાં દાદા જન્મ્યા હતા, એ પ્રદેશનો પૂર્વ ઈતિહાસ (પૂર્વરંગ) આલેખ્યા વિના, આ ભૂમિની પિછાન આપ્યા વિના, દાદાની પિછાન આપવાનું શરૂ જ શી રીતે થઈ શકે? અને દાદાએ જે પુરુષાર્થ ખેડ્યો હતો, તેની પાછળની પ્રેરણાઓ–૧૯૦૫, ૧૯૨૦, ૧૯૩૦, ૧૯૩૨, ૧૯૪૨ નાં ભારતીય આંદોલનોની આછી તસ્વીર **(જનજાગ્રતિનો જુવાળ)** રજૂ કર્યા વિના, ગુજરાતના છેક દૂરના ઉત્તર–પૂર્વ સિમાડે સૂતેલા, પછાત પ્રદેશની જાગૃતિની કહાણી શી રીતે અર્થપૂર્ણ બની શકે? અને દાદાના સર્વોત્તમ પુરુષાર્થના શિખરસમી, ગુજરાતના રિયાસતી ઈતિહાસમાં એક મહત્ત્વના માર્ગ–સ્થંભસમી 'ઈડરની લડત'ની છબી **(પુરુષાર્થની પ્રતિમા)** તેના વિવિધ રેખા–રંગોમાં તો આલેખવી જ રહી! તો વળી, દાદાએ ૪૦–૪૦ વર્ષના પુરુષાર્થ દ્વારા જે અનેક સંસ્થાઓને પ્રેરી, ઉછેરી ને વિકસાવી હતી, એ સંસ્થાઓ અને દાદાના સાથીદારોનો સહિયારો હિસ્સો નોંધ્યા વિના **(સંસ્થાઓની સુવાસ)** તો કામ અધૂરું ને એકતરફી જ રહ્યું ગણાય!

જેમ જેમ આ પ્રદેશનો, દાદાના પુરુષાર્થનો, અને એમના સાથીઓએ દાદાની હાજરી-ગેરહાજરીમાં ચલાવેલી પ્રવૃત્તિઓનો વિચાર કરતો ગયો, તેમ તેમ જવાબદારીનો ભાર વધતો જ દેખાયો.

બીડું ઝડપવાની હિંમત ચાલતી ન હતી; તો બીજી બાજુ, દાદાનો અને પ્રદેશનો મારા માથે રહેલો સહજ ઋણનો બોજો વિસરાય એવો નહોતો.

•

દાદાની બિમારી વધતી ગઈ. સૌના મનમાં 'ઉતાવળ' વરતાતી હતી. મેં ઝંપલાવ્યું જ... ઊંડો ને ઊંડો ખૂંપતો જ ગયો! રોજના ૧૨-૧૩ કલાકથી ઓછા નહિ... બે હપ્તે, પૂરા બે મહિનાને અંતે, દાદાની પડખેના જ ખંડમાં, એમના જ અગાઉના ટેબલ ઉપર, એમની જ ફાઇલોના અને સંદર્ભ-ગ્રંથોના થોકડામાંથી હું જેમ તેમ બહાર નીકળ્યો. 'મઠારવાનું' મુશ્કેલ કામ હજી બાકી જ હતું. મનને ફફડાટ હતો. દાદાની સ્થિતિ બગડતી જતી હતી... થાક્યો પાક્યો હું દાદાની પાસે બેસતો. અવ્યક્ત આતરિક ક્ષમાયાચના પૂર્વક કહેતો હતો: 'હવે પૂરુ કરવામાં જ છું.'

અને દાદાએ 'પૂરું થયાની' રાહ જોયા વિના જ વિદાય લઈ લીધી...!

દાદાની હયાતીમાં જ આ ગ્રંથ પ્રગટ કરવાની સ્નેહી-વડીલોની ઈચ્છાને મેં નિષ્ફળ બનાવી, એનું દુઃખ રહ્યું. અને દાદાની પાસે આખું વાંચી જઈ, ભૂલચૂક સુધારી લેવાની ઈચ્છાય અફળ રહી, તેનુય ખરૂં.



દાદાએ વિદાય લીધી – પછીય ઘણો કાળ વીતી ગયો...તૈયાર જેવો ગ્રંથ ચાર પાંચ સ્નેહીઓની નજર નીચે થઈ, પ્રેસમા પહોંચતાં અને છપાઈને પ્રગટ થતાં, આજે તો લગભગ દોઢ વરસ નીકળી ગયું છે. પરંતુ, પ્રૂફોએ સતત રીતે દાદાની હયાતી ગુમાવ્યાનુ ભાન કરાવ્યું છે– આખા ગ્રંથમાં બધે જ **વર્તમાનકાળ** હતો, તેનો **ભૂતકાળ** કરતાં (તમામ લખાણ દાદાની હયાતીમાં લખાઈ ગયું હોઈ) અંતર કોરાતું રહ્યું છે.



એક વાત ફરી કહી લઉં: સ્નેહી મિત્ર રમણલાલ ગાંધીએ દાદા પ્રત્યેનાં આદર અને નિષ્ઠાપૂર્વક, ખૂબ જ મહેનત અને ચીવટપૂર્વક જો દાદાના જીવન વૃત્તાંતનો **મૂળ ખરડો** તૈયાર ન કર્યો હોત, તો સૌની અમે તેટલી ઈચ્છા છતાં, આ કાર્ય પાર પડયું જ નહોત, એ નિઃશંક છે... બીજી વાત એ કે–આ ચરિત્રમા ('જીવન સંગ્રામ' ના ખંડ સિવાય) જે કાંઈ ક્ષતિઓ અને હકીકત દોષો રહી ગયા હોય તેની જવાબદારી મારી એકલાની છે.

વળી, ચરિત્રનાયક પ્રત્યેના સંપૂર્ણ પૂજ્ય ભાવ છતાં, આ ચરિત્રા-લેખનમાં તેમની જે કાંઈ ઊણપો અને મર્યાદાના ઈશારા–ઉલ્લેખ થયા હોય, તો તેને ટીકારૂપ નહિ, તે સમયની હકીકતોના પ્રકાશમાં જોવા નમ્ર વિનંતિ છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં મેં જે જે લેખકોની ગ્રંથ સામગ્રીનો ઉપયોગ કર્યો છે, તેના કર્તાઓનો, અને પ્રથમખંડમાં કેટલેક સ્થળે મને માર્ગ-દર્શન કરવા માટે મ સ. યુનિવરસીટી, વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરના અધ્યક્ષ શ્રી. ભોગીલાલ સાંડેસરા તથા પ્રાધ્યાપક શ્રી. ઉમાકાંત શાહનો હું આભારી છુ.

૧-૧૨-૫૮
વડોદરા

—ભોગીલાલ ગાંધી

# મારી નજરે....

—શ્રી. રમણલાલ હી. ગાંધી

સં. ૨૦૦૯ના ફાગણમાં હું એક મિત્રને ત્યાં લગ્ન પ્રસંગે મોડાસા ગયો હતો. તે સમયે પૂ. દાદાને મળેલો. તે વખતે તેમણે ઑપરેશન કરાવ્યું હતું, અને તેમની તબિયત ચિંતાજનક હતી. મારા મનમાં તરત જ એક વિચાર આવ્યો:–દાદા મોડાસા પ્રદેશમાં એક વિલક્ષણ પુરુષ છે. તેમનું જીવન ચિત્રવિચિત્ર અનુભવોની ખાણ જેવું છે. તેમના જીવનના પ્રસંગો અને તેમના વિચારો સંગ્રહી લીધા હોય તો સારું. વાતવાતમાં મેં મારા સન્મિત્ર ડૉ. રસિકભાઈ પાસે આ વિચાર મૂકયો. ડૉ. રસિકભાઈએ પૂ. દાદાને આ સંબંધી વાત કરીને મને જણાવ્યું કે, તમે દાદા પાસે રહી, તેમનું આત્મવૃત્તાંત સાંભળો, અને બીજી ઉપયોગી માહિતી એકઠી કરી, પૂ. દાદાની જીવનકથા તૈયાર કરો. આ કામ મને સૂચવવામાં આવશે એવી મને કલ્પના પણ નહોતી, અને એ કામ માટે મારી યોગ્યતા પણ નહોતી. મને પૂ. દાદાનુ જીવન વિગતે જાણવાની ઉત્કંઠા તો હતી જ, પણ તે જાણીને પુસ્તકાકારે લખવું, એ મારે માટે મોટું હતું. તેમ છતાં મેં ડૉ. રસિકભાઈની સૂચના સ્વીકારવાનુ સાહસ કર્યું. સને ૧૯૫૩ના એપ્રિલમાં હું પૂ. દાદા સાથે રહ્યો, અને તેમનું આત્મવૃત્તાંત સાંભળ્યું. ખૂબ ભાવપૂર્વક તેમણે ઘણી વાતો કરી. તેમની સાથેનો મારો વીસપચીસ દિવસનો સહવાસ, જીવનનું એક મધુરું સ્મરણ બની ગયો છે. તેમણે ૪૫મા વર્ષથી ૫૫મા વર્ષ સુધી લખેલી પોતાની અંગત ડાયરી અને બીજું કેટલુક સાહિત્ય આપ્યું. અને ફાઈલોનો ઢગલો તો હતો જ. એ બધા સાહિત્યમાંથી બને તેટલા પ્રસંગોની હકીકતો અને તવારીખ તૈયાર કરી. સાથે સાથે પ્રસિદ્ધ જીવનચરિત્રો વાંચ્યાં અને પૂ. દાદાના જીવન ચરિત્રનો એક મુસદ્દો તૈયાર કર્યો ત્યાર પછી આ કાર્યમાં લેખન કાર્યના અનુભવી શ્રી. ભોગીલાલ ગાંધીનો સાથ મળતાં પુસ્તક આ સ્વરૂપે પ્રકાશિત થાય છે, એ મારે મન અત્યંત આનંદની વાત છે.

દાદાનુ જીવન રોમાંચક, વીરતાભર્યું, વૈવિધ્યમય અને સામાન્ય જનોથી ઘણી ઊંચી કક્ષાનુ હતું. તેઓ મુત્સદ્દી, કુનેહશીલ ને વ્યવહાર હોવા સાથે પ્રેમાળ, સેવાભાવી અને ધ્યેયનિષ્ઠ હતા. એક રાજ્યકર્તા–વહીવટકર્તાને છાજે તેવી દૃષ્ટિ અને દુરંદેશિતા તેમનામાં હતી. મોડાસાની સંસ્થાઓના વિકાસે

તે બતાવી આપ્યુ છે તેમણે અંગ્રેજી કેળવણી લીધી નહોતી, એથી એમના રાજકારણી જીવનમા મોટી મર્યાદા આવી નહિ તો તેઓ ગુજરાતના એક નાહોશ ને અગ્રગણ્ય નેતા બની શકયા હોત, એમ મને હંમેશા લાગ્યુ છે એક મિત્રે એકવાર કહેલુ કે, દાદા સરદારની લઘુ આવૃત્તિ જેવા છે મને એમા ઘણું સત્ય જણાયુ છે એમની વાણી એ અનુભવના વચન હતી એમની વેધક દૃષ્ટિ વિચક્ષણ રાજપુરુષને છાજે તેવી હતી ઈડર રાજ્યની લડતના પ્રસંગોમા તેમણે એની પ્રતીતિ કરાવી છે તેમની યાદશક્તિ અસામાન્ય હતી તેમના મગજમાથી અનેક યોજનાઓ સ્ફુરતી ભાષણ કરતા તે કદી થાકતા નહોતા પથારીવશ અવસ્થામા ય તે કહેતા કે, આજે ય હુ ત્રણ ચાર કલાક ભાષણ આપુ તો ય થાકુ નહિ તેમની વાણીમા સરદાર વલ્લભભાઈ જેવુ જોશ અને અવાજમા તાકાત વર્તાઈ આવતા હુ મોડાસા હાઈસ્કૂલમા ભણતો, ત્યારે દાદાને સાભળવાના અને તેમની પ્રવૃત્તિઓ જોવાના ઘણા પ્રસંગો આવતા મારા નાના મગજને તેઓ એક મોટા અસામાન્ય નેતા લાગતા હુ 'ગુજરાતનો નાથ' વાચતો અને મુજાલની કલ્પના કરતો, ત્યારે મારી લઘુ કલ્પનામા દાદાની આકૃતિ ખડી થતી તેમની બોલવાની ઢબ, કામ કરવાની શક્તિ, મુત્સદ્દીપણું, દુરંદેશિતા, અન્યને આજી નાખે તેવો પ્રભાવ અને ધ્યેયનિષ્ઠા—એ બધુ મને મુજાલ જેવુ લાગતું આજે ય મને લાગે છે કે, એ કલ્પના નિરાધાર નહોતી

દાદા એક સામાન્ય કુટુબમા ઊછરેલા આજીવિકાર્થે શિક્ષક, કામદાર, કારભારી વૈદ, વેપારી—એમ વિવિધ વ્યવસાયો કરીને, તેમણે જીવનમા અનેક ચિત્ર વિચિત્ર અનુભવો કર્યા, અને પ્રદેશની દીનહીન પ્રજાનુ દર્શન કર્યુ એ દર્શને એમનો આત્મા કકળી ઊઠયો અને છેવટે એ દીન પ્રજાના ઉત્કર્ષ માટે લગભગ અર્ધી જીદગી પુરષાર્થ કર્યો અને મોડાસાના 'દાદા' નુ સન્માન્ય બિરુદ પામ્યા એક અગ્રેજી કહેવત છે કે 'Some are born great, some achieve greatness, some have greatness thrust upon them દાદા આ બીજી કોટિમા આવે છે, એ એમની જીવનકથા બતાવશે

દાદાના જીવનમાની બે ભાવનાઓ સૌએ સમજવા ને આચરવા જેવી છે ૧ દાન ભાવના—કમાણીમાથી થોડો ઘણો પણ હિસ્સો પરમાર્થે કાઢવો જોઈએ તેમણે પોતાના જીવનમા સત્કાર્ય ફડ રૂપે એ ભાવનાને ચરિતાર્થ કરી બતાવી ૨ કુટુબ, સમાજ અને દેશ પ્રત્યેનું કર્તવ્ય શક્તિ મુજબ

દરેકે અદા કરવું જોઈએ. દાનપ્રદાન ગૃહસ્થનો પરમ ધર્મ છે, તો સમાજ-સેવા એ વાનપ્રસ્થનો ધર્મ છે. ભારતીય સંસ્કૃતિની આ ઉજ્જ્વળ ભાવના દાદાએ જીવનમાં આચરી બતાવી છે. એમનુ જીવન વિચારતાં લાગશે કે, સામાન્ય માણસ પણ પોતાના જીવનમાં યોજનાપૂર્વક કામ કરે, (જીવનનં planning કરે,) સમાજ ને દેશ પ્રત્યેનું કર્તવ્ય સમજે, તો તે પણ પોતાની શક્તિ મુજબ, સમાજ અને દેશને ઉપયોગી થઈ શકે. એમના જીવનમાંથી આપણે આટલાં બોધ અને પ્રેરણા લઈશું, તો તેમનું અધૂરું કાર્ય પૂરું કરી શકીશું—તેમનું સાચું શ્રાદ્ધ કરી શકશું.

જીવનના અંત સુધી તેમની કર્તવ્યભાવના જ્વલંત રહી હતી. અસહ્ય દર્દથી પિડાતા અને પથારીવશ હોવા છતાં, તેમણે પ્રજાના કલ્યાણની તક જતી ન કરી. છેલ્લાં વર્ષોમાં અનેક નાનામોટા માણસો તેમની સલાહ લેવા, માર્ગદર્શન મેળવવા, અરજીઓ લખાવવા કે ઝઘડાઓનો અંત લાવવા તેમની પાસે આવતા, અને તેઓ જરાપણ ચીઢ કર્યા વિના, સ્નેહપૂર્વક સૌનું કામ કાઢી આપતા. નિસ્વાર્થ ત્યાગ અને નમ્ર સેવા વડે તેમણે લોકહૃદયને જીતી લીધા હતાં * તેની સાબિતી તેમની સ્મશાનયાત્રા અને તેમણે લોકહૃદયમાં ઊભાં કરેલ સ્મારકો છે. એમને સંત કે મહાત્મા ન ગણીએ. પણ સ્વ. સાક્ષર શ્રી ગોવર્ધનરામે સ્વ. નવલરામ પંડ્યા વિષે લખેલી—

"મોટા નાનાં વધુ મોટામાં, તો નાનાં પણ મોટાં;
વ્યોમદીપ રવિ નભબિંદુ તો ઘર દીવડા શા ખોટા?

એ ઉક્તિ એમના જીવનને લાગુ નથી પડતી? આ વિરાટ દેશના એક નાના પ્રદેશરૂપી ગૃહના તે ગૃહદીપક હતા. એ જીવન-દીપકની જ્યોત બીજી અનેક દીપકો પ્રગટાવશે, એવી આશા રાખીએ.

* અહીં એ વાત પણ યાદ આવે છે કે, મુસ્લિમ કોમનો પણ તેમના પ્રત્યે ગાઢ પ્રેમ અને ઊંડો આદર હતો, અને એમના મતાપે મોડાસામા અર્ધી વસ્તી મુસ્લિમ હોવા છતા ત્યાં કદી હિંદુ-મુસ્લિમ હુલ્લડ થયુ નથી.

# સ્નેહ-વચનો

—શ્રી. મોરારજીભાઈ દેસાઈ

સ્વ. મથુરાદાસભાઈ અમદાવાદ અને સાબરકાંઠા જિલ્લાના કાર્યકર તરીકે વર્ષોથી મારા પરિચયમાં આવ્યા હતા. દોઢ વર્ષ ઉપર ૮૨ વર્ષની વયે એઓ ગુજરી ગયા, ત્યાં સુધી હરેક રાષ્ટ્રીય કાર્યમાં, એઓ એક જુવાનને શરમાવે એવા જુસ્સાથી અને નિષ્ઠાથી કાર્ય કરતા હતા. એક ગરીબ શિક્ષકના ઘેર જન્મી, સ્વ-પુરુષાર્થથી ધીમે ધીમે એમણે પોતાનું જીવન કેવી રીતે ખીલવ્યું, એની રસપ્રદ માહિતી લેખકોએ ખૂબ વીગતે રજુ કરી છે. ગુજરાત અને મુખ્યત્વે મોડાસા પ્રદેશની ઐતિહાસિક, સાંસ્કારિક, તેમજ સામાજિક ભૂમિકા રજુ કરતા 'પૂર્વ-રંગ'થી પુસ્તકની શરૂઆત કરવામાં આવી છે, એ જીવનચરિત સમજવામાં ઉપયોગી બને એવું છે. ચરિત્રનાયક એક મહાપુરુષ તરીકે બહાર આવ્યા નથી, છતાં એમના લાંબા આયુષ્ય દરમિયાન એમણે વિદ્યાર્થી તરીકે, દેશી રાજ્યના એક નાના અમલદાર તરીકે, એક વેપારી તરીકે, તથા પાછળથી એક પ્રજા સેવક તરીકે, જે સ્વાર્થત્યાગ અને પુરષાર્થ બતાવ્યાં છે, તે સૌ માટે પ્રેરણાદાયી બને એવાં છે.

આપણા રાષ્ટ્રના ઘડતરમાં જે અનેક પુરૂષોએ પોતાનો હિસ્સો આપ્યો છે, તેમાં સ્વ. મથુરાદાસભાઈનો હિસ્સો ગણનાપાત્ર બન્યો છે, એ વાત આ પુસ્તકમાંથી વાચકો જોઈ શકશે. રાજકારણથી રંગાયેલા એમના જીવન પાછળ ઊંડી ધર્મ ભાવના રહેલી હતી. આ વાતની સાબિતી એમના અંતિમ દિવસો પરથી જોઈ શકાય છે. એમના પિતાની માફક ૧૮ દિવસનાં અન્ન-જળ-ત્યાગની પ્રતિજ્ઞા કરી સુખપૂર્વક દેહ છોડી ગયા, આ વાત એમના મનોબળની સાબિતી રૂપે છે.

જીવનચરિતના આ પુસ્તકને હું આવકાર આપું છું અને એના લેખક ભાઈઓને એ બદલ અભિનંદન આપું છુ.

●

—શ્રી. રવિશંકર મહારાજ

સૌથી પહેલીવાર ૧૯૨૨માં મારે દાદાને મળવાનું થયેલું. એ દિવસોમાં આણંદમાં પરિષદ હતી ને ત્યાં અમે ભેગા થયેલા. તેઓ વાડાસીનોર લડત માટે જવાના હતા. ત્યારે પહેલી જ મુલાકાતે, મારા મન ઉપર એવી છાપ પડી હતી કે, દાદા મર્દ માણસ છે, વ્યવહાર કુશળ છે. એ પછી તો જ્યારે જ્યારે સાબરકાંઠા પ્રદેશમાં દાદાની સાથે ફરવાનું થયું, ત્યારે ત્યારે નાનાં નાનાં ગામમાં સુદ્ધાં દાદા જે રીતે લોકોને ઓળખતા હતા, ને જે ઝીણી બુદ્ધિથી ગામે ગામ લોકોની સાથે કામ પાર પાડતા—તે જોયાં પછી, મને એમના માટે પૂજ્ય ભાવ જાગ્યો. વળી જેલમાં પણ એમના પરિચયમાં આવવાનું થયેલું. ત્યારે એમનાં ત્યાગ, સહનશીલતાનો વધુ પરિચય થયો.

શરૂથી 'જ્ઞાન' કરતાં 'શક્તિ' ઉપર મને વધારે આકર્ષણ રહ્યું છે. દાદામાં ઉપર કહી તે બધા પ્રકારની શક્તિ હતી. એથી જ ટૂંકા પરિચય છતાં મારા દિલમાં એમને માટે પૂજ્ય ભાવ રહ્યો છે.

•

—શ્રી. ભોગીલાલ લાલા

સ્વ મથુરદાસભાઈ સાદા સરલ, સાહસિક અને નીડર હતા. તેઓ ગરીબ કુટુંબમાં ઊછરેલા હોવા છતાં તેમનામાં બળવાન સેવાવૃત્તિ હતી. શરૂઆતમાં થોડો વખત તેમણે નોકરી કરી ત્યારે પણ તેમના દરેક કાર્યમાં જનસેવાની દૃષ્ટિ હતી. તે વખતના મહીકાંઠા એજન્સી (જેને હાલ સાબરકાંઠા જિલ્લો કહેવામાં આવે છે તે) માંના નાના મોટા રજવાડાના ત્રાસથી પ્રજાને પીડાતી જોઈ તેમનું હૃદય કકળી ઊઠ્યું; અને તેથી જ્યાં જ્યાં જરૂર પડી ત્યાં તેઓ પહોંચી ગયા અને પ્રજાને પડખે ઊભા રહી લડતો આપી. તેમણે ઈડર જેવા પહેલા વર્ગના મોટા રાજ્યને પણ નમાવ્યું. તેમણે આવી લડતોમાં પોતાની જાત ઘસી નાખી.

તેઓ સ્પષ્ટવકતા હતા. અધિકારીઓથી અંજાયા વગર તેઓ વિવેકથી પણ સ્પષ્ટ શબ્દોમાં પોતાને કહેવાનું હોય તે કહેતાં અચકાતા નહીં.

તેઓ ખંતીલા ને આગ્રહી હતા ને જે કામ હાથમાં લે તે પોતાનું જ ગણીને પાર પાડવા અથાગ પરિશ્રમ કરતા મને યાદ છે કે ગણોતધારાની અમુક કલમો સાબરકાંઠાના ખેડૂતોને લાગુ પડે નહીં તેવો તેમનો મત હતો. તેમણે દલીલો અને દાખલાથી પોતાનું મંતવ્ય સમજાવી આખરે માન્ય રખાવ્યું.

તેમની સામાજીક પ્રવૃત્તિ પણ અનેકવિધ હતી, જિલ્લાની વિવિધ સંસ્થાઓ તેની પ્રત્યક્ષ સાક્ષી પૂરે છે.

તેઓ સ્વભાવે સરળ, નમ્ર ને માયાળુ હતા. તેમણે કાર્યકર્તાઓનું એક સબળ જુથ તૈયાર કરી જિલ્લાની અનેકવિધ પ્રવૃત્તિમાં તેમને કામે લગાડયું.

તેઓ ધર્મપરાયણ પણ હતા. તેમની લાંબી માંદગીમાં તેમની આ વૃત્તિએ તેમને ખાસ સાથ આપ્યો. તેમણે માંદગીના દિવસો શાંતિથી અને પ્રસન્નચિત્તે કહાડયા.

જિલ્લાની પ્રજાના "દાદા" ગયા છે, પણ દાદા પોતે જ પાછળ જનસેવાની સુવાસ મૂકતા ગયા છે. તેમણે ચીંધેલા માર્ગે ચાલી દરેક કાર્યકર જનસેવાનું કાર્ય કરે તેજ દાદાની ખરી કાયમી યાદગીરી છે.

●

**- શ્રી. શાંતિલાલ શાહ**

સ્વ. શ્રી મથુરકાકાને મેં જોયા તો ઘણા જ મોડા, પણ સાબરકાંઠા વિભાગના કોંગ્રેસી પીઢ કાર્યકર તરીકે, તેમનુ નામ મેં અનેક વાર સાંભળેલું. હું જ્યારે કોંગ્રેસ પાર્ટીનો સેક્રેટરી હતો, ત્યારથી તેમનો પરિચય મને થવા લાગ્યો હતો. મોડાસાના સાર્વજનિક દવાખાનાના ડૉ. શ્રી રસિકભાઇને લીધે એ પરિચય વધ્યો. પણ જ્યારે તે ધારાસભામાં ચૂંટાઈ આવ્યા (અને સભામા હાજર રહેવા લાગ્યા ત્યારથી) એટલે કે ૧૯૪૭થી એ પરિચય વધવા લાગ્યો.

અને...મારા ઉપર એવી છાપ પડી કે, પૂ. ગાંધીજીના વખતના જૂના, ઘડાયેલા, પીઢ કાર્યકર જોવા હોય, તો તે મથુરકાકામાં જોઈ શકાય. તેમની સાદાઈ, ઝીણવટ અને કામ કરવામાં ઉત્સાહ અને ખંત ધ્યાન એંચે તેવાં હતાં.

સાબરકાંઠામાં રહીને વર્ષો સુધી, એમણે ત્યાંની પ્રજાની જે પ્રકારે સેવા કરી છે, તેની નોંધ લેતાં એ વાત ચોખ્ખી જણાઈ આવે છે કે, તેમણે લોકોનો પ્રેમ મેળવ્યો હતો. તેમને લોકો તરફ મમતા હતી, લોકોને તેમના તરફ મમતા હતી. ત્યાંની પ્રજાને મન, તેઓ સાચા અર્થમાં નેતા હતા—દોરનાર હતા.

એમના જીવનમાં બીજી વાત મેં એ જોઈ કે, તેમની આજુબાજુ કાર્યકરોનુ જૂથ ઊભું કરી શકતા, અને તેમની પાસેથી તેમની શક્તિ મુજબ પ્રકૃતિને ઓળખી કામ લઈ શકતા. કાર્યકરોનો ઉત્તમ ઉપયોગ કરી તેમણે એ વિભાગમાં રચનાત્મક કામ પણ ઠીક પ્રમાણમાં પ્રસરાવ્યું.

તેમના જવાથી સાબરકાંઠાએ એક પીઢ કાર્યકર ગુમાવ્યા છે, એટલું જ નહિ પણ, ગાધીજીએ જે અનેક નિઃસ્વાર્થી અને મૂક સેવકો તૈયાર કરેલા તેમાના એકને ગુમાવ્યા છે તેમની સુવાસ આજેય ત્યાંની પ્રવૃત્તિઓમા જોઈ શકાય છે.

# ભીષ્મ પિતામહ સમા

—શ્રી. બબલભાઈ મહેતા

જીંદગીભર અન્યાયો સામે ઝઝૂમનાર સ્વ. મથુરદાદાના જીવનની વિગતો ઉપર વિચાર કરીએ છીએ, ત્યારે જણાય છે, કે એમનુ પ્રેરક બળ હતું, ઈશ્વર વિષેની અનન્ય નિષ્ઠા અને કરુણાની ભાવના. પોતે સાવ સામાન્ય સ્થિતિમાં, એક પ્રાથમિક શાળાના શિક્ષક તરીકે જીવનની શરૂઆત કરી. પછી કારકુની કરી, ઠકરાતોમાં કારભારાં કર્યાં, મુંબઈમાં વેપાર રોજગાર ખેડયા અને નિશ્ચિત સમયે ગૃહસ્થાશ્રમ આટોપી લઈ, સંકલ્પ પૂર્વક સમાજ-સેવાના વ્યાપક ક્ષેત્રમાં ઝુકાવ્યું. જીવનરૂપી નાટકમાં જે જે પાત્રનો વેશ ભજવવાનો પ્રાપ્ત થયો, એ એમણે પ્રસન્નતાથી અને કર્તવ્યબુદ્ધિથી ભજવ્યો. એ ભજવતાં ભજવતાં એમને દુનિયાના ખાટામીઠાં અનેક અનુભવો થયા. જ્યાં જ્યાં અન્યાય થતો દેખાયો, ત્યા ત્યાં એક વીર યોદ્ધાની માફક એમણે પડકાર ફેંકયો, અને એ સામે અંત સુધી ઝઝૂમ્યા. કરુણાથી પ્રેરાયેલા એ આત્માને અન્યાયનો સામનો કરવા જતાં, કોઈ લાલચ કે ભય ખાળી શકતો નહોતો. એની સાથે સાથે જ "क्षमा वीरस्य भूषणम्" સૂત્રને પણ એમણે એમના જીવનમાં અનેક વખત ચરિતાર્થ કરી બતાવ્યું.

ગુલામી ટાળવા માટે, દેશસેવાથી પ્રેરાયેલા અનેક વીર પુરુષોએ, પોતાના કુટુંબ કબીલાની ચિંતા છોડીને જાનમાલ ન્યોછાવર કર્યા છે. અગર તો કુટુંબીજનોને રખડતાં મૂકીને પણ, દેશકાર્ય ખાતર જીંદગી ઘસી નાખવામાં ધન્યતા અનુભવી છે. પણ આ પુરુષે તો, બધી જાતનાં જોખમો મારની તૈયારી રાખીને, સંસારમાં સરસાઈ કરી બતાવી. એમણે વીરતાય બતાવી અને દેશ ખાતર ત્યાગ અને બલિદાનો ય આપ્યાં. સાથે સાથે કુટુંબીજનો પણ એમની શક્તિ અને વૃત્તિ પ્રમાણે વિકાસ સાધી શકે એવા વ્યવહારો ગોઠવ્યા. અને એ બધાં મારફત એમણે એમનો વાત્સલ્યભાવ, કાર્યકુશળતા અને વિવેક-બુદ્ધિનાં દર્શન કરાવ્યાં. કુટુંબ, ગામ અને પ્રદેશના વિકાસમાં એમણે આપેલો ફાળો, તેમજ એમના પ્રત્યે ગરીબ તવંગર સર્વ પ્રજાજનોનો તરવરતો સદ્ભાવ એની આજે પણ સાક્ષી પૂરે છે.

જીવનનાં વિવિધક્ષેત્રમાં જેમ એમની સાહસવૃત્તિ, વીરતા અને કર્તવ્ય-પરાયણતા ઝળકી ઊઠ્યાં, એમ એમની ધર્મ પરાયણ બુદ્ધિ અને દૈવી સંપત્તિનાં

લક્ષણો પણ દેખાયા વિના રહ્યાં નહિ. એનો કળશ ચડેલો તો આપણે જોઇએ છીએ એમની ઉત્તરાવસ્થામાં. ઈડર, વાડાસિનોર કે એવી બીજી નાની મોટી ઠકરાતોના અધિકારીઓના અસહ્ય જુલ્મોથી ત્રાસી ગયેલી પ્રજાની વહારે ધાવા માટે, એ અડધીરાતે પણ ઊઠીને બેઠા થતા. કોઈપણ ગરીબની પીડા એમની પોતાની પીડા બની જતી. એમાં નાત જાત કે ધર્મના સંકુચિત ખ્યાલો એમને આડે આવી શકતા નહિ. સાહસ કરનારા ઝનૂની યોદ્ધાઓ તો ઘણા હોય છે. પણ ધર્મચૂસ્ત અને ન્યાયી, ટેક ખાતર છેક સુધી અણનમ રહીને ઝઝૂમનાર, અને છતાં ધીરજપૂર્વક અને વ્યવહાર દક્ષતાથી ઊભા થયેલા પ્રશ્નનો યોગ્ય નિવેડો લાવવા સદાય તત્પર હોય એવા, આ મથુરદાદા જેવા પુરુષ તો બહુ ઓછા જોવા મળે છે. વારસામાં મળેલી ધર્મબુદ્ધિ અને દૈવી-સંપત્તિ એમણે સાચવી. એટલું જ નહિ પણ એમાં સ્વ–પુરુષાર્થ દ્વારા અભિવૃદ્ધિ કરી.

વૃદ્ધ વયે અને બીમાર શરીરે પણ એ ભારતના સ્વાતંત્ર્ય જંગે ચડતા. જેલના પરાધીન અને કષ્ટમય જીવન વચ્ચે પણ એમના મનની સ્વસ્થતા સાચવી રાખતા, અને કોઈ ઢીલા પડી ગયેલાને, એમની પ્રસન્ન મુખમુદ્રાથી અને ઉત્સાહવર્ધક વાણી પ્રસાદથી પ્રભાવિત કરીને, ટટ્ટાર બનાવી દેતા.

છેવટના પાચ, સાડા પાંચ વર્ષ સુધી મુત્રકચ્છના પીડાભર્યા દર્દ સાથે, પથારીમાં પડ્યા પડ્યા એમણે એક પ્રકારની તપસ્યા જ આદરી હતી. બાણ શૈયા ઉપર સૂતેલા ભીષ્મ પિતામહનુ ચિત્ર, એમને મળતી વખતે દરેક વખતે મારી નજર સમક્ષ ખડું થતુ હતુ. આવા અસહ્ય દર્દ વચ્ચે, ચિત્તની સમતા સાચવીને, એમની ધીરગંભીર વાણી વડે, નાનામોટા જે કોઈ આવે એને, મિત્ર ભાવે તેઓ અનુભવની વાણી સંભળાવતા અને ઊભા થયેલા કોયડાનો ઉકેલ સૂચવતા. પોતાનાં સ્પષ્ટ મંતવ્યો રજુ કરતા હોવા છતાં, બીજાઓ ઉપર પોતાનો આગ્રહ લાદતા નહિ. જાગૃત અવસ્થાનો ઘણોખરો સમય, શારીરિક વેદના વચ્ચે પણ તેઓ ઈશ્વર સ્તવન અને ઈશ્વર ચિંતનમા જ ગાળતા. એ કાળમા જ એમણે સમશ્લોકી લોકગીતા લખી. ભાવ અને વિચારથી ભરપૂર એવા સેંકડો મૌલિક ભજનો અને પદો રચ્યા. પોતાના જીવનમાં ભરેલો ભક્તિભાવ રેડીને, શ્રીમદ્ ભાગવતના આધારે પદ્યમાં "શ્રી કૃષ્ણ જીવન દર્શન" તૈયાર કર્યું, અને સાવ છેલ્લા દિવસોમાં, બ્યાસી વર્ષની ઉમ્મરે "ષોડશ ગ્રંથ"નો પદ્ય અનુવાદ કર્યો !

જીંદગીભર પ્રવૃત્તિમાં પડેલો યોદ્ધો અંતકાળે પણ નિવૃત્ત શી રીતે રહી શકે? પણ એમની પ્રવૃત્તિનુ વહેણ બદલાઈ ગયું. આવું વહેણ પણ કોઇથી એકાએક ઓછુ બદલી શકાય છે! જીવનભર કર્મયોગ સાથે જે ભક્તિ અને શ્રદ્ધાનુ ભાથું એમણે ભર્યું હતું, એ એમની વહારે ધાયું. એમાંથી જ છેક છેલ્લી ઘડી સુધી, સંકલ્પ બળ સાચવીને, અઢાર દિવસના ઉપવાસ કર્યા અને ધારેલે દિવસે, પ્રસન્ન ચિત્તે, શાંતિથી પોતાનો દેહ છોડયો. એમનો સમસ્ત યોગ સિદ્ધ થયો.

ભાઈ ભોગીલાલ ગાંધીએ સ્વ. મથુરદાદાનુ આ જીવનચરિત્ર લખીને ગુજરાતની જનતાની સેવા કરી છે. તેજસ્વી જીવન કેવુ હોય? એ બતાવવા માટે એમણે કોઈ મહાત્માનુ નહિ, પણ આપણા જમાનામા જ થઈ ગયેલા અને સ્વ પુરુષાર્થથી આટલી ઉચ્ચ કોટિએ પહોચેલા એક સામાન્ય જનનુ જીવન આલેખીને, આજની જુવાન પેઢી સમક્ષ, એક ઉન્નત જીવનનુ ઉદાહરણ પેશ કર્યું છે.

આ જીવનચરિત્ર સાથે એમણે આપણા સ્વાતંત્ર્ય સંગ્રામનુ આછુ ચિત્ર પણ વણી લીધુ છે, અને એની પાર્શ્વભૂમિકા સમજાવવા જતાં, ગુજરાતના ઈતિહાસની ટૂંકી છતાં અભ્યાસપૂર્ણ રેખા દોરીને, આ પુસ્તકને વિદ્વદ્જન ભોગ્ય પણ બનાવ્યું છે.

આવુ સુંદર પુસ્તક આપવા બદલ ભાઈ ભોગીલાલને હું હૃદયથી અભિનંદું છુ.



—શ્રી. કે. કે. શાહ

સાબરકાંઠાના કર્મવીર શ્રી. મથુરદાસ લાલજીભાઈ ગાંધી, જેમને અમે 'દાદા'ના વ્હાલસોયા નામથી જાણતા હતા, સાબરકાંઠા માટે યુગ પુરુષ થઈ ગયા, એનો ખ્યાલ ભાવિના ઈતિહાસકારને આવ્યા વગર નહિ રહેશે. જે શારીરિક અને માનસિક વિકાસનાં બીજ એમણે રોપેલાં, એનાં ફળ મળતાં બે એક દાયકા નીકળી જશે. પણ એ નિર્વિવાદ છે કે, સાબરકાંઠાના ઉજ્જ્વળ ભાવિનો પાયો એમના હાથે નંખાયો છે.

એમનું જીવનવૃતાંત જેટલું બોધદાયક છે, એટલુ જ સાધન વિહોણા ગ્રામવાસીઓને પ્રોત્સાહન આપનારું છે. મુશ્કેલી ભર્યા જીવનમાં નૈતિક ધોરણ

જાગવી રાખનાર ઘણા ઓછા માણસો હોય છે. અને નૈતિક ધોરણ ન જાળવનાર કદાચ આગળ વધે, તો પણ છેવટે નાસીપાસ થાય છે. એવો ખ્યાલ તો ઘણા ઓછાને આવે છે.

શિક્ષકના સંસ્કારી કુટુંબમાંથી મળેલા વારસાને, દાદાએ અનેકવિધ મુશીબતોનો સામનો કરી, જાળવી રાખ્યો અને દેશી રજવાડાની ગંદી રમતોમાં, પણ દૃઢનિશ્ચયી બની, સિધ્ધાંતવાદી રહ્યા, એજ એમની સફળતાનો સાચો આંક છે.

દેશસેવાની ઝંખનાને વ્યવહારિક દૃષ્ટિએ પહોંચી વળવા, તેમણે મુંબઈમાં ધંધો ખેડયો તો ખરો, પણ સમય પાકતાં એને સાધન બનાવી, મૂળ ધ્યેયને પહોંચી વળવામાં એમણે જરાયે પાછીપાની કરી નહિ એજ એક સાધક તરીકેના દૃઢનિશ્ચયી સ્વભાવનુ પાસું રજુ કરે છે.

પછાત સમાજની અંતર્ગત સમસ્યાઓ સમજી, એને વ્યવહારિક રીતે ઉકેલવા, એમણે અનેક સામાજિક સંસ્થાઓ વિકસાવી, ખાસ કરીને મોડાસા કેળવણી મંડળને પગભેર કરી એમણે વિકાસના દરવાજા સાબરકાંઠા માટે ખુલ્લા મુક્યા તે એમની દુરદેશી પણાનો પુરાવો છે

નિર્બળને જ્યાસુધી પોતાની શક્તિનું ભાન ન થાય, ત્યાં સુધી એને સબળ બનાવવાની આશા રાખવી નકામી છે એમણે જાતે જોખમ ખેડીને નિર્બળોને સબળ બનાવવા માટે અને એમની શક્તિનુ ભાન કરાવવા માટે નોકરશાહીનો સામનો કરેલો. એટલું જ નહિ પણ ગરીબોની પડખે રહી અન્યાયની સામે ઝઝુમેલા.

સાબરકાઠાના સંજોગો જાણનારા જ દાદાની અનેકવિધ સેવાઓની કદર કરી શકે. ને સાબરકાઠાના એક વતની તરીકે હુ માનુ છુ. સાબરકાઠાના જ્યોતિર્ધર ને કર્મવીર દાદાને શ્રદ્ધાંજલી આપતુ આ પુસ્તક પ્રજાના માનસમાં પલટો લાવવામા ઘણું જ ઉપયોગી થઈ પડશે.

## દાદાનું દર્શન

**—શ્રી. રમણલાલ સોની**

આડત્રીસ ઓગણચાલીસ વર્ષ પહેલાની વાત

અમે છોકરાઓ મહોલ્લાના ચોકમાં રમતા હતા, ત્યાં ભીંત પર ચોંટાડેલુ મોટું 'પોસ્ટર' જોઈ અમે તે વાચવા લાગ્યા. તેમાં મોટા અક્ષરે લખેલું હતું:

'અસહકાર'–એ મને બરાબર યાદ છે. અને મેં એનો અર્થ કરેલો: 'અ–સરકાર' એટલે કે, આ સરકાર નહિ જોઈએ!

એક જણે મેં કરેલા અર્થ પ્રત્યે અશ્રદ્ધા પ્રગટ કરી, ત્યારે મેં બેધડક કહી દીધું: 'મથુરભાઈને પૂછી જો જે! આજે એમનું ભાષણ છે, સાંભળજે!'

રાત્રે ભાષણ થયું. જાડી ખાદીની ટોપી માથે ઓઢીને મથુરભાઈએ ગાંધીજીની અને સત્યાગ્રહની વાતો કરી; બીજું તો હું બહુ સમજ્યો નહિ, પણ એમણે પરદેશી ખાંડ, ચા, કોરટના કજિયા વગેરે વિષે કહેલા શબ્દો આજે પણ તેવા જ યાદ છે. હિંદુ હૉટલનો અર્થ કરતાં તેમણે કહેલું: 'હિંદુ હો તો ટલ!' તેવી રીતે મુસ્લિમ હૉટલોમાંથી 'મુસ્લિમ હો તો ટલ!' —અમને બરાબર યાદ છે. ચાના બગીચાઓમાં થતા જુલમની વાત કહી, ચા છોડવાનું કહ્યું. પરદેશી ખાંડને બાસ્તા જેવી બનાવવા હાડકાંમાં ઘોવામાં આવે છે, તેમ કહી પરદેશી ખાંડ છોડવાનું કહ્યું.

અમારાં ઘરમાં તે વખતે ચા પેઠી નહોતી. મેં કદી ચા ચાખી નહોતી. નક્કી કર્યું કે એ ન પીવી, અને આજ દિનભર તે પીધી નથી. તેવું જ પરદેશી ખાંડનું. પરદેશી ખાંડ ન ખાવાનું નક્કી કર્યું, પણ થોડા જ દિવસોમાં માલમ પડયું કે, દેશી કહીને લોકો પરદેશી ખાંડ પીરસે છે, એટલે પછી ખાંડ નામે બંધ કરી, અને છ સાત વર્ષ ખાંડ ખાધી જ નહિ.

આ હું લખું છું, તે અમારા પર મથુરભાઈની વાણીની કેવી અસર થઈ તે બતાવવા. થોડા જ વખતમાં એ અસર ઘેરી બની, વધારે ઘેરી બની, અને મથુરભાઈ અમારે મન આદર્શનું શિખર બની ગયા!

તે વખતે તેઓ માત્ર 'મથુરભાઈ' હતા, અને ઘણાં ઘણાં વર્ષો સુધી તેઓ પ્રજાના લાડકવાયા 'મથુરભાઈ'જ રહ્યા છે. સને ૧૯૩૦ માં તેઓ જેલમા ગયા, ત્યારે તેમને વિદાય આપતાં હજારો સ્ત્રીઓએ ગાયેલું: 'જીતી સ્વરાજ વહેલા આવજો, મથુરભાઈ!'

એકવાર તેમણે પોતે મને કહેલું કે, મને કોઈ મથુરકાકા નથી કહેતું, મથુરભાઈ કહે છે. કારણકે ભાઈ કહેવામાં તેમને હું વધારે નિકટ લાગું છું.

વાત ખરી જ હતી. અને એ નિકટતા વધારે પાકી બની, ત્યારે આપોઆપ મથુરભાઈ જનતાના મથુરદાદા અથવા દાદા બની ગયા. જનતાને મન તેઓને માટે વચમાં 'કાકા'નો ગાળો આવ્યો નથી કહું તો ખોટું નથી.

દાદાની સાથેનો મારો પરિચય, મેં ઉપર ઉલ્લેખ કર્યો છે તેમ લગભગ ચાર દશકાનો છે. મોડાસાગામ નજીકમાં નજીકના રેલ્વે સ્ટેશન તલોદથી ત્રીસ

માઇલ દૂર, અને ચારે બાજુ દેશી રાજ્યોથી વીંટળાયેલું! ઉત્તરમાં અને પૂર્વમાં સો સો માઈલ સુધીનો પ્રદેશ રેલવે માટે 'અંધારા ખંડ' જેવો વિસ્તરેલો પડેલો—ન તેમાં બહારની દુનિયાનો પ્રકાશ પહોંચેલો કે ન નવા વિચારનું આંદોલન પહોંચેલું. મોડાસાનો વિદ્યાર્થી દસ–બાર વર્ષની ઉંમરે ગાડાનો પ્રવાસ ખેડી સાઠ માઇલ છેટે નડિયાદની હાઈસ્કૂલમાં ભણવા જાય—એની સરખામણીમાં આજે કલકત્તા ને કાશી તો ઘણાં નજીક છે! સરકારી નોકરોએ મોડાસાનું નામ જ 'આંદામાન' પાડેલું. એ 'આંદામાન'માં આવતા શરૂશરૂમાં દુઃખ, પણ પછી આંદામાનના જેવું જ અધિકારીઓને અહીં 'સ્વરાજ' હતું!

આવા પ્રદેશમાં મથુરભાઈ 'સ્વરાજવાળા' આવ્યા. તેની સાથે આવ્યા શ્રી મોહનભાઈ, મહોલ્લે મહોલ્લે સભાઓ થાય. જાહેરસભા ખુદ એક નવાઈની ચીજ હતી. મોહનભાઈ રાજ્યતંત્ર કેમ ચાલે છે તેની વાત કરે, થોડા સમજે, ઘણા ન સમજે! પણ એટલું સમજે કે, આટલી બધી જેને ખબર છે, આટલી બધી જેનામાં વિદ્યા છે તે, મુંબઈની નોકરી-ધંધો-વકીલાત બધુ મેલીને જેના માટે આવ્યો છે, તે 'સ્વરાજ' જરૂર બહુ કીમતી ચીજ હશે! મોહનભાઈ પ્રત્યે શ્રોતાઓનુ દિલ અહોભાવથી ભરાઈ જાય! અને મથુરભાઇ? એમની ધોકાણા જેવી ભાષા મોંમાંથી નીકળતાં નીકળતાં જ હૈયામાં સોંસરી ઊતરી જાય. લોકો કહે: 'વાત તો ખરી!' અને મોહનભાઈના ભાષણની નહિ સમજાયેલી વાતનોએ આમળો અહીં ઊતરી જાય. બધું સીધુંસટ થઈ જાય, બધી વાતનો મેળ મળી જાય!

સૌ કહે: 'મથુરભાઈ, અમે તમારી પાછળ! લાંબું અમે ના સમજીએ, તમે તમારે શુ કરવું છે તે કહી દો!'

મથુરભાઈ કહે: 'કરો વિલાયતી કાપડની હોળી!'

અને મહોલ્લે મહોલ્લે વિલાયતી કાપડના ઢગલા થયા, ને એની હોળીઓ થઇ એમા કંઇકના નવા નવા સૂટ બળ્યા, નવી નવી મખમલની ટોપીઓ બળી!

શંકાશીલ લોકો કહે: 'આમ સ્વરાજ આવશે? આમ અંગ્રેજો બીને રાજપાટ મેલી ભાગી જશે?'

મથુરભાઈ કહે: 'ગાંધીજી કહે છે તેમ કરીએ ને પછી જોઇએ! આજે તો આ સિવાય બીજો કોઇ જ રસ્તો કોઈને યે દેખાતો નથી. દેખતો માણસ એ જ એક છે—ગાંધીજી! એ આગળ અને આપણે એની પાછળ!'

ગાંધીજી પર મથુરભાઈને અવિચળ શ્રદ્ધા હતી. અને એ શ્રદ્ધા છેક છેવટ સુધી રહી.

નાનામોટા પ્રસંગોએ એ શ્રદ્ધાની કસોટી યે થતી. તમામ પ્રસંગે તેઓ અણીશુદ્ધ પાર ઉતરતા એવું કહેવાનો હેતુ નથી. પણ પ્રયત્ન પરત્વે તેઓ જાગૃત હતા, તે મારા અનુભવની વાત છે. મોડાસા કેળવણી મંડળના તેઓ સ્થાપક અને પ્રમુખ હતા. કેળવણી મંડળ તરફથી મોડાસા હાઈસ્કૂલ ચાલે છે. આજે એ સ્કૂલ સારા પાયા પર છે, પણ એ દિવસોમાં એને નભાવવા પાછળ વર્ષે દહાડે સારી ખોટ ખમવી પડતી. તેવે વખતે એક દરખાસ્ત આવી કે, આ હાઈસ્કૂલને 'ફલાણા ફલાણા હિંદુ હાઈસ્કૂલ' એવું નામ આપવામાં આવે, તો એક લાખ રૂપિયાનું દાન મળે? માત્ર હાઈસ્કૂલને 'હિંદુ' કહેવાની હતી. હિંદુ સિવાયનાઓને તેમાં પ્રવેશ બંધ કરવાનો નહોતો, પણ મથુરભાઈને એ વાત રૂચી નહિ તેમણે હાઈસ્કૂલને 'હિંદુ' બનાવવાની ના પાડી દીધી!

દાદાની ભાષા તળપદી અને અવાજ બુલંદ હતો. તેમનું શાળાનું ભણતર પ્રાથમિક સાત વર્ષથી આગળ વધેલું નહિ, પણ તેમનું વાચન બહોળું હતું. વાચન અને અનુભવના પરિણામે તેમને પોતાના વિચારો ભાષામાં વ્યક્ત કરવામાં મુશ્કેલી નહોતી થતી. ઊલટું તળપદાં દાખલા દૃષ્ટાન્તો અને ઉપમાઓથી તેમના વક્તવ્યમાં તાકાત આવતી, અને એ તાકાતનું તેમને ભાન પણ હતું. એકવાર મોડાસા મહાલના (આજના બાયડ તાલુકાના) મીમાંડા પર દારૂબંધીના પ્રચાર માટે કપડવણજ તાલુકાના ઠાકોરભાઈઓની જંગી સભા મળી હતી, તેમાં હું ને દાદા ગયા હતા. તે જમાનામાં લાઉડ-સ્પીકર હતુ નહિ. વક્તાઓ ગળું ખેંચીખેંચીને બોલે, પણ સભાના બીજા છેડા સુધી ભાગ્યે જ એમનો અવાજ પહોંચતો, ને કદાચ પહોંચે તો એકધારો ટકે નહિ. આવે વખતે સભામાં ગરબડ થાય એ સ્વાભાવિક છે. પછી ઊભા થયા દાદા, ને થોડી જ વારમાં તેમણે આખી સભાને કબજે કરી લીધી— ગરબડ કરનારા શ્રોતાઓ એમની વાતમાં હોંકારો ભણવા લાગી ગયા!

આવું તો ઘણીવાર જોવા મળ્યું છે. ઈડર પ્રજાકીય મંડળ તરફથી મુંબઈના ગવર્નરને એક મેમોરેન્ડમ પેશ કરવાનું હતું. મથુરભાઈ અંગ્રેજી જાણે નહિ, અંગ્રેજી જાણનાર મિત્રો ઘણા, પણ પોતાને કહેવું છે તે જ, બરાબર તે જ રીતે કહેવાશે કે નહિ, એની એમને ચિંતા. તેથી આખું યે

મેમોરેન્ડમ એમણે જાતે ગુજરાતીમાં લખી કાઢ્યું, ને વકીલને બતાવ્યું. વકીલે તે વાંચી કહ્યું, 'બિલકુલ બરાબર!'

ઇડર પ્રજાકીય મંડળની ચળવળ મથુરભાઈનાં ભાષણોએ અને લેખોએ જ ઊભી કરી આપેલી. સામાના મન પર અસર કરવાની, સમભાવ જગાવવાની એમનામાં વિલક્ષણ તાકાત હતી. ગમે તેવી અટપટી વાતને પણ તેઓ સરળ બનાવી શકતા, ગમે તેવી વિકટ પરિસ્થિતિને પણ જો સહજ સ્વાભાવિક ગણી કાઢવી હોય તો તેમ કરતા, અને સામાના મન પર પણ તેવી છાપ ઉઠાડતા. આથી ઊલટું, અતિશય સામાન્ય વાતને પણ જો, સામાને આંજી નાખવા ધાર્યો હોય તો તેઓ 'ઘોર ગંભીર' બનાવી દેતા. જનતાના માનસનો તેમનો અભ્યાસ ઊંડો હતો, અને સાચો હતો. તેના પરિણામે, એના પ્રવાહને પોતાની મનધારી રીતે વાપરવાની તેમનામાં તાકાત આવી હતી. એ તાકાતનો તેમને ખ્યાલ હતો, અને તેનો તેમણે હંમેશાં સદુપયોગ કર્યો છે.

સરકારી કોરટોના બહિષ્કારની ચળવળે મથુરભાઈને જ કોરટ જેવા બનાવી દીધેલા. કેટલાયે નાનામોટા કજિયા એમની પાસે આવતા, અને તેનુ તેઓ કુનેહથી સમાધાન કરાવી આપતા.

એકવાર આવા એક કજિયા વખતે હું હાજર હતો. કજિયાનુ સમાધાન થયું, ત્યારે તેમાંનો એક પક્ષ બોલ્યોઃ 'હું મણ મકાઈ કબૂતરોને નાખીશ!'

તરત મથુરભાઈએ કહ્યું: 'ભાઈ, કબૂતરોનુ પેટ ભરાયું, પણ માણસોનુ? માણસો કેટલા ભૂખે મરે છે! કેટલાં દુઃખે રિબાય છે!'

અને પેલાએ માણસો માટે યે પોતાનો હાથ લંબાવ્યો.

આમ દાદામાં માનવતાની દૃષ્ટિ હતી. જેને જનતાનુ કામ કરવું છે, તેનામાં આ દૃષ્ટિ એ પાયાની વાત છે, એ વિના કોઇપણ પ્રશ્નનું સ્વરૂપ તેને સમજાય નહિ, અને તે વિષે ચોક્કસ નિર્ણય પર તે આવી શકે નહિ દાદા ઘણીવાર કહેતા કે, કોન્ગ્રેસને ગાંધીજીએ જનતાની બનાવી, તે આ માનવતાના જોરે! અને અંગ્રેજોને બદલે હિંદીઓના હાથમાં સત્તા આવે, એટલા માટે નહિ, પણ ભારતનો એકેએક માણસ સુખી થાય, ભારતનુ એકેએક ગામ સ્વયંશાસિત બને એટલા માટે! પારતંત્ર્ય જેમ એક આપત્તિ છે, તેમ માનવી માનવીને શોષે, પીડે, ધુત્કારે, તે પણ આપત્તિ છે. એ આપત્તિની સામે ગાંધીજીએ કોન્ગ્રેસને ઊભી કરી. જનતાની પીડાનો પોકાર કોન્ગ્રેસ દ્વારા ગાંધીજીએ પ્રગટ કર્યો, અને દેશના લાખો હાથપગને તેનો ઉપાય કરવા માટે

યોજ્યા. આ માનવતાના પાળ પર કૉન્ગ્રેસ જનનાની બની છે. તેમાં કોઈ નાનું નથી, કોઇ મોટું નથી. બધા એક જ કુટુંબના છે, દરેક પોતપોતાના સ્થાન પર રહીને પોતાનું કર્તવ્ય બજાવે એટલે એ મોટા !

દાદાના આ શબ્દોની સાથે પૂજ્ય સરદારના બે બોલ યાદ આવે છે: 'અલ્યા, શું ચાલે છે તારા ગામમાં ? હજી ત્યાં લાઠીમાર–ગોળીબાર સંભળાયો નહિ ?' આમ કહી હેતથી પીઠ પર હાથ મૂકે, ત્યારે જીવડો રમણે ચડે કે—

મારા શરીર પર જો ગમે તો ગોળીઓ વરસાવિજો !
રે, જો ગમે તો જીવતો ભોંમાં મને ભંડારજો !

તે વખતે થાય કે ફટાફટ ગોળીઓ કેમ છૂટતી નથી? આવડા મોટા દેશવ્યાપી યજ્ઞમાં અમે હોમાઈ કેમ જતા નથી?

આવા વાત્સલ્યની આજે ખોટ પડી ગઈ છે, તેવું દાદા ઘણીવાર કહેતા.

દાદાએ એકવાર પૂ. રવિશંકર મહારાજ, એમને ત્યાં પધાર્યા ત્યારે બહુ દર્દ સાથે કહ્યું હતું (તે વખતે તેઓ પથારી વશ હતા) કે, 'આજે આ છોકરાઓને થાબડનારું કોઇ નથી. કોઈ કદી એમ પૂછતું નથી કે, ભાઈ, તારે ત્યાં કેમ ચાલે છે? તારું કેમ ગબડે છે? વર્ષોનાં વર્ષો આમ ચાલ્યાં જાય છે, અને કૉન્ગ્રેસ અધિક ને અધિક એક અમલદારી સંસ્થા જેવી બનતી જાય છે. મેં શ્રી ......ને......બાબત કાગળ લખ્યો, પણ તેમણે મને તેનો જવાબ સુદ્ધાં ન આપ્યો ! મને કાગળ લખવામાં તેમને નાનમ લાગી હશે ! દુઃખ તે હવે કોને કહેવું ! મારી આ દશા છે, તો બીજાઓનું શું હશે! મને લાગે છે કે, કૉન્ગ્રેસની નબળાઈ એ સત્તાનું વાહન બની તેમાં છે. બાકી સેવકોમાં વળી કોઈ મોટો શું, નાનો શું ! બધા પ્રેમથી હળોમળો, એકબીજાના સુખદુઃખ પૂછો જાણો ! તમે જરીક મમતા દેખાડશો તો છોકરાં તમારા માટે મરી પડશે. અને એવા મરી પડનારાઓની કૉન્ગ્રેસને આજે પહેલાં કરતાં વધારે જરૂર છે. કારણકે આજે દેશને શ્રદ્ધાથી દોરનારાઓ જોઈએ છે. તેવે વખતે, અરસપરસ શ્રદ્ધા નહિ હોય, તો કોણ કયા બળે જીતશે ને જીવશે ?'

આઝાદીની લડતનાં વર્ષોમાં દાદાએ મોડાસા પ્રદેશમાં કૉન્ગ્રેસનો ઝંડો ફરકતો રાખવા ઓછી જહેમત નથી કરી. આખા ઈડર પ્રદેશમાં, મોડાસાની કૉન્ગ્રેસ સમિતિ દ્વારા તેઓ કામ કરતા હતા. તે વખતે મોડાસા સિવાય બીજાં પણ મોટાં ગામોમાં કૉન્ગ્રેસ સમિતિઓ સ્થાય અને આઝાદીની

લડતના મંડાણ થાય, તે માટે તેમણે કોશિશ કરી હતી. પણ તેની કેટલીક જગાએથી નિર્લજ્જ મશ્કરી કરીને તેમને પાછા કાઢવામાં આવ્યા હતા: 'અમારે છોકરાને ભીખ મગાવવા નથી? સ્વરાજ વગર અમે બહુ મજામા છીએ?' અને જ્યારે સ્વરાજ આવ્યું, ત્યારે સ્વરાજ વગર જેઓ મજામાં હતા, તેઓ સ્વરાજની મજા માણવા દોડી આવ્યા! આ વાત કરતા દાદા એકવાર ખૂબ હસેલા. કહે: 'વાણિયા વગર રાવણનું રાજ્ય ગયું!' એ કહેવત વાણિયાએ જ બનાવેલી છે, એની મને ખાતરી થઈ ગઈ! સિપાઈ ઓટલે ચડયો, તો કહેશે: ફેરવી તોળ! નમતું જોખ! આમ નમતું જોખીને, ફેરવી તોળીને જાત સાચવી એણે! અંગ્રેજોના વખતમાં અંગ્રેજોની સેવા કરી, જમીનો લીધી, માનચાંદ લીધા, ને ધનપતિ થયા. હવે કોન્ગ્રેસના તડમાં લાડુ દીઠા કે એ ભાણા પર આવીને બેઠા જ છે!

આવી બાબતમાં કોઈ કોઈ વાર એમનો પુણ્યપ્રકોપ બહુ જાગી ઊઠતો. દાદા ગુસ્સે થાય એ પણ જોવા જેવું હતું. એમની સાથે કામ કરનાર તરફ કોઈ આગળી ચીંધે, એ એમનાથી સહન થતું નહિ. ભૂલ હોય તો લાખવાર બતાવો, બતાવવાની રીતથી બતાવો, પણ દાદાના દેખતાં તમે એને ઊંચોનીચો કરવા માગતા હો, તો તેમાં દાદા દિવાલની પેઠે વચમા ખડા થઇ જવાના! કાર્યકરોનો એ હંમેશાં બચાવ જ કરતા એવું નથી. તેઓ બહુ જાગૃત નેતા હતાં. કયા કાર્યકરમા કેટલી તાકાત છે, અને કોનામાં કેટલી ગુંજાશ છે, કેટલી નબળાઇ છે, દોષ છે, તેની તેમને બરાબર ખબર રહેતી એને માટે તેઓ એને વખતે આવે લડતા-વઢતા, સમજાવતા, પણ કદી એને ઉતારી પાડતા નહિ! અને કોઇ ઉતારી પાડવાનું કરે, તે એમનાથી સહન થતું નહિ! તેવી જ રીતે કાર્યકરોમાં સંસ્થા પ્રત્યેની નિષ્ઠા નહોય, સિદ્ધાંત પ્રત્યે શ્રદ્ધા નહોય તો, તેઓ એની બરાબર ખબર લઇ નાખતા. કોન્ગ્રેસ સત્તાધારી બની, એટલે એના વહેણમાં આસાનીથી સફર કરવા નીકળી પડનારાઓની મોટી સેના ચારે બાજુ દેખાવા લાગી હતી કોન્ગ્રેસનાં દ્વાર સૌને માટે ખૂલ્લાં હતાં. પણ દાદાને માટે કોન્ગ્રેસના સિદ્ધાંતો યે એટલા જ ઉઘાડા હતા. તેઓ સાબરકાંઠા જિલ્લા કોન્ગ્રેસના પ્રમુખ હતા, હું મંત્રી હતો—લાલાકાકા અને કાનજીકાકાના હુકમને અવગણી ન શકવાથી મારે મોડાસા છોડી હિંમતનગર રહેવા જવું પડયું,—દાદાની સાથે જ હતો. તેઓ અડવાડિયાનું ભાથું બાંધી લાવતા, સવારસાંજ દૂધમાં નાખી તે ખાઇ લેતા, ને આખો દિવસ કોન્ગ્રેસનું કામ કરતા. આ તપસ્યા હતી, પણ વાતાવરણનો

રંગ ઝડપથી બદલાતો હતો દાદા એ જોતા હતા નિષ્ઠાવાળા કાર્યકરોનુ જ દળ ઊભુ કર્યા વિના કોન્ગ્રેસને દઢ નહિ બનાવી શકાય, એવું તેઓ જાણતા હતા. તેથી તેમણે તે માટે સખ્ત પરિશ્રમ કરવા માંડયો હતો. પણ એ પરિશ્રમ જ એમની સામો થયો અવાજ ઊઠયો કે દાદા ઘરડા થયા છે, એમણે હવે કોન્ગ્રેસનું સુકાન છોડી દેવું જોઇએ. જે માણસ ભાંગેલી તબિયતે પણ જેલમાં જતા કે દુઃખ સહેતાં નાસીપાસ થયો નહોતો, તેને હવે દિલમા આઘાત થયો. ભાંગેલી તબીયત વધારે ભાંગી, ને પથારીવશ બની ગયા.

પથારીવશ રહેવા છતા યે હંમેશ તેમણે કોન્ગ્રેસની ચિંતા કરી છે, જનતાની ચિંતા કરી છે. તેઓ સાથેસાથ એવુ માનતા હતા કે, કોન્ગ્રેસ જીવશે તો દેશ જીવશે. એટલે કોન્ગ્રેસમાં અશુદ્ધિ પેસે, તક–સાધુતા પેસે, સત્તા–લોભ પેસે, તો તેથી તેમને બહુ દુઃખ થતુ. આ દુ.ખ એ સાધારણ દુ ખ નહોતું. એક વાર તો એકની વાત કરતાં એમની આંખોમાથી ટપટપ પાણી પડવા માંડયુ હતું.

તેમની સાથે સાબરકાંઠાના દૂર દૂરના ગામડામા કરેલી દોડા દોડીઓ અને ઉજાગરાઓ આજે યાદ આવે છે લોકોની સાથે વાત કરવાની રીત તેમનામાં ઉત્સાહ અને શ્રદ્ધા પ્રેરવાની તેમની સતત કોશિશ–કોઇને પણ મદદ રૂપ થવાનો તેમનો જાગૃત પ્રયત્ન! અને છતા કોઇને ખોટું વચન આપવાનુ નહિ, પ્રલોભન દેખાડવાનું નહિ, સારૂં લગાડવા માટે 'હા ભાઈ હા' કરવાનુ નહિ, વાડાબધી કરવાની નહિ, પીઠ પાછળ વાંકું બોલવાનું નહિ, અને જે કરવાનું હોય તે જ કહેવાનુ, અને જે કહેવાનું તે પ્રમાણે કરવા માટે છેલ્લી ઘડી સુધી પ્રયત્નશીલ રહેવાનું! એકવાર એક ગામના લોકો આવી અમને કહે: દાદા, ફલાણા...અમારા ગામમા આવ્યા, ત્યારે એમણે અમને નિશાળ માટે ..રૂપિયા આપવાનુ કહેલુ તે લેવા એમનો ઊમરો ઘસી ઘસીને અમારા જોડા ફાટી ગયા, ને મોટરના ભાડામા જ એટલી રકમ તો અમે ખરચી નાખી!

દાદા શાંતિથી સાભળી રહ્યા તેમને માટે આ દુખદ ખબર હતા, પણ આવુ બને છે, તે એમનાથી અજાણ્યુ નહોતું તેમણે કહ્યુ 'બીજુ તો હું શુ કહું, ભાઈ, લે આ ચીઠ્ઠી!'

તે જ વખતે તેમણે પોતાના તરફથી અમુક રકમ એ લોકોને આપી દીધી, કારણ કે એમનુ સૂત્ર હતું કે, 'દાનમા ઉધારો નહિ! દેવુ તો તરત

દેવું! આપણે દઈ દઈને શું દઈ વાળીએ છીએ, તે કાલે આવજો, કોક દહાડો આવજો, એમ કહીએ!'

દાદામાં વ્યાપારીની કુનેહ હતી જ. અને એ કુનેહનો એમની જાહેર સેવાઓને પણ ઘણો લાભ મળ્યો છે. એકવાર કેળવણી મંડળની એક મીટીંગ ચાલતી હતી, ત્યા ખબર આવ્યા કે અમુક જમીનનું વેચાણ થાય છે. તરત સભા છોડીને દાદા ઊઠયા, ને એ સ્થળે પહોંચી ગયા. જમીનના સોદામાં એમણે ભાગીદારી કરી, જમીન લીધી, અને થોડા જ વખતમાં એ જમીન વેચી કાઢી. એમાંથી તારવેલો હજારોનો નફો મોડાસા મહિલા મંદિરને અર્પણ કરી દીધો!

દાદાએ મોડાસા મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે તથા, તેની કમિટિઓના ચેરમેન તરીકે સેવાઓ આપી છે. તે વખતે મ્યુનિસિપાલિટી સરકારી અંકુશ હેઠળ હતી, એટલે એમાં સતત ઘર્ષણ રહ્યા જ કરતું. પણ શ્રી. મથુરભાઈ, શ્રી. મોહનભાઈ અને શ્રી. શંકરકાકાએ તેના કામકાજમાં આપેલો ફાળો ઓછો ગણનાપાત્ર નથી અસ્થાને છતાં, અહીં એક વાત કહી નાખું. (બીજે કદાચ તે કહેવાની તક મળે, ના મળે!) શ્રી. મહમદ ખાનજી તે વખતે સુધરાઈના સરકાર નિયુક્ત સભ્ય હતા સરકારના ટેકાથી સુધરાઈના પ્રમુખ ચૂંટાયા હતા, છતાં જ્યારે સરકારે હિંદુ-મુસલમાનોનાં મતદાર મંડળો અલગ કર્યાં; ત્યારે તેમણે તેનો જોરદાર વિરોધ કરેલો! એ વિરોધના કાગળો મારા હાથે લખાયેલા, અને તેમાં એક કાગળ મુબઈના ગવર્નરને પણ લખાયેલો! મહમદ ખાનજી માનતા હતા કે, હિંદુ મુસલમાનોને જુદા પાડવાનું સરકારનું આ પગલું બિલકુલ ખરાબ છે! જ્યારે મુસ્લિમ લીગની બધે બોલબાલા હતી, તે વખત હતો એ! દેશના રાજકારણમાં કોમી ઉગ્રતા ભૂંડામાં ભૂંડા રૂપે પ્રગટ થઈ, ત્યારે પણ મોડાસામા હિંદુ મુસલમાન વચ્ચે કડવાશ દેખાઈ નથી. એ મોડાસાના બંને કોમના આગેવાનોની કુનેહને કારણે. કહે : ગામનો કજિયો ઘરમાં ન આણવો, તો દેશનો કજિયો ગામમાં શુ કરવા આણવો?

દાદાનો શરીરનો બાંધો મજબૂત હતો, તેઓ શરીર શ્રમ સારો ઊઠાવી શકતા હતા. અને એથી જ તેઓ લગભગ ત્રણ દશકા સુધી શારીરિક વ્યથાથી પીડાતા રહ્યા, છતા હિંમતથી દર્દની સામે ઝૂઝતા રહ્યા હતા. દર્દની પરવા કર્યા વગર તેઓએ વખતો વખત લાંબા પ્રવાસો કર્યા છે. અને કલાકોના કલાકો સુધી એક બેઠકે કામ કર્યું છે. છેલ્લા વર્ષોમાં તેઓ પથારીવશ જ રહેલા, તે છતાં યે તેઓ સારો એવો વખત વાંચનમાં,

લેખનમાં અને વાર્તાલાપોમા ગાળતા. તેમની પથારી પાસે જાણે દરબાર ભરાયો હોય તેવુ દ્રશ્ય વિરલ નહોતું. તેમાં સામાન્ય માણસથી માંડીને જિલ્લાનો મોટામા મોટા અધિકારી હોય. કોઈ સલાહ માગવા આવે, કોઈ મદદ માગવા આવે, કોઈ ઘરનો કે કુટુંબનો કજિયો લઈને આવે, તો કોઈ "સારે જહાન કી ચિંતા" પ્રગટ કરવા આવે!

આમે દાદાને ધાર્મિક પુસ્તકોનું વાચન તો હતું જ, પણ પથારીવશ બન્યા પછી તેમણે એ વાચનને ખૂબ વધાર્યું અને મનન દ્વારા ઊંડું બનાવ્યું. પછી તો ઊંડા કૂવામાથી પાણીની સરવાણી ફૂટે, તેમ એંશી વર્ષે દાદાના દિલમાથી કવિતા સ્ફુરી. કેટલાક દિવસથી અમે જોતા કે દાદા એકલા એકલા કંઈક ભજનો જેવુ ગાયા કરે છે. પછી તો એક દિવસ એમણે મારા હાથમા એક નોટબુક મૂકી, મને આશ્ચર્યચકિત કરી નાખ્યો જોયું તો દાદાએ ગીતાને ગુજરાતી પદ્યમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો હતો તેઓ એકલા એકલા જ ગણગણતા તે ભજનો પણ તેમાં હતા, અને તે તેમણે જ રચેલા હતાં!

તેમણે કહ્યું: મને અનુષ્ટુપની સમજ નથી પડતી. એનું બંધારણ મને સમજાવ? અને આ લખેલું છે તે જોઈ આપ? તું પાસ કરે તો હું આગળ લખું, નહિ તો આટલેથી બસ!

આખું યે લખાણ હું વાંચી ગયો. છંદમા ક્યાં કંઈ જાતની ભૂલો પણ હતી, તેની અમે ચર્ચા કરી, અને દાદા બોલી ઊઠયા: 'સમજાઈ ગયું', આ તો સહેલું છે!'

અને પછી તો દાદાએ કવિતામાં ઘણુંઘણું લખ્યું.

અમે જ્યારે એ લખાણ છપાવવાની સૂચના કરી, ત્યારે દાદા કહે: 'મેં તો એ મારા માટે લખ્યું છે અહીં પથારીમાં પડયો છુ, ત્યારે આ રીતે ભગવાનનું નામ લઉં છુ. એ છપાવેલું કોને કામ લાગવાનું છે?'

છતાં અમે એ છપાવ્યું, અને તેનો સારો આદર પણ થયો.

આવું છે દાદાનું જીવન માનવમાં કોઈ પરિપૂર્ણ નથી, તેમ દાદા પણ નહોતા, કોઈ ભૂલ દોષ વિનાનું નથી, તેમ દાદા પણ નહોતા કોઈ અમર નથી, તેમ દાદા પણ નથી! પણ જેવું છે એવું દાદાનુ જીવન અનેકને માર્ગદર્શક બને તેવું છે. સાબરકાંઠાના ધનિદાસના પ્રસાદનું એ એક સીમા ચિહ્ન છે, અને અંતીમ ચરણોનું એમનું જીવન તો એક 'ઊર્મિ કાવ્ય' (લિરિક) જેવું છે.

દાદાની એ પુણ્યસ્મૃતિને શ્રદ્ધાભક્તિભરી અંજલિ અર્પી મારું કથન સમાપ્ત કરું છું.

—શ્રી. હરિલાલ મ. ગાંધી

પૂજ્ય દાદાશ્રીના જીવનને વિંટળાઈ રહેલ પ્રસંગો અને તેની પૂર્વ ભૂમિકા તથા પ્રદેશનું તે સમયનું વર્તમાન અને તેના પૂર્વ ઈતિહાસનું સચોટ બયાન કરતા આ પુસ્તકના પ્રકાશનથી બીજા કોઈને જે આનંદ થાય તેના કરતા સ્વાભાવિક રીતે જ મને વધારે આનંદ છે. પૂજ્ય દાદાશ્રી તો ગયા. સમય વીતે તેઓ ભૂલાઈ પણ જશે. નવી પેઢી મોટી થશે, ત્યારે કદાચ કશુ પણ નહિ જાણે. છતાં પૂજ્ય દાદાશ્રીનાં કાર્યો એની જીવંત સાક્ષી રૂપે, જીલ્લાનો વિકાસ, જરાપણ ઊંડાણ અને ધીરજથી વિચારનાર હરકોઇને નજરે ચઢયા વગર નહિ રહે, પૂ. દાદાશ્રીની સ્મૃતિ તાજી કરાવ્યા વગર નહિ રહે. આ પુસ્તક એ કાર્યોને વ્યવસ્થિત રીતે રજૂ કરનાર એક ચિત્રપટ સમાન છે.

# કેટલાંક મુક્તકો

બુદ્ધિ સ્થિર કરું મારી, પ્રભુના સત્સ્વરૂપમાં
પછી ધ્યાન ધરી તેનું, સૂર્ય તેજ સમો બનું.

× × ×

પ્રભુના તેજની માંહે, સર્વભૂતો ભળી જતા;
સાગરે સરિતા પેરે, સર્વે તેમાં ભળી જતા.

× × ×

અહં શત્રુ હણો મારો, સર્વકર્તા હરિ, તમે;
સર્વ વાણી વડે વદું, કરો કૃપા તમે મને.

× × ×

મહાભાગી મહાજ્ઞાની, પ્રભુ દાતાર છો તમે.
સુણી સ્તુતિ ધસી આવો, ચૂકતા ના કદી તમે.

× × ×

નથી શત્રુ નથી બંધુ, નિયંતા તમને નથી;
પ્રભુ ઇચ્છો તમે મૈત્રી, જીતે સંસાર યુદ્ધમાં.

× × ×

ચેતાવો મનનો અગ્નિ, સ્થિર કરી સુબુદ્ધિ છે;
અંધકાર મટે જ્ઞાને, પ્રકાશે જ્ઞાન અંતરે.

× × ×

પ્રભુ હું બાળ તારો તે, એક ભાવે ભજું તને.
ભજું વાણી વડે ઈશ, કૃપા તારી થજો મને.

× × ×

હે સર્વેશ તમે મારો, આત્મપોકાર સુણજો;
આવ્યો હું શરણે આપ, તો આયુ સુખ આપજો

× × ×

દક્ષ ને સમર્પ પ્રભુ, મને દક્ષ બનાવજો.
સમ્યક્ દર્શનિયાં કરતાં, જીવનને નિભાવજો.

× × ×

વજ્રધારી હરિની હું, કામનાએ કરું સ્તુતિ.
વિશ્વાસ છે મને પૂરો, શત્રુના કરો સિદ્ધ.

સ્વાર્થે સાધુ અને મૂઢો, દુશ્મનો નિજ આત્મના;
પ્રભુના જ્ઞાનથી છેટા, સંગ તેનો કરો નહી.

× × ×

સત્ય એ સંપદા સાચી, શોક હરતા સનાતન,
અસંગો પાપના ટાળે, જગાડે લોકમાનસ.

× × ×

ધેનુ સરસ્વતી દેવી, દુગ્ધ જ્ઞાન સનાતન,
દિવ્યાત્મા દોહતા તેને, જ્ઞાને તૃપ્ત કરો અને

× × ×

જ્ઞાનની પાંચ ઈંદ્રિયો, તે સાથે જ્ઞાન લોકનું,
દીન થૈ વીનવે તેઓ, વે પ્રકાશિત કરો વિભુ

× × ×

જ્ઞાને પ્રભુગુણો સુણે, કરે દર્શન આંખથી,
અન્ય અંગ સ્તુતિ પૂજ્ય, કરી દીર્ઘજીવી થતા

× × ×

નથી મોટો નથી નાનો, સર્વને સરખા ગણો,
સહુ યત્ન કરો સાથે, પર ઐશ્વર્ય પામવા,
સૌનો પિતા પ્રભુ મોટો, સૌનું કલ્યાણ તે કરે
મરુતો પ્રકૃતિ માતા, વર્ષાવે સુખ સર્વને.

× × ×

મારા કાન અને ચક્ષુ, ચોદિશે ભમતા ફરે
જ્ઞાનજ્યોતિ વસે ઉરે, તેય સ્થિર રહે નહિ
વિચારે મનડું દોડે, શું કરવું હરિ હવે,
મને ના સૂઝતું કાંઇ, ઈશ દયા કરો તમે

× × ×

પ્રભુ દર્શન શા માટે, દેતા નથી મને તમે,
પડે સમજ ના તેની, પ્રભુ કૃપા કરો મને

× × ×

એક જ ઈશને જ્ઞાની, સંબોધે બહુ નામથી
ઇંદ્ર અગ્નિ વરુણાદિ, સ્તુતિ એક જ ઈશની

× × ×

[૩૨]

સર્વ સ્તુતિ-ફળે, તેને, જાગતો, જન જે રહે,
ઇચ્છતો પ્રભુએ તેને, તેનો મિત્ર બની રહે.

× × ×

નદી ભરી શિલાઓથી, વહેતી જાય વેગથી,
તરી પાર જવું તેની, સૌ સાથે બળ વાપરો.
પાપ વસ્તુ તજો માંહી, સામી પાર કલ્યાણની
જતાં પાર તરી સામે, બળ આનંદ જ્ઞાન છે.

(ગે. વા.) મથુરાદાસ ગાંધી

# ૧: પૂર્વ-રંગ

## [ઐતિહાસિક-સાંસ્કારિક-સામાજીક ભૂમિકા]

### સંદર્ભ સાહિત્ય


પુરાણોમા ગુજરાત (ઉમાશંકર જોષી)
ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ભા ૧ (રત્નમણીરાવ જોટે)
સંશોધનને માર્ગે (કે કા. શાસ્રી)
Gujarati Language & Literature vol I, II (N. B Divetia)
ગુજરાતનો મધ્યકાલીન ઇતિહાસ (દુર્ગાશંકર કે શાસ્રી)
ભારતીય સંસ્કૃતિની ગુજરાત પર અસર ,,
ગુજરાતના તીર્થસ્થાનો ,,
ગુજરાતનો ઇતિહાસ ખંડ ૧-૨ (મા અબુ ઝફર નદવી)
ભારતકા મધ્યકાલીન ઇતિહાસ (ગૌરીશંકર ઓઝા)
ઇડરના પ્રાચીન સ્થાપત્યો (પંઢરીનાથ ઇનામદાર)
મુસ્લિમ રિયાસત (ગો. વા દેસાઇ)
ગુજરાતનો ઇતિહાસ (ગો હા પટેલ)
મહીકાંઠા ડિરેક્ટરી —
ગુજરાત સર્વસંગ્રહ (કવિ નર્મદાશંકર લાલશંકર)
રાસમાળા ભા ૧ ૨ (કર્નલ ફાર્બસ)
રાજસ્થાન ભા ૧ (કર્નલ ટૉડ)
શ્રી. કોટ્યર્કતીર્થ (મૂલજી નાથજી કોઠારી)
શામળાજી (ર પી સોની)
શ્રી ઉમાકાંત ગાંઢના શિષ્ય સંગ્રહના લેખો

## ઐતિહાસિક

મોડાસા પ્રદેશના એક કર્મવીરની જીવનકથાના આરંભમાં આ આ પ્રદેશનો 'પૂર્વરંગ' રજૂ કરવાનો આ પ્રયાસ છે.

અલબત્ત, આ પ્રદેશનો કોઈ કડીબદ્ધ અને સૈકાંવાર પ્રાચીન ઇતિહાસ ક્યાંય નોંધાયો નથી. પરંતુ, કોઈ પ્રજા–તેના ઉદ્‌ભવ અને વિકાસ વિનાની હોઇ શકે? તો જ એ પૂર્વરંગ–ઇતિહાસ વિનાની હોઈ શકે. 'ઇતિહાસ' એટલે રાજાની વંશાવળીઓ અને એમની લડાઈઓ–આ ખ્યાલ તો હવે સદંતર દૂર થયો જ છે. અને ઇતિહાસ એટલે આખી પ્રજાના વિકાસમાં 'ઇતિ હ આસ'='આવું બન્યું હતું'–તે તવારીખઃ આવો અર્થ વ્યાપક બન્યો છે.

આમ તો, ભારતની પ્રજાનો અને તેના પ્રદેશનો ઇતિહાસ (તેના વ્યાપક અર્થમાં) પણ આજે તો વ્યવસ્થિત રીતે ઉપલબ્ધ નથી. ત્યાં નાના નાના પ્રદેશોનું તો પૂછવું જ શું? અને છતાં–કોઇને કલ્પનામાં ય ન આવે એવા એક અકસ્માતમાંથી ભારતના ભવ્ય ભૂતકાળની (આર્યો પૂર્વેની સુવિકસિત સંસ્કૃતિની) નક્કર તવારીખનું એક ઉજ્જવળ પ્રકરણ હાથ આવી ગયું હતું!

બન્યું તો એવું હતું કે, ૧૯૨૨–૨૩ નાં વર્ષો દરમ્યાન સિંધમાં રેલવે લાઈન નાખવા માટે ખોદકામ ચાલી રહ્યું હતું. ત્યાં અચાનક પુરાણી ઈંટો નીકળી. ભીંતોની ભીંતો ને ખંડિયેરનાં ખંડિયેર નીકળ્યાં!

અલબત્ત, એમાંનો ઘણો બધો ભાગ તો, અબુધ અમલદારોએ રેલવે લાઇન નાખવામાં તોડીફોડી વાપરી નાખ્યો હતો; પડોશના પ્રદેશના રહેવાસીઓએ ઘર–છાપરાં બાંધવાના કામમાં લઈ લીધો હતો. પાછળથી એની ગંભીરતા એક બંગાળી કર્મચારી સ્વ. રાખાલદાસ બેનરજીને સમજાઇ, ને ખોદકામ બંધ કરાવ્યું. એ પછી તો દેશી–વિદેશી સંશોધન–નિષ્ણાતોએ વરસો લગી જહેમત ઉઠાવી.

સિંધના આ 'મોહેં જો દડો' તથા લાહોર–મુલતાન રેલવે ઉપરના 'હડપ્પા'નાં ખંડિયેરો નીચે દટાઇને પડેલી નગરીઓના ઉત્ખનન–સંશોધને ભારતની અતિ પ્રાચીન સંસ્કૃતિ પર નવો જ અણકલ્પ્યો પ્રકાશ પાથર્યોઃ આર્યો ભારતમાં આવીને વસ્યા તે પૂર્વે આ પ્રદેશમાં એક અતિ સુવિકસિત સંસ્કારી પ્રજા, નગરો અને કિલ્લા બાંધીને વસતી હતી; આર્યોએ

તેમની સામે ભીષણ યુદ્ધો આદરી વિજય પ્રાપ્ત કર્યો. પરંતુ તેમની ભાષા, દેવ-દેવીઓ, રિતરિવાજો, અને કલા કારીગરી આદિનો વારસો વિજેતા આર્યોએ અપનાવી લીધો. ને આર્ય-અનાર્ય સંસ્કૃતિના સંમિલનમાંથી આજે આર્ય સંસ્કૃતિ રૂપે પ્રતિષ્ઠિત બનેલી ભારતીય સંસ્કૃતિનો ઉષઃકાળ આરંભાયો.

ઋગવેદમાં આવતાં 'દસ્યુ' પ્રજાનાં વર્ણનો, એમની સાથેના ભીષણ સંગ્રામનાં વર્ણનો તથા ઇતર ઉલ્લેખોનો હવે આ સંશોધન પછી તાળો મળ્યો છે. અલબત્ત, હજી ત્યાંની ભાષા-લિપિ ઉકેલી શકાઇ નથી; તે ઉકેલી શકાશે ત્યારે તો અનેક ગણો વધારે પ્રકાશ પડશે એ નિશ્ચિત છે.

આ સંશોધનોને અંતે એ વાત સ્પષ્ટ થઈ છે કે ભારતીય સંસ્કૃતિ જગતની અતિ પ્રાચીન અને ભવ્ય સંસ્કારિતાઓ (ઈ. સ. પૂર્વે ૩૫૦૦ની આસપાસની) મીસર, મેસોપોટેમિયા, ઈરાન વગેરેની સમકાલીન છે; અને એમની સાથેનો ભારતનો તે સમયનો ઘનિષ્ટ સંબંધ પ્રસ્થાપિત થયો છે.

## ૧: ઐતિહાસિક મહત્ત્વ

તમામ પ્રાચીન પ્રજાઓનો વણલખાયો ઈતિહાસ એ દેશની પ્રજાના દેહ-સૌષ્ઠવ અને જીવન-વ્યવહારમાં, ભાષા અને લોકસાહિત્યમાં, શિલ્પસ્થાપત્ય અને તામ્રપત્રોમાં, કલાસર્જનો, રિતરિવાજો અને ઉત્સવોમાં, વેશ-ભૂષાઓ અને આભૂષણોમા, આચાર-વિચારમાં, નામો-અટકો અને જ્ઞાતિઓમાં સચવાઈને પડ્યો જ હોય છે.

મોડાસા પ્રદેશમાં કેવળ ગુજરાતના જ નહિ, ભારતના ઈતિહાસની છૂટી છવાઇ અને છતાં મહત્ત્વની અનેક કડીઓ સંતાઇને સચવાઇને પડી હોવાનું જણાય છે.

સ્વ. શ્રી રત્નમણિરાવ જોટે 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ, ભા-૧ (પૃ. ૫૪) માં લખે છેઃ

> "ઘણા દેશોના ઇતિહાસમા ભ્રમણયુગો તો આવ્યા હશે, પરંતુ ગુજરાતના ઇતિહાસમા જેટલા ભ્રમણયુગો આવ્યા છે એટલા ને એવા ભ્રમણયુગો કોઈ દેશના ઇતિહાસમા ભાગ્યે જ આવ્યા હશે. પંજાબમાંથી ઘણા પરદેશી આક્રમણો હિંદમા આવ્યા છે, પણ પંજાબમાં આર્યજાતિની વસ્તી મોટે ભાગે કાયમ રહી છે.. એજ પ્રમાણે વધતા ઓછા પ્રમાણમા બીજે

પ્રાંતોમાં અને દેશોમાં થયું છે. પરંતુ ગુજરાતમાં જાતિઓની જેટલી વિવિધતા છે તેટલી ભાગ્યે બીજી કોઇ જગાએ હશે...."

"ગુજરાતની ભૂમિએ ઘણા ભ્રમણયુગો જોયા છે. ઘણી જાતિઓ (races) ને ગુજરાતે આશ્રય આપ્યો છે. ઘણી જાતિઓ ગુજરાતમાં આવી છે, વસી છે, અને વસ્તીમાં મળીને ઓતપ્રોત થઇ ગઇ છે. ઘણી જાતિઓ ગુજરાતમાં થઇને જમીન કે દરિયા માર્ગે દેશાવરોમાં જતી રહી છે; ઘણી દેશાવરોમાંથી આવીને ગુજરાતમાં વસી છે કે ગુજરાતમાં થઇને હિંદુસ્તાનમાં પ્રસરી છે. દરિયા કિનારાને લીધે અને વેપારના પ્રાધાન્યને લીધે અનેક દેશાવરોની સાથે આવજા અને આપલેના ગાઢ સંબંધને લીધે ગુજરાતે આ સ્થિતિ ભોગવી છે. એજ કારણને લીધે રાજ્યોના ત્રાસથી નાઠેલા લોકોએ પણ ગુજરાત મારફતે આવજા કરી છે."

આ વિધાન કેટલું બધું સાચું છે!

સિંધુ સંસ્કારિતા ( ઈ. સ. પૂર્વે ૩૦૦૦ થી ૨૫૦૦ ) ની અસર સૌરાષ્ટ્ર-કચ્છ અને ગુજરાતના ધોળકા તાલુકા સુધી ( લોથલ આવશેષો ) વિસ્તરેલી તો સાબિત થઈ છે, અને હજી ઘણી વધુ શકયતાઓ મનાય છે. પરંતુ આર્યોનુ પોતાનું જ આગમન ( ઈ. સ. પૂર્વે ૨૦૦૦ થી ૧૮૦૦ ), યાદવો ( ઇ. સ. પૂર્વે ૧૬૦૦ થી ૧૫૦૦ ), ગ્રીક-યવનો ( સિકંદરના જમાનાથી ), શકો-ક્ષત્રપો (ઈ. સ. પૂર્વે ૧૮૦), ઇરાની પહેલવીઓ (ઈ. સ. ૧ લી સદી), હૂણો-મૈત્રકો-ગુર્જરો ( ઈ. સ. ની ૫ સદી આસપાસ) વગેરે કેટકેટલી જાતિઓ અને પ્રજાઓનો સંપર્ક પશ્ચિમ ભારતને અને ગુજરાતને આદિકાળમાં જ થઇ ચૂકયો છે. એ પછીય, આરબો (૭ મી સદીથી), પારસીઓ (૮ મી સદી), પઠાણ-મોગલો (ઈ. સ. ૧૦૦૦ થી), અને ત્યાર બાદ મુસ્લિમ સામ્રાજ્યના સમયમાં અનેક નાની મોટી પરદેશી જાતિ સમૂહો, અને ત્યાર બાદ, યુરોપી પ્રજાઓ (ડચ, ફ્રેન્ચ, પોર્તુગિઝ, અંગ્રેજ વગેરે) સાથે ગુજરાતનો ઘનિષ્ટ સંબંધ રહ્યો છે.

ખાસ નોંધવા જેવી હકીકત એ છે કે, આ બધી જાતિઓ અને પ્રજાઓ આર્યેતર (બિન-આર્ય) છે; અને તેમની સાથેના લોહી અને આચાર વિચારોના પ્રચુર સંમિશ્રણમાંથી ગુર્જર સંસ્કારિતાનું પોષણ થયું છે, ને ઘડતર થયું છે. ગુજરાતી પ્રજા અને સંસ્કારિતા સમૃદ્ધ બની છે.

આ બિન-આર્ય આગંતુકોનો સૌથી વધુ સંપર્ક ઉત્તર ગુજરાતને ફાળે આવ્યો છે, એ અને નોંધ યોગ્ય છે.

સ્વ. પ્રો. નદવી (ગુજરાતનો ઇતિહાસ ખંડ. ૧: પા. ૭) જણાવે છે તે મુજબ આ બધી જાતિઓને માટે ગુજરાતમાં આવવાના સાત માર્ગો રહ્યા છે: બે દરિયાઇ માર્ગો: કચ્છનો અખાત અને ખંભાતનો અખાત; ઉપરાંત જમીનમાર્ગો પાંચ: તેમાં, જે બાજુથી મોહમદ તઘલખ દક્ષિણમાં થઇ ગુજરાત આવ્યો હતો તે ખાનદેશ, અને મરાઠાઓ જ્યાંથી આવ્યા તે નર્મદાનો માર્ગ. આ ઉપરાંત જે ત્રણ મુખ્ય માર્ગો છે, તે ગુજરાતની ઉત્તર સરહદોના છે: જેમ કચ્છના અખાતમાંથી ગ્રીકો આવ્યા, તેમ કચ્છના રણદ્વારા મહમદ ઘોરી આવ્યો હતો; ને મહમૂદ ગજનવી પાછો ગયો હતો; તો આબુ પર્વતની ખીણને માર્ગે આર્યો અને ગુજ્જરો આવ્યા હોવાનું અનુમાન થાય છે; અને મહમદ ગઝનવીએ આ માર્ગે ચઢાઇ કરી હતી એ ઇતિહાસ પ્રસિદ્ધ છે.

પરંતુ, સાતમો માર્ગ તે ઉજ્જૈન–ઉદેપુર–ડુંગરપૂર–ઇડર–શામળાજી મોડાસાનો પ્રવેશમાર્ગ. અલ્લાઉદ્દીન ખીલજીના સમયમાં ઉલૂગખાન ડુંગરપૂરની ખીણમાંથી પસાર થઇ મોડાસા આવ્યો હતો, તે તો ઇતિહાસ સિદ્ધ છે. આ માર્ગ મુસ્લિમ રાજ્યકાળ દરમ્યાન National Highway (Caravan route) રહ્યો છે એટલુંજ નહિ, આદિ કાળથી વિદિશા (ભિલસા–ઉજ્જૈન) થી તે યુગના વેપાર–કેન્દ્ર ભરૂચ જવા માટેનો આ ધોરી માર્ગ હોવાનો સંભવ છે. શામળાજીનું તો પુરાણ કાળથી સંસ્કાર અને વેપાર કેન્દ્ર તરીકે મહાત્મ્ય રહ્યું જ છે. (આ વિષે આગળ ઉપર જોઈશું)

## ૨: પ્રાદેશિક એકતા

ગુજરાતની ઉત્તર–પૂર્વ (ઇશાન) દિશાએ આવેલો ઇડર–મોડાસા પ્રદેશ મારવાડ–(રાજસ્થાન)–ગુજરાતની સરહદનો મહત્ત્વનો પ્રદેશ છે. આજે આપણે 'મારવાડ' અને 'ગુજરાત'ને જુદી ભાષા અને સંસ્કારિતાવાળા ભિન્ન પ્રદેશો તરીકે જાણીએ છીએ. પરંતુ ઉત્તર ગુજરાતનો પ્રદેશ (આબુ સાહિતનો) પુરાણકાળમા ને ઐતિહાસિક યુગમાંય મારવાડ–રાજસ્થાન સાથે સંલગ્ન રહ્યો છે.

બલ્કે, આજથી ૧૦૦૦ વર્ષ પૂર્વે ય જે પ્રદેશ 'ગુજરાત' (અથવા તે પ્રકારના) નામે ઓળખાતો હતો, તે પ્રદેશમા બહુધા મારવાડ–ઉત્તર ગુજરાતનો

સમાવેશ થતો હતો. આજના મધ્ય તથા દક્ષિણ ગુજરાતના પ્રદેશો જુદા ઘટતો તરીકે જુદા નામે ઓળખાતા હતા.

'પુરાણોમાં ગુજરાત' નામક સંશોધન ગ્રંથમાં શ્રી. ઉમાશંકર જોષીએ આને અંગે કેટલીક મહત્ત્વની બાતમી આપી છે—

પુરાણકાળમાં જે પ્રદેશ આનર્ત ને નામે ઓળખાતો હતો, તેમાં જ ઉત્તર ગુજરાત અને સૌરાષ્ટ્રનો સમાવેશ થતો હતો. કેટલીકવાર 'આનર્ત' અને સૌરાષ્ટ્ર એવા બે નોખા ઉલ્લેખો પણ મળે છે. અને 'આનર્ત'ની સરહદ ઉત્તરે આબુ, પશ્ચિમે કાઠિયાવાડ, પૂર્વે માળવા અને દક્ષિણે મહી અને ખંભાત તથા લગભગ નર્મદાના કાંઠા સુધીની હોવાનું સ્વ.શ્રી. આનંદશંકર ધ્રુવ માને છે. અને મહી અને તાપી વચ્ચેનો ખાનદેશ સહિતનો પ્રદેશ 'લાટ' નામે ઓળખાતો હતો, એમ પણ જણાય છે.

પરંતુ બધાં પુરાણોમાં 'આનર્ત'નો નામોલ્લેખ નથી. અને ત્યારે સૌરાષ્ટ્ર અથવા તો માળવામાં તેનો સમાવેશ કરવામાં આવ્યો જણાય છે.

તો વળી, પશ્ચિમનો આખો દરિયાકાંઠો એટલે કે ગોવા–કોંકણથી પ્રભાસ સુધીનો પશ્ચિમ કાંઠો અપરાન્ત નામે ઓળખાતો. જુદાં જુદાં પુરાણોએ કોંકણથી કચ્છ–સિંધ સુધીના આખા દરિયાકાંઠા અથવા તેમાંના ઓછાવત્તા અંશ માટે 'અપરાન્ત' નામ વાપર્યું છે.

અને ભરૂચથી સુરતના દરિયા કાંઠાના પ્રદેશને અનૂપ કહેવામાં આવતો હોય એમ જણાય છે.

ઇતિહાસ કાળમાં પ્રવેશીએ છીએ ત્યારે, 'અપરાન્ત'માં પ્રથમ તો, વિન્ધ્ય પડખાના આકાર–અવન્તિ (પૂર્વ-પશ્ચિમ માળવા), ખંભાત–અમદાવાદ–વડનગર–પાટણને આવરી લેતો 'આનર્ત', પછી 'સૌરાષ્ટ્ર,' પછી આનર્તની ઉત્તરનો 'શ્વભ્ર' (સાબરમતી ઉપર વાસનો પ્રદેશ), પછી તેની એટલે આબુની ઉપરનો 'મેરુ' (મારવાડ), પછી મરુની પશ્ચિમે સહેજ દક્ષિણે 'કચ્છ,' તે પછી ઉત્તરે 'સિન્ધુ,' સિન્ધની ઉત્તરે 'સૌવીર,' પશ્ચિમે 'કુકુર' (પૂર્વ રાજપૂતાના), અને દક્ષિણ પંજાબને સ્પર્શે એ રીતના પ્રદેશોનો સમાવેશ થાય છે અને મરુની ઉત્તરે 'નિષાદ'નો ઉલ્લેખ મળે છે.

સ્વ. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' માં જણાવે છે (પા. ૧૮) તે મુજબ—

મહાભારત, પુરાણો, કામસૂત્રો વગેરે પ્રાચીન સસ્કૃત સાહિત્યમા ભારતના દેશનામ ગણાવતા ગુર્જર દેશનો ઉલેખ નથી મળતો વળી નાસિકી પુન પુનુમાવીના નાશિકના ઈસ બીજા શતકના અને સમુદ્રગુપ્તના ૪ થા શતકના ઉત્કીર્ણ લેખમા પણ ગણાવેલા દેશ નામોમા ગુર્જરનો ઉલેખ નથી

શ્રી સાકળીઆએ બતાવ્યા મુજબ, પાછળથી જેને ગુર્જરદેશ કહેવ છે તેનો ઉલેખ 'મરૂકચ્છ' તરીકે થયેલો છે, અને પાચમા શતક પહેલાના લેખોમા ગુર્જરનો ઉલેખ નથી, ત્યાર છઠ્ઠા શતક પછીના લેખોમા પુષ્કળ ઉલેખ છે

ગુર્જરો વિશે જેનો ચોક્કસ સમય જાણી શકાય છે તેના બે ઉલેખો જૂનામા જૂના છે એક છે ઇ સ ૬૩૦–૪૦ ની આસપાસનો બાણ કવિનો, જેમા એ કહે છે કે પોતાના આશ્રયદાતા સ્થાણ્વીશ્વરના રાજા હર્ષવર્ધનના પિતા પ્રભાકરવર્ધને ગુર્જરોને ઉજાગરા કરાવ્યા હતા (**हूणहरिण केसरी गूर्जर प्रजागर.** હર્ષચરિત) તો વળી સ્વ રત્નમણિરાવ (ગુ સા ઈ) જણાવે છે તે મુજબ આજ અરસામા ઇ સ ૬૪૦–૪૧ મા યુવાન શુઆગ (ચીની પ્રવાસી) હિંદમા આવ્યો હતો એણે વલ્લભી સાથે પશ્ચિમ હિંદના કેટલાક ભાગોનુ વર્ણન કર્યું છે વલ્લભીને એ 'ફલપી'* [ Fa-la-pı ] કહે છે અને વલ્લભીની ઉત્તરે 'કીઉચેલો' ( Kıu-che-lo ) એવો ઉલેખ 'ગુર્જર' માટે અને એમની રાજધાની ભિનમાલનો ઉલ્લેખ 'પીલોમોલો' (Pı lo-molo) એવા નામથી કરે છે

એટલે કે 'ગુર્જર રાજ્ય' આબુથી વાયવ્ય દિશામા ૪૦ માઇલ દૂર આવેલા ભિનમાલ અથવા શ્રીમાન નગરમા હતું એમ જણાય છે આ ભિન્નમાલ યા શ્રીમાલ હાલ મારવાડના રેતીના રણમા આવેલુ નાનકડુ ગામ છે

ઇમ્પીરીઅલ ગેઝેટના લેખકના જણાવ્યા મુજબ શરૂમા ગુજરાત નામ અજમેર અને સાભર તળાવના ઉત્તર પ્રદેશને માટે વપરાતુ હતુ

શ્રી દુર્ગાશકર શાસ્ત્રીના મત અનુસાર ગુર્જર જાતિનુ રાજ્ય ઉપરના (ઉત્તરના) પ્રદેશમા થવાથી એ પ્રદેશને ઈ સ ૬ ઠ્ઠા શતકની આસપાસમા

* યુવાન શુઆગનુ મોલપો એ વ નગર ભરૂચ કચ્છ વલ્લભી મહી અને માળવાની વચ્ચેને પ્રદેશ જેના ઉપર વલભીના ધ્રુવભટ્ટ ના કાકા શીલાદિત્યનુ રાજ્ય હતુ (ગુ મ રા ઈ પૃ ૪૫)

ગુર્જર દેશ કે ગુર્જરત્તા નામ મળ્યુ અને એ પ્રદેશના રાજાઓ પણ ગુર્જર રાજા કહેવાવા લાગ્યા × × ×

ઇ સ ના ૭ મા શતકમા હાલના ગુજરાતનો કોઈ ભાગ 'ગુજરાત' નહોતો કહેવાતો વિક્રમના છેક ૯–૧૦ મા શતક સુધી ય ગુર્જર દેશ કે ગુર્જરત્રના જેવુ નામ હાલના ગુજરાત માટે નહોતુ વપરાતુ એટલુ જ નહિ, પણ વિ સ ના ૭ મા શતકથી ૧૦ મા શતક સુધી, ભિન્નમાલ અને એની આસપાસનો પ્રદેશ—ઘણું કરીને હાલના જોધપુર રાજ્યના ઉત્તર જિલ્લાઓથી આરભી મારવાડનો ભાગ 'ગુર્જર દેશ' કહેવાતો હતો

૨૧ શ્રી નરસિહરાવ દીવેટીઆના મત મુજબ—

'ગુર્જરત્રા મડળ' એવો ઉલ્લેખ ૮ મી સદીના કાલજરના લેખમા પ્રથમ પ્રાપ્ત થાય છે અને ત્યાર બાદ, 'ગુર્જરત્રા ભૂમિ' ગુર્જર પ્રતિહાર ભોજદેવના દૌલતપૂરાના (ઈ ૮૪૪ ના) તામ્રપત્રમા ઉલ્લેખિત છે, બાદ ઈ સ ૮૬૨ મા કક્કુકના ઘટયાલ પ્રાકૃત લેખમા 'ગુર્જરત્તા' શબ્દનો ઉલ્લેખ છે (આશરે ઇ સ ૯૦૦ મા રાજશેખરના સમયમા અત્યારનુ ગુજરાત 'લાટ' નામે ઓળખાતુ ) ત્યારબાદ, ઈ સ ૧૦૩૦ મા અરબ પ્રવાસી અલબરૂનીએ 'ગુજરાત' (જયપુર નજીકના બજાન એટલે કે નારાયણ નગરને પાટનગર ગણાવ્યુ છે ) નો ઉલ્લેખ કર્યો છે

આ બધા ઉલ્લેખો મુખ્ય વે ભિન્નમાલ પ્રદેશને લગતા જણાય છે

આ પછી, ઇ સ ૧૨૧૬ મા એટલે કે સિદ્ધરાજની 'દેવપટ્ટણ' પ્રશસ્તિમા 'ગુર્જરત્રા' નો ઉલ્લેખ ફરી વાચવા મળે છે અને ઈ સ. ૧૨૨૩ મા જૂના ગુજરાતી કાવ્ય 'વિસલદેવ રાસો' મા પ્રથમવાર નામ જોવા મળે છે શ્રી. કે કા શાસ્ત્રીનુ માનવુ એવુ છે કે, 'વિસલદેવ રાસો' મા વપરાયેલ 'ગુજરાત' નામ નિશ્ચિતરૂપે આનર્ત અને લાટ બન્ને પ્રદેશોને માટે વપરાયેલુ હશે જ સોરઠને જુદો ગણ્યો છે 'ઇમદ સોરઠ ચારી ગુજરાત (સ મા પા ૧૨)

આજ અરસામા ઇટાલિયન મુસાફર માર્કોપોલો (૧૨૫૪–૧૩૨૪) ના વર્ણનમા પણ જોવા મળે છે

ત્યારબાદ, રેવત ગિરિરાસ (ઈ સ. ૧૨૭૭) મા ગુર્જરધરા, ગુર્જર દેશ તથા પ્રાકૃતમાન 'આબુરાસ' (ઇ સ ૧૨૩૩ મા, તેમજ સમકાલીન

પ્રબંધકોશ ગ્રંથમાં ' ગુર્જરદેશ ' તથા 'પુરાતન પ્રબંધ સંગ્રહ' (ઈ. સ. ૧૨૩૪) પૂર્વેમાં "બાપુડલી ગુજરાત," પ્રભાચંદ્ર સૂરિકૃત ' પ્રભાવક ચરિત ' નામક સંસ્કૃત ગ્રંથમાંના અપભ્રંશ દુહામાં ' ગુજરાત ' શબ્દ વપરાયેલો જોવા મળે છે.

આ બધી માહિતીઓ તથા તે ઉપર થયેલી ભરપૂર ચર્ચાઓમાંથી આપણે નીચે મુજબ મુદ્દા તારવી શકીએ છીએઃ

૧. પુરાણકાળમાં મરુભૂમિ (મારવાડ) અને આજના ઉત્તર ગુજરાતના પ્રદેશો એક સાંસ્કારિક એકમ તરીકે અસ્તિત્વ ધરાવતા હતા. પરંતુ ત્યારે ગુજરાત જેવું નામ કોઈ પણ પ્રદેશને માટે વપરાતું ન હતું.

૨. પરદેશી ગુર્જર પ્રજા ભારતમાં ૫મી સદી દરમ્યાન પ્રવેશીઃ અને પંજાબ, માળવા, મારવાડ અને ગુજરાતમાં તેણે તેનાં થાણાં નાખ્યાં. પરંતુ તેનું પ્રજાવાચક ગુર્જરનામ છેક ૬ઠ્ઠી સદી (૬ઠ્ઠી–૭મી સદી)થી જે પ્રદેશને માટે પ્રથમ વપરાયાનો ઉલ્લેખ મળે છે તે પ્રદેશ મુખ્યત્વે મારવાડ–(ઉત્તર ગુજરાત સહિતનો) પ્રદેશ હતો.

૩. સોલંકી યુગમાં ' ગુજરાત ' નામે ઓળખાતા પ્રદેશમાં આજના મધ્ય ગુજરાતનો સમાવેશ થઈ ચૂક્યો જણાય છે.

   (૧) ભિન્નમાળમાંથી ચાવડા ખસી પંચાસરમાં સ્થિર થયા ત્યારથી એ નામ ઉત્તર ગુજરાતમાંથી થતું થતું સમગ્ર પ્રદેશને લાગુ પડયું જણાય છે ( સં. મા. પા. ૧૩ )

   (૨) આચાર્ય હેમચંદ્ર જણાવે છે તે પ્રમાણે ચૌલુકયો (સોલંકી)ના સમયમાં તે નામ છેક ભિન્નમાળાના પ્રદેશથી નીચે પ્રચારમાં આવી ગયું હતું. ( સં. મા. પા. ૧૩ )

૪. મુસ્લિમ યુગ દરમ્યાન આજના દક્ષિણ ગુજરાત સહિતના પ્રદેશનો ગુજરાતમાં સ્થાયી સમાવેશ થયો ગણાય.

છેક ઈ. સ ૧૪૫૬ માં રચિત ઉમદા દેશદાઝનું મહાકાવ્ય 'કાન્હડદે પ્રબંધ'માં 'ગુજરાત,' 'ગુજરાત દેશ,' 'ગુજર ધરરાઇ,' 'ગુજર'–આ પ્રકારના ભૂમિ સૂચક શબ્દોનો પ્રયોગ વારંવાર ( કુલ ૧૩ વખત ) આવે છે. તેમાં 'ગુજરાત' થી 'સોરઠ' ને જુદો પાડેલો છે. 'લાડ' અને 'સિન્ધુદેશ' ને જુદા ગણાવ્યા છે. એટલે કે ગુજરાતની ભૂમિમાં મધ્ય ગુજરાતનો સમાવેશ તે કરતો નથી, એમ લાગે છે. સિવાય કે, એવું પ હોઈ શકે કે દક્ષિણ

ગુજરાત માટે વપરાતા આવેલા 'લાટ' શબ્દનો તેણે કેવળ પરંપરાગત ઉપયોગ કર્યો હોય.

## ૩ : ભાષાકીય એકતા

ગુજરાતી ભાષાના વિકાસની દૃષ્ટિએ વિચારતાં ય મારવાડ અને ઉત્તર ગુજરાતની એકતા બહુ લાંબો સમય સુધી નજરે ચઢે છે.

ગુજરાતી ભાષાનો ઉદ્ભવ શૌરસેનીમાંથી થયો છે. અને તેની અપભ્રંશમાંથી હાલની ગુજરાતી ભાષાનો જન્મ થયો છે એ સુવિદિત છે.

ઈ. સ. ૧૦૦૦થી ૧૪૦૦ સુધીમાં રાજસ્થાન–ગુજરાતની ભાષા સ્થાનિક છાયા ભેદો સિવાય એક સરખી હતી; તથા ઈ. સ. ૧૪૦૦ની–સાલથી આ છાયા-ભેદો વધુ સ્પષ્ટ થતા ગયા છે. અને પરિણામે તેમાંથી ક્રમશઃ **મારવાડી** (જોધપુર પ્રદેશ), **મેવાડી** (ઉદયપુર), **માલવી** (માળવા) અને **ગુજરાતી** (ગુજરાતની) નો વિકાસ થયો છે.

પરંતુ, સ્વતંત્ર ગુજરાતી ભાષાનો જન્મ ૧૬ મી સદીના આરંભથી થયો છે, એવું શ્રી. નરસિંહરાવ દીવેટિયાનું વિધાન છે. તેઓ તો બેધડક રીતે જણાવે છે કે ('ગુજરાતી લેન્ગ્વેજ એન્ડ લિટરેચર' પુ. ૨ પા. ૧૨૯)—

"હું એમનો એક નથી કે જેઓ માતૃભાષા પ્રત્યેની ગેરવ્યાજબી ભક્તિથી દોરાઈને એવું વિધાન કરે છે કે ગુજરાતી ભાષા હેમચંદ્રના સમયથી શરૂ થઈ છે..." તેમના મત અનુસાર—

* ગુજરાતી નામ, કેટલેક અંશે છૂટછાટ આપ્યા પછી ય, ઈ. સ. ૧૫૦૦ થી શરૂ થયેલી અને ત્યારબાદની ભાષાને જ આપી શકાય.

* તેમણે ગુજરાતી ભાષાનો વિકાસ નીચે મુજબ આંકાર્યો છે—

૧. ઈ. સ. ૯૦૦ સુધી અપભ્રંશ
૨. ઈ. સ. ૧૧૫૦ સુધી મધ્ય અપભ્રંશ
૩. ઈ. સ. ૧૧૫૦ થી ૧૫૦૦ સુધી અંતિમ અપભ્રંશ (અથવા ગુર્જર અપભ્રંશ)
૪. ઈ. સ. ૧૫૦૦ થી ૧૬૦૦ સુધી આદિ ગુજરાતી
૫. ઈ. સ. ૧૬૦૦ થી ૧૭૦૦ મધ્ય ગુજરાતી
૬. ઈ. સ. ૧૭૦૦ થી અર્વાચીન ગુજરાતી.

આ વિધાનની પૂર્તિમાં તેઓ દલીલ કરે છે કે, પ્રદેશ તરીકે ગુજરાત નામ સ્થપાયા પછી ઘણે વખતે, "ગુજરાતી" ભાષા એવું નામ અસ્તિત્વમાં આવે એ સહજ છે. પ્રદેશ તરીકે "ગુજરાત" નામ 'માર્કોપોલો'ના સમયથી (૧૨૫૪–૧૩૨૪) સ્વ૦ કેશવલાલ હ. ધ્રુવ ના મત મુજબ–તેમને સંભવિત લાગે છે. (પા. ૧૮૮–૧૮૯)

૧. ઈ. સ. ૧૦–૧૧ સૈકાંથી ૧૪ શતક સુધી : પ્રાચીન ગુજરાતી
૨. ૧૫ મા શતકથી ૧૭ મા સુધી : મધ્યકાલીન ગુજરાતી
૩. ૧૮ મા શતકથી : અર્વાચીન ગુજરાતી

ત્યારે શ્રી. કે. કા. શાસ્ત્રી સાવ જુદી જ કાલગણના કરે છે (સંશોધનના માર્ગે પા. ૩૧)

૧. ગૌર્જર અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતી.
   अ. ૧૨ મી સદી સુધી પ્રથમ ભૂમિકા
   आ. ૧૭ મી સદીના પૂર્વાર્ધ સુધી દ્વિતીય ભૂમિકા

૨. ગુર્જર ભાષા કે મધ્યકાલીન ગુજરાતી
   (૧૪ મી સદીના ઉત્તરાર્ધથી ૧૭ મી સદીનો પૂર્વાધ)
   अ. પ્રથમ ભૂમિકા (શુદ્ધ) (આશરે ૭૫ વર્ષ)
   आ. દ્વિતીય ભૂમિકા (મિશ્ર) ,,
   इ. તૃતીય ભૂમિકા (શુદ્ધ) ,,
   ई. ચતુર્થ ભૂમિકા (મિશ્ર) ,,

૩. અર્વાચીન ગુજરાતી
   (ઈ. સ. ની ૧૭ મી સદીના ઉત્તરાર્ધથી)
   अ. ૧૯ મી સદીની ૧ લી પચીસી સુધી : પ્રથમ ભૂમિકા
   आ. ત્યાર બાદની : દ્વિતીય ભૂમિકા

આ ત્રણે મંતવ્યોમાં ગુજરાતી ભાષાના આરંભ કાળ અંગેની ખેંચાખેંચ વ્યર્થ અને અસ્થાને છે, એ સમજવા માટે ઈ. સ. ૧૪૫૬ માં એટલે કે ૧૫ મી સદીના મધ્યમાં લખાયેલ *મહાકાવ્ય 'કાહ્નડદે પ્રબંધ' તરફ ફરી એક વાર લક્ષ દોરીએ—

* આ કાવ્યમાં જે વીર રાજવી કાહ્નડદેની પુનિત ગાથા ગાઈ છે. તે રાજવી રાજસ્થાનનો ચોહાણ કુળનો છે.

* આ મહાકાવ્યનો કવિ પદ્મનાભ પણ કાહ્નડદેની રાજધાની તરીકે જાલોર નગરનો, એટલે કે રાજસ્થાની પ્રદેશનો જ ઉલ્લેખ કરે છે.

* આ કાવ્યની ભાષા રાજસ્થાની-ગુજરાતી એટલે કે તે જમાનામાં ગુજરાતમાં અને રાજસ્થાનમાં વપરાતી સહિયારી ભાષા છે.

'કાહ્નડદે પ્રબંધ'ની રાજસ્થાની આવૃત્તિના પ્રાસ્તાવિક વક્તવ્યમાં પુરાતત્ત્વવિદ્ શ્રી. જિનવિજય મુનિ આ કાવ્યને "રાજસ્થાની મહાકાવ્ય" તરીકે ઓળખાવે છે, જેને ગુજરાતી ભાષાવિદો 'ગુજરાતી મહાકાવ્ય' તરીકે ઓળખાવતા આવ્યા છે. અને બંનેનો દાવો સાચો છે, તે એટલા માટે કે, મુનિ શ્રી. જિનવિજયજીના શબ્દોમાં જ, "વાસ્તવિકતા એ છે કે, પ્રસ્તુત કાવ્યના જેવી ભાષા રચનાઓ, જે સમય દરમ્યાન નિર્મિત થઈ એ સમયમાં 'રાજસ્થાની' યા 'ગુજરાતી' એવા ભાષાભેદ સૂચક કોઈ નામ-નિર્ધારણ થયું ન હતું."

તેઓ વધુમાં જણાવે છે કે—

"એ સમયે આધુનિક રાજસ્થાન અને ગુજરાતના પ્રદેશોમાં ભાષા વિષયક કોઈ ખાસ ભિન્નતા ન હતી. જે કાંઈ થોડાં ઘણી ભિન્નતા હતી, તે કેવળ રાજકીય સીમાઓ સંબંધીની દૃષ્ટિથી હતી.

"બાકી–સાંસ્કૃતિક, સામાજિક અને સાહિત્યિક દૃષ્ટિએ આ બંને પ્રદેશો વચ્ચે કોઈ સીમાભેદ ન હતો, બંને પરસ્પર એક રૂપ હતા. ચાલુક્યોની રાજધાની અણહિલપુરમાં વસનારા લોકો જેવી ભાષા બોલતા હતા, લગભગ એવી જ ભાષા, ચાહમાનોની રાજધાની અજમેરમાં રહેનાર બોલતા હતા. ભલે એમના સ્થાનિક ઉચ્ચાર અને વાણીવ્યવહાર (બોલી)માં કંઈક ઓછેવત્તે અંશે ભિન્નતા રહેતી હશે, પરંતુ એમની સાહિત્યિક ભાષા અને લિખિત ભાષા એક સરખી જ હતી."

અને આજે હવે જ્યારે, એ ભાષાને રાજસ્થાની અથવા ગુજરાતી ગણાવવાનો આગ્રહ અને ખેંચાખેંચ વરતાઇ રહી છે ત્યારે શાણો કવિ, પદ્મનાભ પોતે તો પોતાની કૃતિને કેવળ 'પ્રાકૃતબંધ' જ કહે છે! *

* એ જમાનામા સંસ્કૃત સિવાયની દેશભાષાઓને વિદ્વાનો અને સામાન્ય લોકો 'પ્રાકૃત' તરીકે ઉલ્લેખતા હતા. અને ભાષાના કવિઓએ નહિ, વ્યાકરણ-વિદ્વાનોએ, આ લોક ભાષાઓને લક્ષમા નખી, 'પ્રાચીન પ્રાકૃત' અને 'તદ્ભવ અપભ્રંશ' ભાષાભેદોના જે નામો નિર્દિષ્ટ કર્યાં એમાં ઔજંર અપભ્રંશ નામ મળે છે.

પરંતુ કાહ્નડદે પ્રબંધ (૧૪૫૬) પછી માંડ ૪૦ વરસે લખાયેલ ભાલણ કૃત કાદંબરી (આશરે ૧૪૯૪)—આટલા ટૂંકા ગાળામાં પણ ભાષાએ જે ઝડપે 'ગુજરાતી' રૂપ ધારણ કર્યું છે તે નોંધ પાત્ર છે.

શ્રી. રમણભાઇ નીલકંઠ 'ગુજરાતી અને મારવાડી ભાષા ઓનું સગપણ' (૧૯૨૦) દર્શાવતી બે પુષ્ટિ રજૂ કરે છેઃ

૧. કાહ્નડદે પ્રબંધની ભાષા ગુજરાતી–મારવાડી છે.
૨. મારવાડનું અને ગુજરાતનું મરાઈનું સ્વરૂપ સામાન્ય હતું અને એક જ ભાષામાં હતું.

પ્રદેશ અને ભાષા એટલે કે મુખ્યતઃ સંસ્કારિતાની રીતે વિચારતાં મારવાડ ઇડર મોડાસાના પ્રદેશની સંસ્કારિતા હજારો વર્ષોથી એક અને અવિભાજ્ય રહી જણાય છે. આ સહિયારી સંસ્કારિતા અને એના સહિયારી ભાષા અને સાહિત્યને માટે શ્રી. ઉમાશંકરે યોજેલ 'મારુ ગુર્જર' પ્રયોગ સર્વથા યોગ્ય છે.

*ઈડર તો છેક હમણાં સુધી 'નાની મારવાડ' તરીકે ઓળખાતું રહ્યું છે.

આ મારુ–ગુર્જર સંસ્કારિતાનું એક મહત્ત્વનું કેન્દ્ર ઇડર–શામળાજી –મોડાસાનો પ્રદેશ છે.

## ૪ : સંસ્કાર–કેન્દ્ર

આ બાબતમાં શ્રી ઉમાશંકર જોષીએ 'પુરાણોમાં ગુજરાત' નામના સંશોધન ગ્રંથમાં કેટલીક મહત્ત્વની બાતમી આપી છે. તેઓ લખે છે (પુરાણોમાં ગુજરાત પૃ. ૪૦)—

"આજે પણ વિસનગર, વડનગર (પ્રાચીન આનર્તપુર) તથા ઇડર એ પ્રદેશમાં (આ ત્રણેનો એક પ્રદેશ ગણ્યો છે, તે નોંધપાત્ર છે.) સં.– 'દાંડિયા તાલ'ની વિશિષ્ટ નૃત્યભંગી સાચવતી, સંગીતકુશલ, નટકલા–નિપુણ 'નાયક' જ્ઞાતિ વસે છે."

* મહીકાંઠા એજન્સીના છ વિભાગ ગણાતા હતા ત્યારે તેના 'નાની મારવાડ'ના એક મુખ્ય વિભાગમાં ઇડર, પોળો, દાંતા, માલપુર, વલાસણ, આંબલ મગોડી વગેરે ૧૪ સંસ્થાનોનો સમાવેશ થતો હતો.

અને આ મરુ આદિ પ્રદેશ સાથે 'નટનર્તકો'નો દેશ એવો ઉલ્લેખ વારંવાર મળે છે. પુરાણોમાં આ પ્રદેશની રાજધાની ભિન્નમાલ યા શ્રીમાલ અંગેના ઉલ્લેખોમાં ત્યાં ૩૦૦૦ નટનર્તકો વસતા હતા એવો ય ઉલ્લેખ મળે છે પા. (૧૯૩). અને તેઓ એવો પણ તર્ક કરે છે કે આ મારુ-ગુર્જર પ્રદેશ નટનર્તકોનો પ્રદેશ હોઇને, આનર્ત (આ-નૃત=આનર્ત) તરીકે ઓળખાતો હશે—

આના ટેકામાં તેઓ જણાવે છે કેઃ

"ભાષા દષ્ટિએ આનર્તને નૃતમાંથી સિદ્ધ કરવાની શકયતા, મેદિની કોષ્ટનો તે માટે આધાર, * બૃહત્ સંહિતાનું તે વિસ્તારમાં નટનર્તકના પ્રાધાન્ય અંગેનું સ્પષ્ટ કથન, મહાભારતાદિમાં આનર્તના ઉલ્લેખ સાથે 'નટ નર્તક ગાયકાઃ' ના વારંવાર ઉલ્લેખ, આજે પણ આનર્તપૂર (વડનગર) આસપાસ નટ કલામાં સહજ નૈપુણ્ય ધરાવતા રૂપધરો નાયકોની જ્ઞાતિનું અસ્તિત્વ—આ બધું એક સાથે વિચારતાં આનર્તને નૃતમાંથી ઘટાવવાની શકયતા બલવત્તર બને છે."

વળી પુરાણોમાં :—

"ઇડરે પંચ તીર્થાનિ ભૃગુ બ્રહ્મા ગદાધરઃ
ચતુર્થઃ કલનાથશ્ચ પંચમો ભુવનેશ્વરઃ"

ઇડર પ્રદેશનાં આ પાંચ તીર્થો તે ભૃગુઆશ્રમ, ખેડબ્રહ્મા, શામળાજી, કલનાથ (ઇડર નજીક) અને ભુવનેશ્વર.

'સાભ્રમતી માહાત્મ્ય'માં ખેડબ્રહ્માનુ માહાત્મ્ય આપેલું છે. તેનાં ચાર નામો છેઃ સત્યયુગમાં બ્રહ્મપુર, ત્રેતામાં અગ્નિખેટ, દ્વાપરમાં હિરણ્યપુર અને કળીયુગમાં તુલખેટ. આ ઉપરાંત વડાલીના શાસ્ત્રી શ્રી. ગણપતિશંકર જયશંકરે 'બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય' કેટલીક હસ્તપ્રતો ઉપરથી તૈયાર કર્યું છે તેમાં બ્રહ્મક્ષેત્ર (બ્રહ્મખેટક)ને એક જોજન જેવડું મોટું ગણાવ્યું છેઃ જેને ૨૦ દ્વાર છે! 'ખેટક' એટલે આકાશમાં અટન' (પરિભ્રમણ) કરનાર. વાર્તા એવી છે કે શિવ પાર્વતીના વિવાહ પ્રસંગે પાર્વતીનું રૂપ જોઇ બ્રહ્મા તેજોભંગ થયા. તેથી પ્રાયશ્ચિત કરવા યજ્ઞ આરંભ્યો; તે પ્રસંગે સાવિત્રીની જરૂર પડી. આથી આકાશમાં અટન-ઉડ્ડયન કરી જે મૂની ગયો તે ખેટક કહેવાયો. આ ખેટકો પાછળથી 'ખેડવાળાજ' નામે ઓળખાયા!

* 'આનર્તો દેશભેદેઽપિ નૃત્ય સ્થાને જને રવૌ'
' તથા આનર્તો નૃત્યશાલાયામ્ જલે જનપદાંતરે

આજ રીતે પુરાણોમાં 'ગદાધર તીર્થ' ને નામે શામળાજીનો ઉલ્લેખ મળે છે. અને 'ગદાધર માહાત્મ્ય' માં તેની પૌરાણિક કથા પ્રાપ્ત થાય છે.

આ પ્રદેશમાં ભૃગુઋષિ (ખેડબ્રહ્મા) અગસ્ત્ય મુનિ (ભવનાથ તથા ખેડબ્રહ્મા) તથા ચ્યવન ઋષિનાં (રોડા તથા ભવનાથ) નિવાસસ્થાનોના ઉલ્લેખો પણ પુરાણોમાં પ્રાપ્ત છે.

તો વળી,

ઈડર બાબતમાં પુરાણો એવું જણાવે છે કે, દ્વાપર યુગમાં વાતાપી અને ઈલ્વન નામના બે અસુરબાંધવોનું તે નિવાસ સ્થાન હતું. અને અગસ્ત્ય મુનિએ તેમનો નાશ કરેલો. ભવિષ્યોત્તર પુરાણમાં કળીયુગના રાજા વેણીવત્સરાજની કથા જોવા મળે છે. *

ઈતિહાસ કાળમાં પુરાણો અને ધર્મ-તીર્થ તરીકે પંકાયેલાં સાંસ્કારિક જીવનના ઉન્નત શિખરસમા કેન્દ્રો અનેસ્થાપત્યો તરફ દષ્ટિપાત કરીએ.

ઇતિહાસનો સૌથી પ્રથમ ઉલ્લેખ જોવા જઈએ તો (શ્રીપંઢરીનાથ ઈનામદારના મંતવ્ય અનુસાર)—

ભારતમાં ગુપ્ત સમ્રાટોનો સમય સુવર્ણયુગ તરીકે ઓળખાય છે, આ સમય તે ઈસુની ૪ થી ૬ સદી. આ પ્રદેશના એક મુખ્ય પૌરાણિક પ્રાચીન કેન્દ્ર ખેડબ્રહ્માંમાંથી ગુપ્તસમયના ઇતિહાસની પ્રતીતિ કરાવતા 'યજ્ઞના અશ્વના ચિત્રવાળા ગધૈયા છાપના સિક્કા' તથા ગુપ્ત સમયના રિવાજ મુજબ આંગળાંની છાપવાળી ઈટો મળી આવેલ છે. આ ઈટો ૧૫ ઇંચ લાંબી, ૧૦ ઈંચ પહોળી અને ૪ ઈંચ જાડી છે.

આ પછી, ચીની પદયાત્રિક હ્યુએનસંગ (૬૪૦ આસપાસ) વડાલી આવ્યો હોવાનો ઇશારો મળે છે. આ પ્રવાસીની નોંધ મુજબ 'વડાલી (ઓછાલી) એક અસંત સમૃદ્ધ નગર હતું.'

અને ૫ થી ૭ મી સદીઓ આ પ્રદેશને ઉમદા સંસ્કારિતાની સ્મૃતિઓ સદા કાળને માટે અત્યંત સુંદર સ્થાપત્ય અને શીલ્પ સ્વરૂપે આપી ગઈ છેઃ આમાં શામળાજીનું મંદિર અત્યંત મહત્ત્વ ધરાવે છે.

* ઇડરનાં પુરાતન અવશેષો પા. ૭ : ઈડરગઢને ઇલ્વદુર્ગ કહે છે.

શામળાજીની મસ્તક રહિત શિવ-મૂર્તિ વસ્ત્ર પારિધાનની રીતિ માટે, કૃશોદરી અથવા ચામુંડાની લાક્ષણિક મૂર્તિ વિશિષ્ટ પદ્ધતિના કેશગુંફન માટે, ઐન્દ્રી (ઇન્દ્રની શક્તિ)નો નીચેનો ભાગ તેની કોમળ છટા માટે, તથા ઊભેલા બાળ ગણેશની મૂર્તિ અસાધારણ સુંદર કારીગરી માટે, શિવની—બહુધા વીરભદ્રની મૂર્તિ અતીવ સુંદર આકૃતિ માટે, પાર્વતી—બહુધા ભીલડીની મૂર્તિ અનન્ય મનોહારિતા માટે, તથા અત્યંત વિરલ અને અપ્રતિમ એવી 'અનન્ત બ્રહ્મા'ની મૂર્તિ ભારતના સ્થાપત્યમાં નવી ભાત પાડે છે.

એવીજ રીતે ખેડબ્રહ્મામાં, કદાચ ભારત ભરમાં અનન્ય એવી ૬॥ ફુટ ઊંચી બ્રહ્માની મૂર્તિ છે. આ બધી ૬-૭ મી સદીની કલાકારીગરીની ઉત્તમ શિલ્પ-આકૃતિઓ તથા હિંમતનગરથી પૂર્વે ૯ માઇલ આવેલ રોડામાં ૯ થી ૧૨ મી સદીની 'નૃત્ય કરતી સ્ત્રી' અને 'સ્ત્રી દ્વારપાળ'ની વિશિષ્ટ મૂર્તિઓ તથા સૂર્યમંદિર, અને ખેડબ્રહ્માની સૂર્યમૂર્તિ, તથા ગેડા, ઇડર, વડાલી, ભિલોડા, ટીંટોઈ વગેરે સ્થળે થોકબંધ જૈન મંદિરો અને જૈન મૂર્તિઓ, પોશીનામાં જૈન મંદિરના મંડપમાં ૬ ફુટ ઊંચુ ધોળા આરસ પહાણનુ સુંદર કારીગરીવાળું મૂર્તિ પધરાવવાનું સિંહાસન—સર્વ ધર્મોનાં આ બધાં તથા વિવિધ સંસ્કારિતા અને વિશિષ્ટતાવાળા સમાજ જીવનની એંધાણીઓ રજૂ કરી રહ્યાં છે।

આ પ્રદેશમાં વાવો સેંકડોની સંખ્યામાં છે, સુંવાળા ગ્રેનાઈટ્ ચણતર વાળા કુંડો છે, અને વીરોના સંખ્યાબંધ પાળીઆ છે.

આ બધા ઉપરાંત, શામળાજી તો જાણે કોઇક અજ્ઞાત છતાં મહત્વના ઇતિહાસને પોતાના અંતરમાં સંઘરીને બેઠું હોય એમ જણાય છે।

શ્રી ઇનામદારના જણાવ્યા મુજબ—

શામળાજી ઉત્તર ગુજરાતના સિમાડા પરનું તીર્થસ્થાન છેઃ ત્યાંના અધિષ્ઠાતાદેવ શ્યામસ્વરૂપ વિષ્ણુની ત્રિવિક્રમ સ્વરૂપની મૂર્તિ છે. શામળાજીને ગદાધરદેવ પણ કહે છે; ને તીર્થસ્થાનને ગદાધર ક્ષેત્ર કહે છે. × + + અમદાવાદ ખેડબ્રહ્મા (પ્રાંતિજલાઈન) ઉપરના હિંમતનગર સ્ટેશનેથી મોટરબસ દ્વારા (૩૦ માઈલની મુસાફરી) શામળાજી જવાય છે. અથવા સાબરકાંઠા જિલ્લાના મોડાસા ગામથી બસ દ્વારા (૧૮ માઇલ) જવાય છે. શામળાજી મંદિરનો વહીવટ મોડાસાના નાગરિક શ્રી. વલ્લભદાસ જે. શેઠ (ચેરમેન, શામળાજી ટ્રસ્ટી મંડળ) કરે છે.

*૧૯૩૫ માં ખોદકામ કરતાં—શામળાજી બાજુના દેવની મોરી નામના ગામ પાસેથી "કોઇ પુરાતન રાક્ષસના અથવા પ્રાણીનાં હડપચીનાં હાડકાં, એક ખભાની હાંસડી, પાંસળીના ટુકડા વગેરે મળી આવ્યા છે.

*દેવની મોરીના (શામળાજી બાજુના) પાદરમાં મંદિરોના અવશેષોના અનેક ટેકરા છે.

*શામળાજીની ડુંગરમાળને અડકીને 'કરમાનું તળાવ' છે. તેની શામળાજી તરફની પાળ પરના ટેકરાનો આકાર તથા મોટી ઈંટો (૧૫×૧૦×૪ ઇંચ) ના ઢગલા... ..અને આજુબાજુનાં કેટલાં ય ખેતરોમાં હળ ફરે છે ત્યારે જાણે ઇંટોમાં જ હળ ફરે છે—આ બધું ભવ્ય ભૂતકાળની એંધાણીરૂપ છે.

ગુજરાતના જાણીતા સ્થાપત્યવિદ્ શ્રી ઉમાકાંત પી. શાહનો ઇડર-શામળાજી પ્રદેશનાં સ્થાપત્યો ઉપરનો લેખ (ઇડર રાજ્યમાં ગુપ્ત શિલ્પ :જર્નલ ઑફ ઇન્ડિયન મ્યુઝિયમ વૉ. ૯, ૧૯૫૩) તથા ત્યાર બાદનો 'બરોડા મ્યુઝિયમમાંનાં કેટલાંક હિંદુ (બ્રહ્મિનિકલ) શિલ્પો' ઉપરના લેખ (બરોડા મ્યુઝિયમ તથા આર્ટગૅલેરી બુલેટિન વૉ. ૯-૧૦, ૧૯૫૩ થી ૫૫) તથા ગુજરાતની શિલ્પ સમૃદ્ધિ ઉપરના તેમના અન્ય લેખો આ બાબત કેટલોક નવો પ્રકાશ પાથરે છે.

તેમના મત અનુસાર —

*શામળાજીમાંની નંદા અથવા યશોદાવાળી પ્રતિમા (કેટલાંક હિંદુ શિલ્પોવાળા લેખમાં ૧ લી પ્રતિમા) ૪ થા સૈકાની હોવાનું જણાય છે. આ પ્રતિમાનો ડાબો હાથ ખંડિત છે. તે સિવાયની આખી પ્રતિમા ઘણી સુંદર છે. એના ઉપવસ્ત્રના લટકતા છેડાની રચના તથા તેની સાડીની વલ્લીઓ વગેરે ગાંધાર કલાની કેટલીક વિશિષ્ટતાઓ વ્યક્ત કરે છે. આ પ્રતિમાનું દ્વાર મથુરાના કુશાન શિલ્પ (ઇશુની પહેલી ત્રણ સદી) ની યાદ આપે છે. હકીકતે આ આખું શિલ્પ તેની શૈલીમાં ગાંધાર નમુના (ઇસુની પહેલી ત્રણ ચાર સદી) ને મળતું છે; અને વસ્ત્રભૂષાની ગોઠવણ, એકાવલીસેર, અને બાળક સાથે ઊભી રહેલ આખી આકૃતિનો ઢાંચો વગેરે એવું સૂચવે છે કે આ શિંપ ૪ થી સદી પછીનું તો નથી જ.

*તે જ રીતે માતા અને બાળકવાળી પ્રતિમા ('ઈડર રાજ્યમાં ગુપ્ત શિલ્પ'વાળા લેખમાં ૩૧ મી છબી) પણ ૪ થી સદીની ગણાય એવી છે. અને તેના ઉપર પણ ગાંધાર કલાની અસર, ખાસ કરીને ચૂડામણિ આભૂષણ ઉપર વરતાય છે.

શ્રી. ઉમાકાંત શાહ મારૂ પ્રદેશના મહાન કલાધર શૃંઙ્ગધર (અથવા કદાચ શાર્ઙ્ગધર)ની મારુ–ગુર્જરકલા* નો વિશિષ્ટ ઉલ્લેખ કરી તેના વિસ્તાર અંગે એવી માન્યતા ધરાવે છે કે તેનું કેન્દ્ર સૌરાષ્ટ્ર, આબુ–મારવાડ, ઇડર–રાજસ્થાન પ્રદેશ હોવાની સંભાવના છે.

આ રીતે ગુજરાતની સંસ્કારિતાની દૃષ્ટિએ તો ઇડર–શામળાજી પ્રદેશનું મહત્ત્વ છે જ; પરંતુ સમગ્ર ભારતીય સંસ્કારિતાની દૃષ્ટિએ પણ તેનું મહત્ત્વ નોંધપાત્ર છે :

* શામળાજીમાંથી નીકળેલી ૨૦ ઇંચની ઇંટો (હાલ વડોદરા મ્યુઝિયમમાં) ઉપરથી લાગે છે કે આ સ્થળે વ્યવસ્થિત ખોદકામ થાય તો ઇ. સ. પૂર્વે ૧૦૦ સુધીના ઇતિહાસ ઉપર પ્રકાશ પડે.

* ખાકચોકની ૧૫ ઇંચની ઇંટો 'ક્ષત્રપયુગ'ની એંધાણીરૂપ છે.

* અત્યારે જમીનની સપાટી ઉપર જડી આવતા અવશેષો પણ ૩ થી ૪ સદીના આરંભકાળનો નિર્દેશ કરે છે. તો વધુ ઊંડાણમાં ખોદકામ કરતાં પ્રાગ્ ઐતિહાસિક કાળની નવી કડીઓ ઉપલબ્ધ થવાની પૂરી શકયતા છે.

શામળાજીનાં સ્થળમાં ખોદકામ કરી યોગ્ય સંશોધન કરવામાં આવે ઇતિહાસની કેટલીક અગત્યની કડીઓ હાથ આવવાનો પૂરો સંભવ છે. દા. ત.—

૧. સિંધુ સંસ્કારિતાનાં અવશેષો, હવે તો, કચ્છમાં, સૌરાષ્ટ્ર (લીમડી) અને ઉત્તર ગુજરાતમાં ધોળકા (લોથલ)ના પ્રદેશમાં પ્રાપ્ત થયા છે. આ દૃષ્ટિએ શામળાજી જેવાં પુરાણ સ્થાનો સાથેનો તે સંસ્કારિતાનો સંબંધ–સંપર્ક વિચારવા જેવો છે.

આપણે જાણીએ છીએ કે, આદિકાળથી ભરૂચ ભારતનું એક મહત્ત્વનું દરિયાઈ કેન્દ્ર રહ્યું છે. અને ભરૂચ સાથેનો ઉત્તર ભારતનો સંબંધ વિદિશા (ભિલસા-ઉજ્જૈન)થી શામળાજી કેન્દ્ર દ્વારા હોવાનો પૂરો સંભવ છે. શામળાજી પોતે એક જાણીતું સંસ્કાર–વ્યાપાર કેન્દ્ર હતું; તથા શામળાજી કેન્દ્ર દેવની મોરીની ત્રણ બાજુની પહાડી વચ્ચે સુરક્ષિત હોઇ, નદી સરોવર-યુકત હોઈ ભૌગોલિક દૃષ્ટિએ તથા રાજકીય સુરક્ષાની દૃષ્ટિએ ફોજી મથક

* કારિમરના બૌદ્ધ લામા તારાનાથે 'ઓલ્ડ વેસ્ટર્ન સ્કૂલ' તરીકે આનો ઉલ્લેખ કર્યો છે; જેને પ્રાચીન મારૂ-ગુર્જરકલા એવા નામથી ઓળખી શકીએ. આ કલા ઇ. સ. ૫૦૦ થી ૫૫૦ આસપાસ શરૂ થઈ હોવાનું શ્રી. ઉમાકાંત માને છે.

હોવાનોય પૂરો સભવ છે પાછળથી તો મુસ્લીમો પઠાણોના હલ્લાઓ તથા રાજસ્થાનના ગુજરાત સાથેના વેપારના એક મુખ્ય માર્ગ તરીકે શામળાજી-મોડાસા માર્ગ ઉપયોગમા આવ્યો છે એ તો નિર્વિવાદ છે

એટલે ભારતના પ્રાચીન સાસ્કારિક—વ્યાપારી કેન્દ્ર તરીકે શામળાજીનુ સ્થાન મહત્ત્વ ધરાવે છે *

૨ મધ્યભારતમા આહડના અવશેષો અને દક્ષિણના માહેશ્વરના પ્રાગૈતિહાસિક અવશેષો જોતા આ બે વિસ્તાર વચ્ચેના પ્રદેશમા એ જાતની સસ્કૃતિના અવશેષોની ખૂટતી કડી શામળાજી જેવા સ્થળેથી મળી આવવાનો ય સભવ છે

૩ શામળાજીની ચોપાસની ગિરિમાળાઓ વચ્ચે વસનારી શ્યામ ભિલ્લ વસ્તીના ઉદય-નિકાસ અને પ્રસારની કેટલીક મહત્ત્વની કડીઓ પણ હજી અજ્ઞાત છે આ દૃષ્ટિએ કદાચ આહડ-માહેશ્વર જૂથની નહિ, તો બીજી પ્રાચીન ભિન્ન જાતિની સસ્કૃતિના અવશેષો મળી આવવાનો સભવ છે

---

* વ્રી સરકારની નવઘડતર યોજના અનુસાર શામળાજી આગળ મેશ્વો નદી ઉપર ૧॥ કરોડ રૂ ના ખર્ચે વિશાળ જલબધ (શ્યામ સરોવર-બધ) બાધવાની યોજના છે આથી શામળાજીની આજુબાજુનો અમુક મહ મહત્ત્વનો ભાગ ડૂબી જશે પરિણામે ગુજરાતના અને મધ્ય ભારતના પ્રાગૈતિહાસિક કાળથી માડીને મધ્યયુગની શરૂઆત સુધીના અવશેષોથી ભરપૂર એક અગત્યનુ કેન્દ્ર સદાને માટે પાણીમા ડૂબી જઈ વિલીન થશે તો ગુજરાતના ઇતિહાસની અગત્યની રહીસહી કડીઓમાની કેટલીક કડીઓ તેને વિષે આપણે કાઇ પણ જાણી શકીએ તે પૂર્વ જ, સદાને માટે લુપ્ત થઈ જશે

ગયે વરસે 'સ્ટેટબોર્ડ ઑફ હિસ્ટોરિકલ રેકૉર્ડઝ ઍન્ડ એનસિયટ મૉન્યુમેન્ટ તરફથી શામળાજી તગ સ્થળ ઉપર જઈને જાત તપાસ કરી આવનાર શ્રી ઉમાકાત પી શાહ જણાવે છે તે મુજબ આ સ્થળે દેવની મોરીના પ્રાચીન અવશેષોમા એક ટેકરા ઉપર એક પુરાણી ઈંટોનુ એક અતિ વિશાળ લગભગ ૧૫૦ થી વધારે ફૂટનુ ગોળાકારનુ સ્થાપત્ય અસ્તિત્વ ધરાવે છે આ આખા ટીબાનુ વ્યવસ્થિત રીતે ખોદકામ કરવામા આવે તો આ સ્તૂપની પ્રાચીનતા ઉપર સારો પ્રકાશ પડે એમ છે ઇ ટોનુ કદ જોતા આ સ્થાપત્ય ઇ સ ના ૩ જા સૈકાની આસપાસનુ હોવાનુ તેઓ માને છે અને આવુ સ્થાપત્ય ગુજરાતને ભાગે આજે એક પણ ઊભુ નથી તે જોતા તો આને ડૂબાડી દેવાનુ અક્ષમ્ય જ ગણાય

દક્ષિણ હિંદમા જેમ નાગાર્જુન કોંડાના અગત્યના ઐતિહાસિક સ્થળ ઉપર નાગાર્જુન સાગર બધાય તે પૂર્વે ત્યાના અવશેષો ખોદી માદવ ની

## ૫ : આયુર્વેદનો બગીચો

તો વળી તાજેતરમાં આ પ્રદેશનાં જંગલોની વનસ્પતિનો અભ્યાસ થતાં એક વધુ પ્રકાશ પડયો છે :

અમદાવાદના પ્રસિદ્ધ હરડે-વૈદ્ય ડૉ. રસિકલાલ ( ડૉકટર અને વૈદ્ય બંને છે ) પાકા સંશોધક છે; ને આયુર્વેદ માટેની તેમની પ્રીત પણ અનોખી છે. તેમણે આ પ્રદેશમાં–તેના ડુંગરો ને જંગલોમાં, નદી કિનારા અને મેદાનોમાં પર્યટનો કરી તાજેતરમાં 'સાબરકાંઠાની વનસ્પતિઓ' નામનો ગ્રંથ ( બે ભાગમાં ) પ્રગટ કર્યો છે. તેઓ તો આ પ્રદેશને "આયુર્વેદનો બગીચો " કહે છે !

"ખેડબ્રહ્માથી જ બ્રહ્માએ સૃષ્ટિની ઉત્પત્તિ કરી અને સૃષ્ટિમાં માણસો થશે ત્યાં રોગો પણ થશે. એ રોગો મટાડવા માટે બ્રહ્માએ આયુર્વેદ લખ્યો, અને એ આયુર્વેદની ઔષધિઓ પણ બ્રહ્માએ ખેડબ્રહ્માથી–

---

પ્રવૃત્તિ આરંભાઇ ગઇ છે; તેજ રીતે 'ડાયરેકટર જનરલ ઓફ આર્કિયોલૉજી' એ શામળાજીના આ વિભાગને રાષ્ટ્રીય મહત્ત્વનો ગણીને, ત્યાં સંશોધનનું ખોદકામ આરંભી દેવું જોઇએ.

તાજેતરમાં, શ્રી. મંજુલાલ મજમુદાર તથા ઇતર સંશોધકોએ આ દિશામાં લક્ષ આપી પ્રવૃત્તિ આદરી છે તે નોંધ પાત્ર છે.

ઇડર, મોડાસા પ્રદેશમાં શામળાજીના અત્યંત મહત્ત્વના સ્થળ ઉપરાંત, હરસોલનું સ્થળ પણ પ્રાચીન ઐતિહાસિક મહત્તાનું છે.

શામળાજીથી ભરૂચ જતાં એક મહત્ત્વનું મથક હરસોલ હતું. હરસોલમાંથી પરમાર સિયકનું તામ્રપત્ર મળેલું છે. અને હરસોલની આજુબાજુના ટીંબા અને ટેકરીઓમાં 'મધ્ય પાષાણ યુગ' ( Microlythic age )ના અવશેષો પણ હોવાનું મનાય છે, અને પ્રાચીન હરસોલના આ ટીંબાઓનું ખોદકામ પણ અગત્ય ધરાવે છે.

હરસોલમાંથી ગુર્જર પ્રતિહાર યુગની લગભગ ૬ ફૂટની અતિ ભવ્ય પ્રતિમા (૮–૯મા સૈકાની) પ્રાપ્ત થઈ હતી (હાલ મુંબઇ પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમમાં) એ પ્રતિમા પણ આ પ્રદેશની કલા અને સૌંદર્યની ભાવનાનો ખ્યાલ આપે છે.

રાજસ્થાન સુધીનાં જંગલોમાં સાબરમતી, હરણાવ વગેરે નદીઓને કિનારે કિનારે વ્યવસ્થિત રીતે ઉગાડવા આયુર્વેદના નિષ્ણાત ઋષિ મુનિઓને આ શુભ કાર્યમાં રોકયા કે જેથી પ્રાણી માત્ર નિરોગી રહી લાંબું જીવન જીવે અને કલ્યાણનાં કાર્યો કરે ।"

તેઓ આ આખા વિસ્તારનો પરિચય આ રીતે આપે છે :

"ખેડબ્રહ્મામાં હરણાવ નદી પાસે મહાલક્ષ્મીના મંદિર ઉપર ચઢીને જુવો તો એક મોટો પ્રદેશ દેખાય છે : પહેલી દાંતા સ્ટેટની પર્વતની હારમાળા, પછી શિરોહી લગતા અરવલ્લી હિલ્સ અને ત્રીજું રાજસ્થાન–ઉદેપૂરની સરહદના પહાડ અને પછી ઘઉંઆવ પહાડ. એ ચારેય પહાડોની વચ્ચેનો પ્રદેશ ખેડબ્રહ્માથી શરૂ થાય છે. આ **નંદનવન** છે. આબુથી દેખાતું પેલું **દંડક અરણ્ય** કહેવાય છે, અને આ નંદનવન કહેવાય છે. મેં વાંચેલું કે નંદનવનમાં કાળા ઉનાળામાં પણ ઝાડ લીલાંછમ હોય છે, તે અહીં ખાસ જોવા જેવું છે. ..."

રાજસ્થાન અને ઉત્તર ગુજરાતની એકતાનું નિદર્શન આ પ્રદેશની જાતિઓનો અભ્યાસ કરનારને પણ જણાવા સંભવ છે.

આ પ્રદેશની મુખ્ય વસ્તી તો ભિલો અને કોળીની છે. અને તેઓ મુખ્યત્વે ડુંગરોની હારમાળાઓમાં નિવાસ કરે છે.

ભારતના આ 'આદિવાસીઓ' ગણાય છે. અલબત્ત, ભારતની ધરતી પર કોઈ આદિ મનુષ્ય જાતિનો જન્મ થયો હશે કે, આ ધરતી પર કોઈ આદિ મનુષ્ય જાતિએ વસવાટ કર્યો હશે તે વિષે હજી કોઈ નિશ્ચિત નિર્ણય લેવાયો નથી. પરંતુ વિદ્યમાન ઈતિહાસકારોનું મંતવ્ય પાછળની ધારણાને વધુ અનુસરે છે.

અને છતાં આજે તો જે કાંઈ સંશોધન થયું છે તેના આધારે, ભારતના વિદ્યમાન આદિવાસીઓમાં ભિલ ( અનેક જાતિના ) એક આદિવાસી પ્રજા ગણાય છે; આ ધરતી પર આર્યોનું આગમન અને વસવાટ થયો તે પૂર્વેના આદિવાસીઓમાં ભિલોની ગણત્રી થાય કે ન થાય; અને આર્યોના આગમન અને વસવાટ પૂર્વે સિંધુતટ ઉપર પોતાની સુવિશાળ અને સમૃદ્ધ નગર સંસ્કૃતિ વિકસાવનાર મોહન જો દડો અને હારાપ્પાના આર્યેતરો સાથે ભિલોનો કોઈ સંબંધ સ્થાપિત થાય યા ન થાય, તો પણ એ વાત તો ઇતિહાસસિદ્ધ છે કે ભારત ઉપર ઈ. સ. પૂર્વે ૩૦૦ થી ઈશુની ૬ ઠ્ઠી સદી સુધી જે પરદેશી ધાડાઓ સતત આવ્યાં જ કર્યાં છે

તે સૌના આગમન પૂર્વે ભિલોનો વસવાટ આ ધરતી પર થઈ ચૂકેલો હતો—અને એ અર્થમા તેઓ 'આદિવાસી' છે અને જેમ જેમ પરદેશી હલ્લાઓ આગળ વધતા ગયા તેમ તેમ તે તે સ્થળની આદિવાસી પ્રજાઓને સરક્ષણાર્થે જગલો અને પર્વત–પહાડી–ડુગરોમા આશ્રય લેવો પડયો હતો

છેક રાજપુત રાજ્ય સમય અને મુસ્લિમ રાજ્ય અમન સુધી આપણે ભિલ રાજ્ય સત્તાના ઉલ્લેખો જોઇએ છીએ અને તેમની એ રાજ્ય સત્તાઓ આખરે છીનવાઈ ગયેની પણ વાચીએ છીએ

આવા આ આદિવાસી **ભિલોનાં** આચારવિચાર, રહેણીકરણી, રિતરિવાજ, અને લોક–દત કથાઓમા આ ભૂમિનો કઈ કેટલોય ઇતિહાસ ( આદિ પ્રજાના જીવન અને સસ્કારિતાનો ) પડયો છે જે હજી ઘણે અશે સશોધનનો જ વિષય છે પરતુ ફાર્બસ કૃત રાસમાળામા તેમના કેટલાક ગુણોની નોધ કરી છે

"આખા મહીકાઠામા કોળી અથવા ભીલ લોકોની વસ્તી ઘણી વધારે છે ત્યાના બીજા લોકો કરતા તેઓ કદમા ઘણા નાના છે, અને તેમની આખો ચચળ ખધાઇભરેલી જણાય છે તેઓ કદાપિ પાઘડી પહેરે છે તો ઘણી જ નાની પહેરે છે, ઘણુ કરીને તો તેઓ માથે ફાળિયુ વીટે છે તેઓ લૂગડા પહેરે છે તે થોડા અને જાડા પહેરે છે જ્યારે ત્યારે પણ તેઓની પછવાડે તીરનો ભાથો બાધેલો જોવામા આવે છે સાથે તેઓ એક લાબુ કામઠુ રાખે છે તેઓ ચમત્કારિક ત્વરાવાળા, ચચળ અને મજબૂત હોય છે ભૂખ, તરસ, થાક અને ઉજાગરા, મનાય નહિ એવી રીતે તેઓ સહન કરી શકે છે તેઓ સાવધાન સાહસિક, ભેદુ, યુક્તિઓ શોધી કાઢવામા કુશળ અને રાતની વેળાએ હુમલો કરવામા, છાપો મારવામા અને લપાઇને સતાઇ રહેવામા આશ્ચર્યકારક ગુણો ધરાવે છે તેમને વિષે એવી માન્યતા છે કે તેઓ ખુલ્લા મેદાનમા લડવા કાબિલ હોય છે, પરતુ બ્રિટનના કવાયત શીખેના લશ્કરે પડાવ કરેલા ઠેકાણા ઉપર પણ હુમલો કરવામા તેઓએ ઘણે પ્રસગે **અસાધારણ શૂરવીરપણુ** બતાવ્યુ છે

'તેઓ સ્વતત્ર જુસ્સાના છે, અને 'પાકા ચોર' કહેવાય છે ખરા, પરતુ તેમના પર વિશ્વાસ રાખવામા આવે ત્યા અજાયબ નિમકહલાલ પૂરવાર થાય છે

"દેશમા જ્યારે જ્યારે બડ જાગે ત્યારે ત્યારે તેમને ઘણુ સારૂ લાગતુ અનખત્ત, તેઓ સપ કરી શકે તો ઘણા ભયકર થઇ પડે

પરંતુ, તેમનામાં પોતાની જાતિ પ્રત્યેનો પ્રેમ છતાં, એક જ સમૂહની ભાવના કે શિસ્ત નથી."

આ પ્રદેશની બીજી આગળ પડતી વસ્તી **રજપૂતો**ની છે: તેઓ સૈકાંઓ લગી આ પ્રદેશના રાજ્યકર્તા રહ્યા છે. પહેલાં વિજાપુર પરગણામાં તેમનાં મુખ્ય રાજ્યજૂથ હતાં.

શ્રી. રત્નમણિરાવ કહે છે તે મુજબ, રજપૂત જાતિમાં પરદેશી શકો, ગુર્જરો અગર હૂણોનાં મિશ્રણો અત્યધિક છે. કાઠિયાવાડમાં કાઠી, આહીર, મેર વગેરે જાતિઓમાં અને કોળીઓમાં હૂણ, ગુર્જરો અને તે પહેલાંના શકોનાં મિશ્રણ છે. આ બધા, તેમજ 'નારૂ-કારૂ' કહેવાતી જ્ઞાતિઓ (નવ નારૂ-કંદોઇ, કાછીઆ, કુંભાર, માળી, મર્દનિયા, સુથાર, ભરવાડ, તંબોળી, સોની: તથા પાંચ કારૂ: ઘાંચી, છીપા, લુહાર, મોચી અને ચમાર) માં, અને તેથી પણ હલકી કહેવાતી જ્ઞાતિઓમાં રજપૂતોની અવટંકો જોવામાં આવે છે...મુસલમાન થતાં પહેલાંના તુર્કો પણ કોઈ કોઈ જાતિઓમાં મળીને હિંદુ થયેલા છે...નાસીને આવેલા લાગ ફાવ્યો તેવી હલકી ઊંચી વર્ણોમાં ભળી ગઈ છે.

વળી, ભારતનાં પ્રાચીન રાજપૂત કૂળોનાં 'સ્વતંત્ર રાજ્યો'—સંખ્યાબંધ દેશી રિયાસતોનુ અસ્તિત્વ રાજસ્થાન, સૌરાષ્ટ્ર, કચ્છ અને ઉત્તર ગુજરાતમાં વિશેષ રહ્યું છે. આ રિયાસતોના "પ્રાચીન રાજવંશો" માં યાદવો, ક્ષત્રિયો અને વલ્લભીના મૈત્રિકો વગેરે ઇતિહાસજ્ઞોના મત અનુસાર અનાર્ય જાતિઓના હતા; તો સોલંકીઓ (ચાલુકયો, વાઘેલા), ચાવડા (ચાપોત્કટો), જાડેજાઓ, પરમારો, ગોહિલો, રાઠોડો—મોટા ભાગના આ બધા રાજવંશો—સૂર્ય અને ચંદ્રના વંશજોનાં મૂળ પણ આર્યેતર હોવાનું ઇતિહાસ સૂચવે છે!

અહીં નોંધવા જેવુ એ પ્રાપ્ત થાય છે કે, ભારતના રજપૂતોની આ મુખ્ય શાખાઓ મોટે ભાગે કયાંથી અને કયારે ગુજરાતમાં આવી. એવું જણાય છે કે, વલ્લભી રાજ્ય તૂટયા પછી (ઇ. સ. ૭૭૦) ગુજરાતમાં **ચાવડા** આવ્યા. અને ઈ. સ. ૯૦૦ ની આસપાસ સિરોહીથી **ચોહાણો** આવ્યા. આશરે ઇ. સ. ૧૦૦૦ માં જોધપુરના **પરિહારો** ઇડરમાં આવ્યા; અને ૧૩ મા શતકમાં **વાજા** તથા **વાઘેલા** મારવાડથી આવ્યા. ૧૨૫૭ માં **રાઠોડો** પણ મારવાડથી સૌથી પ્રથમ ઇડર આવ્યા છે; અને **ગોહિલો** પણ મારવાડમાં લૂણી નદી પરના ખેરગઢથી રાઠોડોના ધકેલ્યા ઇ. સ. ૧૨૯૦ માં

ગુજરાતમાં આવ્યા છે. ત્યારે **પરમારો** ( મોઢા ) ૧૩-૧૪ સદીમાં સિંધથી કાઠિયાવાડ થઈ આવ્યા છે.

ટૂંકમાં–રાજસ્થાન અને ઉત્તર ગુજરાતની જે એકતા, નીકટતા અથવા સંલગ્નતા આપણે બીજાં ક્ષેત્રે જોઈ ગયા છીએ તે જ અહીં દેખાશે.

અને બ્રાહ્મણો અને વણિકોનો ઇતિહાસ જોતાં આપણને આ વાતની વધુ પ્રતીતિ થયા વગર નહિ રહે.

નર્મદ સંપાદિત 'ગુજરાત સર્વ સંગ્રહ' માં મળતી માહિતી મુજબ– ગુજરાતના બ્રાહ્મણોમાં–**ઔદિચ્ય** મૂળે ઉત્તર હિંદુસ્તાનથી મૂળરાજ સોલંકીના તેડાવ્યા અણહીલવાડ આવ્યા હતા. ત્યારે **ખેડાવાળ** વિષે એવી ધારણા છે કે તેઓ શ્રીરંગપટ્ટણથી, જ્યાં મોરધ્વજ રાજપૂતનું રાજ્ય હતું તેવા ખેડામાં આવી વસેલા. અને "તેઓની કેટલીક રીતભાત દક્ષણી દેશસ્થ બ્રાહ્મણના જેવી છે." મહીકાંઠામાં અલબત્ત, ખેડાવાળ નહિ, પણ ખેડવા બ્રાહ્મણ કહેવાય છે **નાગર** બ્રાહ્મણોની બે શાખાઓ વડનગરા અને વિસનગરા: બેઉ ઉત્તર ગુજરાતના ઇતિહાસપ્રસિદ્ધ સ્થળો સાથે સંકળાયેલા છે. અને તેમની કુળદેવી અંબા પણ ઉત્તર ગુજરાતનું તીર્થધામ છે. ( નાગર બ્રાહ્મણોની જેમ નાગર વણિકો પણ હોય છે). **મેવાડા** બ્રાહ્મણોનુ નામ જ બતાવે છે કે, તેઓ મેવાડ ( રાજસ્થાન ) થી આવેલા છે; અને તેમના કુળદેવ મેવાડના એકલિંગ મહાદેવ છે. ( મેવાડા વાણીઆ અને સુથાર પણ હોય છે.) **મોઢ** બ્રાહ્મણો અને વણિકો સૂર્યમંદિર માટે પ્રસિદ્ધ ઉત્તર ગુજરાતના મોઢેરા તીર્થથી આવેલાં છે. ( આ વણિક જ્ઞાતિ મોડાસામાં તથા સીમરવાડા–રાજસ્થાનમાં વિશેષ છે). અને અલાઉદ્દીન ખિલજીના ત્રાસથી ૧૩૦૪ માં તેઓ મોઢેરાથી કાઠિયાવાડ–કચ્છ ગયેલા જણાય છે–જ્યાં તેમની ઘણી મોટી વસ્તી છે. **શ્રીમાળી** બ્રાહ્મણ, શ્રીમાળી વણિક અને શ્રીમાળી સોની–સૌનું મૂળ નિવાસસ્થાન ભિન્નમાલ અથવા શ્રીમાળ છે: તે ૭ મી સદીમાં ગુજરાતની ( ગર્જસ્થાની ગુજરાતની , વિખ્યાત રાજધાની તરીકે અને સંસ્કૃતિના કેન્દ્ર તરીકે (જેનું વર્ણન હુએન સંગે કરેલું છે ) ઇતિહાસ પ્રસિદ્ધ છે. તે સ્થળ ઉત્તર ગુજરાતના પાલણપુરથી ઉત્તરે ૭૫ માઈલે, મારવાડ સિરોહી પ્રદેશમાં આવેલું છે. શ્રીમાળ ભાંગતાં ૩૫ હજાર શ્રીમાળીઓ મારવાડ–મેવાડ ગયા અને ૫ હજાર ગુજરાત આવ્યા એવી નોંધ છે. ગુજરાત આવ્યા પછી સુંદર નામનો વણિક શ્રીમાળીઓની કુળદેવી મહાલક્ષ્મીની મૂર્તિ ( શ્રીમાળીના બ્રાહ્મણ–વણિક અને સોની–સૌની કુળદેવી

મહાલક્ષ્મી હતી એ શ્રીમાળના વૈભવની અને વિત્તપૂજાની સૂચક ગણાય ?) છેક શ્રીમાળથી પાટણ લઈ આવ્યો હતો! **ઝારોળા** બ્રાહ્મણો મારવાડના ઝારોળના ગણાય છે **નંદવાણા** પણ મૂળે મારવાડના નીચલી પ્રદેશના છે ત્યાં તેમની કુળદેવી વાકળ માતની છે **પોકરણા** બ્રાહ્મણો અજમેર પાસેના પુષ્કર ક્ષેત્રના છે, તેમની કુળદેવી મારવાડમા લક્ષ્મીજી અને ચામુંડા છે **રાયકવાળ** બ્રાહ્મણો પણ મારવાડના બીકાનેર કે થાની ક્ષેત્રના છે તેઓ હાલ લુણાવાડામા વિશેષ છે ત્યારે **સાચોરા** પણ મારવાડ-જોધપુરથી આવેલા છે તેમની કુળદેવી પ્રત્યગિરા જોધપુરમા સતીપુર કે સાચોરામા છે **ઉદંબરા** બ્રાહ્મણો શામળાજી બાજુના છે, જે નીમા વણિકોના ગોર છે

બ્રાહ્મણોની (અને કેટલાક વણિકોની) અનેક શાખાઓનો ઇતિહાસ એ વાત પર સ્પષ્ટ પ્રકાશ પાથરે છે કે મોટા ભગાની આ શાખાઓ મારવાડ-મેવાડ અને ઉત્તર ગુજરાતથી નીચે ઊતરી આવેલી છે

ગુજરાતમા સામાન્ય રીતે જેઓ **કણબી** તરીકે ઓળખાય છે–તે પાટીદારો (લેવા, કડવા અને આંજણા) માથી આંજણા પાટીદારોની વસ્તી આ પ્રદેશમા વિશેષ છે બોમ્બે ગેઝેટિયરના લેખક એમને મૂળ હૂણ-ગુર્જર જાતિના માને છે અને તેના ટેકામા હીમાભાઈ અજાભાઈએ પંજાબના ગુર્જરો અને ગુજરાતના પાટીદારોના રિવાજોની કરેલી સરખામણીનો ઉલ્લેખ કર્યો છે અને શ્રી રત્નમણીરાવ તો એવી ધારણા કરે છે કે ગુજરાતને પોતાનુ નામ આપનાર ગુર્જરોનો મોટો ભાગ એમનામા હોય એમ માનવામા વાંધો નથી

આંજણા કણબીઓ મોટે ભાગે ઉત્તર ગુજરાતમા છે અને એમના રિવાજો રજપૂતોને મળતા છે અને એમની અટકો પણ એમનામા છે

સોનીઓમા શ્રીમાળી, મારૂ, નાગડ (મૂળ શ્રીમાળના), સુથારોમા ગુર્જગ, મેવાડા પણ તેમના પૂર્વ નિવાસનો એવો જ ઉલ્લેખ કરે છે ત્યારે બોળી, ઠાકરડા અને હેડ-ભગી સૌમા સોલંકી, રાઠોડ, ચૌહાણ, પરમાર વગેરે જાતિઓ રજપૂત જાતિઓનો જ વશવેલો બતાવે છે

મોડાસા પ્રદેશની એક મુખ્ય વણિક જ્ઞાતિ '**ખડાયતા**' છે આ જ્ઞાતિનુ મૂળ સ્થાનક 'ખડાત' (પાછળથી સસ્કૃતીકરણ 'ખડાયત', 'ષડાત') ઉત્તર ગુજરાતમા વિજાપુર તાલુકામા વિજાપુરથી ૪ માઈલ દૂર

આવેલું છે; ( પ્રાંતિજથી પણ ૪ જ માઈલનું અંતર છે. સાબરમતી નદી વચ્ચે ઓળંગવી પડે છે–એટલું જ ) આ ગામની હદમાં 'કોટયર્ક તીર્થ' આવેલું છે. આ 'કોટયર્ક' અથવા 'કોટીશ્વર' ને ખડાયતા બ્રાહ્મણો અને વણિકો પોતાના ઈષ્ટદેવ માને છે.

એકંદરે, ગુજરાતની જ્ઞાતિઓની ઉત્પત્તિનો ઇતિહાસ એવું બતાવે છે કે, રાજસ્થાનની તળભૂમિ વીંધીને, જ્યારે જ્યારે પરદેશી મુસ્લિમ હુમલાખોરો ગુજરાતની ઉત્તરેથી ગુજરાતની આજની તળ ભૂમિમાં પ્રવેશ્યા ત્યારે ત્યારે ( મુખ્યત: ઈ. સ. ૧૧૦૦ થી ૧૩૦૦ ), આ આફતથી પોતાનાં જાનમાલનું રક્ષણ કરવા અર્થે, તથા અગાઉ રાજપૂત રાજાઓનો આશ્રય પામેલી જ્ઞાતિઓએ આશ્રયભંગ થતાં અન્ય આશ્રય શોધવાની આશાએ, મોટા પ્રમાણમાં સ્થળાંતરો કર્યાં હતાં. અને વધુ સલામત જણાતાં સ્થળોએ જઈ નાનાં નાનાં પૃથક જૂથોમાં, જુદે જુદે સમયે અને સ્થળે, વસી ગઈ હતી. આ લોકો જ્યાં જ્યાં ગયાં ત્યાં ત્યાં પોતાની મૂળ ભૂમિના નામથી ઓળખાતા થયા. પરંતુ આ જૂથો ગમે ત્યાં વસી ગયાં હોવા છતાં, તેમની મૂળ ભૂમિ અને ઇષ્ટ દેવોનાં સ્થાનો સાથેનો તેમનો સંબંધ સમૂળો તૂટયો નથી.

આથી આપણે આગળ જોઈ ગયા તે અનુસાર, મોટે ભાગે એક જ **સ્થળવાચક** બ્રાહ્મણો અને વૈશ્યોની તથા ઈતર કારીગર કોમોની જ્ઞાતિઓ જોવા પામીએ છીએ.

આ ઇતિહાસ પરથી એવું સૂચિત થાય છે કે, સદિયારી 'માર-ગુર્જર' સંસ્કારિતામાંથી રાજસ્થાન અને ગુજરાત બંનેનું જે વિશિષ્ટ પૃથકત્વ સરજાયું તેમા મુસ્લિમ–આક્રમણકારોનો સમય ઘણો મહત્ત્વનો હતો.

## ગુર્જર અસ્મિતાનાં સોપાન

બલ્કે એમ કહી શકાય કે,

૧. ગુજરાતની સરહદો અને રાજ્યઘટકની એકતાનું પ્રથમ સોપાન: **ચૌલુક્ય ( સોલંકી ) નો પરાક્રમ યુગ છે.**

૨. ગુજરાતની સામાજિક સંસ્કારિતા અને રીતરિવાજોની એકત્વની દૃષ્ટિએ ઈ. સ. ૧૧૦૦ થી ૧૩૦૦નો **ભ્રમણ યુગ** મહત્ત્વનો છે.

૩. ગુજરાતની ભાષા અને સાહિત્યના પૃથક્ત્વ અને વિશિષ્ટ ઘડતરની દૃષ્ટિએ ઈ. સ. ૧૩૦૦ થી ૧૫૦૦ નો **શાંતિકાળ** મહત્ત્વનો છે.

વળી આ જ સમય મુસ્લિમ અને ગૂર્જર કલાના સંયોગમાંથી વિકસેલી ગુજરાતની સર્વાંગ કળા, (સ્થાપત્ય, ચિત્ર, સંગીત) ના ઉદ્‌ભવનો છે.

૪. ગુજરાતની ભૂમિ, રાજ્ય ઘટક તથા આર્થિક એકતાના માળખા ઉપર ગુજરાતની સર્વાંગી એકતાનું કાર્ય બલ્કે ગુર્જર પ્રજા તરીકેની સમગ્ર એકતાનું કાર્ય, ઉદ્યોગ-યંત્ર અને વિજ્ઞાનને માર્ગે આગળ વધેલા પરદેશી અંગ્રેજી સામ્રાજ્યે રેલવે અને ઈતર વાહનવ્યવહાર દ્વારા, ગામડાં સુધી શોષણનો હાથ લંબાવી બજારોની એકતા સાધી, ગામડાંના પૃથક્ત્વનો નાશ કરીને તથા પશ્ચિમી સંસ્કારિતાનાં વિવિધ સ્વરૂપો સાથે ફરજિયાત સાંકળી દઈને કર્યું, ત્યારે જ પત્યું એમ કહી શકાય.

આ આખા લાંબા વિકાસ દરમ્યાન, ખાસ કરીને 'ભ્રમણ યુગ' માં ઉત્તર ગુજરાતના પ્રદેશોનો નિર્ણાયક ફાળો રહ્યો છે એમ કહી શકાય.

# ઈડર ( ઈતિહાસ )

**એક ઈડરના વનકેસરી એ**
**ભડવીર બાપ્પારાવ**
**વિશ્વવંદ્ય સૂરજ કુળ સ્થાપી**
**ચિતોડ કીધ યશાળંવ !**

**— નાનાલાલ કવિ**

ગુર્જરી ભાષાના અર્વાચીન યુગના મહાકવિએ ઈડરના વનકેસરીની કરેલી આ વંદના કેવી પ્રેરક છે ! આ 'વિશ્વ વંદ્ય' બાપ્પા રાવનું જીવન જેવું પ્રેરક છે તેવું જ રહસ્યપૂર્ણ છે.

ઈ. સ. ૭૧૬ ના અરસાથી આ કથાનો આરંભ થાય છે.

ઈડરના ભૂમિ પર ત્યારે 'ગેહ' અથવા 'ગહિલોત' વંશની આઠમી પેઢીએ નાગાદિત્ય નામે રાજા રાજ્ય કરતો હતો. આ 'ગેહ' વંશના પૂર્વજોએ ત્યાંની તળભૂમિના નિવાસી ભિલ રાજા માંડલિક પાસેથી રાજ્યસત્તા મેળવી હતી. ભિલોના દિલમાં આ પરાધીનતાનો રંખ આઠ-આઠ પેઢી વીત્યા છતાં ઘસાઈ ગયો ન હતો. એટલે પરાધીનતા અનંત બની, ને એક વાર જ્યારે નાગાદિત્ય રાજા શિકાર કરવા નીકળ્યો હશે ત્યારે ભિલોએ તેને ઘેરી લઈ વધ કર્યો ને ઈડરની ગાદી પર પોતાનો અધિકાર પુન સ્થાપિત કર્યો.

આ નાગાદિત્યને ત્યારે ત્રણ વર્ષનો દીકરો હતો. એનું નામ શૈલાધિશ હતું. લાડમાં તેને બાપ્પા કહેતા. આ બાળકુંવરને, તેમના વંશના કુળગોર-વડનગરની એક બ્રાહ્મણીએ ભાડેરીના કિલ્લામાં ખસેડી દઈ એક યત્નશી ભીલની મદદથી રક્ષણ કર્યું. વરસો લગી ગુપ્તવાસ સેવી, ઉંમર લાયક થતા, તે ચિતોડના પરમાર રાજા, જે તેમના મામા થતા હતા, તેમની પાસે પહોંચી ગયો. ત્યાં તેનો સારો સત્કાર કરી, મોટી જાગીર અને અધિકાર આપવામાં આવ્યો.

આ દિવસોમાં ચિતોડ પર પરદેશી શત્રુનો હલ્લો થતાં બાપ્પાએ તેની રક્ષામાં આગેવાની લીધી. ત્યારબાદ 'પોતાની મૂળ ભૂમિ ગઝની' (આ ગઝની તે ખંભાત?) પર હલ્લો થતાં તે ત્યાં દોડી પહોંચ્યો અને પરદેશી આક્રમણકાર સલિમને શિકસ્ત આપી ત્યાં રાજપૂત રાજાને ગાદીએ બેસાડી ચિતોડ પાછો આવ્યો.

પરંતુ હવે તેની મહત્ત્વાકાંક્ષાને માઝા ન રહી. સ્થાનિક સરદારોને પોતાના પક્ષમાં લઈ પોતાના જ સંરક્ષક મામાનો વધ કરી તે ગાદીએ આરૂઢ થયો. (ઈ સ ૭૨૮)

કહેવાય છે કે, ગુપ્તવાસમાં પોતાની સાથે રહેતા બે મિત્ર કિશોરાવ તેણે સન્માન કર્યું અને ભિન્ન ગાળકો-બાલીય તથા દેવે પોતાના રૂધિરવતી બાપ્પાના કપાળ પર રાજતિલક કર્યું.

બાપ્પાએ આ પછી અનેક મહાન પરાક્રમો કર્યાનું કહેવાય છે. છેક કાશ્મિર, ખુરાસાન, ઈરપહાન, કંદહાર, ઇરાન, તુરાન અને કાફિરસ્તાન વગેરે દૂરના પ્રદેશો ઉપર વિજય પ્રાપ્ત કરી અસાધારણ નામના પ્રાપ્ત કરી. કહેવાય છે કે, તે અનેક હિંદુ સ્ત્રીઓ ઉપરાંત સખ્યાબંધ તર્ક સ્ત્રીઓ પરણ્યા હતા. આ હિંદુ સ્ત્રીઓથી તેને ૮ સંતાન થયા હતા, જે અગ્નિ ઉપા

સક સૂર્યવંશી સિસોદિયા-ઘેલોટ-ગોહ-ગહિલોત કહેવાયા, અને તુર્ક સ્ત્રીઓથી ૧૩૦ પુત્રો થયા હતા, તે નોશેરિયા પઠાણ કહેવાયા.

બાપ્પાના અંતકાળ વિશે અનેક કથાઓ પ્રચલિત છે

એક કથા અનુસાર, તેઓ ચિતોડની રાજગાદી છોડી દઇ સન્યાસી બની ગયા હતા ("એકલિંગ માહાત્મ્ય"), તો વળી બીજી વાત એવી છે કે ઈરાન જઈ ત્યાં જ વસ્યા હતા, અને ત્રીજી કથા મુજબ, જીવનના દગ-ઇને તેમણે જીવનનો અંત આણ્યો હતો (ટૉડ રાજસ્થાન) અને તેમના શબની વ્યવસ્થા કરવા અંગે હિંદુ અને તુર્ક રાણીઓ તથા પુત્રો વચ્ચે વિખવાદ જાગ્યો હતો દરમ્યાન તેમના શબ ઉપરનું કફન ઉઠાવતા શબને બદલે અગણિત કમળફૂલ નજરે ચઢ્યા, જે તળાવમાં પધરાવવામાં આવ્યા!

બાપ્પા રાવળને ૩ વર્ષની વયે ગુપ્તવાસ સેવવો પડ્યો, ચિતોડની ગાદી તેમને હસ્તક આવી, તથા તેમના જ જમાનામાં વિદેશી મુસ્લિમોના પ્રથમ આક્રમણો શરૂ થયા અને તેની સામે તેમણે શૌર્ય અને યુદ્ધ કૌશલ્ય દાખવી તેમને પાછા હરાવ્યા, એટલું જ નહિ પણ છેક ઈરાન સુધીના પ્રદેશો પર તેમણે વર્ચસ્વ સ્થાપ્યું—આ બધાને કારણે તેમનું નામ ચિતોડ-ઈડરના ઇતિહાસમાં મહત્ત્વનું બની ગયું હોય એ સ્વાભાવિક છે+

---

* બગદાદના સમ્રાટ વલીદનો સેનાપતિ મહંમદ બીન કાસિમ સિંધ પર ઇ સ ૭૧૩માં ચઢી આવ્યો, તે જ ભારત ઉપરનું મુસ્લિમોનું પ્રથમ આક્રમણ આ અને આ પછીના સિંધના માર્ગે છેક ગંગાના કિનારા સુધીના આક્રમણોના આરબ તવારિખોમાં ઉલ્લેખ છે આ વિદેશીઓ જહાજ દ્વારા અજ્નર બંદરે ઉતર્યા હતા એવો ઉલ્લેખ પણ છે

+ બાપ્પા રાવળ ગ્રહદત્ત નાગર બ્રાહ્મણના કુળમાં જન્મેલા હોઇ તે વંશને ગ્રહદત્ત, ગહિલોત વગેરે કહે છે એવું શ્રી દેવદત્ત રા ભાંડારકર માને છે તો વળી, કર્નલ ટૉડ એવું પણ અનુમાન કરે છે કે તેઓ ઇરાનના શિરવાના પુત્ર નાશિરવાન હોઇ મૂળ ઇરાની ઓલાદમાંથી ઉતરી આવેલા છે અનેક તુર્ક સ્ત્રીઓ સાથેનો સંબંધ અંતના વરસો ઇરાનમાં ગાળ્યાની વાત તથા શરૂમાં ચિતોડ રહ્યા તે વરસોમાં 'પાતની મૂળ ભૂમિ ગઝની' ઉપર હલ્લો વગેરે બનાવો આ જાતના અનુમાન સાથે સરખાવવા જેવા છે

## મુસ્લિમ યુગ

આમ આપણે રજપૂત–મુસ્લિમ સંઘર્ષના યુગ સુધી આવી પહોંચીએ છીએ

આમ તો, ભારતના સિંધ પ્રદેશ ઉપર ઇ સ ૭૧૩ મા આક્રમણ કર્યું, તે પ્રથમ પરદેશી મુસ્લિમ આક્રમણ, ત્યાર બાદના હુમલાઓમા આ આરબ મુસ્લિમો ગંગા તટ સુધી પહોંચ્યા હતા આની સામે રજપૂત રાજવીઓ ઝૂઝતા રહ્યા ને ૩૦ વર્ષના અંતે આ હુમલાઓને સમૂળા મારી હટાવ્યા

પરંતુ ભારત પરના અતિ જોરદાર અને વિકરાળ આક્રમણોનો આરંભ તો તુર્ક ગુલામ વંશના અલ્પતગીન (ઇ સ ૯૬૭–૭૬), સબક્તગીન (ઈ સ ૯૭૭–૯૯૭) અને વિશેષ કરીને તો તેના બીજા પુત્ર મહમદ ગઝની (૧૦૦૧ ઈ સ ) થી થયો ગણાય આ મહમદ ગઝનીએ એક નહિ, એક ધારી રીતે બાર વાર ચઢાઇઓ કરી–છેલ્લી ચઢાઈ ઈ સ ૧૦૨૪ મા સોમનાથ પરની અલબત્ત, ખુદ મુસ્લિમ તવારિખોમા સોમનાથ પરની ચઢાઇ વિષે કંઈ જ નથી એ તવાઇ અને ચઢાઇની સત્યતા અંગે શંકા પેદા કરે એવી હકીકત છે પરંતુ આ ચઢાઇઓ દરમ્યાન મહમદ ભારતમાથી કરોડો રૂપીઆના ઝવેરાત, સોનુ રૂપુ અને નાણા તથા ગુલામો અને માલમત્તા ગઝની સુધી હજારો ઊંટો પર લાદીને લઇ ગયો હતો, એ નિશ્ચિત છે ખરી વાત જ એ છે કે, એને ભારતની ધન દોલત અને તેમાય ગુજરાતની દોલતનુ જ જબરજસ્ત આકર્ષણ હતુ

આ પછી મહમદ ગઝનીની જેમ ગોરી વંશના સુલતાનોએ (૧૧૫૭ થી ૧૨૦૬) ખાસ કરી મહમદ ગોરીએ ભારત ઉપર ઉપરા ઉપરી ચઢાઇઓ કરી–તે ય માલમત્તાને લોભે જ–લૂંટના હેતુથી જ

પરંતુ ગુજરાત ઉપરની વ્યવસ્થિત ચઢાઈનો આરંભ તો ખીલજી વંશ (૧૨૯૦–૧૩૨૦) થી થયો અલ્લાઉદ્દીન ખીલજીએ કરણઘેલાને હરાવી ગુજરાત જીત્યુ (૧૨૯૫) ત્યારથી દિલ્હી સલ્તનતના ગુજરાતના સુબાઓની ડખલ વધી અને આ સુબાઓએ સતત રીતે દિલ્હીથી સ્વતંત્ર થવાની મતા જાગતા બાંડો, કાવતરાંનો આશરો લીધો તઘલખ વંશ (૧૩૨૦ થી ૧૩૮૩) દરમ્યાન પણ આ જ હાલત ચાલુ રહી

આ આખા સમય દરમ્યાન મોટા ભાગના ઈડરના રાજવીઓ પોતાની સ્વાધીનતાની રક્ષા અર્થે ઝૂઝતા રહ્યા હતા જ્યારે જ્યારે દિલ્હીના પાદશાહોના સુબાઓએ ખડણી માટે આક્રમણો કર્યા છે, અથવા તો ગુજરાતના સ્વતંત્ર સુલતાનોએ તેમને દબાવી દેવા ચઢાઈઓ કરી છે, ત્યારે ત્યારે ઈડરે માથું ઊંચુ કર્યા વિના ભાગ્યેજ રહ્યુ છે અનેકવાર એકધાર લાંબા અને કઠોર સંગ્રામ ખેલ્યા છે, અનેકવાર પોતાની પહાડીઓમાં રક્ષણ લઇ વળી પાછી તૈયારીઓ આરંભી દીધા છે, તો કેટલીય વાર પરાજય નિશ્ચિત દેખાતા ખડણી સુદ્ધા આપી દઈ તત્કાળ છુટકારો મેળવી, સંકેલાવાનો સમય મેળવી લીધો છે

૧૧૯૩ મા ઘોરી સામેના રણજંગમા અમરસિંહે આપેલી પ્રથમ આહૂતિ તથા વીરગત રણમલે ૧૩૬૯ થી ૧૩૯૩ સુધીના વર્ષો દરમ્યાન ખેલેલા જંગોની કહાણી ઇતિહાસ પ્રસિદ્ધ છે (પા ૬૪ ઉપર) આ પછી ૧ ૯૭ મા વળી ઈડરમા અસંતોષ જાગતા રણમલ્લને પરાભવ આપનાર ઝફરખાન વળી પાછો ધસી ગયો હતો, ઘેરો પણ ઘાલ્યો હતો, પણ દિલ્હી પર તૈમુર લંગની ફતેહના ખબર આવતા, ઇડર સાથે સલાહ કરી તે પાટણ પાછો ફર્યો હતો આ પછીજ ઝફરખાન સ્વતંત્ર સુબો બની બેઠો હતો બાદ, તેના પૌત્ર અહમદશાહે ઇ સ ૧૪૧૩-૧૪ મા આશાભિલને જેર કરી અસનાની સ્થળ અમદાવાદ વસાવ્યુ એ વર્ષમાજ મોહિનુદ્દીન ફિરોઝખાન તથા મસ્તખાને વળી બંડ કર્યું, ને ઇડરના કિલ્લામા આશરો લીધો, બાદશાહે ફતેહખાનની સરદારી નીચે ફોજ મોકલી બંનેને ભગાડયા

આ પછી તરતજ ઈ સ ૧૪૧૬-૧૭ મા ઇડરના રાવ તથા ચાંપાનેર, નાદોદ તથા ઝાલાવાડના રાજવીઓએ મળીને અહમદશાહ સામે માળવાના હુશંગ રાજાને આમંત્ર્યો પણ અહમદશાહે ઝડપથી મોડાસા જઈ હુશંગને આવતો પાછો વાળ્યો, અને તેમનો સંપ તોડયો

વળી, ઈ સ ૧૪૨૫ મા ઇડરના રાવ પૂંજા વલાએ માથું ઊંચક્યુ અહમદશાહે તેને ડુંગરામા ભગાડયો ય ખરો પરંતુ ત્યાથી બચાવ સારુ ઈ સ ૧૪૨૭ મા તેણે હાથમતી નદી પર પાનાનો કિલ્લો બાંધ્યો તે જ અહમદનગર અથવા હિંમતનગરનો કિલ્લો

ત્યાર બાદ, મહમદશાહે (ઇ સ ૧૪૪૩-૫૧) તેના રાજ્ય અમલ દરમ્યાન, ૧૪૪૫ મા ઇડરના વીરરાય પર ચઢાઈ કરી, અને ઈડરના ગઢે

પોતાની પુત્રી સુલતાનને આપી સમાધાન કરી લીધુ ! પરંતુ મહમદ શાહનો પુત્ર મુઝફ્ફરશાહ ૨ જો (૧૫૧૩ થી ૨૬) ગાદીએ આવ્યો ત્યારે ઈડરના રાવ ભાણે વળી બંડ કર્યું, અને તે લડાઈમાં તેના દીકરા ભીમે સુબા ઐનમુલ્કને હરાવ્યો આથી બાદશાહ પોતે ઊપડયો અને વિજય મેળવી ઈડર શહેરનો નાશ કર્યો.

આ અરસામાં જ ઈડરનો રાજા ભીમ ગુજરી ગયો તેના દીકરા ભારમલ્લને હાંકી કાઢી તેનો ભત્રીજો રાયમલ ચિતોડના રાણા સંગની મદદથી ગાદીએ આવ્યો આથી બાદશાહે રાયમલ્લને ઉઠાડી વળી ભારમલને ગાદીએ બેસાડયો

ઈ સ ૧૫૩૭ મા બહાદુરશાહના મૃત્યુ બાદ, વળી પાછી અંધાધૂંધી જાગી, અને રાજગાદીએ લતિફખાનનો બેટો મહમદખાન ગાદીએ આવ્યો ત્યારે ૧૧ વર્ષનો જ હતો, ને રાજકારભાર ઈમાદ ઉલ મુલ્કના હાથમાં હતો બાદ, મહમદશાહ ૩ જો (૧૫૩૬-૫૪) ગાદીએ આવ્યો અને બાપના વખતના વજીર અલફખાનની સલાહ પ્રમાણે વર્તવા લાગ્યો

આ બાદશાહે વળી રજપૂત રાજા તથા જાગીરદારોને આપેલી જાગીરો પાછી લેવા માંડી કારણ કે બાદશાહને એવી સલાહ આપવામાં આવી હતી કે જો વાગડની તથા ગિરાસની જમીનનું મહેસૂલ વસૂલ કરવામાં આવે તો ૨૫૦૦૦ ઘોડેસ્વારોનું ખર્ચ નીકળી જાય ! આ ઉપરથી ઈડર, સિરોહી, ડુંગરપુર, વાંસવાડા, લુણાવાડા, રાજપીપળા, દોહદ અને મહીકાંઠાના રાજાઓ તથા સરદારો ચારે બાજુ બંડે ચઢયા છેવટે, ૧૫૫૪મા એક નોકર બુરહાને બાદશાહનું ખૂન કર્યું તો વળી બુરહાનને બીજા સેનાપતિઓએ માર્યો અને ૧૫૫૮ મા અહમદશાહ બીજો ગાદીએ આવ્યો તેનો સઘળો કારભાર ઈતિમાદખાન જ કરતો

આ સમયે વળી પાછી અંધાધૂંધી જાગી આનો લાભ લઈ, બાદશાહને ખાનગી ખરચી સારૂ અમદાવાદ અને દસક્રોઈ તાલુકો આપી ઈતિમાદખાન અને તેની ટોળીએ મોડાસા, કડી, ઝાલાવાડ, પેટલાદ, નડિયાદ, રાધનપુર, ગોધરા ને સોરઠ પોતાને કબજે લીધા અને સૈયદ મુબારક તથા ઈમાદ ઉલ્મુલ્ક રૂમી અને તેની ટોળી વચ્ચે ગુજરાતના બીજા ભાગો વહેંચી લીધા આ પછી બાદશાહનુ ખૂન થયું અને મુઝફ્ફરશાહ ૩ જો એવું નામ આપી એક છોકરાને આ સરદારોએ ગાદીએ બેસાડી દીધો પરંતુ ... ખાન ફોલાદી તથા ચંગીસના હલ્લા ર મે ઇતિમાદ હાર્યો. અને તે ...

દાવાદ છોડી બાદશાહને લઇ મોડાસા નાઠો; ત્યાંથી ડુંગરપુર ગયો. અને છેવટે તેણે દિલ્હીના બાદશાહ અકબરની મદદ માગી !

અકબર તો બહાનું શોધતો હતો. તેણે ૧૫૭૨ ના નવેમ્બરની ૧૮ મીએ મોટા સૈન્ય સાથે ડીસા થઇ, અમદાવાદ પર ચઢાઈ કરી. જબરજસ્ત વિજયની ઉજવણી ઊજવી. અને ગુજરાતમાં લાંબા વર્ષોથી વ્યાપેલી અરાજકતા અને ખાનાખરાબીનો અંત આણવા તેણે કોશીશ કરી. અકબરને તેડી લાવનાર ઇતિમાદખાન ' ઇતિમાદખાન ગુજરાતી ' ને નામે ગુજરાતનો સુબેદાર નીમાયો.

આ વખતે બાદશાહ મુઝફ્ફર ૩ જો દિલ્હીની કેદમાંથી નાશી, રાજપીપળા ને કાઠીઆવાડમાં કેટલોક સમય છૂપો રહી ચઢાઇ લઈ આવ્યો. તે ૧૫૮૯ માં મિરઝાખાન સુબેદારને હાથે શિકસ્ત પામ્યો.

આ પછી, અકબરના સમયમાં મોગલ સૈન્ય દાખલ થતાં રાવ વીરમદેવ ભાગીને બાજુના વિજયનગર (પોળો) માં જઈ વસ્યો અને ઇડર પર હલ્લો લઇ જતાં ગોપાળદાસ મરાયો. ત્યાર બાદ, મોગલ શાહજાદા મુરાદે ફરી ઇડર લીધું. ત્યારે વળી રાજા જગન્નાથ પોળોમાં જઇ ભરાયો. પરંતુ બાદ, રાજા પૂંજા ૩ જાએ બહારવટે ચઢી ઈડર પાછું લીધું. વળી મોગલ સૈન્યે કબજો મેળવતાં, દત્તક રાજા ગોપીનાથે બહારવટું કરી વળી હાથ કર્યું.

ઔરંગઝેબના સમયમાં (૧૬૫૮–૧૭૦૭) પણ બાદશાહે ભરૂચના સરદાર ખાનને ૧૬૬૩ માં અને ૧૬૭૦ માં ઈડરનો બખેડો દબાવવા રવાના કર્યો હતો અને હજી ૬ વરસ ગયાં નથી ત્યાં તો, ઔરંગઝેબ ચિતોડ હતો ત્યારે, ઉદેપૂરના રાણાના નાના કુંવર ભીમસિંહે ગુજરાતમાં ઊતરી વડનગર, વીસનગર વગેરે લૂંટી લીધાં. આ લાગ જોઈ, ઈડરના રાવે પોતાની સ્વતંત્રતા પુનઃ પ્રસ્થાપિત કરવા બંડ જગાવ્યું (૧૬૭૯); મુસલમાન મુલ્કી ફોજને ભગાડી મૂકી, કબજો લીધો. ત્યારે સુબાએ બહલોલ ખાનને સામે મોકલ્યો. તેણે પ્રાંતિજના કસ્બાતીઓની મદદથી ઈડર લૂંટયું. રાય ડુંગરામાં ભરાયો. અને ત્યાં અફીણ ન મળતાં, પગ ઘસી ઘસીને મુઓ ને તેનું ધડ કાપીને એક કાઠીએ બહલોલખાન પાસે પેશ કર્યું !

આમ, મુસ્લિમ રાજ્ય અમલ દરમ્યાન ઈડરના વીર રણમલ્લના વંશજોએ મોટે ભાગે માથું ઊંચું રાખી ઈડર ગઢના ગૌરવને સાચવ્યું છે. પરંતુ આ વંશનો છેલ્લો રાવ ચંદ્રસિંહ ઘણો નબળો નીવડયો. દેસાઇઓએ તેને ભગાડયો. ને તે

પોળો જઈને ભરાયો (૧૭૧૮). કેટલીક અંધાધૂંધી ચાલ્યા પછી, જોધપુરના મહારાજા અભયસિંહ (શેખજીના વડા પુત્ર યશોધામના વંશજ) ના નાના ભાઈઓ–આણંદસિંહજી અને રાયસિંહજીએ ઈ. સ. ૧૭૧૧ માં ઈડરની ગાદી હસ્તગત કરી. ત્યાર બાદ, ગાદીએ બેઠે હજી ૩ જ વર્ષ થયાં હશે ત્યાં તો જ્વાંમર્દખાને કરોસણના અધરાજી અને ઘલોલ કનિરાના અમરાને સાથે લઈ ૧૭૩૪ માં ઈડર પર હલ્લો બોલાવ્યો. એટલું જ નહિ, મલ્હારરાવ હોલ્કર અને સિંધિયા રાણોજી પણ એમની મદદે જઈ પહોંચ્યા. ને ઈડરના રાજાએ જ્વાંમર્દખાનને ૧॥। લાખ . ભરી આપવા પડ્યા. આથી પેધા પડેલા મલ્હારરાવ હોલકરને લઈ હંતાજીએ ઈડર ને દાંતા લૂંટયાં (૧૭૩૭) બાદ, તરત જ ૧૭૩૮ માં મોમીનખાને ઈડરના રાજા રાયસિંહ પાસેથી તેના તાબાના મોહનપુર, રણાસણની ખંડણી લીધી. અને ૧૭૩૯ માં ફિદાઉદ્દીન ખંડણી માટે ફરી આવ્યો. પરંતુ આ વખતે રણાસણના જયસિંહે હથિયાર ઉઠાવ્યાં. અલબત્ત, હારી જતાં રૂ. ૧૦ હજાર આપવા કબૂલ થયો. અને ઈડરના રાયસિંહે ફિદાઉદ્દીન અને તેની ફોજની સારી પરોણાચાકરી કરી; અને ઘોડાની બક્ષીસો ધરી; એટલું જ નહિ, આ પછી તો તેણે મુસ્લિમ સુબાઓની પડખે રહી તેમને મરાઠાઓ સામે મદદ સુદ્ધાં કરી.

## મરાઠી સત્તા

ઈ. સ. ૧૭૬૦ સુધીમાં તો ગુજરાતમાં મરાઠાઓની સત્તા પથરાઈ ગઈ હતી. જો કે, ગાયકવાડ તથા પેશ્વા વચ્ચે સરસાઈ ચાલુ હતી. અને અંગ્રેજો એનો લાભ લઈ પોતાનો પગપેસારો કરી રહ્યા હતા.

ગાયકવાડની લુટારુ ફોજ સામે મર્દાનગીથી લડેલા કોળી–ઠાકોરોના અનેક કિસ્સાઓ છે. એમાંથી ઇતિહાસને પાને લખાયેલા કેટલાક આ રહ્યા—

આંબલિયારા ગામની એક બાજુએ રક્ષણકારક લાંબી નાની ઝાડી આવેલી છે. આસપાસ કાંટાની વાડ સિવાય કંઈ વિશેષ ન હતું. ત્યાં, ગાયકવાડની ૭ હજારની પલટણે આ ગામને ઘેરો ઘાલ્યો ત્યારે ભડવીરની જેમ ૭ ૭ મહિના લગી તે ઊભું રહ્યું...અને અંદરથી જ્યારે અન્ન અને બીજી સામગ્રી ખૂટી, ને લોકો હતાશ થવાના વાવડ જણાયા, તેવી સ્થિતિમાં ધાપો મારી ગાયકવાડી લશ્કર તૂટી પડ્યું. પણ મુઠ્ઠીભર કોળીઓ મક્કમપણે

બની એવા તો તૂટી પડયા કે આખુ લશ્કર તેમની તોપો અને ચાર સર દારોને ત્યા ને ત્યા પડતા મૂકી જીવ લઈને ભાગ્યુ !

એક બીજો પ્રસગ લોહાર (મહીકાંઠાનુ)

તેના હજારેક બહારવટિયાને ગાયકવાડી સેનાએ ઘેરી લીધા હતા ગાયકવાડનુ લશ્કર ૧૦ હજારનુ હતુ ત્યારે આ બહારવટિયાએ અક્કલ ચલાવી ગાયકવાડી આખા લશ્કરને પોતાની પછવાડે એક કોતરમા થઈને વાત્રક નદીમા લઈ ચાલી ખેચી ગયા અને એક નાની ટૂકડી તેમની સામે ટકાવ કરતી હોય તેવો દેખાવ કર્યો અને બીજી બાજુથી કોતરોમા સતાઈ રહેલા બહારવટિયા બાબાજી આપાજીના લશ્કર ઉપર તૂટી પડયા અને આખા લશ્કરને નસાડી મૂકયુ !

## અંગ્રેજી અમલ

ઈડરની નામોશીની અને એક માથા ફરેલ માનવીની વીરતાની કહાણી જાણવા જેવી છે

અંગ્રેજોની સત્તા થતાથતામા હતી

ઈડરના મહારાજા ગભીરસિહ ગાદીએ હતા (૧૭૯૧ થી ૧૮૩૩) પરદેશી મુસ્લિમ આક્રમણખોરો સામે ફરી ફરી ખાડાના મરણિયા ખેલ ખેલનાર રાજશના આ નબીરાએ, હવે બ્રિટિશ સત્તા સામે તાબેદારી સ્વીકારી જ લીધી હતી હવે તેમની આખી પ્રવૃત્તિ આજુબાજુના ઠાકોરો અને ભાયાતોના પ્રદેશો ગળાવી ખાવાની અને તેમને દબાવવાની રહી હતી પરદેશીઓને સલામી ને પગેશી પોતીકાને ડરામણી ! એક દષ્ટાત

ઈડરના ગિરાસદાર ખુમાણસિહે ઈડરના મહારાજા ગભીરસિહની ઘણી સેવા ચાકરી કરેલી તેથી તેને વાકાનેર (સૌરાષ્ટ્રનુ નહિ, ઈડર વાડામા છે તે) ગામ સોપ્યુ હતું, અને મોટા તાજમી સરદારનો કરજ આપ્યો હતો

પરતુ જ્યારે ખુમાણસિહને અનુભવ થયો કે તેમનુ સ માન સચવાય એવુ છે નહિ ત્યારે તેમણે માથે ભગવુ વસ્ત્ર બાધી, હથિયાર વિના, રૂપાના તારે વીટેલો એક દડ હાથમા લઇ, ઘોડે ચડી હિમાળા ગાળવા પ્રયાણ કર્યું

---

રા મા ભા ૨-૨૧૦ થી ૨૧૨

૨ મા ૨૩૩-૨૩૪

આ વખતે તેનો દીકરો ધીરજી ૨૦ વરસનો હતો. તેને વાંકાનેરની ઠકરાત વારસામાં મળી. શરૂમાં તો ધીરજીએ મહારાજાની મદદે રહી વફાદારી અદા કરી. પોળો (વિજયનગર) ના ઠાકોરો ઉપરના હલ્લામાં તે અમણી રહ્યો. ચાંદરણીના સૂરજમલ ગુજરી જતાં ગાદીના મામલામાં પણ તેણે ઈડરનો પક્ષ લીધો અને ખેર કસબો તથા હરસોલનું અર્ધું પરગણું બથાવી પાડવામાં ટીંટોઇના કનકાજી સાથે ધીરજી પણ ઇડરને મદદરૂપ રહ્યો. પણ આ બધી સેવાના બદલામાં એને ઈડર તરફથી અપમાન અને દેશવટો મળ્યો. ગરજ સરી એટલે વૈદ વેરી-એ ન્યાયનો ભોગ બન્યો. પોતાના તાબાનું ઘાંટી ગામ તેની પાસેથી છીનવી લેવામાં આવ્યું.

ધીરજીને હાડોહાડ લાગી ગઈ...તેણે કુટુંબ કબીલા સાથે હીજરત કરી. મેવાડ જિલ્લાના ગેવાસમાં પાટિયા વલેસા નામનું ભીલોનું ગામ છે, ત્યાં એક વર્ષ રહી ઇડરવાડામાં લૂંટફાટ કરવા માંડી. કહેવાય છે કે એક દિવસમાં વીસ ગામોમાં રાડ પડાવતો હતો! પરંતુ બીજા કોઈ લૂંટફાટ કરતા તો તેમનાં માથા કાપી ટોપલામાં ભરી ઈડર મહારાજાને 'ભેટ' મોકલી આપતો! અને પોતાના હલ્લામાં તે કદિ રૈયતને સતાવતો નહિ. ચારણ-ભાટ ને તાબેનાં ગામમાં પ્રવેશતો નહિ!*

પરંતુ એકવાર તેના સાંભળવામાં એવું મહેણું આવ્યું કે ધીરજી તો લૂંટફાટનો ધંધો લઈ બેઠો છે! પટાવત સરદારની જેમ રીતસર બહારવટું ખેલતો નથી!

આ મહેણા ઉપરથી એણે ઉદેપુરના રાણા પાસેથી ભારે ઉપજનો પટો મેળવી લીધો-પણ જાગીર લીધી નહિ. અને વળી ઇડર પર ત્રાટક્યો.

આ દરમ્યાન, ઇડરના મહારાજા પ્રત્યે ઘણાખરા દરબારોનો રોષ-અસંતોષ જાગ્યો હતો અને પ્રજા ખંડણી આપવામાં આનાકાની કરતા હતા. કેટલાકે તો ના પાડી દીધી હતી. આથી ઈડરને તો ખરી, પણ બ્રિટિશ સત્તાને ચિંતા જાગી હતી. એથી કર્નલ બાલેન્ટાઈને રસ્તો કાઢ્યો ઈડરના સર્વ દરબારોને બોલાવ્યા. ધીરજી નહિ આવે એવો ભય હતો જ. એટલે એને બોલાવી દગો ફટકો નહિ રમાય એવી ચારણની બાંહેધરી આપીને બોલાવ્યો હતો અને ધીરજી વિશ્વાસ રાખી ૭૫ સિપાઈઓ લઈને આવ્યો. પરંતુ કપટ રમાયું જ. સિપાઈઓને પાછા મોકલવા તેને સમજાવ્યો:

---

* ચારણ-ભાટને સંતાપ નહિ. કે તેની હત્યા કરવી નહિ એવી ધાર્મિક માન્યતા હતી.

અને પછીથી ધીરજીને આંતર્યો. ત્યારે તેનો ભત્રીજો ઉદ્દોજી જાનની હોળી કરી ઝૂઝયો; કેટલાયને ઠાર કર્યા ને જાતે મૂઓ.

અને ત્યારે ન્યાયના રખેવાળ બની આવેલ બ્રિટિશ એજન્ટે મુંડેટી, ટીંટોઇ, ટોરડાનાદર બારો-જેમણે ઇડરને ખંડણી આપવા ઇન્કાર કર્યો હતો, ને ચોથા ધીરજીને કેદ કરી બેડીઓ નાખી વડોદરાની જેલ ભેગા કરી દીધા ! અને બીજા દરબારો ઉપર ધાક બેસાડી દઇ મહારાજાને ભાગ અપાવ્યો.

ચારણોએ આ પ્રસંગને આલેખ્યો છે—

ભાઇ તણે શિર ભાર, પડિયો ધીરા ઉપરે
શત્રા વળડે સાર અપછર વરિયો ઉદ્દલો
કર આરબ કટકાહ પ્રશણ પગાંતલ પાડિયા
બબ હોય બટકાહ, એકણ ઘાવે ઉદ્દલા.

મુંડેટી, ટીંટોઈ તથા ટોરડાના ઠાકોરો તો ચાર પાંચ મહિના જેલ ભોગવી મહારાજનો દાવો ચૂકાવી છૂટી ગયા.

પરંતુ ધીરજી દાવો ચૂકવે એવો આદમી ન હતો. ૭ મહિના જતાં બેડીઓ તોડી, કોટ ઉપરથી પડતું મૂકી કેદમાંથી નાઠો. અને મનમાં લીધેલી માનતા મુજબ શામળાજી જઈ દેવને પગે લાગ્યો ! અને છાનો-માનો કાઠીઆવાડ જઇ ઘોડા ખરીદી લાવી, સવાર રાખી, ફરીને ઇડર-વાડામાં પ્રવેશ્યો.

એને પકડવા કર્નલ બાલેનટેને તથા ઇડરના મહારાજાએ ઘણાં ઘણાં માથાં પછાડયાં પણ માથા ફરેલ ધીરજી પકડાયો નહિ. ડુંગરાને આશરે સલામત રહી, રાતોરાત લાગ જોઇ તે દુશ્મનની છાવણી-પલ્ટન ઉપર તૂટી પડતો અને ભાગી જતો. એક વાર તો જબરજસ્ત પહોળું વાંઘું કૂદીને તે પલાયન થઇ ગયો અને પાછળ પડેલી પલટનને પડકાર કરતો ગયો: “ હિંમત હોય તો કૂદીને મારો કેડો પકડો ! ”

હવે તો એના ટાંટિયામાં જોર વધ્યું. ટીંટોઈના ઠાકોર કનકાજી તો લાચારી બતાવી જેલમાંથી છૂટી ગયા હતા. પરંતુ તેનો જ કુંવર લાલજી ધીરજીની હિંમત અને મર્દાનગી પર ફિદા થઇ તેની સાથે જોડાઇ ગયો.

બેઉ ભેગા થઇ ડુંગરપુરના મેવાસમાં ગયા. ને ત્યાં રહી ઇડરવાડો ખુંદતા રહ્યા. પરંતુ બન્યું એવું કે ડુંગરપુરના રાજાને કુંવર નહિ તેથી દેવલિયાના કુંવર દલપતસિંહને દત્તક લીધો. ત્યારથી ધીરજી-લાલજી ચેની તો ગયા. એટલે પોતાનો કમીલો શામળાજી પાસે રાખ્યો. અને પોતે જરૂર

આ વખતે તેનો દીકરો ધીરજી ૨૦ વરસનો હતો. તેને વાંકાનેરની ઠકરાત વારસામાં મળી. શરૂમાં તો ધીરજે મહારાજાની મદદે રહી વફાદારી અદા કરી. પોળો (વિજયનગર) ના ઠાકોરો ઉપરના હલ્લામાં તે અગ્રણી રહ્યો. ચાંદરણીના સુરજમલ ગુજરી જતાં ગાદીના મામલામાં પણ તેણે ઈડરનો પક્ષ લીધો અને ખેર કસબો તથા હરસોલનુ અર્ધું પરગણું બથાવી પાડવામાં ટીંટોઇના કનકાજી સાથે ધીરજી પણ ઇડરને મદદરૂપ રહ્યો. પણ આ બધી સેવાના બદલામાં એને ઈડર તરફથી અપમાન અને દેશવટો મળ્યો. ગરજ સરી એટલે વૈદ વેરી–એ ન્યાયનો ભોગ બન્યો. પોતાના તાબાનું ઘાંટી ગામ તેની પાસેથી છીનવી લેવામાં આવ્યું.

ધીરજીને હાડોહાડ લાગી ગઈ...તેણે કુટુંબ કબીલા સાથે હીજરત કરી. મેવાડ જિલ્લાના મેવાસમાં પાટિયા વલેસા નામનું ભીલોનું ગામ છે, ત્યા એક વર્ષ રહી ઇડરવાડામાં લૂંટફાટ કરવા માંડી. કહેવાય છે કે એક દિવસમાં વીસ ગામોમાં રાડ પડાવતો હતો ! પરંતુ બીજા કોઈ લૂંટફાટ કરતા તો તેમનાં માથા કાપી ટોપલામાં ભરી ઈડર મહારાજાને 'ભેટ' મોકલી આપતો ! અને પોતાના હલ્લામાં તે કદિ રૈયતને સતાવતો નહિ. ચારણ–ભાટ ને તાબેનાં ગામમાં પ્રવેશતો નહિ !*

પરંતુ એકવાર તેના સાંભળવામાં એવું મહેણું આવ્યું કે ધીરજી તો લૂંટફાટનો ધંધો લઈ બેઠો છે ! પટાવત સરદારની જેમ રીતસર બહારવટું ખેલતો નથી !

આ મહેણા ઉપરથી એણે ઉદેપુરના રાણા પાસેથી ભારે ઉપજનો પટો મેળવી લીધો–પણ જાગીર લીધી નહિ. અને વળી ઇડર પર ત્રાટકયો.

આ દરમ્યાન, ઇડરના મહારાજા પ્રત્યે ઘણાખરા દરબારોનો રોષ–અસંતોષ જાગ્યો હતો અને ઘણા ખંડણી આપવામાં આનાકાની કરતા હતા. કેટલાંકે તો ના પાડી દીધી હતી. આથી ઈડરને તો ખરી, પણ બ્રિટિશ સત્તાને ચિંતા જાગી હતી. એથી કર્નલ બાલેનટૈને રસ્તો કાઢવા ઈડરના સર્વ દરબારોને બોલાવ્યા. ધીરજી નહિ આવે એવો ભય હતો જ. એટલે એને બોલાવી દગો ફટકો નહિ રમાય એવી ચારણની બાંહેધરી આપીને બોલાવ્યો હતો અને ધીરજી વિશ્વાસ રાખી ૩૫ શિરબધી લઈને આવ્યો. પરંતુ કપટ રમાયું જ. શિરબધીઓને પાછા મોકલવા તેને સમજાવ્યો;

* ચારણ–ભાટને લૂંટાય નહિ, કે તેની હત્યા થાય નહિ એવી ધાર્મિક માન્યતા હતી.

અને પછીથી ધીરજીને આંતર્યો. ત્યારે તેનો ભત્રીજો ઉદોજી જાનની હોળી કરી ઝૂઝ્યો; કેટલાયને ઠાર કર્યા ને જાતે મૂઓ.

અને ત્યારે ન્યાયના રખેવાળ બની આવેલ બ્રિટિશ એજન્ટે મુંડેટી, ટીંટોઇ, ટોરડાનાદર બારો—જેમણે ઇડરને ખંડણી આપવા ઇન્કાર કર્યો હતો, ને ચોથા ધીરજીને કેદ કરી બેડીઓ નાખી વડોદરાની જેલ ભેગા કરી દીધા ! અને બીજા દરબારો ઉપર ધાક બેસાડી દઇ મહારાજાને ભાગ અપાવ્યો.

ચારણોએ આ પ્રસંગને આલેખ્યો છે—

> ભાઇ તણે શિર ભાર, પડિયો ધીરા ઉપરે
> શત્રાં વજાડે સાર અપછર વરિયો ઉદલો
> કર આરબ કટકાદ મશાણ પગાંતલ પાડિયા
> બબે હોય બટકાહ, એકણ ઘાવે ઉદલા.

મુંડેટી, ટીંટોઈ તથા ટોરડાના ઠાકોરો તો ચાર પાંચ મહિના જેલ ભોગવી મહારાજાનો દાવો ચૂકાવી છૂટી ગયા.

પરંતુ ધીરજી દાવો ચૂકવે એવો આદમી ન હતો. ૭ મહિના જતાં બેડીઓ તોડી, કોટ ઉપરથી પડતું મૂકી કેદમાંથી નાઠો. અને મનમાં લીધેલી માનતા મુજબ શામળાજી જઈ દેવને પગે લાગ્યો ! અને છાનો-માનો કાઠીઆવાડ જઇ ઘોડા ખરીદી લાવી, સવાર રાખી, ફરીને ઇડર-વાડામાં પ્રવેશ્યો.

એને પકડવા કર્નલ બાલેનટૈને તથા ઇડરના મહારાજાએ ઘણાં ઘણાં માથાં પછાડયાં પણ માથા ફરેલ ધીરજી પકડાયો નહિ. ડુંગરાને આશરે સલામત રહી, રાતોરાત લાગ જોઇ તે દુશ્મનની છાવણી-પલટન ઉપર તૂટી પડતો અને ભાગી જતો. એક વાર તો જબરજસ્ત પહોળું વાંઘું કૂદીને તે પલાયન થઇ ગયો અને પાછળ પડેલી પલટનને પડકાર કરતો ગયો: " હિંમત હોય તો કૂદીને મારો કેડો પકડો ! "

હવે તો એના ટાટિયામાં જોર વધ્યું. ટીંટોઈના ઠાકોર કનકાજી તો લાચારી બતાવી જેલમાંથી છૂટી ગયા હતા. પરંતુ તેનો જ કુંવર લાલજી ધીરજીની હિંમત અને મર્દાનગી પર ફિદા થઇ તેની સાથે જોડાઇ ગયો.

બેઉ ભેગા થઇ ડુંગરપુરના મેવાસમાં ગયા. ને ત્યાં રહી ઇડરવાડો ખુંદતા રહ્યા. પરંતુ બન્યું એવું કે ડુંગરપુરના રાજાને કુંવર નહિ તેથી દેવલિયાના કુંવર દલપતસિંહને દત્તક લીધો. ત્યારથી ધીરજી—લાલજી ચેતી તો ગયા. એટલે પોતાનો કબીલો શામળાજી પાસે રાખ્યો. અને પોતે જબર

પડયે ડુંગરપુરની હદમાં આવી ભરાઇ જતા. પરંતુ એક બીજી બ્રિટિશ ફોજ પાછળ પડી હતી; બીજી બાજુ ઇડરના રાજા સાથે વેર બાંધ્યું હતું; અને હવે તો ડુંગરપુરની ગાદીએ આવેલો ય દુશ્મન બની રાહ જોતો હતો.

એક વાર ડુંગરપુર આવતાં સપડાઇ ગયા. લાલજી પાછળ રહી ગયો, અને મરાયો. ધીરજી આગળ નીકળી ગયો હતો.

પણ હવે તો ધીરજી જ્યાં કયાંય હોવાના ખબર મળ્યેથી ત્રણમાંથી કોઈ ને કોઇ દુશ્મનની ફોજ તૂટી પડતી હતી! એ જ્યાં ઊતર્યો હો તે ઘર પર હલ્લો બોલી જતો. એક વાર ચારણોના ગામ પર અસ્વારો ચઢી આવ્યા. ધીરજી તેની ાએ પહોંચી ગયો. એક અસ્વાર મરી ગયો, બીજો નાશી ગયો.

એકલો પડેલો ધીરજી હિંમત હાર્યો ન હતો. તેણે મેવાડના ડુંગરામાં પોતાનો પડાવ રાખ્યો...ને છેક પાટણ સુધી રાડો પડાવવા લાગ્યો!

આમ ૧૪ વર્ષ લગી તે ભટકતો ઝૂઝતો રહ્યો.

અંતે, ઈ. સ. ૧૮૨૭ માં ઇડરના ડુંગરામાં અચાનક મોત આવીને ભેટ્યું! ફોડવાનો દારૂ જાજમ પાથરીને સૂકવી રહ્યો હતો, ત્યાં દારૂ સળગી ઊઠયો ને ધીરજી ઘાયલ થઈ પટકાયો ને રામશરણ થયો.

આશરે ૪૫ વર્ષની વયે નીચી પાતળી કાયાવાળો ધીરજી ઢળી પડયો ત્યારે તો આખા પ્રદેશમાં તેનાં નામ પર રાસડા, ગીત અને કવિતો પ્રચલિત બની ચૂકયાં હતાં.

ધીરજીનો કબીલો ત્યારે મારવાડમાં જ હતો. તેની બે ઠકરાણીમાંથી ચાવડીજીને એક ચાકરે ધીરજીની પાઘડી સાથે મોતના ખબર આપ્યા; ને તત્કાલ ધીરજીની પાઘડી સાથે તે સતી થઈ!

## ૧૮૫૭

૧૮૫૭માં ભારતભરમાં અંગ્રેજ કંપનીની રાજ્યસત્તા સામે પ્રચંડ અને લગભગ રાષ્ટ્રવ્યાપી બંડ જાગી ઊઠ્યું તે સુવિદિત છે. જો કે, વિપ્લવનું મુખ્ય ક્ષેત્ર ઉત્તર ભારત હતું અને જે જે બીજે સ્થળે અસંતોષ હતો તેનું યોગ્ય સંચાલન અને સંગઠન કરવામાં આવ્યું હોત તો મદ્રાસ, મુંબઈ વગેરે સ્થળેથી લશ્કરો દોડાવી બિહાર, બનારસ, અલ્હાબાદ અને રોહિલખંડને ફરી કબજે કરવાનું તથા ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામને

ઘુંદી નાખવાનું બ્રિટિશ સત્તા માટે જે શક્ય બન્યું તે ન જ થવા પામ્યું હોત...આમ છતાં મુંબઈ, અમદાવાદ, વડોદરા, નડિયાદ તથા ભરૂચ, પંચમહાલ, આબુ વગેરે સ્થળની પલટનો તથા પ્રજાના કેટલાક આગેવાનોએ અને મહીકાંઠા એજન્સીના રાધનપુર તથા રેવા, અજમેર, પાલણપુર, ખેડા વગેરે પ્રદેશોના ઠાકોરોએ જે ખમીર બતાવ્યું હતું તે પ્રમાણમાં અલ્પ છતાં નોંધપાત્ર છે. *

આ સંગ્રામમાં ગુજરાતના જે વીરો લડતાં મુઆ અથવા ફાંસીએ ચઢ્યા અને વરસોના વનવાસ વેઠી જીવતા રહ્યા એ સૌની કહાણી રોમાંચક છે; અને જાંબુઘોડા, છોટાઉદેપુર (જ્યાં ભારતીય બળવાનો આગેવાન તાત્યાટોપે ગુપ્ત રીતે આવ્યો હતો) ની શહાદતના પ્રસંગો જબ્બરજસ્ત પ્રેરક છે. પરંતુ બળવો શમતાં, હથિયાર છીનવાઈ જવાને સમયે મહીકાંઠાના જ એક અતિ નાનકડા પ્રદેશ–મુડેટીના ઠાકોરે દાખવેલું ખમીર વિશેષ નોંધ માગી લે છે.

વળી, એવી પણ લોકવાયકા છે કે જ્યારે તાત્યાટોપે છોટાઉદેપુર અને પંચમહાલના પ્રદેશમાં છૂપી રીતે ઘૂમતો હતો, તે સમયમાં મોડાસાની માઝુમ નદીને સામે કાંઠે (ઈડરની હદમાં) તેણે થોડાક દિવસ પડાવ નાંખ્યો હતો. અને એનું મોદીખાનું (સીધુંસામગ્રી) ગાંધીવાડામાં વસના નગરશેઠને ત્યાંથી ગયેલું.

આ બંડ શમી ગયું ત્યાં સુધીમાં તો આ પ્રદેશમાં કોઇ હિલચાલ થયાનું હજી જાણમાં નથી. પરંતુ, ૧૮૫૮ માં બંડ દબાવી દીધા પછી, મહારાણી વિકટોરિયાનો ઢંઢેરો પીટાયો, અને સમસ્ત પ્રજાની સાથે ભલભલાં રજવાડાંનાં હથિયારો છીનવાઈ ગયાં–કહો કે આખા ભારતનું ફરજીયાત નિઃશસ્ત્રીકરણ થયું ! ત્યારે એવી હીણપત સામે માથું ઊંચું કરનાર હતા ઇડર નજીક મુડેટીના ઠાકોર સુરજમલજી. સરકારી ફોજ તોપ અને બંદૂકો સાથે તૂટી પડી ત્યારે સુરજમલજી પણ તેમની તોપ અને શસ્ત્રો સાથે ડુંગરોમાં રહીને લડયા. એટલું જ નહિ પણ મહેલમાંના બે મકરાણી રક્ષકોએ સરકારી ફોજનો એવો તો ખુડદો કાઢી નાખ્યો કે છેવટે તોપમારો કરી મહેલ તોડયો ત્યારે જ બ્રિટિશ ફોજ તેમાં દાખલ થઇ શકી. અલબત્ત, આખરે બ્રિટિશે નમતું મૂક્યું—હજી હમણાં જ '૫૭ ની આગ જેમ તેમ ઠરી છે, ત્યાં વળી નવો ભડકો કયાં કરવો–એમ વિચારી સમાધાન કરી લીધું.

* મહીકાંઠામાં ચાદપ અને અંબાર પ્રતિકારના કેન્દ્ર હતાં અને ઉનગર ગામ અંગ્રેજોએ સળગાવી મૂકેલું, એવા પણ તાજેતરમાં ઉલ્લેખ થયા છે.

# મોડાસા (ઈતિહાસ)

ઈડર–મોડાસા પ્રદેશમાં ઇડરનો પ્રદેશ અતિ પૌરાણિક–ઐતિહાસિક મહત્ત્વનો છે એ આપણે જોયું. આની સરખામણીમાં અલબત્ત, મોડાસાનો ઇતિહાસ ઘણો અર્વાચીન છે અને સાધારણ છે. આમ છતાં, માળવા તરફથી ગુજરાતમાં પ્રવેશ કરવાનું દ્વાર મોડાસા હોઈ, અનેક મુસ્લિમ સવારીઓ અને આક્રમણોના ધોરી માર્ગે મોડાસા એક પ્રહરી સમું ઊભું હોઈ અનિવાર્ય રીતે તેને ઐતિહાસિક મહત્ત્વ રહ્યું છે. તથા એમ માનવાને પૂરું કારણ રહે છે કે, મોડાસા પર મુસ્લિમોનું આધિપત્ય થયું તે પૂર્વે, શરૂઆતમાં ભિલ રાજ્ય અને પાછળથી રજપૂત રાજવંશનું રાજ્ય પ્રવર્તતું રહ્યું છે.

## બે તામ્રપત્રો

બે તામ્રપત્રો મોડાસાના ઇતિહાસ ઉપર કંઈક પણ પ્રકાશ નાખે છે:

એક તો, માળવાના પરમાર વંશના સ્થાપક મહારાજ સિયક (વિ. સં. ૧૦૦૫)નું તામ્રપત્ર છે; ને બીજું છે: મહારાજ ભોજના મોડાસામાંથી મળેલા સંસ્કૃત–પ્રાકૃત તામ્રપત્ર (વિ. સં. ૧૦૬૭). આ તામ્રપત્રોમાં મોડાસાનું નામ મોહડવાસક લખેલું છે. મોડાસામાં માળવાના મહારાજાઓના એક મંડળ (વિભાગ)ની રાજધાની હતી અને માળવપતિ ભોજરાજના પુત્ર કુમાર વત્સરાજ ૮૦૦ ગામોવાળા મોડાસા મંડળના મંડળેશ્વર હતા, એ આ તામ્રપત્રો પરથી સ્પષ્ટ થાય છે.

## બે મહાકાવ્યો

આ ઉપરાંત મોડાસા પ્રદેશ અને મોડાસા નગરના ઇતિહાસ ઉપર [illegible] બે મહાકાવ્યો છે. આ બન્ને [illegible] આદ્ર–ગુર્જર [illegible] અને [illegible] મહાકાવ્યો [illegible] છે.

એકનું નામ છેઃ 'કહાનડદે પ્રબંધ'. એનો લેખક કવિ છે પદ્મનાભ. (આ કાવ્ય તો એણે છેક ઈ. સ. ૧૪૫૬ (સં. ૧૫૧૨) માં લખ્યું; પરંતુ એણે જે ઝાલોરના વીર રાજપુરુષ 'કહાનડદે' અને એના વીર સપૂત 'વિરમદે' ની કથા આલેખી છે એ સમય તો છે ઈ. સ. ૧૨૯૭ નો.) ગુજરાતની ગાદીના છેલ્લા હિંદુ-રજપૂત રાજા કરણઘેલાની વાત જાણીતી છે. એના દેશદ્રોહી પ્રધાન માધવની વાત પણ જાણીતી છે. એણે દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીને ગુજરાત પર આક્રમણ કરવા આમંત્રણ પાઠવ્યું-પોતે જાતે જઈ તેડી લાવ્યો ! આમ તો છેલ્લાં લગભગ ત્રણસો વરસથી-શાહબુદ્દીન ઘોરીના સમયથી પરદેશી મુસ્લિમોનું આ દેશ પર આક્રમણ શરૂ થઈ ગયું હતું. તેઓ વારંવાર આંધળા ઝનૂની આક્રમણો કરી, ગામનાં ગામ બાળી, લૂંટી, મંદિરો અને સ્થાપત્યોનો નાશ કરી, મિલ્કતો લૂંટી કરી પોતાના વતન ભેગા થયા હતા. હવે તો તેમનો ઈરાદો ભારત પર કાયમી રાજ્ય અમલ કરવાનો હતો. મોડાસા ગુજરાત-રાજસ્થાન વચ્ચેનું મહત્ત્વનું કેન્દ્ર હતું. ગુજરાતની તળભૂમિ પર પ્રવેશવાનું આ દ્વાર હતું. અલ્લાઉદ્દીનના સેનાપતિ અલફખાને લશ્કર લઈ કૂચ આદરીઃ ઝાલોરના વીર રાજપુરુષ કહાનડદે અને તેનો વીર સપૂત 'વિરમદે' ભવ્ય સંગ્રામ ખેલી ખપી ગયા અને લશ્કર બનાસ થઈ મોડાસા આવી પહોંચ્યું.

**દીઠી વાટ સમરસી રાવળ આવ્યાં કટક બનાસ**
**ધુમાટા પહોંતા ગુજરાતે તત્ક્ષણ પડિયો ત્રાસ.**
**પગરજ ઊડી થયું અંધારૂં ગગન ન સૂઝે ભાણુ !**
**ચાલી દળ મોડાસે આવ્યાં, ઢમઢમિયાં નિશાણ ***

અને ગુજરાતના પ્રવેશદ્વાર સમા મોડાસાએ **પ્રથમ પ્રહરીને** છાજે એવો માથું મુકયાનો પડકાર કર્યો !

**ચઢી આવ્યા સુણી મ્લેચ્છ સુંછાળા, રણે રાજવટ કીધી**
**બતડ ભણેઃ "સામા ધા લેશું." અન્ન આખડી લીધી.**
**પૂર્વે પૂર્વજને બહુ વિત્યું, છેલ ભણે નવ છાંડું**
**અસપતિના દળ સ્હામો ચાલ્યો લેઈ ઉઘાડું ખાંડું"**

પરંતુ ગમે તેવી વીરતા અને કુરબાની છતાં, ખાનની જંગી ફોજ

---

* આ કાવ્યની મૂળ ભાષા તો મારૂ-ગુર્જર સહિયારી ભાષા છે. એનું ગુજરાતી રૂપાંતર શ્રી. દેરાસરીએ કરેલું છે, તેમાથી આ કડીઓ ટાંકી છે.

દૃષ્ટાંત રૂપ મૂળ લીટીઃ 'આ ગઇ અહમ વંસ સું વીતું, છયલ ભણઈ નવી છાંડું' નું ગુજરાતી રૂપાંતરઃ 'પૂર્વે પૂર્વજને બહુ વીત્યું, છેલ ભણે નવ છાંડું.'

અને ગંજાવર શસ્ત્ર-સાધનો સામે મોડાસાના થાણાના એક ઠાકોરનું શું ગજું ? છતાં એકવાર તો બત્તડે દુશ્મન ફોજનો ઘાણ વાળી નાખ્યો હતો:

**"દાટ વાળી દળ કેરો પડતાં બત્તડ વખાણ્યો ખાને**
**જયજયકાર થતે સરગાપુરી વિચર્યો ચઢી વિમાને !"**

બત્તડ જેવા વીરને ધરણી પર ઢળી પડતો જોઇ દુશ્મન ખાન પણ પ્રશંસા કર્યા વિના ન રહી શકયો !

પછી તો શિરસ્તા મુજબ થયું—

**"ઝાલ્યાં બાન, ભાંગ્યુ મોડાસુ, ગામ લગાડી લાય**
**ઠામ ઠામ લુંટાલુંટ ચાલી, દશદિશ ધાડાં ધાય."**

આ ઉપરથી ય એમ જણાય છે કે, મોડાસાનો બત્તડ રાજા માળવા-ઇડરનો ખંડિયો હશે. અને રાઠોડ વંશનો હશે, એવું અનુમાન કરવામાં આવે છે.

અને આ ઉલ્લેખો ઉપરથી એમ પણ જણાય છે કે, મોડાસાનું સંસ્કૃત નામ ᵖમોહકવાસ અને પ્રચલિત નામ મહુડાસુ હતું. પરંતુ મોડાસાથી અર્ધા માઈલ છેટે 'રામણવાવ' માં કેટલાક પથ્થરો ઉપર 'રામણ', શ્રીધર ૪૫૩, શ્રીધર ૩, સુદેવ, વસાદેવજી, શ્રીધર: ૨, બળદેવજી, વનુદેવજી, ૪, ડાહ્યા ૩૫૪, શ્રીદેવ-રહુઉ, હારમપાલ એવાં અનેક નામો લખેલાં છે... આ બધાં નામો ઉપરથી કોઇ ચોક્કસ અનુમાન શકય નથી; પરંતુ ૪૫૩ અને ૩૫૪ ના આંકડા ઉપરથી, તે આંકડાને ઇસુની સાલ માની, ક્ષત્રપવંશના કોઇ રાજાએ વાવ બંધાવી હોવાનું, અને તે રીતે મોડાસા ક્ષત્રપવંશ નીચે અસ્તિત્વમાં હોવાનુ અનુમાન થાય છે.[૯] પરંતુ આ ભેળમેળ નામો પરથી કંઈ ચોકકસ સૂચિત થતું લાગતું નથી.

અલબત્ત, ઈ. સ. ૧૨૯૭ માં વીર બત્તડની શહાદત પછી મોડાસા મુસ્લિમ બાદશાહને વશ થયું.

બીજું વીર કાવ્ય છે: 'રણમલ્લ છંદ'. એનો કવિ છે ઇડરનો વતની શ્રીધર વ્યાસ.

આ કાવ્યમાં ઇડરના વીર સુભટ રણમલ્લે દિલ્હીના સુલ્તાનના ગુજરાતમાંના સુબેદારો સામે ખેલેલા યશસ્વી યુધ્ધોની તવારીખ છે. આ રણમલ્લ તે ઇડરની ગાદીની સ્થાપના કરનાર રાઠોડ રાવ સોનીગજી ( અથવા સોનંગજી ) ની ૫ મી પેઢીએ થયો હતો. તેણે ઇડર રાજ્યનો વિસ્તાર કર્યો હતો ને તેને સુદઢ બનાવ્યું હતું.

દિલ્હીના સુલ્તાન ફિરોઝશાહ તઘલખના ગુજરાતના સુબા ઝફરખાન

(બંગાળા) ને તેણે હરાવ્યો હતો (૧૩૬૮), બાદ તેનો દીકરો ઝફરખાન 'રૂમી' ગુજરાતનો હાકેમ બન્યો હતો, અને તેને હાથે ગુજરાતની ભયંકર પાયમાલી થવા પામી હતી આ બાજુ ઝફરખાન (રૂમી) ને ય રણમલે યુદ્ધમાં શિકસ્ત આપી હતી, અને તેને ૧૩૭૮ માં બાદશાહે દિલ્હી પાછો બોલાવી લીધો હતો ત્યાર બાદ, ગુજરાતની સુબેદારી શમસુદ્દીન દામગાનીને ઈજારે આપી (૧૩૭૯), તેને ય રણમલે યુદ્ધમાં પરાજીત કર્યો હતો, ત્યાર બાદ, સદાના અમીરોના હાથે તેનું ખૂન થતાં, તેની જગાએ મશહૂર સૂબો મલિક મુફર્રહ (મૂળ નામ રાસ્તીખાન) ઊંચો દરજ્જો ધારણ કરી દિલ્હીથી આવ્યો (૧૩૮૦) તેનો બાપ મૂળ ગુલામ કુળનો હતો પરંતુ રાસ્તીખાન કાબેલ અને બહાદૂર હતો લગભગ ૧૩૮૭–૮૮ માં દિલ્હીની સત્તા ઢીલી પડતાં, સુલતાન ફિરોઝશાહ તઘલખનું મરણ થવાને સમયે, તેનો પુત્ર મોહમદ તઘલખ પદચ્યુત થયો હોઈ, તે અવ્યવસ્થાના સમયે રાસ્તીખાને પોતાને ગુજરાતના સ્વતંત્ર રાજકર્તા તરીકે સ્થાપિત કરવા કોશીશ કરી હતી

પરંતુ આ સમયમાં જ (૧૩૮૮ થી ૧૩૯૨) ઈડરના વીર રાજવી રણમલે તેને ય યુદ્ધમાં પરાજય આપી તેના ૧૭૦૦૦ સૈનિકોની કતલ કરી હતી—એમ 'રણમલ્લ છંદ' ઉપરથી જાણવા મળે છે રણમલની ધાક વિષે કવિ કહે છે

> રાત્રે ખંભાત નગર ઉપર (રણમલ્લ) છાપો પડે છે, સંધ્યાકાળે ધોળકા પર ભીંસ પડે છે, પાછલે પહોરે પાટણ પોકાર પાડે છે, જ્યાં 'આ રણમલ્લ આવ્યો!' એમ સંભળાય છે +

આ આખા જમાના દરમ્યાન "મોડાસા પોતાની આજુબાજુના પ્રદેશનું એક મુખ્ય કેન્દ્ર હતું અને એવા દારૂણ યુદ્ધ વખતે ત્યાંનો હાકેમ-થાણદાર મીર રહેમાન હતો

> આ મીર રહેમાન વિષે 'રણમલ્લ છંદ' માં આ રીતનો ઉલ્લેખ છે
>
> 'મોડાસાનો થાણદાર મીર રહેમાન સુલતાનના નાણાં હરામ કરે છે (સુલતાની) ખિદમત દેખાવતો ખાન જો નિમકહલાલ હશે તો રણમલ્લ જેવા ક્ષત્રિયનું અસ્તિત્વ જ ન હોય શકે' ●

એટલે કે, મીર રહેમાન મુસલમાન હોવા છતાં, તે દિલ્હીના બાદશાહનો નોકર (લૂણ ખાનારો) હોવા છતાં, તે અંદરખાનેથી રણમલને મદદ કરતો હોવો જોઈએ.

મોડાસાના આ મીર રહેમાન વિષે ગુજરાતના ઇતિહાસજ્ઞ શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી એવી ધારણા સેવે છે કે, સંદેશક–રાસનો કર્તા કવિ મીર અબ્દુર રહેમાન કદાચ મોડાસાવાળો મીર રહમાણ હોઇ શકે. સમય લગભગ મળતો છે. વળી તેણે રણમલ્લને ફાવવા દેતો ચીતર્યો છે, એટલે પણ કદાચ હિંદુઓનો પક્ષપાતી તે મીર રહમાણ ( હિંદુ રીતના કાવ્યનો અને શુદ્ધ અપભ્રંશમાં લખનારો ) કર્તા હોઈ શકે. આ બાબ શાસ્ત્રીના આધારે, રમણલાલ સોનીએ લખેલી નીચેની નોંધ ધ્યાનમાં લેવા જેવી છેઃ

"છેક છેલ્લી સદી સુધીના ગુજરાતી સાહિત્યમાં પંદરમી સદીના અબ્દુર રહેમાન અને ૧૮ મી સદીના -કવિ રાજે–બીજ મુસલમાન કવિઓનાં નામ મળે છે કવિ રાજે કૃષ્ણલીલાનાં'પદો લખી પ્રસિધ્ધ થયો છે. ત્યારે અબ્દુર રહેમાને 'સંદેશક રાસ' નામે કાવ્ય લખ્યું છે, તેમાં તેણે એક પણ અરબી–ફારસી શબ્દ આવવા દીધો નથી. કવિ પોતેજ કાવ્યની શરૂઆતમાં પોતાની ઓળખાણ આપતાં '**પશ્ચિમ દેશોમાંના** મ્લેચ્છ દેશમાં મીર સેન–મીર હુસેનનો પુત્ર અદ્દહમાણ–અબ્દુર રહેમાન, આ 'સંદેશક રાસ'નો લખનાર' ... છે. વળી કાવ્યમાં વિજયનગર (એટલે ઇડર નજીક) ની એક વિયોગિની પોતાના પતિને ખંભાતી પથિક મારફત સંદેશો મોકલે છે."

* ૧૪૧૩ માં ઈડરના રાવની પડખે બળવાખોર સૂબાઓ, (બાદશાહના કાકાનો દીકરો મોહિઉદ્દીન જે વડોદરાનો હાકેમ હતો, તથા મસ્તખાન જે સુરતના હાકેમનો દીકરો તે બંને ) ઉભા રહ્યા ત્યારે સુલતાન અહમદશાહ ૧ લાએ ફતેહખાનને લશ્કર લઈ મોકલ્યો, ને ઇડરના કિલ્લામાંથી બળવાખોરોને ભગાડયા. આ સમયે મોહિયુદ્દીને **મોડાસાના** હાકેમ રૂક્તખાનને (રૂકનુદ્દીન) ને પોતાની તરફ સાધી લીધો, અને મોઈઉદ્દીન, મસ્તીખાન તથા ઇડરના રાવે, એકઠા થઈ ઈડર તાબાના રંગપુર ગામે છાવણી નાખી. અને મોડાસાની આસપાસ ઊંડી ખાઇ ખોદાવી અને કિલ્લો મજબૂત કરાવ્યો...અલબત્ત, છેવટે સુલતાનનો જ વિજય થયો અને મોડાસા તેના તાબે રહ્યું.

આ ઉપરથી એ વાત જાણવા મળે છે કે મોડાસાનો કિલ્લો ૧૪૧૨ પૂર્વેનો તો છે જ.

વળી, ૧૪૧૬–૧૭ માં બાદશાહ અહમદશાહે માળવાના રાજા હુશંગને **મોડાસાથી** પાછો કાઢયો હતો.

* ઇ. સ. ૧૪૧૩ થી ૧૮૨૫ સુધીની માહિતી ગો. હા. દેસાઇ કૃત 'ગુજરાતનો અર્વાચીન ઈતિહાસ' તથા 'ગુજરાત સર્વ સંગ્રહ' ને આધારે ટાંકી છે.

આ પછી, ૧૪૮૪ મા મોડાસાના હાકેમ મોલાઝાદા અલફખાને સુલતાન મહમદ બેગડાના અમલ સામે બંડ કર્યું હતું અને સુલતાનનું લશ્કર આવતા તે લુણાવાડાના પહાડોમા ભરાઇ ગયો હતો

૧૫૧૪ મા ઇડરના રાજા ભાણના દીકરા ભીમે બળવો કર્યો ત્યારે બાદશાહે માળવા જવાનું બંધ રાખી મોડાસા પહોંચી ઇડર સામેની લશ્કરી તજવીજ કરી હતી

૧૫૨૦ મા સોરઠનો હાકેમ તથા ગુજરાતનો હાકેમ (અમદાવાદથી) લશ્કર સાથે હરસોલ થઇ મોડાસા આવ્યા હતા

૧૫૨૭ મા સુલતાને મોડાસાનો કિલ્લો ફરી બંધાવ્યો હતો

૧૫૭૪ મા સુલતાન મુઝફ્ફર મહેમદાવાદથી મોડાસા આવ્યો અને ત્યાર બાદ ઘણીવાર શિકાર કરવા મોડાસા આવતો હતો

આ ઉપરાંત આપણે આગળ જોઇ ગયા છીએ તેમ, ૧૫૫૪ બાદ અહમદશાહ બીજાના કારભારીઓએ મુલ્કો વહેંચી લીધા તેમા ઇતિમાદખાનની ટોળીએ મોડાસાનો પ્રદેશ વહેંચી લીધો હતો અને બાદ તેને પોતાને જ નાસીને મોડાસા ભાગી આવવું પડયું હતું છેવટે તેણે જ અકબરની મદદ માગી અને ૧૫૭૩ થી મોગલાઇ રાજ્ય નીચે મોડાસા પણ આવ્યું

૧૫૭૭ મા શાહબુદ્દીન સુબેદારે મોડાસાનો કિલ્લો ફરી એક વાર સમરાવ્યો અને થાણું ફોજ સ્વારી મજબૂત કર્યું

મોગલાઇના જમાનામા મોડાસાનો સારો વિકાસ થતો જણાય છે આ રગોમા અનેક દવા વેચનારા હકીમો અને અત્તર વેચનારાઓ આવતા હતા અને ૧૬૫૦ ના સમયમા ઈડરના રાવ જગન્નાથ મોડાસામા હતા તેમણે ધાતુપુષ્ટિનું ઓષધ લીધું હતું અને રાતને બદલે ગરતામા જ ખાઇ જતા જીંદગીભરના ખૂંધા થઇ ગયા હતા એવો ઉલ્લેખ છે

રાયસિંહજી ૧૭૫૦-૫૧ મા અપુત્ર ગુજરી ગયા ને મોડાસા વળી ઈડર તાબે ગયું બાદ શિવસિંહના ત્રણ પુત્રો વચ્ચે અહમદનગર, બાયડ ને સુરત તથા ચોથા જાલમસિંહને મોડાસા આપવામા આવ્યું હતું

બાદ, જાલમસિંહે માલીઆર, માનપુર, મોહનપુર અને સરડોઇના ગામો વસાવવા પ્રયાસ કર્યો હતો અને નામ પ્રમાણે શૂરવીર હશે કેમકે તેઓ ગામો બાળતા હતા એવું જણાય છે ! ૧૮૦૬ મા જાલમસિંહ અપુત્ર ગુજરી જતા ફરી ઈડરને તાબે (ગંભીરસિંહજી હસ્તક) મોડાસા ગયું પાછળથી મોડાસા અહમદનગર (હિંમતનગર) નું ભાયાત બન્યું અને જોધ-

પુરની ગાદીએ હિંમતનગરના તખ્તસિંહજીને જ્વાનું થતાં  ૧૮૪૩ ?) હિંમતનગર તથા તેનાં ભાયાત મોડાસા, બાયડ ઇડરને તાબે ગયાં.

આ પછી દ્વિરાજ સત્તા જેવું ચાલ્યું એટલે કે બ્રિટિશ અને ઈડર સંસ્થાન વચ્ચે ગામોની વહેંચણી થઈ; કેટલાંક સહિયારાં પણ રહ્યાં. ત્યારે મોડાસા અંગ્રેજી હકુમત નીચે આવ્યું–૧૮૪૮ માં. અને ઈડરે પોતાની કચેરી માઝુમ નદીને સામે કાંઠે સબલપુરમાં બનાવી.

આ પછી બ્રિટિશ અમલ દરમ્યાન ઉત્તરોત્તર વિકાસ થયો.

૧૭૩૪ ના અરસામાં ઈડરના રાજા આણંદસિંહજી તથા રાયસિંહે મોગલોને ઘણી મદદ કરી તેથી ઈ. સ. ૧૭૩૭ માં એમને મોડાસા જાગીરમાં આપવામાં આવ્યું. (આણંદસિંહ ગુજરી જતાં) અને રાયસિંહજીએ મોડાસામાં માઝુમને કાંઠે મહેલ બંધાવ્યો હતો તેના ખંડિયેરો, વાવ અને કચેરી હજી હયાત છે.

**ધનસુરા તો ધણધણે (ધળવળે) ને થાણે વાગી થાળી**
**મોડાસાનું લશ્કર આવ્યું મોરી ફૂટી બાળી !**

મોડાસાના થાણાની હાક અંગેની લોકલાગણીનો આ પડઘો છે.

"મોડાસા—અમદાવાદની ઉત્તર–પૂર્વે ૫૨ માઇલ ઉપર ૭૪૩૬ ની વસ્તીનું ને રૂ. ૨૮૫૯ની ઉપજની મ્યુનિસિપાલિટીવાળું ગામ છે. અમદાવાદમાં બાદશાહી થઈ ત્યારથી વસેલું.* ગુજરાત ને ઇડર તથા ડુંગરપુરની ડુંગરીઆળો મુલખ એ બેની વચ્ચમાં મોડાસા આવવાથી તે અગત્યનું મથક થયું હતું. સુલતાન મહમદ ૧ લાની બાદશાહતની શરૂઆતમાં તે કિલ્લાવાળું થાણું હતું. ને સોળમા સૈકાની આખરે તે ૧૬૨ ગામોના સુપ્રદેશમાં મુખ્ય ઠેકાણું હતું; ને વરસે ૮ લાખની ઉપજ આપતું. મોગલાઇમાં શહાબુદ્દીન નવાબે (૧૫૭૭–૮૩) મોડાસાનો કિલ્લો સમરાવ્યો હતો; ને થોડીક ઘોડેસ્વાર ફોજ ત્યાં રાખી તે મુલખને સારો વસાવ્યો હતો. ૧૮ મા સૈકામાં મોડાસા ઘણી પડતી હોલતમાં આવ્યું. ને ૧૮૧૮ માં જ્યારે તે બ્રિટિશ સરકારના તાબામાં આવ્યું ત્યારે ઘણું જ પાછળ હતું. તો પણ પાછું વહેલું સુધરી ૧૮૨૫ માં તેણે કેટલાક વેપારીઓને ૯ લાખની પુંજીવાળા દેખાડયા હતા. તે વેળા વસ્તી ૪૦૫૯ ની હતી. હાલમાં રંગવાનો, છાપવાનો, પીતલનો એ ઉદ્યોગ ત્યાં ચાલે છે; ત્યાંના તલ જો કે બહુ સારા નથી તો પણ તલ ધોલેરા, વઢવાણ અને લીમડી સુધી જાય છે. મહુડાનું

* ફરી વસેલું એમ જ સમજવું.

તેલ પણ સાબુને વાસ્તે જાય છે. મોટો ધંધો કાપડનો છે. કાપડ મુંબઈથી આવે છે ને આજુબાજુના પરગણામાં જાય છે; વળી ઉંટ ઉપર માળવેથી અમદાવાદ જાય છે. ને ત્યાંથી કાપડ તથા બીજો માલ પાછો માળવે જાય છે. મોડાસામાં મહાલકારીની ને ચીફ કોન્સ્ટેબલની કચેરી છે. વળી પોસ્ટ ઓફિસ પણ છે.×

# બ્રિટિશ અમલ: મહીકાંઠા*

અંગ્રેજોએ ૧૭૫૧ સુધી બાહ્ય રીતે મુખ્યતઃ વેપાર–નીતિ પાછળ લક્ષ આપ્યું હતું. પરંતુ તે દરમ્યાનયે તેઓ ગાયકવાડ, પેશ્વા, રાજપુતો અને મુસ્લિમ રાજકર્તાઓ વચ્ચેના વિખવાદોનો લાભ લેવાનું, લાગ જોઈ એક યા બીજા સામે કુમકે આવવાનું અને તક મળતાં મધ્યસ્થી–લવાદીનો દેખાવ કરી સત્તાના દોર હાથ કરવાનુ ચૂકયા ન હતા.

૧૭૫૯ માં સુરત તથા તેને લગતા મુલકોમાં મોગલાઇ અમલ હતો.

---

× ગુજરાત સર્વ સંગ્રહ પા. ૫૦૧.

*મહીકાંઠા એટલે મહી નદીના કિનારાનો પ્રદેશ જ નહિ. તે ઉપરાંત નદીની ઉત્તરમાં પોસીના, અંબાજી અને બનાસ નદી સુધીનો પ્રદેશ પણ. આ પ્રદેશની લંબાઇ ૯૦ માઈલ, અને પહોળાઈ ૬૦ માઇલની છે. ક્ષેત્રફળ ૩૫૨૮ ચોરસ માઈલ. ઈ. સ. ૧૯૦૧ માં ૩,૬૧,૫૪૫ ની વસ્તી નોંધાઇ હતી.

મહીકાંઠાની ઉત્તરે શિરોહી તથા મેવાડના ડુંગરી ભિલોનો મુલક છે. દક્ષિણે ખેડા જીલ્લો, અમદાવાદ જીલ્લો અને અગાઉ રેવાકાંઠા એજન્સીનાં ગણાતાં લુણાવાડા, વાડાસિનોર છે. પૂર્વે ડુંગરપુર અને પશ્ચિમે પાલણપુર, વડનગર, વિજાપુર, કડી તથા અમદાવાદ જીલ્લાના ગામો આવેલા છે.

મહીકાંઠાના છ વિભાગ ગણાતા હતા, જેમાં બાવન રજવાડા–ઠકરાતોનો સમાવેશ થતો.

**૧. નાની મારવાડઃ** તેમા ઈડરના મહારાજા તથા તેમના ભાયાતો–પોળો, દાંતા, માલપુર, વલાસણા, ગાબટ, મગોડી વગેરે થઇ ૧૪ સંસ્થાનોનો સમાવેશ થાય છે.

**૨. રહેવર જિલ્લોઃ** તે રહેવર રાજપુતોનો મુલક છે. તેમા મોહનપુર, રણાસણ, વડાગામ, રૂપાલ, દધાલીઆ અને ખાલુંદરાનો સમાવેશ થાય છે.

**૩. વાત્રક કાંઠોઃ** વાત્રક નદીની બંને બાજુએ આવેલો ઠકરાતી મુલકઃ ઘોડાસર, પુનાદરા, ખડાલ, આંબલીઆરા, સાઠંબા, રમાસ, ડાભા વગેરેનો સમાવેશ થાય છે.

તે પ્રદેશ સુરતના નવાબ પાસેથી મેળવ્યો; બાદ મરાઠા પાસેથી ઘણો મુલક મેળવ્યો.

પરંતુ ગુજરાતમાં સર્વોપરિ સત્તા તો ૧૮૨૦થી સ્થપાઈ ગણાય. આ સાલમાં અંગ્રેજો અને ગાયકવાડ વચ્ચે કરારો થયા. અને ત્યારથી ખંડિયા રાજાઓ ઉપરની સર્વોપરિ સત્તા બ્રિટિશોના હાથમાં આવી.

મહીકાંઠાનો વિચાર કરતાં—('મહીકાંઠા ડિરેક્ટરી'ના આધારે):

ગુજરાતના જે ભાગમાં ગાયકવાડને ખંડણી ઉઘરાવવાને પોતાનું લશ્કર લઈ જવું પડ્યું હતું તે સર્વ ભાગ '**મહી કાંઠા**' નામે ઓળખાયો.

આ પ્રદેશના જુદા જુદા ભાગ જુદા જુદા સત્તાધારીના હાથમાં આવી ગયા તેનું કારણ પણ તે જ છે.

સપાટ પ્રદેશ મરાઠા નીચે આવી ગયો તો પણ ચુંવાળના જંગલમાં અને દક્ષિણમાં છેક વડોદરા સુધીના મહીના કાંઠાના પ્રદેશમાં **સ્વતંત્ર** જાતિના લોકોને રક્ષણ મળતું. અને મહુધા, નાપાડ, ધોળકા તેમજ બીજાં ફળદ્રુપ પરગણાનાં ઘણાં ગામમાં તથા વાઘેલા વગેરે રજપૂત ગ્રાસિયાના ગામમાંથી ખંડણી ઉઘરાવવાને મુંડગીરી-કરવી પડતી હતી. જેમ નાની નદીઓ વધતી ચાલી તેમ તેમના કાંઠા ઉપરની ઝાડીઓમાં અને કોતરોમાં ઘણા **સ્વતંત્ર લોકો** આવી ભરાયા; અને વહેળિયાંનો જેમ વધારો થતો ગયો અને જંગલ પણ ગાઢું થતું ગયું તેમ, **ઇડર તથા લુણાવાડાનાં હજી લગણ નહિ વશ થયેલાં સંસ્થાન,** ઈશાન કોણના પર્વતોમાં આવેલાં છે, ત્યાં સુધી **સ્વતંત્ર દેશો** ભરચક સમુદાયવાળા થવા લાગ્યા અને ગાઢી વસ્તીથી ભરાઈ ગયા.

આ પ્રદેશની સત્તા જેઓના હાથમાં હતી અને જેઓ હથિયાર ધારણ કરવાવાળા હતા, તેઓ રજપૂત, કોળી અને મુસલમાન હતા. કોળી (ભીલ-કોળી) લોકો જો કે રજપૂતોની સત્તા નીચે જોવામાં આવતા હતા, તથાપિ તેમની સંખ્યા મોટી હતી.

---

આ ઉપરાંત **સાબરકાંઠો** (સાબરમતીની પૂર્વ બાજુનો ઠકરાતી મુલક) અને **બાવીશી જિલ્લો** (ગાયકવાડી અને અંગ્રેજી મુલકમાં વિખરાયેલો) તથા **કટોસણ જિલ્લો** (ગાયકવાડી પ્રદેશની પશ્ચિમ બાજુનો છૂટક છૂટક પ્રદેશ) છે.

આ પ્રદેશની મુખ્ય નદીઓમાં સાબરમતી, હાથમતી, ખારી, મેશ્વો, માઝુમ વાત્રક અને સરસ્વતી છે. આમાંથી સાબરમતી અને મેશ્વો મેવાડના ડુંગરોમાંથી નીકળી છે અને માઝુમ મહીકાંઠા અને ડુંગરપુરની વચ્ચે આવેલા ડુંગરમાંથી નીકળી મોડાસા, વડાગામ અને આંબલીઆરા થઈ વાત્રકને મળે છે.

રજપૂત બે પ્રકારના હતા: ઈડરના રાજકર્તા વંશ સાથે જેઓ જોધપુરથી આવી વસેલા એવા મારવાડી*. તથા બીજા અસલના રાવોને પોળોમાં નસાડી મૂકનારાના વંશજો.
થોડીક વીગતે જોઈએ તો—

—૧૮૧૩ માં બ્રિટિશ સરકારનો પહેલો સંબંધ આ પ્રદેશ સાથે બંધાયો: મેજર બેલેન્ટાઈને મહીકાંઠાની ખંડણીનો બંદોબસ્ત પ્રથમ કર્યો.

—૧૮૧૮ માં પેશ્વાના હક્ક બ્રિટિશોને મળ્યા. ત્યારથી ઠાકોરો સાથે વધુ સંપર્ક સધાયો.

—૧૮૨૭ માં, ગાયકવાડથી ઠાકોરોનો બંદોબસ્ત ન જળવાતાં, તેમની ખંડણી ઉઘરાવવાનું પણ બ્રિટિશને માથે આવ્યું.

—૧૮૨૧ માં પોલિટિકલ એજંસીની સ્થાપના થઈ. અને સુલેહ શાંતિના મુચરકા લખાવી લીધા.

પરંતુ, અંગ્રેજોએ ધાર્યું હતું એટલું સરળ કામ ન હતું. ૧૮૩૫ સુધી ઘણા પ્રમાણમાં દંગા, બહારવટાં અને લૂંટફાટો સુધ્ધાં પ્રવર્ત્યાં. પરંતુ ૧૮૩૬ પછી પ્રમાણમાં વ્યવસ્થા અને શાંતિ સ્થપાઈ. અને ૧૮ મી સદીની આખરથી ૧૯ મી સદીની શરૂઆત સુધી મહીકાંઠામાં વ્યાપેલી અવ્યવસ્થાને કારણે આર્થિક-વેપારી અને માલની અવરજવરની બાબતમાં અંધાધૂંધી ઊભી થઈ હતી તે ઓછી થઈ; તથા શામળાજીમાં દર સાલ ભરાતો મેળો (જેનું વેપારના કેન્દ્રની દૃષ્ટિએ પણ અગત્ય હતું) આ વર્ષોમાં બંધ થયો હતો તે પાછો ચાલુ થયો–૧૮૩૮ માં પોલિટિકલ એજંટ આઉટરામે ચાલુ કરાવ્યો.

આ પછી જ, અંગ્રેજોને પોતાની સત્તા સ્થિર થતી જણાઈ; એટલે મહીકાંઠાના કોળીઓને ફોજમાં લેવાની શરૂઆત કરી.

૧૮૩૯ માં મહીકાંઠામાં ફોજદારી ન્યાયની કચેરીની સ્થાપના કરવામાં આવી.

---

* આ બે પ્રકારના રજપૂતોમાથી મારવાડી રજપૂતોને પોશાક અને રીતભાત મારવાડવાળાંઓને મળતા હતા.

# વેપાર–હુન્નર–નાણું–ભાવ–પગાર*

## વેપાર

આપણે અગાઉ જોઇ ગયા તેમ, આખા ગુજરાતને માટે ૧૮૦૨ નો સમય અવ્યવસ્થા અને અંધાધૂધીનો ગણાય તે વખતનો ગુજરાતનો વેપાર જમીન માર્ગે નીચે મુજબ હતો—

અમદાવાદથી ૭ લાખનો, દખણથી ૨૪ હજારનો, જેપોરથી ૩૦ હજારનો, ખાનદેશથી ૯૯ હજારનો માલ સૂરત આવતો અને સૂરતથી ૨૦ હજારનો માલ અમદાવાદ, ૩૨ હજારનો માલ દખણ, ૧૬ હજારનો જેપુર જતો

૧૮૧૩ મા મુબઇનો વેપાર તેજી પર આવવાથી સુરતને ફટકો પડયો સુરતનો દરિયા માર્ગે ચાલતો વેપાર સને ૧૮૦૧ મા ૧ કરોડ રૂ નો હતો તે ઘટી જઇ ૧૮૩૦ મા ૮૦ લાખનો અને ૧૮૭૫ મા ૫૦ લાખનો થઇ ગયો હતો

સને ૧૮૧૫ મા ભરૂચ બદરનો વેપાર ઉત્તરમા કચ્છ માડવી સાથે અને દક્ષિણમા મુબઇ–કોકણકાઠા સાથે હતો ભરૂચથી રૂ સુરત અથવા મુબઇ ચઢતુ ને ત્યાથી દેશાવર જતુ એ સાલમા ભરૂચમા માલની આવ–જા રૂ ૨૬ લાખની હતી !

૧૮૧૭ મા અમદાવાદ અગ્રેજોના તાબે આવ્યુ અને માલ ઉપર લેવાતી જકાત કાઢી નાખવામા આવી ત્યારથી ત્યા વેપારની જામતિ થઇ ધોલેરા, ઘોઘા, વીરમગામ મોટા વેપારના મથક થઇ પડયા વીરમગામમા વીસનગર, રાધણપુર, કચ્છ અને પાટણ વગેરેનો માલ ગાડામા અથવા ઊંટ ઉપર આવતો, અને ત્યાથી ઘણો ધોલેરા બદરેથી ચઢાવવામા આવતો ઘોઘા બદરનો વેપાર અફીણ, કાશ્મીરી સાલ અને રૂનો હતો કપડવજ અને લુણાવાડાને રસ્તે અફીણ ઘોઘે આવતુ (ખેડામા અફીણનો પાક થતો) ઇ સ ૧૮૪૧–૪૬ ના પાચ વરસ દરમ્યાન સરેરાશ દર વરસે રૂ ૧૮ લાખની ૧૮૦૦ પેટી ચઢાવવામા આવેલી ! અને ૧૮૪૬ મા રૂ

* આ પ્રકરણમા ગુજરાતની સર્વસાધારણ સ્થિતિ રજૂ શ્રી ગોપાલદાસ પટેલનો ઉલ્લેખ કર્યો છે મુખ્ય આધાર ગુજરાત સર્વ સંગ્રહ'નો લીધો છે

૧૦ લાખની કાશ્મીરી શાલ અને ૧૮૩૪ થી ૪૬ સુધીના ૧૩ વર્ષમા **દર સાલ** સરેરાશ ૧૭૬૦ ટન રૂ ઘોઘા બંદરેથી દેશાવર ચઢેલુ !

આગગાડી થવા પહેલા (૧૮૫૩ પહેના) સુરતથી મુંબઇ અને સુરતથી ઘોઘા જવા આગબોટો ચાલતી હતી મુંબઈથી કરાચી વચ્ચે સપ્ટેમ્બરથી જૂન દરમ્યાન આગબોટો ચાલતી આ આગબોટો, વેરાવળ, માંગરોળ, પોરબંદર, કચ્છ-માંડવી ને કરાચીના ઉતારૂઓ તથા માલ લઇ જતી

કાઠિયાવાડ બંદરના વહાણોને કુરાચી જઇ પાછા આવતા એક મહિનો, મુંબઇ આવતા દોઢ મહિનો, બસરા જઈ આવતા ૩ા મહિના, કલકત્તા ૪, એડન ૪ા ને જંગબાર જઇ પાછા આવતા ૬ મહિના થતા

ખલાસીઓમા ખારવા, કોળી અને મુસલમાન રહેતા

અગાઉ ગુજરાત અને મેવાડ વચ્ચે ઇડર અને પોળોમા થઇને ધમ ધોકાર વેપાર-વહેવાર ચાલતો હતો

શામળાજીમા તો જબરજસ્ત મેળો કાર્તિકી પૂર્ણિમાએ ભરાતો આવ્યો છે (સિવાય કે અધાધૂધીના કેટલાક વરસ બંધ રહ્યા બાદ ફરી ૧૮૩૮થી શરૂ થયો) આ મેળામા બળદ, અફીણ, કાપડનો વેપાર ઘણો મોટા પાયા પર થતો અને તેમા અમદાવાદથી સુરત સુધીના વેપારીઓ આવતા હતા। એ જમાનામા ઇડરના મહારાજા કેસરીસિંહે (૧૮૬૮મા ગાદી) દાણ વગેરે માફ કરેલુ હોઇ, મેળાનો મહિમા અને વેપાર અનેકગણો વધી ગયો હતો

આ ઉપરાત મોડાસા તો રાજસ્થાન-ગુજરાતનુ દ્વારપાળ હોઇ વેપારનુ એક મોટુ મથક બની ગયુ હતુ આજુબાજુના સેકડો ગામો દાણા, ઘી વગેરે મોડાસાના બજારમા વેચતા અને કાપડ લઈ જતા હતા ઘીના વેપાર અંગે તો એવી બાતમી મળે છે કે, આજથી ૪૦-૫૦ વર્ષ પૂર્વે મોડાસાથી તલોદને રસ્તે રોજ ઘીના ડબ્બાના ૩ વેગન ભરાતા અને કરાચી થઇ લસ્કર માટે ઘી સિંધ-પંજાબ પહોચતુ । મોડાસામા આ ઘી ડુંગરપુર, સાગવાડા, વાસવાડા વગેરે મથકોએથી મોટા પ્રમાણમા આવતુ હતુ

મોડાસા પ્રદેશમા મહુડાની જેમ ખાખરાના વૃક્ષો ખૂબ જ છે અને ખાવા માટે થાળી વાડકી તરીકે વપરાતા પતરાળા-પડિયાનો મોટો જથ્થો મોડાસામા તૈયાર થતો હતો અને નડિયાદ, ડાકોર જતો હતો

જમીનની બાબતમા પરિસ્થિતિ એવી હતી કે, આજથી ૪૦-૫૦ વર્ષ પૂર્વે પણ જમીન એટલી બધી પડતર પડેલી હતી, અને જમીનો વેચાતી રાખવાની પ્રવૃત્તિ તથા વૃત્તિ એટલી બધી નહિ જેવી હતી કે,

બ્રિટિશ સરકાર અને દેશી સંસ્થાન હસ્તક ગયા । પોતાને તાબેની જમીનો મફત અને કેટલીક વાર સાવ નામના મૂલ્યથી વેપારીઓ તથા ખેડૂતોને આપવા ખાસ ફરમાન કરવાનો ભાગ્યે જ યોગ લેતા !

## ચલણ

ગુજરાતના જુદા જુદા ભાગમાં જુદે જુદે વખતે જુદા જુદા સત્તાધારીઓએ પોતપોતાની હકૂમત બેસાડેલી હતી અને સૌ પોતપોતાને સ્વતંત્ર લેખતા એટલે તેઓએ પોતપોતાના નામના રૂપીઆ તથા પૈસા પડાવ્યા હતા

આવી ટંકશાળો સુરત, ભરૂચ, ખેડા, અમદાવાદ અને દાહોદમાં હતી દેશી રાજ્યોમાં પણ—વડોદરા, ખંભાત, જુનાગઢ, નવાનગર, પોરબંદર અને કચ્છભૂજમાં ટંકશાળ હતી

સુરતમાં પડતો રૂપીઓ ‘સુરતી’, ભરૂચમાં સને ૧૭૪૮ માં નવાબી થઇ ત્યારથી ત્યાંની ટંકશાળનો રૂપીઓ તે ‘ભરૂચી’, ખેડાનો તે પીનાઉ ગાયકવાડનો ‘ઝીણો સિક્કો’ અને અમદાવાદનો ‘શિક્કાઇ’ કે ‘હાલાઇ’ રૂપીઓ વડોદરીઓ ‘બાબાશાહી’ અથવા ‘ચીબાશાહી’ કહેવાય છે અને જત કાઢતા ૧૧૪ બાબાશાહી તે અંગ્રેજ કંપનીના રૂ ૧૦૦ બરોબર ગણાતા અનભવ, આ ઉપરાંત પણ સોરઠને સોરઠમે ? વાળા જુનાગઢ, નવાનગર, પોરબંદર ને કચ્છમાં પડતા રૂપાનાણાને ‘કોરી’ કહેતા આની કિંમત બહુજ ઓછી રહેતી જુનાગઢની ૧૦૦ કોરી = રૂ ૨૭-૨-૮, નવાનગરની ૧૦૦ કોરી = રૂ ૨૮-૪-૪, પોરબંદરની ૧૦૦ કોરી રૂ ૩૧-૭-૧૧ અને કચ્છી ૧૦૦ કોરી = રૂ ૨૬-૬-૦ પાઇ ગણાતી ખંભાતી રૂપીઓ સાડાતેર આનાનો ગણાતો અને કચ્છમાં સોનામહોર પણ ચાલતી ! મહીકાંઠાના દેશી રાજ્યોમાં તાંબાના પૈસા પણ પાડવામાં આવતા અને તે દોકડા અથવા ઢીંગલા કહેવાતા સાથે અંગ્રેજ કંપનીના સિક્કા-પૈ, અધેલો, બરાબર અને અઢીઆ કહેવાતા બદામ અને કોડીનું ચલણ અગાઉ હતું તે આ અરસામાં નીકળી ગયું હતું

આ બધું નાણું પોતપોતાના રાજ્ય ઉપરાંત બીજા કેટલાક મુલકોમાં પણ ચાલતું દા ત ૧૮૬૭ માં સુરતમાં ૮ જાતના સુરતી અને ભરૂચી રૂપિયા ચાલતા અમદાવાદમાં ૧૮૦૨ માં ૪ જાતના સિક્કાનું ચલણ હતું

વડોદરીઆ સિક્કા આસપાસના બ્રિટિશ મુલ્કમાં અને દેશી રાજ્યોમાં પણ ચાલતા.

**મોડાસા** તાલુકામાં બાબાશાહી (વડોદરીઆ) નું મુખ્ય ચલણ હતું. છતાં ચિતોડી નાણું પણ, મોડાસા આ પ્રદેશનું વેપારી કેન્દ્ર હોઈ, આવતું.

આ સમયમાં શરાફોની મોટી મોટી પેઢીઓ હતી. આ ધંધો વૈષ્ણવ, શ્રાવક વણિકો, મારવાડીઓ તથા બ્રાહ્મણો કરતા હતા.

ગુજરાત જ્યારે દિલ્હીના તાબામાં હતું ત્યારે કેટલાકની પેઢીઓ દિલ્હીમાં અને જ્યારે પેશવાને તાબે ગયું ત્યારે પૂનામાં હતી. આ શરાફો હુંડી આપતા અને સિકારતા, અને લોકોનાં નાણાં વરસે ૧–૧॥ ટકો વ્યાજ આપી રાખતા. પરંતુ કેટલાક લોકો નાણાંની સલામતી ખાતર ૧ થી ૩ ટકા વ્યાજ સામું આપીને શરાફોને ત્યાં નાણાં રાખતા !

અમદાવાદના શરાફો હુંડીની સાથે અફીણનો વેપાર કરતા. ધીમે ધીમે કરતાં શરાફી પેઢીઓ હુંડીના ધંધા ઉપરાંત રૂનો વિમો ઉતારવાના ધંધામ ખેંચાયા.

* પરંતુ ખાસ નોંધવા જેવી હકીકત તો એ છે કે—બ્રિટિશ કુંપની પૂર્વેના રાજ્યમાં શરાફો લશ્કરની સાથે જતા અને લશ્કરના માણસોને તેઓ પગાર ચૂકવી આપતા. તેમજ જમીન મહેસૂલ ઉઘરાવવાના ઇજારા પણ રાખતા ! અને જોર જુલમ કરીને ય રાજને મહેસૂલ ચૂકવી પોતાના ભાગે મોટી રકમો ભેગી કરી લેતા. સુરતમાં અનાવલા દેસાઇઓ આમાં આગળ પડતા હતા.

* ગાયકવાડી રાજ્યમાં ગાયકવાડ સરકારને દરબારની તિજોરી જ ન હતી ! જ્યારે દરબારને જરૂર પડે અગર કોઇને રૂપીયા આપવા હોય ત્યારે દરબારના જે શરાફો હોય તેઓના ઉપર દરબાર **વરાટ** લખી આપતા ! અને દરબારી ઉપજના ઇજારદારો ઉપર શરાફો આ વરાટ મોકલતા. અને ઇજારામાંથી જે રૂપીઆ આવતા તે આ શરાફોને ત્યાં જ ભરાતા. અને પછી હિસાબો થતા. આ શરાફો **પોટેદાર** કહેવાતા.

લશ્કરના અને સરદારોના પગારો પણ ગાયકવાડ સરકારની બાંહેધરીએ શરાફો જ ચૂકવતા ! આ શરાફો **બક્ષી** કહેવાતા.

આ જમાનો જબરજસ્ત ઉથલપાથલનો અને બિનસલામતીનો હતો. અને આ ઉથલપાથલોનો લાભ શરાફો ઉઠાવતા હતા. પરંતુ બીજી બાજુ, એક વાર હુંડી સ્વીકારવાનું કબૂલી લીધા પછી આસામી દેવાળીઓ નીકળે

તોય રા ૧) રૂપીઆ આપતો હતો—એવી ટેક પણ હતી આથી રાજાઓ અને પ્રજા ન્યાયમતીની દૃષ્ટિએ શરાફો દ્વારા વ્યવહાર વધુ પસંદ કરતા એમ જણાય છે

## વ્યાજ

વ્યાજનો ધંધો કરનારા બે પ્રકારના હતા એક તો, જેમનો બાપદાદાનો ધંધો વ્યાજનો હોય બીજો ધંધો કરી બચત થાય તે વ્યાજે આપે બાપદાદાનો વ્યાજનો ધંધો કરનારા શાહુકાર અથવા નાણાવટી કહેવાતા પાછળથી શરાફો પણ આમા જોડાયા અને તેમનો ધંધો શરાફી, વ્યાજ, રૂનો સટ્ટો, વીમો વગેરે હોવાનું જણાય છે

આથી ઊતરતી કક્ષાના વ્યાજવટું જ કરનાર ગુજરાતમા મીસરીઆ,* ખેડામા તુર્ણીઆત અને ખાધાપાજ્યવાળા, અને કાઠીયાવાડમા વહોરા અથવા વહોરગરીઆ આ લોકો ૧૨ થી ૨૫ ટકાનું વ્યાજ લેતા! અને એથી આઠ આનાનો રોજનો હપ્તો બાંધી નાણા વસૂલ કરતા! રોજ વખત ઉઘરાણી કરી હપ્તો વસૂલ કરી લેતા તથા આ વ્યાજખોરો આસામીને ૧૦૦ રૂ જોઈતા હોય તો ૧૨૫ રૂ નો દસ્તાવેજ લખાવી લેતા, અને ઉપર ચક્રવૃદ્ધિ વ્યાજ લેતા વળી 'મંડામણી' કાપી લેતા અને ઘણી વાર તો રૂ ૯૦ જ રોકડા આપતા જ્યારે ઉધારતા રૂ ૧૨૫! ને ૧૨ થી ૨૫ ટકાનું ચક્રવર્તી વ્યાજ!

અને નાણા પાછા લેતી વખતે કહેવત મુજબ મોટે ભાગે 'સોમાં પચા નેવુ, પાંચ મેલ્યા છૂટના, લાવો પટેલ સોમા પાંચ ઓછા!' નો વ્યવહાર ચાલતો હશે અથવા ઘરેણું, જમીન વગેરે પડાવી લેતા

આ વ્યાજખાઉઓ ખેડૂતને તો પૂરો સકંજામા લેતા બરાબર મોસમ વખતે ગામડામા નીકળી પડી કાપણી થયેલો માલ સસ્તા દરે લઈને નાણા વસૂલ કરતા

વાવણીને વાસ્તે બી આપતા તો કાપણી વખતે દોઢા વસૂલ કરતા વાર તહેવારે અથવા જરૂર પડ્યે ખેડૂતોને આપી, તેઓ તેમને પોતના પાશમા સદા પકડી રાખતા

---

* મેળી મિસ નાયક । ભજા વારે કાળી પરજના ખેડૂતો પાસેથી સ્ટાંપના કાગળ પર ખત લખાવી ૨૪ થી ૩૦ અને કેટલીક વાર ૭૫ ટકા વ્યાજ

ઉપરની સ્થિતિમા રજપૂતો, ગરાસિયાથી માડી મોટા ભાગના ખેડૂતો અને ખાસ કરીને ભિલ–કોળી–ઠાકરડાઓ ઉપર દેવાના ગજ વધ્યા જ કરતો

વ્યાજના આ પ્રમારના ધધામા સૌથી આગળ પડતા મારવાડીઓ હતા તેઓ મારવાડથી કેવળ ગુજરાતમા જ નહિ પરતુ દૂર દૂરના અનેક પ્રદેશોમાથી 'દોરી લોટો' લઇ પહોચી જતા અને પાચ રૂપીઆમાથી થોડા વરસમા બે ત્રણ હજાર જેટલી પૂજી એમ્ઠી કરી લેતા આટલી પૂજી થતા દેશ જઇ પરણી આવતા, ને વળી વ્યાજનો ધધો આગળ ચલાવતા । આ મારવાડીઓમા સપ અને કરકસર (યા કજુસાઇ ?) નમૂનેદાર ગણાતી

## સટ્ટો

આ જમાનામા સટ્ટાનુ જોર પણ હતુ કાઠીયાવાડમા રૂ અને અફી ણના અને અમદાવાદમા અનાજ સિવાયની બધી ચીજોના સટ્ટા ચાલતા તથા જમીન માર્ગે માલની આવજા કરવામા લુટારુઓનો ભય ઘણો રહેતો ત્યારે કેટલીક વાર લુટારુઓના નાયકનુ મન મનાવી નઈ તેને ખુશ રાખ વામા આવતો અને ખજાનો મોકનવો હોય ત્યારે હથિયારબધ 'આગડીઆ' સાથે જતો દરિયા રસ્તે ચાચીઆઓનુ જોર ઘણુ રહેતુ અને વહાણને લૂટી લેતા આથી 'વીમો' ઉતારવાનુ શરૂ થયેલુ ને પછી જમીન માર્ગે થની માલની આવજાના પણ વીમા ઉતરાવાતા થયા

## વીમો

દરિયાઇ વીમામા કરછમા બે પ્રકાર હતા એક તો અવગ એટલે કે

---

લેતા । તથા બીજુ બમણુ ખાવાનુ દાદુ (એટલે બી સારૂ અનાજ આપ્યુ હોય તનુ બમણુ અને ખાવા સારૂ આપ્યુ હોય તેનુ દોઢુ) શરૂઆતથી જ ઉધારતા । ૧૮૮૯ ની આસપાસના શાતિના જમાનામા પણ વ્યાજનો દર આ મુજબ હતો જો કે સરકારી દિવાની કોરટમા સાધારણ રીતે ૬ થી ૮ ટકાનુ વ્યાજ ગણાતુ હોવા છતા, હકીકતે નીચે મુજબ વ્યાજના દર રહેતો—

| | |
|---|---|
| —જણસ ગીરો મૂકી નની રકમ લે તો | ૬ થી ૧૮ ટકા |
| —અગ ઉધાર હોય તો | ૯ થી ૨૪ ટકા |
| —નબળો ખેડૂત યા કારીગર હોય ને ઢોર ગીરો મૂકી લે તો | ૧૨ થી ૨૪ ટકા |
| —જમીન અથવા વતન ઉપર | ૮ થી ૧૨ ટકા |
| —કાળીપરજ પાસેથી | ૭૫ ટકા સુધી |

લક્કડ મમમા ઈડર તથા મોડાસા પ્રદેશની નામના હતી લાકડાના ચૂડા બનાવવાનુ કામ સૂરત, અમદાવાદ, મોડાસા, ધોલેગ, ને વીરમગામમા બહુ ચાલતુ ખગદી ને સ ઘાડીઆનુ કામ પણ મોડાસા સહિત ઉપરના ૪ મથકે વધુ ચાલતુ મોડાસાના દાબડા જિલ્લામા ને કાઠિઆવાડમા જઈ જતા

સાબુમા પ્રાંતિજ આગળ પડતુ હતુ અને ૧૮૪૦ થી આ ધધો ત્યા જોરમા હોવાનુ જણાય છે દર વર્ષે સરેરાશ ૧૩ હજાર મણ સાબુ બનતો સાબુના બીજા કેન્દ્રોમા લુણાવાડા, વાડાસીનોર મુખ્ય હતા કપડ વજ ને વઢવાણ પણ ખગ ાગળ બનાવવાનો ઉદ્યોગ અમદાવાદ, સુરત ને નવસારીમા વિશેષ હતો

આ પ્રદેશની ડુ ગરાળ પથ્થરી ભોય બાદ કરતા, જે બીજી ગોરાડ તથા કાળી બ ને પ્રકારની જમીન છે, તેમા કપાસ, તમાકુ, મગફળી, તલ તથા મકાઈ વગેરેનો મુખ્ય પાક થાય છે

હિ મતનગર, સાબરકાંઠ ને પર્વંદામા ચૂનાના ભેગનો કેલ્સીફ્રસ–ગ્તી પથ્થર ઘણો સારો નીકળે છે તે ગુજરાતભરમા દહેરા તથા મસ્જીદ બાધ વાના કામમા વપરાય છે ત્યારે દાતા આગળ હલકા આરસની ખાણ છે અને એતાની આગળ એક પ્રકારના ઘેરા ભૂરા ગ્રેનાઇટ પથ્થર અને કેટલેક સ્થળે અબરખ પુષ્કળ પ્રમાણમા મળી આવે છે મોડાસાની ટેકરીઓ ઉપર જાત જાતના સાગની વળીઓ તથા વાસ થાય છે, જે અમદાવાદ સુધી જાય છે

વળી ખેર તથા બાવળનો હનકો ગુ દર પણુ સાર પ્રમાણમા થાય છે બીજી એક જાતનો ગુ દર સોની તથા ર ગારા વાપરે છે આ આખા પ્રદેશમા મહુડાની પેદાશ ઘણી જ છે ભિનો, હાબ્રડા અને બીજી કેટલીક જાતિઓ માટે સદીઓથી મહુડા અને મકાઇ મુખ્ય ખોરાક ગ્લો છે અને દુકાળ વખતે તો મહુડા જ એક માત્ર ખોરાક થઇ જાય છે ! તેના બી ( માથી ડોળિયુ નીકળે છે તે સાબુ બનાવવા પ્રાંતિજ–અમદાવાદ જાય છે

આયાતમા વાગડથી રૂ, મોરગી, હળદર, મધ, છીર અને ગાગ આવતો વરતાપગઢથી અગાઉ સ્ત્રીઓને પહેરવાનુ કાપડ પોઠ ઉપર આવતુ નિકાસમા અગાઉ શામળાજીના મેળામા ગુજરાતનો જે માલ આવતો તેને બદલે વાગડ જીલ્લાના લોકો અફીણ આપી બદલો કરતા પેથાપુર અને વાસણામા છાપેલા કપડ બનના અને તે સિયામ તરફ જતા ! પેથાપુ મા જમગીરીવાળી બ દૂકો અને ાાધણીઓ થતી

## રોજી :

૧૮૮૯ ના અરસામાં કારીગરોની રોજીના દર ગુજરાતમાં નીચે મુજબ હતા :

* સુથાર કડિયાને સુરતમાં ૮ આના, ભરૂચમાં ૧૦ થી ૧૨ આના, અમદાવાદમાં ૧૨ આના; ખેડામાં કડીઆને ૪ થી ૬ આના અને સુથારને ૮ થી ૧૦ આના.

* મજુરોનો રોજ : સુરત ભરૂચમાં ૪ થી ૬ આના અને ખેડામાં ૨ થી ૪ આના હતો.

મજુરો ને કારીગરો સવારના ૯ વાગે કામે જતા; ને સાંજે અંધારું થતાં પાછા આવતા. બપોરે થોડોક વિસામો કામની જગાએ જ ખાતા.

ઉપર જણાવ્યા તે ભાવ ૧૮૪૦–૫૦ ના કરતાં બમણા છે, તે નોંધવા જેવી બીના છે. અલબત્ત, ૧૮૬૩–૬૪ ના સટ્ટાના સમયમાં ભાવ ઉપર લખ્યા કરતાં ય વધુ ઊંચા ગયેલા.

મોડાસામાં આ વ્યવસાયોની રોજી આશરે નીચે પ્રમાણે હતી :

| | ઈ. ૧૯૦૦ પૂર્વે | ૧૯૧૨ | ૧૯૨૧ | ૧૯૫૭ |
|---|---|---|---|---|
| કડીઆ | ૬ આના | ૧૨ આના | ૧ થી ૧૧ રૂ. | |
| | (ભોઈ–કડીઆના દર આથી ઓછા રહેતા) | | | |
| સુથાર | ૮ થી ૧૦ આના | ૧ રૂ. | ૧॥ રૂ. | |
| મજુર | ૨ થી ૩ આના | ૪ આના | ૦॥ રૂ. | |

૧૯૨૧ માં ભાવવધારા અંગે કડીઆ સુથારે કામ બંધી કરી હતી. આથી ગામનું મહાજન ખળભળી ઊઠ્યું હતું. અને છેવટે સુથારોના દરમાં વધારો કરી સમાધાન કર્યું, ત્યારે ય ભોઇ–કડિયાઓએ પણ સુથારના જેટલા જ ભાવનો આગ્રહ રાખી થોડાક દિવસ કામ બંધી ચલાવી હતી.

## ભાવ :

અનાજના ભાવો, ઘણાં વરસની સરેરાશ કાઢતાં નીચે મુજબ હતો—

* એક રૂપીઆમાં—ભરૂચમાં જુવાર ૪૭ શેર, ઘઉં ૩૫ શેર; ખેડામાં બાજરો ૫૦ શેર; અમદાવાદમાં જુવાર ૬૦ શેર; પંચમહાલમાં બાજરી ૩૦ શેર, અને મકાઇ ૬૨ શેર.

* અલબત્ત, વચ્ચે વચ્ચે પાક ઘણો સારો થતો ત્યારે, દા. ત. સુરતમાં ૧૮૪૪, ૧૮૪૮, ૧૮૪૯ માં જુવાર એક રૂપીઆની અઢીથી ત્રણ મણ વેચાતી !

સાધારણ રીતે ૧૮૩૩ થી ૧૮૬૦ નાં વર્ષ સોંઘવારીનાં ગણાય.

* મોંઘવારીનાં વર્ષોમાં (૧૮૬૩ થી ૬૫, ૧૮૭૦) રૂપીઆની ૧૪થી ૧૯ શેર હતી. અને દુકાળનાં વર્ષોમાં ય મોટે ભાગે આ ભાવ રહેતા.

મોડાસામાં ૧૯૦૦ (છપ્પનિયા દુકાળ) પૂર્વે અનાજના ભાવો દર મણે (૪૦ રતલ કાચો મણ) નીચે મુજબ રહેતાઃ—

| | | |
|---|---|---|
| જાડી ડાંગર | ૮ થી ૧૦ આના | |
| સારી સુતરશાળ ડાંગર | ૧ થી ૧૧ રૂ. | |
| મકાઇ | ૮ થી ૧૦ આના | |
| ઘઉં | ૧ થી ૧૧ રૂ. | |
| ઘી | ૧૦ રૂ. | (બાબાશાહી નાણુ) |

છપ્પનાના દુકાળ વખતે અમેરિકાની મકાઇ આવી હતી અને તે રૂ. ૩ ના મણના ભાવે વેચાઇ હતી. પરંતુ દુકાળ પછી તરત ભાવો ઉપર નોંધેલી સપાટીએ આવી પહોંચ્યા હતા.

## પગાર :

આ અરસામાં ગુમાસ્તા તથા શિક્ષકોના પગારો નીચે મુજબ ગણાતાઃ

| | | |
|---|---|---|
| શીખાઉ ગુમાસ્તોઃ | વાર્ષિક | રૂ. ૨૫ થી ૪૦ |
| અનુભવી ગુમાસ્તોઃ | ,, | રૂ. ૧૦૦ થી ૧૫૦ |
| અનુભવી મુનીમ | ,, | રૂ. ૨૦૦ થી ૩૦૦ |

આ દિવસોમાં સાધારણ સારી ગણાતી વેપારી પેઢીની વાર્ષિક ચોખ્ખી આવક (પેઢીનુ ખર્ચ કાઢયા પછી) આશરે રૂ. ૬૦૦ ની ગણાતી.

શિક્ષકોના માસિક પગારો (૧૮૯૪ માં) ની શ્રેડ આ મુજબ જાણવા મળે છેઃ

| સિનિયર | સેકંડ ઈયર | ફર્સ્ટ ઈયર | વર્નાકયુલર ફાઇનલ |
|---|---|---|---|
| રૂ. ૧૫ થી ૬૦ | ૧૨ થી ૪૦ | ૧૧ થી ૨૫ | ૭ |

અલબત્ત, કેટલાંક વર્ષ લગી કેળવણી ખાતાની સ્થિતિ સારી ન હોઇ સિનિયરોને રૂ. ૯–૧૦ માં રોકવામાં આવતા હતા.

## જમીનના ભાવ (બોડાસા)

એ વખતે સાગમા સારી જમીન પણ સરકાર ૩ થી ૫ રૂ ના એકરના દરથી વેચતી હતી અને જમીન મહેસૂલ? એ તો એકરે સરેરાશ રૂ ૧ ગણાતો—પણ તે દર તો બાર ૫ દર વરસ પછી આપવાનો! પહેલે વરસે તો મહેસૂલ માફ! પછી વરસે એકર દીઠ ૧ આના લેખે, બીજે વરસે ૨ આના લેખે, ત્રીજે વરસે ૩ આના લેખે એમ ક્રમ ૧ રૂ નો દર બાર ૫ દર વરસે આપવાનો આવતો!

છેક ૧૯૨૨–૨૩ ના વરસોમા પણ સરકાર પાસેથી સીધી લીધેલી જમીનના દર એકરે રૂ ૫ ની આસપાસ હતા અલબત્ત તે દર બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ઘણા વધી ગયા અને હાલ તો તે જ જમીનના બજાર ભાવ એકર દીઠ રૂ ૪૦૦ થી ૫૦૦ ગણાય!

## મકાનોના ભાવ (બોડાસા)

મકાનોની બાબતમા પણ આવુ જ જણાય છે બોયનળિયા ઉપગત એક માળના ૩-૪ ઓરડાના ઘરની કિંમત ઇ સ. ૧૮૮૨ મા રૂ ૫૦૦ અને ૧૮૮૨ મા રૂ ૮૦૦ ગણાતી, તેની કિંમત આજે રૂ ૧૨ થી ૧૫ હજાર ગણાય છે અને એનાથી થોડુક નાનુ પણ બે માળનુ ઘર ઇ સ ૧૮૧૨ મા બંધાયુ ત્યારે જેના રૂ ૧૨૦૦ ખર્ચ આવ્યુ હતુ, એ જ ઘરની કિંમત ૧૯૨૨–૨૩ મા રૂ ૨૫૦૦ થી રૂ ૩૦૦૦ ગણાતી હતી. તેની આજે રૂ ૯ હજાર ગણાય છે

## ખેડૂતની દશા

જમીનદારનો ભાગ જુદી જુદી જગાએ જુદો જુદો હોય છે ૧/૩ થી ૧/૪ પણ હળવેરો, બળદ કે દાડીઆ રાખવામા આવે તેના ઉપરનો વેરો ઠરાવીને જમીનદારો પોતાની ઊપજ પૂરી કરે છે

ખેડૂતની પાયમાલીનુ એક ગીત સારો ચિતાર આપે છે *

કારજમા કંપવાનદાર તે અ.વિ.ા
કરે આકડો નીમમાંદ તૈયાર ને

* ગામ ગ્ર ભા ૨ ને ૪ ૨૬૨-૬૩ (૧૯૨૭ ની આવૃત્તિ)

એક સિંગ કે મણ નવ કાઈ ઉપાડશો
એવી રાયતણી આજ્ઞાનો સાર જો
માગશર મહિનો આવ્યો રૂડી રીતથી
પહેલો હપ્તો ઉઘરાવા મંડાય જો
મુખી તલાટી ચોરે બેસે જઇ ચડી
કણબી બિચારા બહુ રીતે કૂટાય જો
ચોરે તો સૌ થાય એકઠા ચૈત્રમા
માટે "લાવો કર જે તમ પર થાય જો
કાતના । વિધવાની મજુરી લે લૂટી
સર્વે જોર જુલમથી લૂટી જાય જો
જમીનદાર વૈશાખે આવીને લૂંટે
ગાય ભેંશના દૂધ દહીનુ જે કાય જો
છાશ વિના છૈયા સૌ ટળવળ બહુ કરે
પણ પાપિયો ચાલુ રહે લૂટમાય જો.

ભાગ વસુલ કરી લેવાની અસલની રીત (પા ૨૩૪–૩૫)

"ગામ ખાતાની ખલવાડ હોય તેમા અનાજ કાપી લાવીને ઓછો કરવાની કબૂલાત આપે એટલે ખેડૂતને કાપણી કરવાની પરવાનગી મળે પછી બળદનો પગાર કર્યે દાણા છૂટા પડી તૈયાર થાય એટલે જમીનદાર, ગામના મુખ્ય લોક, વસવાઈયા, તથા તોલવાને વાણિયા, ખેડૂત અને ખળાની ચોકી કરનાર એકઠા થાય, અને પછી દાણા વહેચી લેવામા આવે ઠાકોરનો સુમારે ૪૦ મો ભાગ વેગળો કઢાડયા પછી, ગામના વસવાઈયા, વૈદ્ય, યુવરાજ કુંવરના ગરજા ખર્ચનો ભાગ, ચોકીવાલાનો ભાગ, વાણિયાની તોલામણી, સુખીનો ભાગ, ગામમા દેવીનુ કે પિરનુ દેરૂ હોય તેનો ભાગ, કૂવા તળાવનો ભાગ, કૂતરાનો અને બીજા પરચુરણ ભાગ જુદા કઢાડે જ્યારે એ પ્રમાણે જોખાઇ રહે ત્યારે ખેડૂત બૂમો પાડીને વાજવુ આવી કહેશે કે, "હવે થયુ થયુ" એટલે પછી બાકી રહેલી લુટ જમીનદાર અને ખેડુત અર્ધાઅર્ધ વહેચી લે અસલ જોખ્યા વિના આશરે ટોપલા ભરીને માપ કઢાડવાનો ચાલ હતો, એમ જણાય છે

વળી—કુંવરીને ભાગ આપવાનો હોય, અથવા બીજું એવુ જરૂરી ખર્ચ કરવાનુ હોય ત્યારે ખેડૂતો ઉપર નાખે છે, ભાટને યા ભિક્ષુકને હળદીઠ અથવા ખળાદીઠ ઠરાવી આપે છે

ઠોયળી છોડામણી, લખનારને, સાક્ષીઓને, તથા ૨૪% વ્યાજ આપવુ પડે છે।

પરિણામે, ખેડુતો દેવાદાર થઇ ગયા છે.
મુખ્ય લેણદારો મેર્શ્રી કે શ્રાવક વાણિયા છે.

ઉપજ

| | ધાન્યની ઉપજ | વાણિજ્ય કરની ઉપજ |
|---|---|---|
| ૧૮૧૮ | રૂ. ૪૦,૦૦૦ | નહિ જેવી. |
| ૧૮૧૯ | રૂ. ૪,૫૧૦૦૦ | ૯૬,૬૮૩ |
| ૧૮૨૦ | રૂ. ૬,૫૯૧૦૦ | ૧,૬૫,૧૦૮ |
| ૧૮૨૧ | રૂ. ૧૦૧૮૪૭૮ | ૨,૨૦,૦૦૦ |
| ૧૮૨૨ | રૂ. ૯,૩૬,૬૪૦ | ૨,૧૭૦૦૦ |

## ફોજદારી ગુના

મહીકાંઠાના એક ૭૮ રાજ્યની અંદરના 'ગુના'ના આંકડા અહીં રજૂ કર્યા છેઃ

### કોટાનું રાજ્ય : ૧૮૮૨–૮૩

( આ વખ્તે આ રાજ્યમાં છત્રસાલસિંહ સગીર હોઇ, રાજ્યહીવટ પો. એજંટ દ્વારા સંચાલિત હતો. )

| | | | |
|---|---|---|---|
| ખૂન : | ૨ | મનુષ્ય ચોરી | ૨૮ (૫૨ પકડાયા ) |
| ખૂનનો પ્રયત્ન | ૪ | ભ્રુણહત્યા | ૬ (૧૧ ,, ) |
| અન્ય પ્રકાર | ૨૭ | શિશુકન્યાનીહત્યા | ૧ |
| પશુ ચોરી. | ૭૬ | કારાગૃહથી પલાયન | ૫ |
| બીજી ચોરી | ૨૬૨ | ચોરીનો માલ લેવો | ૧૪ |
| આત્મહત્યા | ૪૭ | આગ લગાડવી | ૩ |
| વિષપ્રયોગ | ૫ | બીજા અપરાધ | ૬૨૪ |
| વિશેષ આઘાત | ૧૭ | લૂંટફાટ | ૭ |
| મનુષ્ય વિક્રય | ૨ (૭ પકડાયા) | | ૧૧૩૦ |

# સામાજીક ચાલ

## સતીની પ્રથા

અહીં આ પ્રદેશના એક અતિ ઉહાપોહ પામેલા જૂના રિવાજનું બ્યાન કર્યું છેઃ

સતી-પ્રથા ભારતમા ઘણા જૂના સમયથી ચાલતી આવે છે શ્રી ગૌરીશકર ઓઝા 'મધ્યકાલીન ભારતીય સસ્કૃતિ' (પા ૬૨-૬૩) મા લખે છે તે મુજબ—ઇ સ ની છઠ્ઠી સદીમા એક શિલાલેખ અનુસાર, ભાનુગુપ્તના સેનાપતિ ગોપરાજની સ્ત્રી સતી થઈ બળી મૂઇ હતી તેનુ દૃષ્ટાત મળે છે

હર્ષની માતાનો સ્વય અગ્નિમા બળી મરવાનો ઉલ્લેખ 'હર્ષ-ચરિત'મા મળે છે રાજ્યશ્રી પણ અગ્નિમા બળવા માટે તૈયાર થઇ હતી, પણ હર્ષે તેને રોકી 'પ્રિયદર્શિકા'મા વિધ્યકેતુની સ્ત્રીનુ સતી થવાનુ વર્ણન છે

અલબરૂની લખે છે તે મુજબ ભારતમા વિધવાઓ કા તો તપસ્વી જીવન ગાળે છે, કા તો બળી મરે છે રાજાઓની સ્ત્રીઓ જો વૃદ્ધ ન હોય તો સતી થાય છે

અલબત્ત, બધી વિધવાઓ માટે સતી થવુ આવશ્યક ન હતુ. ઘણી પોતાની ઇચ્છા પ્રમાણે સતી થતી

સ્વેચ્છાએ, પતિની પાછળ પોતાનુ સ્વાર્પણ કરવાની વૃત્તિને સ્થાને પાછળથી ખાસ કરીને રાજ્યવશમા, રાજાની પત્નીઓ, રખાતો, લૂડીઓને સતી થવાની ફરજ પડવાના દૃષ્ટાતો વધતા જતા જણાય છે કેટલીકવાર તો બળજબરી થતી દેખાય છે, પરતુ ઘણે ભાગે, અમુક રાજકુટુબોમા તે એક અનુલ્લઘનીય રિવાજ અને પ્રણાલી હોઇ બીજી બાહ્ય બળજબરીનુ તત્ત્વ આવશ્યક બનતુ ન હતુ

આપણે આ 'સતી' થવાના પ્રસગનુ સર્વસાધારણ વર્ણન પહેલા જોઇએ (રાસમાળા ભા ૨, પા ૪૧૮)

સતી થનારી સ્ત્રી તેનો પતિ મરી જતા, ' બીજી કોઈની ફરતી સ્ત્રીઓ સાથે બળી જવાને બદલે, થાનાર લઈ બોલ્યા ચા યા તેના સાત ઉ અન જય અગ્ને 'જય રણછોડ'—એમ કરતી બેસી રહે છે ... તરત જ આખા દેરી દહન ઘેલબાના ચાગા કરવા માટે તન સત ચ.ચુ' એમ કહેવામા આવે છે ... મા નવી દવીના હાથના ... માથ હાથ મુકાવે છે તેના ઘરના તથા સગાવહાલા તેની પાસેથી આશીર્વાદ માગી લે છે, અને હવે પછી શું બનવાનુ છે તે પૂછે છે તેના શત્રુ તેના કોપ શમાવવાન ... કરે છે, ... નહિ એટલા ... છે, અને કુમારિકાના ... પહેરાવીને તેને ... ઉપર ... તે પછી વાજતે ગાજતે સાજન સહિત પોતાના ધણી સાથ બળી મરવાને

જાય છે તેણે કુમારિકાનો દબદબાભર્યો પોશાક પહેરેલો હોય છે, અને જેમ પરણવા જતી હોય તેમ સાજન સહિત ગામ વચ્ચે થઈને જાય છે ગામના લોકો તેને પગે લાગે છે તે કહે છે કે "ચાલો ઉતાવળ કરો, મારે મારા ધણીનુ છેટુ પડશે ઘણીવાર થવાથી મારો ધણી ગુસ્સે થશે" તે પોતાના ધણીને ચિતાદ્વારા ભેટવા આતુર થઈ રહી હોય છે, અને આખે રસ્તે—'જય અબા' 'જય રણછોડ' કરતી જ રહે છે જ્યારે તે ગામને દરવાજે પહોચે છે ત્યારે ત્યા હિંગળોકના થાપા મારે છે

"સતીની ચિતા ઘણી જ મોટી કરેલી હોય છે ગાગના ભારે પેડા ખાડી દેવામા આવ્યા હોય છે તેની સાથે સતીને જકડીને બાધવામા આવે છે, અથવા કોઈવાર તો લાકડાની મઢી કરવામા આવે છે તેમા તે પોતાના ધણીનુ માથુ પોતાના ખોળામા મૂકીને બેસે છે, અને મ ધુ બાઝી જરા પણ ડર્યા વિના પોતાને હાથે ચિતા સળગાવે છે! સતીની ચીસ સાભળવામા આવે તો તે ઘણુ ખોટ ગણાય છે તેથી જેવી ચિતા લાગવા માડે છે એટલે સર્વે 'જય અબા' 'જય રણછોડ'ના પોકાર કરી મૂકે છે અને રણશિંગા અને ઢોલનગારાના બહેર પાડી મૂકતા ભારે અવાજ બની જતા સુધી થયા કરે છે"

મહીકાઠામા આ ચાલ ઘણો ચાલતો હતો, તેના જૂજ પણ નોંધપાત્ર દષ્ટાતો જોઈએ

ઈડરનો રાજા ગભીરસિંહ ૪૭ વર્ષ રાજ્ય કરી ઈ સ. ૧૮૩૩ મા મરી ગયો ત્યારે તેની ૭ રાણીઓ, બે રખાતો, એક ચાકર અને ચાર લ ડીઓ બળી મુઈ! એક રાણી તો માત્ર ૨૦ વર્ષની જ હતી અને પરણ્યાને માત્ર એક જ વર્ષ થયુ હતુ

આ હેવાન ત્સાલગી તે સમયના મહીકાઠાના પોલિટિકલ એજન્ટ અરિર્કનને ભારે આઘાત થયો

આજ અ નામા, એટલે કે ૧૮૩૫ મા હિંમતનગરનો રાજા કરણસિંહ મ ણ પામ્યો ત્યારે તેની રાણીઓને સતી થતી અટકાવવા અરિર્કને નિશ્ચય કર્યો

બીજી બાજુ, રજપૂતોએ ગમે તેમ કરી વિધવાઓને સતી થવા દેવાનો પાકો ઠરાવ કર્યો સુરજમલને (મઢીના ઠાકોર) પણ તેમણે મદદ માટે બોલાવ્યો

તેમ છતા પોલિ એજન્ટ અરિર્કનનો દઢ નિશ્ચય હતો તેણે હિંમતનગરના દરવાજા પર ચોકી મૂકી અને રાણીઓને ચિતા તરફ નહિ જવા દેવાનો બદોબસ્ત રાખ્યો, પણ રજપૂતો નતોગાન કિલ્લામા નવો

દરવાજો પાડી, રાણીઓને ઘરાડી ગયા ! અને તેમને તેમના ધણી ભેગી બાળી નાખી !

આથી ગુસ્સે થઈ આરિકને હિંમતનગર પર પોતાનો કબજો જમાવી લેવાનો ખેલ રચ્યો. ત્યાં તો સુરજમલ ૧૦૦૦ મકરાણીઓ લઈ આવી પહોંચ્યો ! આથી આરિકને પણ નવી ફોજ મંગાવી. અને તે આવતાં હિંમતનગરને ઘેરો ઘાલ્યો, અને તાબે કર્યું (૧૮૩૫ માર્ચ)...પરંતુ રજપૂતો પકડાયા નહિ. તેથી અહમદનગરનો અને બીજા કિલ્લાઓ પણ તોડી નાખવામાં આવ્યા. છતાં બહારવટે ચડેલો સુરજમલ સ્વતંત્ર રીતે લૂંટ કરતો જ રહ્યો. આ બહારવટા દરમ્યાન ગાયકવાડી સિધ્ધપુર પર પણ હલ્લો કરી, લખુ શેઠ નામના અગ્રેસર વેપારીને પકડી હુંડીઓ લખાવી લઈ નાણું વખતો વખત મેળવ્યું.

બ્રિટિશ સરકારે વધુ કડક પગલાં લેવા ડાંગ અને ખાનદેશમાં વ્યવસ્થા સ્થાપનાર કેપ્ટન આઉટરામને મહીકાંઠાના પોલિટિકલ એજંટ તરીકે આપ્યો. તેણે સખત હેડો પકડ્યો, અને ખોરાક વગેરેની તંગીને કારણે ઘણા બહારવટીઆ બેસી ગયા. ત્યારે બ્રિટિશે પણ 'વ્યાજબી ઈન્સાફ' અને માફીની જાહેરાત કરી, શરણે આવવા જણાવ્યું.

બહારવટે ચડેલા જાગીરદારો આખરે થાકીને શરણે આવ્યા. અંગ્રેજ સરકારે માફી આપી તેમની જાગીરો પાછી આપી. અને સતી થવાનો ચાલ બંધ કરવાની કબુલાતો લખાવી લીધી. અલબત્ત, સુરજમલ સૌથી છેલ્લે ( માર્ચની ૭ મીએ ) શરણે થયો.

આ ચાલ ૧૮૨૯ માં સરકારે કાયદો કરી બંધ કરાવ્યો હતો, છતાં ઉપર મુજબ હાલત હતી !

ઉપરના દૃષ્ટાંત વેળાએ જે આઘાતજનક બનાવ બનવા પામ્યો તેની નોંધ સરકારી દફતરે આ રીતે કરવામા આવી છેઃ

*રાજા બિભાનપણામા કેટલાક દિવસ પડી રહ્યો, પછી મરણ પામ્યો, તે વાત અગ્નિદાહ દીધા પછી કેટલીકવાર સુધી યુવાન કુંવરની માના જાણવામા આવવા દીધી ન હતી; પણ બીજી ૭ રાણીઓ રાજાની સાથે બળી મરવા તૈયાર થઈ અને તે પ્રમાણે ૧૩ મી ઓગસ્ટની સવારમાં તે વહેલી થયેલી સ્ત્રીઓ, બીજી બે રાજાની બીજી નાતની રખાતો, એક હજુરિયો ચાકર ( પુરૂષ ચાકર ! ) અને ઘરની ચાર દાસીઓ એટલા જણ આખા ઇડરની વસ્તીની આંખ આગળ અને દિવાન ઇત્યાદિ કામદારોની સમક્ષ

*રાસમાળા ભા. ૨ પા. ૨૪૮-૪૯

## ૧ . પૂર્વ-પીઠિકા

દાદાના જીવનરંગનો આરંભ કરવા પૂર્વે, મોડાસાના જાહેર જીવનમાં પ્રકાશમાન બનેલી ત્રણેક વ્યક્તિઓનો પરિચય કરી લઈએ

જગજીવન દેસાઈ ( દશા નીમા ), અમૃતલાલ શેઠ ( મોઢ ) અને વખારવાળા શેઠ ( વીસા નીમા )—આ ત્રણની ત્રિપુટી મોડાસાના બેતાજ બાદશાહો જેવી હતી ગામનું જે કોઈ સારું-નરસું કામ એમને જ હાથે પાર પડે

આમાંના જગજીવન દેસાઈ હિંમતનગરના દરબાર તખતસિંહના વખતમાં દિવાન તરીકે કામ કરતા હતા ત્યારથી અને કારકુન તરીકે તેમના હાથ નીચે પ્રાંતિજના લાડ ( અમૃતલાલ લાડ ) હતા

બન્યું એવું કે, તેવામાં જોધપુરના રાજા અપુત્ર ગુજરી ગયા તેમના વારસો ઈડર–હિંમતનગર–આયર–નૂવર અને મોડાસામાં દરબાર હતા એટલે ત્યાંના સામંતો સલાહ કરી હિંમતનગરના રાજવીને જોધપુરની ગાદી માટે તેડી ગયા રાજવીના જતા હિંમતનગરમાં રહેલ કુંવર દશરથસિંહ સગીર હતા આથી ( મૂળ ઈડરને તાબે હોઈ ) તે ઈડરને તાબે પાછું સોંપવાનું થાય, અથવા તો બ્રિટિશ થાણું આવે.

આ રસાકસીના દિવસોમાં, કહે છે કે જોધપુરની ગાદીએ જતા રાજવીએ પોતે, આજ લગીની વફાદારીની નારીફમાં, દેસાઈને યોગ્ય એવો બદલો વાળી આપ્યો !

ત્રિપુટીના બીજા અમૃતલાલ શેઠની અને એમના વંશની વાત

બજાર–મોડાસામાંની માધવશેઠની હવેલી કેટલીક દંતકથાઓ કહી જાય કે કેક ઇતિહાસ પ્રગટ કરે છે

૧ દાદાએ પોતે કહેલી આ વાત છે

મૂળ તો આ કુટુંબ મહેતા કુટુંબ હતું પરંતુ રજવાડાની દેસાઈગીરી ( મહેસૂલ ઉઘરાવી આપવી ) કરતા ત્યારથી દેસાઈ કહેવાય



શ્રી લાલજીભાઈ પીતાબર ગાધી

જન્મ વિ સ ૧૯૦૬

હરિશરણ વિ સ ૧૯૭૮ શ્રાવણ સુદ ૧૧



શ્રીમતિ પાર્વતીબાઈ મથુરાદાસ ગાંધી

જન્મ : વિ. સં. ૧૯૩૨

હરિશરણ : વિ. સં. ૧૯૯૪ પો૦ વદ ૯

એ હવેલીનાળા મૂળ શેઠ અમૃતલાલ પોતે ન્યાતિએ મોઢ એમના તાબામા ઇડરના પાચ અને માનપુરનુ એક મળી ૭ ગામના એ રણીધણી મૂળ તો આવેના માહિયાનાડથી ધીરધારનો ધધો કરતા કમાયેના વેપારીઓને પૈસો ધીરવા માડયા ને જરૂર પરતા રાજાઓ પણ એમના દેનાદાર બન્યા ડુગરપુર સુધીના મહિકાઠામા ભાગ્યે કોઈ વેપારી હશે કે રજવાડુ હશે જે એમનુ દેનદાર નહિ હોય 'નરનખા શઠ'ની ખ્યાતિ સર્વત્ર ફેલાયેલી હતી

ઘરમા રાજકુટુબ જેવો જ વ્યવહાર પાનખી વિના એમના કુટુબની સ્ત્રીઓ બહાર ન નીકળે, ને ઘરમાય રજવાડી ઠાઠ રૂઆબ

એમને સતાન નહિ એટલે નાઝીવાર કાઠિયાવાડ જઈ લગ્ન કરી આવેલા અને સાળા મનુચ્યદને પોતાની સાથે જ લઈ આવેલા છોકરા તરીકે જ રાખતા પછી તો પોતાના પિતરાઈ હરગોવન શેઠ જોડે મનુકચદની દીકરીના લગ્ન કરી બનેને પોતાની સાથે હવેલીમા જ રાખ્યા

મનુકચદને એક દીકરો પણ ખરો એનુ નામ માધવલાલ એ તો પૂરા રાજાશાહીમા જ રહે બદૂક, ઘોડેસ્વારી વગેરે તો રોજીદો વ્યવસાય નિશાનબાજ પણ પહેલા નબરનો જેવો બહાદુર તેવો જ ભોળો

મનુચ્યદ શેઠના મનમા એમ કે, આવડી મોટી મિલકત છે તે જમાઇ હરગોવન ને દીકરો માધવલાલ બને ભેગા થઇને વાપરે, સભાળે પરતુ, બન્યુ એવુ કે, મનુકચદ શેઠના વહુ મરી ગયા, તે માડીઆવાડ જઈ નવી વહુ પરણી લાવ્યા દીકરી અને જમાઇના દિલમા શુ વસ્યુ જેવા મલુકચદ પરણીને આવ્યા ને દાદરી પાસે પાણી માગી પીધુ કે રાજુ ઘોળાઇ ગયું ને રામશરણ થયા

આ વખતે માધવલાલની ઉમર નાની, એટલે બધો કારભાર હરગોવન શેઠને જ હસ્તક એમણે જાત્રાએ જતા થોડાક ખરચીના પૈસા માધવલાલને આપી દાગીના ને પૈસા પોતાને કબજે રાખ્યા માધવલાલને ળળ ચઢેલો માધવલાલને એવો ય વહેમ પડેલો કે ખોરાકમા દગો છે આ બધાથી એના દિલમા બાપનુ વેર લેવા કોપ જાગી ઊઠેલો કહે છે કે—જાત્રાએ જતા પૂર્વે હિસાબ વગેરે અગે હરગોવન શેઠ રણાસણના ઠાકોર પાસે જવા ઊપડયા શેઠ માફામા બેઠા માધવલાલ ઘોડે ચઢી સાથે થયા અરધે રસ્તે નાળીયુ આવતા, નાળીઆની અધવચ્ચે માધવલાલે નોકરને કામ બતાવી આગળ મોકલી દીધા ને લોમ્બાવકા છે કે માધવલાલે તમચો કાઢી હરગોવન

ટોપલા રાખી બેસાડ્યા......જેવું ફૂલેકું આવ્યું કે રાખનાં અબીલ ગુલાલથી વરઘોડાનો વેશ આખો પલટી નાખ્યો ?

કોની મગદૂર કે આની સામે ચૂં કે ચાં કરે ?

આ જ ત્રિપુટીના રાજકારભારના બીજા ય ઘણા કિસ્સામાંનો એક એવો છે કે, એક ઘાંચીનો કાંઇ વાંક પડતાં શેઠે બેશુમાર માર મારેલો. કેસ કરવાની તો દેન ન હતી. પણ કોઇએ કહ્યું કે કલેક્ટર સાહેબનો મુકામ આવે એટલે દાદ કરવા જજે.

અને કલેક્ટર સાહેબનો મુકામ આવતાં ગરીબ ઘાંચી માથે સળગતી સગડી મૂકી દાદ ફરિયાદે પહોંચી ગયો.

કલેક્ટર પહેલાં તો આભો બની ગયો. પછી બધી વાત સાંભળી ગુસ્સે ય થયો: શેઠની તુમાખી ઉતારવાનું ઘડી ભર મનં પણ થયું. પણ વળી કોઇ સલાહકારોએ હજી નવું સવું રાજ છે–તોફાને ચ્છેડવામાં માલ નથી...એમ કહ્યું અને કલેક્ટરે ય સમજી ગયો !

આ રજવાડી ત્રિપુટી પછી મહાજનની લગામ જગજીવન દેસાઇના પુત્ર સાંકળચંદ દેસાઇ (સાંકળા દેસાઇ), તથા લલ્લુ કસનજી ગાંધીને હસ્તક આવી.

જગજીવન દેસાઇની વાત તો જોઈ ગયા. હિંમતનગરના રાજવી જોધપુરની ગાદીએ ગયા પછી, સાંકળા દેસાઇ જોધપુર રાજની નોકરીમાં જોડાયેલા. મૂળે સ્થિતિ સારી. ન્યાત અને મહાજનના અગ્રણી. અનુભવી, તીક્ષ્ણ બુદ્ધિ અને હિંમત તથા કુનેહ પણ એવી જ. એમને અમલદારો સલામ ભરે, પણ એ કદિ એમની ખુશામત ન કરે; દબાય કરે નહિ. સૌ એમની પ્રતિષ્ઠા કરે અને આણ માને.

ત્યારે, લલ્લુ કસનજી જુદી જ ખોપરીનો આદમી. મોડાસામાં સરકારી પ્રાથમિક શાળા શરૂ થઈ તેના સૌથી પ્રથમ વિદ્યાર્થીઓમાં લલ્લુ કસનજી. અરજીઓ અને દસ્તાવેજો લખવાનું કામ કરી પેટ ભરે. સ્થિતિ સાધારણ પણ હિંમત અને બાહોશી અસાધારણ. ગામનું કોઇ એવું કામ ન હોય કે જે એના વિના પતે ! સરકારી અમલદારો સામે તો બાખડી ભીડવાની એની નેમ જ. સ્વભાવે ઉગ્ર અને મિજાજી. કાવાદાવામાં ય પૂરા. ચાર ચાર વખત જેલ ભેગા થયેલા—ખોટા દસ્તાવેજ, સ્ટાંપચોરી વગેરેના આરોપસર. અલબત્ત ઉપલી કોરટે છૂટી ગયેલા. પરંતુ બધી કોમ—હિંદુ મુસ્લિમ સૌ કામ વખતે એમની મદદ માગે. ને અમલદારો એમના પર ખાર રાખે.

આ જોડીની આગેવાની પછીથી તરતની આગેવાનીમાં શંકરલાલ ધ્રુગાલા, નવ્વર દેસાઇ, અને મહમદ ખાનજી

આમા પ્રતિભાશાળી અને શક્તિશાળી શંકરકાકા ( યા શંકર મામા ) સરકારી પ્રાથમિક શાળાની બીજી ટુકડીના એ તપસ્વી વિદ્યાર્થી દાદા ( મથુરદાદાના )ના પિતાજી લાલજી ગાંધી પણ આ જ ટુકડીના બીજા તેજસ્વી વિદ્યાર્થી બને ભણીને શિક્ષક બનેના શંકરકાકા સાયરની શાળામા માસ્તર ત્યારે ઉંમર માત્ર ૧૬ વરસની

આ અરસામા સરકારી અમલદારોની વેઠનો ત્રાસ અસહ્ય હતો પણ અમલદાર આવે એટલે ગામના વાણિયા-મોદીખાનુ ;વેચનારાઓએ માથે ટોપલા મૂકી સાહેબના તંબુએ જઈ સીધુ તોળી આપવુ પડતુ અને તેના નાણા તો માગવાની હિંમત જ કોની હોય ? જે રકમ આપે તે લઈ લેવાની

એકવાર, પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ લાટુસનો મુકામ હતો મોદીખાનુ ગયુ પૈસા ઘણા ઓછા અપાયા શંકરકાકાને આ વેઠની લાચારી ઘણી જ કઠતી હતી એમણે સુરતના તે જમાનાના પત્રમા ખબર છપાવ્યા ! પછી તો કલેકટરની કચેરીમા ઉહાપોહ જાગી લાટુસનો જવાબ મગાયો ફોજદારે તપાસ આરંભી ખબર પડયા વિના રહે ? શંકરકાકા ઉપર તવાઈ ઊતરી સ્થિતિ ગરીબ નોકરી નવી તેમા નવી આવી આફત આવી પડી !

છેવટે એ તો હિંમત કરી અમદાવાદ ઊપડયા અને કેળવણી ખાતાના ડેપ્યુ ઇન્સ્પેક્ટર મયારામ તથા જાણીતા કેળવણીકાર અને સુધારક મહીપતરામ રૂપરામને, તથા ભોળાનાથ સારાભાઇને મળી હકીકત જણાવી આ સુધારકોએ અને તેમની મંડળીએ શંકરકાકાને શાબાશી આપી મદદનુ વચન આપ્યુ અમદાવાદના બાહોશ બેરિસ્ટર નવલનો ભેટો કરાવી આપો અને વકીલની સૂચના લઈ શંકરમામા મોડાસા પાછા આવ્યા સાળા દેસાઇને વાત કરી ચોપડા વગર પુરાવા ન થાય પણ સરકાર સામેના કામમા ચોપડા કોણ આપે ? કેવી રીતે મેળવવા ? બેઉએ મળી યુક્તિ રચી, ને વેપારીઓને કહ્યુ "કેસ પૂરવાર થઈ ગયો છે જેમને નાણા બાકી લેવાના હોય તે મજરે મળશે સારુ ચોપડા જૂ કરવા આપો ' પછી તો-જે જે વેપારીઓને ત્યાથી મોદીખાનુ અપાયુ હતુ તેમના ચોપડા, પોલિસ અમલદાર કેસ રંગાવી નાખવા ઉપાડી જઈ સુધરાવે કરે તે પૂર્વે જ, મેળવી લીધા અને બીજે જ દાડે ઊંટ પર ચઢી શંકરકાકા ચોપડા સાથે કોરટમા હાજર થઇ ગયા ! કેસ પુરવાર થયો અમલદારની ટીમ ન મહની થઈ

સૌથી મહત્ત્વની વાત તો એ બની કે, અમલદારો આવે ત્યારે માથે ટોપના મૂકી મોદીખાનું લઇ જવાની ઘડધૂત પ્રથા તે દિવસથી ગઈ તે ગઈ જ

૨ કરશનની તીક્ષ્ણ બુદ્ધિ, હિંમત, સમજ અને સ્વસ્થતાના અનેક દૃષ્ટાંતો તેમની મોહનપુર, મેઢાસણ અને માલપુર રાજ્યની કારભારીપદની નોકરી દરમ્યાન જોવા મળે છે

ગામની તમામ શિક્ષણ-સમાજ સુધારા અને સરકાર-પ્રવૃત્તિમાં શંકરભાઈની દોરવણી અને પ્રેરણા હોય જ હોય એ રીતે, ગામના પ્રથમ સંસ્કારી અગ્રણી પુરૂષ તરીકે તેમનું નામ હજી ય લોકહૃદયમાં છે

સંસાર સુધારાનો એક નાનો છતા અગત્યનો કિસ્સો નોંધવા જેવો છે આશરે ૧૮૮૪ ઇ સ ની સાલ દાદાના લગ્ન પૂર્વે ૩-૪ વર્ષ અગાઉની વાત

મોડાસાની દશાનીમા જ્ઞાતિના નાથા શેઠના પત્ની ગુજરી ગયા એમને પુત્ર ન હતો પુત્રી હતી તે અમથા બુગલા જોડે પરણાવેલી આ જમાનામા રિવાજ એવો કે, રોકડ દાગીના કંઈ હોય તો દીકરીને આપે પણ ' રાડાની માલિકી '-એટલે કે ઘર તથા સ્થાવર મિલકતની માલિકી પિતરાઇના

પરંતુ દીકરીએ દાવો કર્યો કે મિલકત તેને મળવી જોઇએ દૂરના સગા પિતરાઈ કરતા, બાપની મિલકતની પુત્ર ન હોય ત્યારે પુત્રી જ સાચી હક્કદાર છે

પહેલા તો જ્ઞાતિના પંચમા ફરિયાદ ગઈ પણ પંચમા તો એ પક્ષો હતા અંદર અંદર પક્ષપાત, અંદર અંદર અણબનાવ પણ ખરા એટલે વાતાવરણ ઉગ્ર બન્યું દિવાની કોરટે દાવો ગયો કેસ લાંબો ૫-૬ વર્ષ ચાલ્યો દરમ્યાન, નાતમા તડા પડી ગયા! તે એટલી હદે કે કેવળ દશા નીમાની જ્ઞાતિમાં જ નહિ, આ જ્ઞાતિના આગેવાનો ઘણે અંશે ગામના અગ્રણી હોઈ, લાગવગદાર હોઇ, ગામ આખાની જ્ઞાતિઓમા, અગ્ર, વોરા, ઘાંચી, સુતાર-સૌમા તડા પડયા! આ પક્ષે કે તે પક્ષે ખેંચાયા!

છેવટે ૧૦ વરસ જતા હાઇકોર્ટમા કેસનો ચુકાદો દીકરીના પક્ષે આવ્યો એ પછી ય અતડાઇ અને વિખવાદ અમુક વરસ રહ્યો

અલબત્ત, આ કેસ પછી એક મોટી વાત એ બની ગઈ કે, પુત્ર ન હોય ત્યારે મિલકત પુત્રીને જાય એવો રિવાજ આપોઆપ ચાલુ થઈ ગયો

## ૨ પૂર્વજો

મોડાસામાં ગાંધી કુટુંબ બહુ આગળ પડતું ગણાય છે જૂના વખતમાં પણ તે કુટુંબ આગળ પડતું સ્વમાની ગણાતું મથુરદાસના પ્રપિતામહ ગોકળ ગાંધી કદાવર–શરીરે બાંધાના અને બહાદુર હતા તેમના જમાનામાં અંગ્રેજી રાજ્યનો પ્રભાવ સર્વત્ર વ્યાપ્યો હતો તે સમયે મોડાસા પર અંગ્રેજો અને ઈડર બન્નેની મનગમી સત્તા પ્રવર્તતી હતી સાધારણ માણસ તો એ જમાનાની અમલદારીથી થથરતો રહેતો પરંતુ ગોકળ ગાંધીની વાત જુદી હતી

એકવાર એક અંગ્રેજ અમલદાર મોડાસામાં નિશાળનું મકાન બાંધવા જમીન જોવા આવ્યા ગોકળ ગાંધી સાથે હતા અમલદારે પૂછ્યું, ‘ यह किसकी जमीन है ? ’ ગોકળ ગાંધી કહે ‘ હમારી હૈ ’ બીજે ઠેકાણે જઈને તેને પૂછ્યું, ‘ यह जमीन किसकी है ? ’ ગોકળ ગાંધી કહે, ‘ હમારી હૈ ’ આમ ચાર પાંચ વખત જવાબ મળતાં અમલદારે પૂછ્યું ‘ સબ જમીન તુમારી હૈ, તો સરકાર કી કાંહા ? ’ ગોકળ ગાંધીએ જવાબ આપ્યો, ‘ સરકાર તો આજે આવી છે અમે વર્ષોથી વસીએ છીએ રાજ્ય સરકારનું, જમીન અમારી ’ પાછળથી સરકારી અધિકારીએ નરમ થઈ વાત કરી ત્યારે તેમણે નિશાળ માટે જમીન મેળવી આપેલી આમ નિર્ભયતાથી અમલદારની સાથે પણ બોલતા તેઓ લેણદેણનો ધંધો કરતા પરચુરણ વેપાર કરતા, અને લોકોની વતી સરકાર સાથે ઝગડો પણ કરતા તેમનું જીવન બહુ સાદું હતું–સઘળું કામ હાથે કરી લેતા અમદાવાદ જવું હોય તો ચણા ફાકતા, સવારે આઠ વાગે ઘોડા વેગે ઊપડે અને સાંજ પડતાં સાડા પાંસઠ માઈલ કાપી નાખી અમદાવાદ પહોંચી જાય એથી તેમને લોકો “ ગોકળ ઘોડો ” પણ કહેતા

આ ગોકળ ગાંધીને ત્યાં પીતામ્બર ગાંધી જન્મ્યા તે બહુ ભલા અને ભાવનાશીલ હતા ગાંધિયાણાનો ધંધો કરતા તેઓ વૈદું પણ જાણતા અને દુકાને બેઠે બેઠે લોકોને દવા આપતા

પીતામ્બર ગાંધી ૪૭ વર્ષની ઉંમરે ગોલોકવાસી થએલા તેથી તેમના ચારે દીકરા બહુ ગરીબાઈમાં ઊછરેલા અને બહુ ભણી શકેલા નહિ

પીતામ્બર ગાંધીના સૌથી મોટા પુત્ર લાલજી ગાંધી તેમના જન્મ

સં ૧૯૦૬ મા થયેલો એ જમાનામા સરકાર નવી શાળાઓ કાઢતી લાલજી ગાંધી એક સરકારી શાળામા આશરે ૧૪–૧૫ વર્ષની ઉમરે શિક્ષક તરીકે જોડાયા પહેલા ગાબટ, ધડી ઘડકણ, નરોડ, કુવા, નડીઆદ વગેરે ગામોમા ફરેલા છેવટના ભાગમા તેમની બદલી મોડાસા થએલી

લાલજી ગાંધી બહુ સનિષ્ઠ શિક્ષક હતા બહુ ઓછુ–પૂરી સાત ચોપડી પણ નહિ ભણેલા હોવા છતા, સિનિયર શિક્ષકો તેમના તેજમા અંજાતા તેમની રીતભાત બહુ સાદી હતી એટલે જ્યા જાય ત્યા તે લોકસેવક તરીકે પંકાતા અને ગામના સલાહકાર બની જતા લોકોનો વિશ્વાસ તેમણે સંપાદન કરેલો તેથી આજે પણ તે ગામના લોકો દાદાના કુટુમ્બ સાથે સ્નેહ સબધ રાખે છે તેમનુ શિક્ષણ એવુ હતુ કે તેમના વિદ્યાર્થીઓ આગળ તરી આવતા શરૂઆતમા તેમને ૧૨ રૂપિઆ પગાર મળતો અને નિવૃત્તિ લેતી વખતે ૪૦ રૂપિઆ મળતા તેમ છતા તેઓ કદિ 'ટ્યુશન' કરતા નહિ એટલુ જ નહિ પણ ગરીબ દીવેનબાળી વિદ્યાર્થીઓને ભણાવતા

એમને નાગસામા ગોકળ ગાંધીનો સમાની સ્વભાવ પ્રાપ્ત થએલો જ હતો તેમા વળી પુરુષાર્થે જલસિંચન કર્યું હતુ

ઈ સ ૧૯૦૫ના બગ ભગ વખતે તેઓ મોડાસામા સરકારી શાળાના શિક્ષક હતા, મથુરભાઈ એ સમયે મોડાસામા રાજદ્વારી ભાષણો કરતા હતા એટલે મહાલકારીએ લાલજી ગાંધીને બોલાવીને કહ્યુ 'તમારા મથુરભાઈ સરકારની સામે ભાષણો કરે છે તમારે તેમને ના પાડવી જોઇએ '

લાલજી ગાંધીએ ઉત્તર આપ્યો 'મથુર પુખ્ત ઉમરનો છે તે સ્વતંત્ર છે અને એના કામ માટે હુ જવાબદાર ના ગણાઉ અને સ્વદેશી કાપડ વાપરવા લોકોને સમજાવવા એમા કયો ગુનો થઇ ગયો ?' પેન્શન પર ઊતર્યા પછી એકવાર તેઓ એક રાજદ્વારી સભામા પ્રમુખ થયા હતા તેથી સરકાર તેમનુ પેન્શન અટકાવ્યુ તેમણે તે માટે કલેક્ટરને લખ્યુ કલેક્ટરે ઉત્તર આપ્યો 'તમે સરકાર વિરુદ્ધની ચળવળમા ભાગ લો છો માટે તમારૂ પેન્શન કેમ ન અટકાવવુ ?'

લાલજી ગાંધીએ જવાબ આપ્યો 'આજ સુધી હુ એમ માનતો હતો કે જ્યા સુધી હુ નોકરી કરતો ત્યા સુધી સરકારનો નોકર હતો, પણ નોકરી છોડ્યા પછી પણ હુ સરકારનો નોકર છુ, તે આજે જ જાણ્યુ . .'

ત્યાર બાદ મોડાસામા કલેક્ટર આવ્યા તેમણે લાલજી ગાંધીને

બોલાવ્યા ને ગયા કે તરત જ તુમાખી ભર્યા અવાજે મ્યે ટરે પૂછ્યુ, તુમેરા નામ લાલજી માસ્તર ?''

લાલજી ગાંધીએ કહ્યુ , હા

લેક્ટર —સરકાર કે ખિલાફ ક્યુ બોલતે હો ?

લાલજી ગાંધી —સરકાર જ્યા ખોટુ કરતી હોય ત્યા મને બોલવાનો હક્ક છે

કલેક્ટર —તુમારા પેન્સન નહિ મિલેગા

લાલજી ગાંધીએ તરત જ હિંમતથી પ્ર ત્યુત્તર વાળ્યો —ઘણા લોકો દેવાળુ કાઢીને લોકોના પૈસા નથી આપતા હુ માનીશ કે સરકારે દેવાળુ કાઢ્યુ છે સરકાર પાસે મારૂ લેણુ મયદેસરનુ છે

પછી કલેક્ટર શાંત થયા તેમને ખુરશી આપી અને પૂછ્યુ — સરકારે શુ ખોટુ કર્યુ છે, કે તમે સરકારની સામે બોલો છો ?

લાલજી ગાંધી —જલીયાનવાલા બાગમા ઘણા ભાઈઓને સરકારે મારી નાખ્યા છે કોઈ પણ પ્રમાણિક માણસ તેનો વિરોધ કરશે

કલેક્ટર —લોકો તોફાન કરે લૂટફાટ કરે ત્યારે સરકાર શુ કરે ? તમારા ઘરમા કોઇ ચોર આવે તો શુ કરો ?

લાલજી ગાંધી —હુ લાકડી લઇને સામો થાઉ ને મારૂં

કલેક્ટર —સરકારે એ જ કર્યુ છે

લાલજી ગાંધી —ના, સરકારે ઘણા નિર્દોષોને ખોટી રીતે માર્યા છે

કલેક્ટર —કોંગ્રેસનો સિદ્ધાંત શુ છે ?

લાલજી ગાંધી —હુ કઇ જાણતો નથી મારા દીકરાને પૂછો, તે જાણે છે હુ તો એટલુ સમજુ કે આ કામ સારુ છે

ત્યાર બાદ તેમને પેન્શન આપવાનો કલેક્ટરે હુકમ કર્યો

મનમા જે વાત વસી જતી તેનો સ પૂર્ણપણે અમલ કરવામા લાલજી ગાંધી તત્પર રહેતા દૃઢ નિશ્ચયી પણ ઘણા

એકવાર મથુરભાઇની સાથે તેઓ વાતો કરતા હતા તેમને તમાકુ ખાવાની ટેવ હતી તમાકુ ખાઇને તરત જ થૂકની પીચકારી છોડી તેમને મનમા તો લાગ્યુ કે, આ ખરાબ ટેવ છે મથુરભાઇએ તરત જ સમજી જઇને સૂચવ્યુ કે આ ખરાબ વ્યસન છે તો તેને છોડી ન શકો ?

તરત જ તેમણે તમાકુની થેલી અને ડાબલી ફેંકી દીધી ૬૫ વર્ષની ઉમરે આ ટેવ છોડી તે છોડી

દાદાના માતુશ્રી સતોક બહેન કુશળ ગૃહિણી હતા ટૂકી આવકમ

પાંચેક માણસનું ગુજરાન નિભાવવું પડતું તેઓ સં ૧૯૫૯માં ગુજરી ગએલા એટલે ઘરકામમાં મુશ્કેલી તો પડતી તેમ છતાં બધું કામ હાથે કરી લેવામાં લાલજી ગાંધીને નાનમ ન લાગતી

સં ૧૯૭૮માં લાલજી ગાંધીએ દેહ છોડયો છેવટના ૧૮ દિવસમાં અન્નજળનો પણ ત્યાગ કર્યો અને કેવળ પ્રભુ નામમાં દિવસ વિતાવતા જે કોઈ મળવા આવે તેની સાથે પ્રભુ નામ સિવાયની કોઈ વાત ન કરતા તેમની પાછળ રડવા કુટવાની મના કરી હતી એ જમાનામાં તો આ પ્રદેશમાં એ ક્રાન્તિકારી વિચાર હતો

## ૩ વડકણનું ગોદરું ને અમથાકાકાનું આંગણું

આ સ્વમાની અને સનિષ્ઠ લાલજી ગાંધીને ત્યાં મથુરભાઈનો જન્મ થયો—સંવત ૧૯૩૧ના અષાડ વદ ૮ તેમના જન્મ પહેલાં લાલજી ગાંધીને ત્યાં નવેક બાળકો ગુજરી ગએલા, તેથી મથુરભાઈના જન્મ વખતે બાધા આખડી કરેલી ગાંધી કુટુમ્બની નીડરતા અને નિર એ બે ગુણો દાદામાં પણ સંપૂર્ણ રીતે ઊતરેલા છે ભૂત પ્રેત કે મોતનો ડર તેમને કદી લાગતો નહિ

મથુરભાઈ ઘરનપુમાં પિતાશ્રી સાથે રહેતા હતા, ત્યારે એકવાર બધા છોકરા ભેગા થઈ રમતા હતા રાતનો ૧૦–૧૧નો સમય હતો એક છોકરાએ દરખાસ્ત મૂકી

'સ્મશાનમાં જઈને કોઈ ખીજડાના ઝાડનાં છોડાં વખોડી લાવે તેને બે આના ઇનામ

ખીજડાના ઝાડમાં માથા વિનાનો ખવીસ રહે છે, એમ લોકો માનતા અને રાતે સ્મશાનમાં જવું તે જોખમકારક ગણાતું પણ મથુરભાઈને અને ભયને તો બાર ગાઉનું છેટું હતું તેમણે ચેલેન્જ ઉપાડી લીધી અને સ્મશાનમાં ગયા છોકરા બધા પાછળ પાછળ ગયા અને સ્મશાનથી દૂર ઊભા રહ્યા મથુરભાઈએ સ્મશાનમાં જઈ ગેડી વડે ઝાડના થડ પરથી છોડાં વખોડયાં અને બૂમ મારી 'ખવીસ હોય તો બહાર આવે' છોકરાઓ—એ ડરાવવા માટે મોટી ચીસો પાડી પણ તેમને તેથી કાંઈ બીક લાગી નહિ પાછા આવ્યા અને ઇનામ જીત્યા

ખાસ યાદ રાખવા જેવી વાત તો એ છે કે આ વખતે મથુરભાઈની

ઉમર માત્ર આઠ નવ વર્ષની હશે  તેઓ ઘણીવાર કહેતા ‘૭ વર્ષની ઉમરથી મેં મોતથી ડરવાનું છોડી દીધું છે—અને બીજી વસ્તુને તાબે થતો નથી ' મથુરભાઇના વિદ્યા ગુરુ તેમના પિતાજી હતા  ઘર આગળ તેમણે બે ચોપડી તૈયાર કરાવેલી રમતા કૂદતા તેઓ ઘણું શીખી ગએલા નાનપણમાં રમવા કૂદવાનું, ઝાડ પર ચઢવાનું, દોડવા તરવાનું એમને ખૂબ ગમતું અને તેથી તેમનું શરીર ખૂબ કસાયેલું બન્યું  ૮૦ વર્ષની ઉમરે પણ તેઓ અવિરત કામ કરતા થાકતા ન હતા

અમથા ભાના આગણામાં ગણિતના કોયડા ઉકેલવાની અને ગામને ગોન્દરે ગેડી દડો રમવાની તેમની પ્રિય ટેવો હતી  એ જમાનામાં વડીલો છોકરાઓને ગણિતના કોયડા અને લેખા પૂછતા  મથુરભાઇ એમાં સૌથી મોખરે રહેતા  ગેડી દડો રમવા માટે તે રાતે પિતાજીની આખ ચૂકવી ભાગી જતા અને રાતે મોડે સુધી રમતા  ઘડમણનું ગોન્દરું અને અમથાભાભાનું આગણું મથુરભાઇને મન એક પ્રિય-સ્મૃતિ હતી

છઠ્ઠા વર્ષે તેઓ નિશાળે બેઠા અને બારમા વર્ષે તેમણે સાત ચોપડી પૂરી કરી  તેઓ હોશિયાર વિદ્યાર્થી હતા  સાથે તોફાની પણ ખરા  તોફાનીપણાને લીધે પિતાજી અગુઠા પકડાવતા, ઊઠબેસ કરાવતા, સોટી મારતા

એક વાર ડેપ્યુટી સાહેબ પરીક્ષા લેવા આવેલા તે એક વર્ગની પરીક્ષા લેતા હતા  ડેપ્યુટી જે પ્રશ્નો પૂછે, તેના જવાબ લખીને કાગળની કાપલીઓ મથુરભાઈ વિદ્યાર્થીઓ પર ફેંકતા  આ ગુન્હા માટે તેમને તે સાતમા ધોરણમાં પાસ હોવા છતા નપાસ કરવામાં આવ્યા  મથુરભાઇની આખમાં પાણી આવ્યું  સાહેબને અરજ કરી સાહેબે કહ્યું કે, ‘તુ પાસ થઇશ તો યે બેસી રહેવાનું છે ' (તે સમયે ફર્સ્ટ ગ્રેડની પરીક્ષા ૧૭ વર્ષની ઉમર થાય ત્યારે જ આપી શકાતી,) ‘આવતે વર્ષે ગણિતની સાથે ભૂમિતિ પણ દાખલ કરવામાં આવનાર છે એટલે તે શીખવા મળશે '

તેમને ત્રણ વર્ષની ઉંમરના પ્રસગો પણ યાદ હતા  તેમના વલ્લભ મામાનો લગ્ન પ્રસગ કેવી રીતે ઉજવાયો  તે  તેમને બરાબર યાદ હતો  યાદશક્તિ ખૂબ સતેજ હતી  ગણિતમાં ખૂબ જ હોશિયાર હતા  તેમની તીવ્ર બુધ્ધિ અઘરામાં અઘરા ગણિતના દાખલા ગણી કાઢતી  સિનિયર શિક્ષકોને જે ન આવડે તે તેમને આવડતું  ફર્સ્ટ ગ્રેડની (આજની શાળાન્ત) પરીક્ષા આપવા જતા વિદ્યાર્થીઓને તેઓ શીખવતા  શાળામાં કોઇ શિક્ષક કે વિદ્યાર્થી તેમને આંબી જાય તેવો ન હતો

બીજે વર્ષે સમસુદીન સાહેબ પરીક્ષા લેવા આવેલા  તેમણે વિદ્યાર્થી

ઓને ચાર દાખના લખાવ્યા મથુરભાઇના ચારે ચાર દાખલા ખરા હ ।
પણ સાહેબે જનાબમા જોઇને નણ ખરા આપ્યા દાદાને ખાની હતી કે
મારો હિસાબ ખોટો નથી તેમણે કાદરી સાહેબને તે મુજબ કહ્યુ. કાદરી
સાહેબે કહ્યુ કે 'તુ પાસ થાય છે, પછી તકરાર શા માટે કર છે?' દાદા
સાચી વસ્તુ માટે નાનપણથી જ જીદ્દી હતા તેમણે જીદ પકડી માગે
હિસાબ ખોટો નથી મારે તો ગણિતમા પૂરા માર્ક જોઇએ' કાદરી
સાહેબને એ બાળ ની જીદ અને અભિમાન પર આશ્ચર્ય થયુ.

આખરે કાદરી સાહેબે બધા વિદ્યાર્થીઓને પોતાના મુકામ પર ફરી
પરીક્ષા માટે બોલાવ્યા દાદાના પિતાશ્રી લાલજી ગાધી સાહેબની પાસે
હાજર હતા તેમણે કહ્યુ કે 'બધા વિદ્યાર્થીઓની પરીક્ષા ન લેવી જોઇએ
એકલા મથુરભાઇની લો બીજા વિદ્યાર્થીઓના પરિણામમા ફરક કરવાનો
નથી ફક્ત મથુરભાઇને જ તપાસો '

દાદાએ વધારે જીદ્દી બની ઉમેર્યુ 'સાહેબ, મને ગમે તેના દશ
દાખલા લખાવો તે બધા ખરા પડે તો પેના ચાર દાખલા ખરા આપજો '

સાહેબે ગણિતમાથી અઘરા અઘરા દશ દાખલા લખાવ્યા તે બધા
દાખલા દાદાએ થોડા વખતમા ગણી બતાવ્યા કાદરી સાહેબ તો મુઝાયા
તેમણે કહ્યુ 'તે બધા હિસાબ ગોખી માર્યા છે ' દાદાને આ શબ્દો
અપમાનજનક લાગ્યા તેમણે કહ્યુ 'તો સાહેબ, મોઢાના લખાવો '
સાહેબે બીજા ગણીતમાથી દાખલા લખાવ્યા દાદાએ પોતાની હમેશની
ત્વરાથી ગણી બતાવ્યા કાદરી સાહેબને ખાની થઇ કે છોકરો
ગણિતમા એક્કો છે

પરીક્ષા પૂરી થયા પછી કાદરી સાહેબે ભાષણમા કહ્યુ, 'અમદાવાદ
જિલ્લાની મે તપાસેલી ૧૫૦ થી ૧૭૫ શાળાઓમા મે આવો વિદ્યાર્થી
જોયો નથી '

પરિણામે દાદાને બમણુ ઇનામ (બે પુસ્તકો)—આપ્યુ અને તેમને
આગળ ભણવાની સલાહ આપી સાત ચોપડી પૂરી કર્યા પછી દાદાને
અગ્રેજી ભણવાની હોશ થઇ પરતુ અગ્રેજી ભણવા અમદાવાદ જવુ પડે
તેમના પિતાજીની આવક ટૂકી હતી અને ઘરની સ્થિતિ સારી ન હતી
કેવી રીતે ભણવુ એ દાદાને પ્રશ્ન થઇ પડ્યો પણ તે સમયે ધડકણમા એક
ગ્રેજ્યુએટ ભાઈ આવેલા તેમણે દાદાની હોશિયારી જોઈ કહ્યુ કે 'આને
અમદાવાદમા ટ્યુશન મળી રહેશે અગ્રેજી ભણે તો સારુ '

પરતુ તેમના પિતાજીએ ન માન્યુ દાદાએ કહ્યુ, 'પિતાજી હુ જાતે

## ૫ ભાવિ જીવનનું ભાથું

શાળા જીવન પૂરુ કર્યા પછી દરેક વિદ્યાર્થીને માટે એક પ્રશ્ન ઊભો રહે છે શુ કરવુ ? કયો વ્યવસાય સ્વીકારવો ? ગુજરાનનો પ્રશ્ન દરેક યુવાનની સામે આવી ખડો રહે છે દાદા શિક્ષક બને તો ૫–૭ રૂ ના મદદનીશ શિક્ષકની જગા મળે તેમા કુટુમ્બનુ પોષણ કેવી રીતે થાય ? મૂળથી જ ઘરની સ્થિતિ તો સામાન્ય હતી મૂડી કાઈ હતી નહિ અને દાદાના પિતાશ્રી નોકરીમા સતોષ અને સહીસલામતી માની રહેલા એટલે વેપાર કરવાનુ સાહસ દીકરાને ક્યાથી કરવા દે ?

મોડાસા તાલુકા સ્કૂલમા મદદનીશ શિક્ષકની જગા હતી દાદા મોડાસા આવ્યા મુખ્ય શિક્ષકે પૂછ્યુ કયા ધોરણમા શીખવી શકશો ? દાદા તો સાતમામા પણ શીખવી શકે તેવી તેમની શક્તિ હતી, થોડોક અનુભવ પણ હતો તેમ છતા મુખ્ય શિક્ષકનુ ગૌરવ જળવાય તે માટે કહ્યુ, ‘સાતમા સિવાય ગમે તેમા ’ મુખ્ય શિક્ષકે કહ્યુ, ‘ઊગતા ઝાડનો પાઠ ચોથા ધોરણમા આપો ’ દાદાએ કહ્યુ, ‘આપુ તો ખરો પરતુ સારી રીતે આપવા માટે થોડી તૈયારી જોઇએ કાલે આપુ તો ?’

મુખ્ય શિક્ષકે કહ્યુ, ‘સારુ કાલે આપજો ’

બીજે દિવસે દાદા તૈયાર કરીને માથે પાઘડી શરીરે અગરખો ને ખભે ખેસ સાથે લીલો છોડવા, મૂળિયા, બીજ વગેરે લઇને શાળામા ગયા આ બધુ જોઈ મુખ્ય શિક્ષકને કુતૂહલ થયુ આ છોકરો શુ કરશે આ બધાને ?

બધા વર્ગો બધ કર્યા બીજા મદદનીશ શિક્ષકોને પણ બોલાવી ચોથા ધોરણમા બેસાડવામા આવ્યા અને મુખ્ય શિક્ષક પણ ત્યા બેઠા દાદાએ શિક્ષણ પદ્ધતિનો તે સમયના સાધનો પ્રમાણે સારો અભ્યાસ કરેલો અને તે પ્રમાણે—એટલે પ્રત્યક્ષ પ્રયોગ દ્વારા—દાદાએ પદ્ધતિસર પાઠ આપ્યો વિદ્યાર્થીઓ અને શિક્ષકો તેમના પાઠથી ખુશ થયા

મોડાસામા દાદાને જગા મળી પરતુ દહેમાઈમા તેમના પિતાજી હતા તે શાળામા પણ જગા ખાલી પડી અને કૌટુમ્બિક હિતને ધ્યાનમા રાખી ૭ રૂપિયાના પગારથી દહેમાઈની શાળામા ગયા

આઠેક માસ દાદાએ દહેમાઇમા મદદનીશ શિક્ષક તરીકે કામ કર્યું. પરતુ પિતા પુત્રની ૨૭–૨૮ રૂપિયાની ટૂકી આવકમા કુટુમ્બનો વિકાસ કેવી રીતે થાય ? અગ્રેજી શિક્ષણ તેમને ન મળ્યુ તેનો મનમા વસવસો

હતો અને પોતાના નાના નણ ભાઈઓ તેનાથી વચિત રહે એ એમને ગમતુ નહોતુ એટલે વ્યવસાય ક્ષેત્ર બદલવાનો વિચાર તેમના મગજમા ઘૂમ્યા કરતો

તે સમયે તેમના મામા શ્રીમાન શકરલાલ બુટાલા મોડાસા પાસે આવેલા મેઢાસણના ઠાકોરના કારભારી હતા એ જમાનામા કારભારીનો હોદ્દો–ભલે ટૂકો પગાર મળતો હોય–કેવો ગૌરવવતો અને પ્રતિષ્ઠાવાળો ગણાતો, એ તો જે રજવાડામા રહેતા હોય તે જાણે તેઓ ઘોડા પર આવતા જતા તેમની પ્રતિષ્ઠા પણ સારી એટલે દાદાને લાગ્યુ કે કોઇક ઠાકોરને ત્યા ગોઠવાઇ જવાય તો સારુ

તેમણે મામાને કાગળ લખ્યો 'ટ્રેઇનિંગ કૉલેજમા જઈ શકતો નથી હવે શુ કરવુ ?' મામાએ તેમને બોલાવી લીધા ઠાકોરના કારકૂનની જગા આપી ત્યા ખાવુ, પીવુ અને પગાર સાત રૂપિયા

એ જમાનામા વિઘોટી પૈસામા નહોતી લેવાતી પણ પાકમાથી વજે* લેવાતી પ્રથમ તેમને કલતર* નક્કી કરવાનુ કામ સોપવામા આવ્યુ એ કામ દાદા મહિનામા બરાબર શીખી ગયા તેમના કામમા ભૂલ આવતી નહિ

દાદાને ત્યા સમય પણ ઠીક ઠીક મળતો તેથી સમયનો સદુપયોગ તેમણે કરી જાણ્યો સમય મળે તેમ તેમ તેમણે કાયદાનો અભ્યાસ કર્યો પીનલકોડ ( ફોજદારી કાયદો ) વાચ્યો અને ખતપૂર્વક અભ્યાસ કરી કાયદાની ઊંડી સમજ પ્રાપ્ત કરી

કાયદાના પોતાના અભ્યાસની પરીક્ષા કરવા દાદાએ એક બનાવટી કેસ તૈયાર કર્યો

કલ્પિત વાદી પ્રતિવાદી સાક્ષી વગેરે બનાવી તેમની દલીલો જવાબ સહિત રજૂઆત કરી, તેનુ જજમેન્ટ તૈયાર કર્યું આ કેસ પોતાના મામાને બતાવ્યો મામા એ વાચીને ભાણાની બુદ્ધિ અને દક્ષતા પર ખુશ થઈ ગયા

એ સાથે દાદા ઘોડેસવારી પણ શીખ્યા ઘોડ પરથી પડ્યા પણ શીખ્યા વગર ન રહ્યા રાજ્યમા બધા ખાતામા આવતા તુમારી કામ શીખ્યા અને સ્વતત્ર કારભારુ કરવાની યોગ્યતા મેળવી લીધી તેમનો આ અનુભવ જાહેર જીવનમા બહુ ઉપયોગી થઈ પડ્યો

*વજે એટલે ખેડૂતના થયેલા પાકમાથી અમુક હિસ્સો.

*કલતર એટલે ખેતર જોઈને કેટલો પાક થશે એના અદાજ કાઢવો તે એ કામ જે કરે તે કલતરૂ કહેવાતો

એક ઊગતા યુવાનની હિંમતથી અંગ્રેજો આમ તો હિંદીઓને દબડાવતા, તેમનું અપમાન કરતા પણ શક્તિમાન ને કાર્યદક્ષ માણસોને પારખી જતા અને તેમને માન આપતા પોલીટીકલ એજન્ટે ત્યાર બાદ ઠાકોરને કહ્યું 'હવેથી કામકાજ માટે તમે ન આવતા તમારા કામદારને મોકલજો '

પછી તો પોલીટીકલ એજન્ટે તેમને પોતાના બંગલે બોલાવ્યા અને તેમનું સન્માન કર્યું દાદામાં આત્મવિશ્વાસ વધ્યો પોતાની મદદે એક ઉપરી અંગ્રેજ અમલદાર કરી એ ભાનથી સંતોષ થયો અને કામ કરવામાં ઉત્સાહ મળ્યો

દાદા સાદરાથી રૂપાલ તરફ પાછા વળ્યા પણ વિધિની ગતિનો કોઈ પાર પામી શક્યું છે ? વળતા તે ઊંટ પર બેઠા હતા ઊંટ તોફાની હતું આગાના ઝાડોમાં ઊંટ પેસી ગયું ઠાકોરના મામાના દીકરા માધુસિંહ ઊંટને હાંકતા હતા માધુસિંહે ઊંટ બેસાડ્યું અને ઊતર્યા પણ તેમના ઊતરવાની સાથે જ ઊંટ ઉભું થઈ ગયું આગાના ઝાડીમાં ઊંટ દોડવા લાગે તો જીવનું જોખમ હતું એટલે દાદા દોડતા ઊંટે હિંમતપૂર્વક કૂદી પડ્યા નીચે પડતા ડાબો હાથ ભાગી ગયો

રસ્તામાં સાનાસણ મુકામે એક નાળબંદની પાસે પાટો બંધાવ્યો ના નાળબંદે કહ્યું, 'મટે નહિ ત્યાં સુધી પાટો છોડવો નહિ

બીજે દિવસે રૂપાલથી ગાડી આવી અને એ ગાડીમાં દાદા મોડાસા આવ્યા

મોડાસા આવ્યા પછી મામા (શંકરલાલ બુગના) એ દાકતરને બોલાવ્યા દાકતરે જોયું કે સાજો છે ને કહ્યું કે પાટો નહિ છોડો તો હાથ સડશે પેલા નાળબંદે પાટો છોડવાની મના કરેલી એટલે દાદાએ છોડવાની ના પાડી મામાએ કહ્યું 'ભાણો જ છે એટલે શું કરું ? છોકરો હોત તો

દાદાએ ઉત્તર આપ્યો મામા એવો ભેદ રાખો છો ? તો છોડી નાખું

દાક્તરની સારવારથી બે મહિને મટ્યું હવે શું કરવું ? કામ કર્યા વિના કુટુમ્બનું કેવી રીતે પાલન થાય ?

તપાસને પરિણામે ઈડર તાલુકાના સમનપુર મામલતદારની કોર્ટમાં કારકુનની જગા મળી દાદાએ ચાર મહિના ત્યાં કામ કર્યું

એ દરમિયાન સીનાવાડ ઠાકોરને કામદારની જરૂર પડી દાદાની કાર્યકુશળતાની ખબર તેમને હતી તે ઠાકોરને દેવું ઘણું વહીવટમાં ખવાસ

(ગુનામ-નોકર, જેમને પેટિયુ બે વખત ખાવાનુ અને બે જોડ કપડા ને ૧૦-૧૨ રૂપિયા આપવામા આવતા) લોકોનુ જોર ખૂબ હતુ ખર્ચ મોટુ હતુ જાગીરમા સર્વત્ર અવ્યવસ્થા હતી

ઠાકોર દાદાના મામા શકરલાલ બુગવાને મળ્યા અને કહ્યુ 'મથુરભાઈને મારે ત્યા મોકલો ' મામાએ દાદાને કહ્યુ 'જો રખેને જતો પહેલાના કામદાર મનસુખભાઇ પગાર મૂકીને આવ્યા છે આનામા તુ જઈને શુ કરીશ ?'

દાદાએ કહ્યુ 'સારુ હોય ત્યા જઈને શુ કરવાનુ હોય ? જ્યા નબળુ તત્ર હોય ત્યા વ્યવસ્થા કરી બતાવવી, તકીવર સુધારવો એમા આવડત છે, ને એમા માણસની કિંમત છે એટલે મારી જવાની ઈચ્છા છે '

જોરાવરસિંહ ઠાકોરના ભાઈ રતનસિંગ દાદાને તેડવા આવ્યા તેમણે કહ્યુ 'મથુ ભાઈ પગાર નક્કી કરો ' દાદાએ કહ્યુ 'મારો પગાર હમણા નક્કી ન કરવો, ૬ ૭ મહિના ત્યા રહીશ મારુ કામ પસદ પડે તો રાખજો નહિ તો છૂટો કરજો ચાલુ રાખો તો મહિનો ૧૫ રૂપિયા આપજો '

આ સાભળી મનસુખભાઈ કહે 'આ તો મૂરખ છે કે ડાહ્યો ?'

## ૭ મીનાવાડના કામદાર

સ ૧૯૫૦ (સને ૧૮૮૪)ના માહ માસમા દાદાએ મીનાવાડની જાગીરનો વહીવટ સભાળ્યો

દાદા ઠાકોરની ડહેલીના દરવાજના મેડા પર રહેતા રોજ વારણ (દાસી) સીધુ મૂકી જતી અને તે હાથે રાધી ખાતા

થોડાક દિવસ આમ ચાલ્યુ એક દિવસ ઘી ન આવ્યુ તપાસ કરાવી પણ ઘી ન મળ્યુ ન મળ્યો ખુલાસો છેવટે એક વડારણ (દાસી)ને બોલાવીને પૂછતા તેણે ઉત્તર આપ્યો 'ઘેર ઘેર ભટકી પણ કોઇએ ઘી ન આપ્યુ ઠાકોર સાહેબ પણ આજે લૂખુ જમીને ઊઠી ગયા છે '

આ હકીકત જાણીને દાદાને દુખ થયુ તેમણે પોતાની પાસેથી એક રૂપિયો આપો તેના ઘી મગાવી પોતે થોડુક રાખી ઠાકોરને મોકલ્યુ

દાદાથી ઠાકોરની અને જાગીરની આ સ્થિતિ સહન ન થઈ તેમનુ એક કાગળ લઇ ઠાકોર પાસે શરતો રજૂ કરી 'કુલ વહીવટ મને સોપી દેવો આવક જાવકનો બધો હિસાબ હુ રાખીશ. કોઇ પણ જાતની જોગવાઈ થાય તો હુ જવાબદાર તમારે જે જોઇએ તેની નોંધ આપો તે બધી તમને નિયમિત પહોંચાડતો રહીશ મારા કામમા કોઇએ દરમિયાનગીરી

કરવી નહિ તો જ વહીવટ ચલાવાય અને જાગીરની સ્થિતિ સુધરે '

ઠાકોર ખુશ થયા ને કહ્યુ 'અમારે બીજું શુ જોઇએ? અમારે ચાર લુગડા, ચદી ને ખોરાકી જોઇએ ' બન્ને ભાઇઓએ દાદાની શરતો મજૂર રાખી અને કાગળ પર સહીઓ કરી

દાદાએ જાગીરનો બધો વહિવટ હાથમા લીધો હિસાબ જોયો પરિસ્થિતિ બહુ કફોડી હતી ઠાકોરને માથે ખૂબ દેવુ હતુ ૧૭૦૦૦ રૂપિયાના તો હુકમનામા થઈ ગયેલા હતા દાદાએ વસુલાતની રકમો પોતાને કબજે લેવા માડી અનાજના કોઠારોની ચાવી પોતાના હવાલે રાખી સીનાવાડના સ્થાનિક વોગ વેપારીને બોલાવી તેની લ્હેણી રકમ આપી દીધી ને નવુ ખાતુ શરૂ કર્યુ દાદાની બધી ચિઠ્ઠીઓ સ્વીકારાવા માડી એ જ રીતે મોડાસાના વેપારીનુ લહેણુ ચૂકતે કર્યુ અને ત્યા પણ નવુ ખાતુ શરુ કર્યું.

પરિણામે ગમે તે માણસની ચિઠ્ઠીથી વેપારીને ત્યાથી ચીજો આવતી અટકી વેપારી ગમે તેમ ઉઘરાવતા, દગો કરતા અટકયા કોઠારની ચાવી પાસે રાખવાથી કોઠારી કે દાસીઓ ગમે તેમ અનાજ વાપરતા કે ઉડાવતા અટકયા દાદાએ રોજ જતવાર અનાજની સિલક મેળવવાની પદ્ધતિ શરૂ કરી, રોજ કેટલુ અનાજ વપરાતુ તેની નોંધ શરૂ કરી દરબાર અને દાસીઓને માસિક રેશન નિયમિત રીતે આપવામા આવ્યુ એટલે દાસીઓ પણ રોજની માથાકૂટમાથી બચી અને આ નવા કામદારનો તેમણે આભાર માન્યો કેટલીક જમીનો પડતર હતી પટેલોને તે આપી ખેતર વગેરેનુ કામ ખેડૂતોની ઈચ્છા મુજબ દાદા જાતે કરવા લાગ્યા આમ વહીવટી તત્ર સુધાર્યું પરપરની તકરારો, શકા કુશકાઓ ને વહેમો અટકયા દાદાની તરફ બધા માન અને પ્રેમથી જોવા લાગ્યા

આમ રોજના વહીવટની વ્યવસ્થા કરી પરતુ ઠાકોરોનુ દેવુ ખૂબ હતુ તેનુ શુ કરવુ? દાદાએ ખૂબ જ નિષ્ઠા અને કુશળતાપૂર્વક વહીવટ ચલાવી કરકસર કરાવી ખર્ચ ઘટાડયા તેમનો પ્રભાવ સહુના ઉપર પડયો

દાદા જે કામ માથે લેતા તેને કર્તવ્ય સમજી છેવટ સુધી પૂરુ કરતા आरम्भस्य अन्तगमनम् એ એમનુ સૂત્ર હતુ જાગીરનો ઉદ્ધાર સુધારવાના ધ્યેયથી તેઓ અહી આવ્યા હતા, અને તે ધ્યેય તેમણે ઘણે અશે સિદ્ધ કર્યું.

ઠાકોર જોગસિહજી ચોમાસાની શરૂઆતમા ગુજરી ગયા રાત પડી હતી અને સવારે નૈકુઠી કાઢવાની હતી ઠકરાણી માટે નવા કપડા જોઇએ અને અતિમ ક્રિયા માટે સરસામાન જોઇતો હતો જાન જોખમનો વિચાર કર્યા વિના રાતે બે વાગે દાદા સવાર સાથે મોડાસા આવવા નીકળ્યા

(ગુલામ–નોકર, જેમને પેટિયુ બે વખત ખાવાનુ અને બે જોડ કપડા ને ૧૦–૧૨ રૂપિયા આપવામા આવતા) લોકોનુ જોર ખૂબ હતુ ખર્ચ મોટુ હતુ જાગીરમા સર્વત્ર અવ્યવસ્થા હતી

ઠાકોર દાદાના મામા શકરલાલ બુટાલાને મળ્યા અને કહ્યુ 'મથુરભાઇને મારે ત્યા મોકલો' મામાએ દાદાને કહ્યુ 'જો રખેને જતો પહેલાના કામદાર મનસુખભાઇ પગાર મૂકીને આવ્યા છે, આવામા તુ જઇને શુ કરીશ?'

દાદાએ કહ્યુ 'સારુ હોય ત્યા જઇને શુ કરવાનુ હોય? જ્યા નબળુ તત્ર હોય ત્યા વ્યવસ્થા કરી બતાવવી, વહીવટ સુધારવો એમા આવડત છે, ને એમા માણસની કિમત છે એટલે મારી જવાની ઇચ્છા છે'

જોરાવરસિહ ઠાકોરના ભાઈ રતનસિગ દાદાને તેડવા આવ્યા તેમણે કહ્યુ 'મથુ ભાઈ પગાર નક્કી કરો' દાદાએ કહ્યુ 'મારો પગાર હમણા નક્કી ન કરવો, ૬ ૭ મહિના ત્યા રહીશ મારુ કામ પસદ પડે તો રાખજો નહિ તો છૂટો કરજો ચાલુ રાખો તો મહિનો ૧૫ રૂપિયા આપજો' આ સાભળી મનસુખભાઈ કહે, 'આ તો મૂરખ છે કે ડાહ્યો?'

## ૭ મીનાવાડના કામદાર

સ ૧૯૫૦ (સને ૧૮૯૪)ના માહ માસમા દાદાએ મીનાવાડની જાગીરનો વહીવટ સભાળ્યો

દાદા ઠાકોરની હવેલીના દરવાજાના મેડા પર રહેતા [illegible] (દાસી) સીધુ મૂકી જતી અને તે હાથે રાધી ખાતા

થોડાક દિવસ આમ ચાલ્યુ એક દિવસ ઘી ન આવ્યુ તપાસ કરાવી પણ ઘી ન મળ્યુ ન મળ્યો ખુલાસો છેવટે એક રાવજી (દાસી)ને બોલાવીને પૂછ્યુ ત્યારે તેણે ઉત્તર આપ્યો 'ઘેર ઘેર ભટક્યા પણ કોઇએ ઘી ન આપ્યુ ઠાકોર સાહેબ પણ આજે લૂખુ જમીને ઊઠી ગયા છે'

આ હકીકત જાણીને દાદાને દુ ખ થયુ તેમણે પોતાની પાસેથી એક રૂપિયો આપ્યો તેનુ ઘી મગાવી પોતે થોડુક નાખી ઠાકોરને મોકલ્યુ

દાદાથી ઠાકોરની અને જાગીરની આ સ્થિતિ સહન ન થઈ તેમણે એક કાગળ લઈ ઠાકોર પાસે જઈ વિનતી કરી 'કુલ વહીવટ મને સોપી દેવો આવક જાવકનો બધો હિસાબ હુ રાખીશ કોઇ પણ જાતનો ખર્ચ થાય તો હુ જવાબદાર તમારે જે જોઇએ તેની નોધ આપવી તે બાદ તમને નિશ્ચિત પડાવ્યા નો ચીઠ્ઠી મારા કામમા કોઇએ દરમિયાનગીરી

રી નહિ તો જ વહીવટ ચલાવાય અને જાગીરની સ્થિતિ સુધરે '

ઠાકોર ખુશ થયા ને કહ્યુ 'અમારે બીજુ શુ જોઇએ? અમારે ચાર લુગડા, ચદી ને ખોરાકી જોઇએ ' બન્ને ભાઇઓએ દાદાની શરતો મજૂર રાખી અને કાગળ પર સહીઓ કરી

દાદાએ જાગીરનો બધો વહિવટ હાથમા લીધો હિસાબ જોયો પરિસ્થિતિ બહુ કફોડી હતી ઠાકોરને માથે ખૂબ દેવુ હતુ ૧૭૦૦૦ રૂપિયાના તો હુકમનામા થઈ ગયેલા હતા દાદાએ વસુલાતની રકમો પોતાને કબજે લેવા માડી અનાજના કોઠારોની ચાવી પોતાના હવાલે રાખી સીનાવાડના સ્થાનિક વોગ વેપારીને બોલાવી તેની લ્હેણી રકમ આપી દીધી ને નવુ ખાતુ શરૂ કર્યુ દાદાની બધી ચિઠ્ઠીઓ સ્વીકારાવા માડી એ જ રીતે મોડાસાના વેપારીનુ લહેણુ ચૂકતે કર્યુ અને ત્યા પણ નવુ ખાતુ શરુ કર્યુ

પરિણામે ગમે તે માણસની ચિઠ્ઠીથી વેપારીને ત્યાથી ચીજો આવતી અટકી વેપારી ગમે તેમ ઉધારતા, દગો કરતા અટકયા કોઠારની ચાવી પાસે રાખવાથી કોઠારી કે દાસીઓ ગમે તેમ અનાજ વાપરતા કે ઉડાવતા અટકયા દાદાએ રોજ જાતવાર અનાજની સિલક મેળવવાની પદ્ધતિ શરૂ કરી રોજ કેટલુ અનાજ વપરાતુ તેની નોંધ શરૂ કરી દરબાર અને દાસીઓને માસિક રેશન નિયમિત રીતે આપવામા આવ્યુ એટલે દાસીઓ પણ રોજની માથાકૂટમાથી બચી અને આ નવા કામદારનો તેમણે આભાર માન્યો કેટલીક જમીનો પડતર હતી પટેલોને તે આપી કલતર વગેરેનુ કામ ખેડૂતોની ઇચ્છા મુજબ દાદા જાતે કરવા લાગ્યા આમ વહીવટી તત્ર સુધાર્યું પરસ્પરની તકરારો, શકા કુશકાઓ ને વહેમો અટકયા દાદાની તરફ બધા માન અને પ્રેમથી જોવા લાગ્યા

આમ રોજના વહીવટની વ્યવસ્થા કરી પરતુ ઠાકોરોનુ દેવુ ખૂબ હતુ તેનુ શુ કરવુ? દાદાએ ખૂબ જ નિષ્ઠા અને કુશળતાપૂર્વક વહીવટ ચલાવી કરકસર કરાવી ખર્ચ ઘટાડયા તેમનો પ્રભાવ સહુના ઉપર પડયો

દાદા જે કામ માથે લેતા તેને કર્તવ્ય સમજી છેવટ સુધી પૂરુ કરતા आरम्भस्य अन्तगमनम् એ એમનુ સૂત્ર હતુ જાગીરનો વહીવટ સુધારવાના ધ્યેયથી તે અહી આવ્યા હતા, અને તે ધ્યેય તેમણે ઘણે અંશે સિધ્ધ કર્યું

ઠાકોર જોરાવરસિંહજી ચોમાસાની શરૂઆતમા ગુજરી ગયા રાત પડી હતી અને સવારે વૈકુઠી કાઢવાની હતી દફનાણી માટે નવા કપડા જોઇએ અને અતિમ ક્રિયા માટે સરસામાન જોઇતો હતો જાન જોખમનો વિચાર કર્યા વિના રાતે બે વાગે દાદા સવાર સાથે મોડાસા આવવા નીકળ્યા વરસાદ

વરસતો હતો કપડા ભીંજાતા હતા અને તે મેડના નાથા પાસે આવી પહોંચ્યા બે કાંઠે પાણી હતું પણ ઘોડા પાણીમાં નાખ્યા ને પાર ઊતર્યા મોડાસા આવ્યા વાણિયાની દુકાન ઉઘડાવી જરૂરી કપડા સામાન વગેરે લઈ, દિવસ ઊગતા સીનાવાડ પહોંચી ગયા (સીનાવાડ મોડાસાથી ૮–૯ માઈલ થાય છે) સવારે ઠાકોરને અગ્નિ સંસ્કાર કર્યો

જોરાવરસિંહજીને પુત્ર નહોતો એટલે તેમના ભાઈ રતનસિંહ ગાદીએ આવતા જોઈએ પણ વિધવા ઠકરાણી કાઠિયાવાડી હતા તેમના ભાઈ પ્રતાપસિંહ, રતનસિંહના હાથમાં ગાદી ન જાય તેવી પેરવી કરવા લાગ્યા બન્ને વચ્ચે તકરાર શરૂ થઈ જાગીરના દાગીના વગેરે લઈ પ્રતાપસિંહ ચાલ્યો જતો હતો, પણ દાદાએ તેને રોક્યો અને તકરારનો અંત આણ્યો અને રતનસિંહ ગાદી પર આવ્યા

## ૮ માગ જેવા ના પાડનાર નહિ મળે

હવે દાદાએ દેવાની પતાવટ કરવા તરફ લક્ષ આપ્યું દેવામાં માલપુરના કરશનદાસ શેઠ પોતાનું લહેણું વસુલ લેવા આવ્યા તેમનો રુઆબ ઠાકોરને પણ આંજી નાખે તેવો હતો ગાડી, નોકર, ચાકર સવાર વગેરે તે લઈને આવ્યા તેઓ દાદાના મામાના સબંધી હતા તેથી દાદાને ત્યાં મુકામ રાખ્યો શેઠે દાદાને કહ્યું બાકી છે તેના પૈસા અપાવ હજારેકની વસૂલાત આપે તો હું તને ખુશ કરીશ '

દાદાએ કહ્યું ' શેઠ ! ઠાકોર પાસે પૈસા નથી હમણાં કારભાર બરાબર વ્યવસ્થિત થવા દો પછી તમારું લહેણું અપાવીશ "

શેઠે કહ્યું લે આ સો બાબાશાહી ને મને રૂપિયા વસુલ કરાવી આપ '

દાદાએ ઉત્તર આપ્યો એ ના બને મારાથી ઠાકોરને બેવફા ન થવાય

કરશનદાસ શેઠે કહ્યું ' માગ જેવો આવો કહેનાર આપનાર નહિ મળે હો '

તરત જ દાદાએ ઉત્તર વાળ્યો ' માગ જેવો ના કહેનાર પણ નહિ મળે '

જે જમાનામાં પાંચ દસ કે પંદરનો માસિક પગાર મળતો એ જમાનામાં સો રૂપિયાની કેટલી કિંમત હશે એ આજના સમયમાં નહિ સમજાય દાદાએ ઉન્નત નકારી અને વફાદારીનો ધ્વજ ફરકતો રાખ્યો

કરશનદાસ શેઠ આથી ગરમ થયા, ઊપડ્યા સીધા સાલપુર અને કહ્યું કે ' જપ્તી કરીને મારા પૈસા વસુલ અપાવો

ફોજદાર પોલીસો સાથે સીનાવાડ આવ્યા દાદા મોડાસા હતા ખબર

મગતા દોડતે ઘોડે મીનાવાડ ગયા ફોજદારે કહ્યુ 'લેણુ ચૂકવી આપો' દાદાએ કહ્યુ 'નાણા ચૂકવવાની શક્તિ હોત તો આટલે સુધી વાત ન પહોચત ધીરે ધીરે બનશે ' ફોજદાર નાણા અપાવવા આવ્યા હતાને, એટલે તેમણે ધમકી આપી 'પોલીસ લઇને આવ્યો છુ, જપ્તી કરીશ અને બધુ હરાજ કરાવીશ '

દાદા ધાક ધમકીને કદી વશ થાય તેવા નહોતા તેમનામા સમય પ્રમાણે કામ લેવાની શક્તિ ને દૃષ્ટિ હતી તેમણે હિમતથી જવાબ આપ્યો 'જો તમે કોર્ટના ને રાજ્યના હુકમથી કરતા હો તો ઠીક છે પરતુ તમે પોલીસના બળથી કરાવવા માગતા હો તો હામિર પણ રજપૂત છે અને હુ પણ ડહેલીના બારણે ઊભો રહીશ '

ફોજદારે કહ્યુ 'ત્યારે ડાગરની જપ્તી કરીશુ '

દાદાએ કહ્યુ 'ડાગર આપી દીધેલી છે, નહિ તો તે આપી શકત '

દાદાની મક્કમતા આગળ ફોજદારનુ કઈ ચ ર્યુ નહિ ગુસ્સે થઈને તે ગયા

એક નિરાશણા પૂરી થઈ, ત્યા એક બીજુ સકટ આવ્યુ. ઈડર રાજ્યના હુકમથી સીનાવાડ તાબાના ફરેડા અને વણીયાદ ગામો પર જપ્તી આવી દાદાએ મામલતદારને કહ્યુ, 'મહેરબાની કરી એક મહિનાની મુદત આપો ત્યારબાદ જપ્તી કરજો ' મામલતદાર ગયા

પછી દાદા ઇડર ઉપડયા અને દિવાન સાહેબ લાલજીભાઇને મળવા અરજી મોકલી દાદા સવારે નવ વાગે જાય એટલે કહે 'બેસો' ૧૧ વાગે જમીને પાછા આવે એટલે પણ દિવાન કહે 'બેસો ઓફિસે કે ઘેર મુલાકાત ન આપી ૧૮ દિવસ આમ ચાલ્યુ છેવટે ૧૯ મા દિવસે કટાળીને તેમણે એક ચિઠ્ઠી મોકલી '૧૯ દિવસથી બેઠો છુ આપ મુલાકાત આપો તો સારૂ નહિ તો એક જ રસ્તો છે મારે એજન્સીમા જવુ એ જમાનામા ઈડર જેવા પહેલા નબરના રાજ્યના દિવાનને એક નાનો કામદાર આમ ઉપર જવાનુ કહે, એ એક હિમત ભર્યુ અને સાવ જોખમકારક પગલુ હતુ

દિવાને દાદાને બોલાવ્યા અને કહ્યુ કે 'શુ છે, કેમ આવ્યા છો?'

'આપે જે જપ્તીનો હુકમ મૂકયો તે વ્યાજબી નથી કેમકે સેલુદારે જાગીરદારની હયાતીમા પોતાનુ લેણુ લઇ લેવુ જોઇએ જાગીરદારના ગુજરી ગયા પછી વારસદાર કે જાગીર તેને માટે જવાબદાર નથી ગવર્નમેન્ટનો ઓર્ડર છે આપના ઓર્ડરથી એનુ ઉલ્લઘન થાય છે માટે એ

રદ કરવો જોઇએ '

દિવાન ગુસ્સે થયા 'તુ મારુ અપમાન કરે છે' અને પટાવાળાને કહ્યુ, 'આને ધક્કો મારીને બહાર કાઢો'

દાદા ગભરાયા નહી પટાવાળા હાથ લગાવવા જાય છે, ત્યા કહ્યુ, 'દિવાન સાહેબ! હુ બહાર જાઉ છુ પણ બે શબ્દો સાભળી લો અત્યાર સુધી હુ માનતો હતો કે ઈડરની અદાલત ન્યાયની નગીષ્ઠ અદાલત છે દરેકને અહીં વ્યાજબી દલીલ કરવાનો હક છે આજે મે જાણ્યુ કે આ અદાલતમા દિવાન કહે તે જ ન્યાય છે મને લાગે છે કે તેવી મતનગનુ અહી પાટીયુ મારવુ જોઇએ, તેથી મારી જેમ બીજાનુ અપમાન ન થાય'

દિવાનને જાણે આગ લાગી. પાસે બેઠેલા તેમના શિરસ્તેદાર, જે બુદ્ધિશાળી હતા, તે દાદાના વ્યક્તિત્વને પારખી ગયા તેમણે દિવાનનો પગ દબાવ્યો, 'અને ચા પીવા ચાલો' એમ કહીને અંદરના હોલમા લઈ ગયા. દાદાને બેસવાની સૂચના આપી. થોડાક વખતમા બન્ને જણા પાછા આવ્યા દિવાન સમજી ગયા હતા તેમનુ વલણ બદલાઈ ગયુ હતુ તેમણે દાદાને કહ્યુ, 'મથુરભાઈ! તમને ખોટુ લાગ્યુ ખરુ? બોલો, તમારે શુ કહેવુ છે? હુ સાભળવા તૈયાર છુ'

દાદાએ કહ્યુ, 'સાહેબ! મારી તો એટલી અરજ છે કે ગઈ કાલે જે હુકમ કર્યો છે તે વ્યાજબી નથી. માટે ફરીથી વિચારણા કરવી જોઇએ' દિવાન કહે, 'બાપનુ દેવુ દીકરા ન આપે તેને તમે વ્યાજબી ગણો છો?', દિવાને વાત પકડીને લેવા માડી દાદાએ ઉત્તર આપ્યો 'જરૂર, બાપનુ દેવુ દીકરો આપે પરતુ અદાલતને સત્તા નથી કે હુકમ કરીને જાગીર પર જપ્તી મૂકીને તે અપાવે પોતાની મેળે તે આપે. હુ મારા ઠાકોરને સલાહ આપીશ કે સત્વરે સઘળુ બધુ દેવુ તે ચૂકતે કરી આપે પણ જપ્તી દ્વારા આપ વસુલ કરવા ઇચ્છા હો તો તે કાયદેસર નથી

દિવાને કહ્યુ, 'ઠીક, કાલે તમે ઓફીસના સમયે આવજો'

બીજે દિવસે ઓફીસે ગયા દિવાનની સાથે તેમના એક અગત મંત્રી શ્રી મોહનલાલ ગુનામગામ હતા આગલા દિવસની વાત સાભળી તે ગુસ્સે થયા હતા. આ સમયે મેઢાસણના ઠાકોર સાહેબ મહોબતસિહજી આવેલા હતા મોહનલાલે ઠાકોરને કહ્યુ 'જુઓ મથુરભાઇએ દિવાન સાહેબનુ અપમાન કર્યું છે આ દિવાન સાહેબ તો ભલા છે બીજો કોઇ હોય તો ખબર કરી નાખે' મોહનલાલે અમલદારી ઢબે વાત લેવા માડી

તરત જ દાદાએ પ્રશ્ન કર્યો 'સાહેબ! આ વખતે બીક કોને?

હિરા માણેક અને રતનને અમારા જેવા પાચ પદર કમાનારને ખગાય થવાની શી ફીકર ? અમે તો ચટણી વાટવાના પત્થર, ઘેર ઘેર જરૂર પડે '

દાદાના જવાબમા કટાક્ષ હતો અવાજમા બેફિકરાઇ અને આત્મવિશ્વાસ હતો અદરના હોલમા બેઠેલા દિવાને આ સાભળીને ચૂપ રહેવા ફરમાવ્યુ.

દિવાને તેજ સમયે લેણદારોના માણસોને બોલાવ્યા હતા તેઓ પણ આવી પહોચ્યા હતા દિવાન સાહેબ પણ આવ્યા અને મોહનલાલને કહ્યુ, 'ઠુમાર કાઢો અને લખો કે આ કામમા સીનાવાડના મમદાર રૂબરૂ હાજર થઇને રાજના સરક્યુલર મુજબ જે દલીલ કરે છે, તે ઉપરથી હુકમ કરવામા આવે છે કે, જપ્તીનો ઓર્ડર રદ કરવો અને લેણદારોએ દિવાની રાહે દાદ માગવી '

લેણદારો તો આ હુકમ સાભળતા જ અવાક્ થઇ ગયા દિવાન સાહેબને કહ્યુ, 'સાહેબ આ શુ ? અમારૂ લેણુ ડૂબે છે '

દિવાને કહ્યુ, 'મથુરભાઇની દલીલ કાયદેસરની છે હવે કઈ ન થઇ શકે '

દાદા તો ઊપડયા સીધા ઘેર મુસદ્દ પાસે મુન્સફે કહ્યુ, 'હુ જાણતો હતો કે જપ્તીનો હુકમ બીન કાયદેસર છે પણ સાહેબના હુકમ આગળ અમે શુ કરી શકીએ ?'

લેણદારો મુન્સફને ઘેર આવી પહોચ્યા તેઓ શરમીદા બની ગયા હતા મોઢા ઉપરથી તેજ ઊડી ગયુ હતુ તેમણે દાદાને કહ્યુ 'અમારુ હજારોનુ લહેણુ રદ કરાવી નાખો તે ઠીક નથી કરતા ' પ્રથમ ઘોડે ચડીને આવ્યા હતા, અને તુમાખી ભર્યા અવાજે બોલતા હતા, તે દાદા આગળ નમ્ર બની ગયા

દાદા તેમનુ દુખ પણ સમજ્યા 'જુઓ તમારુ લેણુ અપાવીશુ પણ તમે આમ જપ્તી ને ધાક ધમકીથી લહેણુ વસુલ લેવા માગતા હો તો કદી નહિ મળે હુ હમણા આવ્યો છુ, વ્યવસ્થા કરુ છુ ઉપજમાથી જેમ જેમ બચત કરતો જઇશ, તેમ તેમ લહેણુ આપતો જઇશ '

દાદાની બુદ્ધિનો વિજય થયો જાગીર પરથી દિવાની ધુસરી ઓછી થઇ લેણદારોનો ત્રાસ અટકયો જપ્તીઓ અને રાજ્યની દખલથી જાગીરના
* આર્થિક સ્થિતિ પ્રત્યે પૂરતુ ધ્યાન આપી શકાતુ નહોતુ

હવે દાદાએ જાગીરની ઉપજ વધારવા તરફ લક્ષ દોર્યુ વડીલને સગા ને સ્વજન ના તો હતો જાગીરના બે ખાનગી કુવા હતા તેના

ઉપયોગ થતો નહતો. તે કૂવાથી દાદાએ ખેતી શરુ કરાવી. જાગીરનું નાનું જંગલ પણ વ્યવસ્થિત કર્યું. આમાંથી જાગીરનો વહીવટ ખર્ચ તેમજ ઠાકોરનો અંગત ખર્ચ નીકળવા લાગ્યો. અને જાગીરની ઉપજ વધવા લાગી. આમાંથી જુના દેવાંની વસુલાત આપવા માંડી. ઠાકોરને જોઇતા દાગીના બનાવ્યા. એક વર્ષમાં આખું તંત્ર સુધરી ગયું. પાંચ વર્ષ આમ દાદાએ વહીવટ ચલાવ્યો. મોટા ભાગનું દેવું પતી ગયું. ઠાકોર દાદાની વહીવટી કુશળતા ઉપર આફરીન થઈ ગયા. તેમના આભાર નીચે દબાઇ ગયા. દાદા તરફ ખૂબ માન અને પ્રેમથી જોતા થયા. તેમને ઓછું ન આવે તે માટે ઠાકોર ખૂબ તકેદારી રાખવા લાગ્યા.

## ૯ : સીનાવાડ છોડયું

સંવત ૧૯૫૪માં જાગીરમાં એક આંતરિક કલહ ઊભો થયો. ઠાકોરને ત્રણ ઠકરાણી હતી. પહેલાં ઠકરાણી ગુજરી ગયાં હતાં. તેમના બે કુંવર હતા. મોટા કુંવર ભોળા હતા. નાના કુંવર અભેસિંહ ચતુર અને કાવાદાવામાં કુશળ હતા. બીજી ઠકરાણી અણમાનીતી હતી. ઠાકોર રતનસિંહ તેને કદી બોલતા નહિ. ત્રીજી ઠકરાણી સુવાવડમાં ગુજરી ગયાં. ત્યારે ઠાકોરે ફરીથી નાના કુંવરની સાળી જોડે લગ્ન કર્યું. આથી નાના કુંવરનું વર્ચસ્વ ઘરમાં વધી પડયું.

દાદાએ સીનાવાડનો વહીવટ પાંચ વર્ષ ચલાવ્યો. છેલ્લા વર્ષમાં આ પ્રસંગ બન્યો. એકવાર રાતે ઠાકોર અને તેમના કુંવરો બધા દારની લહેજતમાં પડયા હતા. અભેસિંહ જાણતા હતા કે ગાદી તો મોટાભાઇને મળવાની છે. એટલે તેમણે જીવાઇ હક્ક માટે માગણી કરી. ઠાકોરે રામપુર ગામ અને સીનાવાડની હદના ચાર કૂવા અભેસિંગને આપવા એવું નક્કી કર્યું. પરંતુ ઠાકોર દાદાને પૂછ્યા સિવાય દસ્તાવેજ કરવા ઈચ્છતા ન હતા. પણ દાદા સાથે આવી વાત કરતાં હિંમત ચાલતી નહીં.

એકવાર કૂવા ઉપર ડોકા ખાવા માટે બધા ગયા. વાતમાં ઠાકોરે દાદાને કહ્યું, ' નાના કુંવર અભેસિંગ મોટા થયા છે. તેમને જીવારખ બાંધી આપીએ...રામપુર ગામ અને સીનાવાડની હદના ચાર કૂવા આપીએ તો ? "

દાદા સલાહ કેવી રીતે આપે ? નાના કુંવરની હાજરીમાં તેમની વિરૂદ્ધમાં શું કહે ? વળી નાના કુંવર ઠાકોરના માનીતા હતા. અને મોટા કુંવરને હિતાહિતની સમજ નહોતી.

તેમ છતા દાદાએ પોતાના કર્તવ્યના ભાનથી હિંમતપૂર્વક કહ્યું, "ઠાકોર સાહેબ આપે ફરીથી-લગ્ન કર્યું ન હોત તો આ જીવારખ અભેસિંગ બાપુને આપવામા આપણને વાંધો ન હતો પરંતુ આપે હમણા લગ્ન કર્યું છે ને નવા ઠકરાણીને કુંવર થાય, તો બધાને આપવા માટે ગામ કયાથી લાવશો? દરેકને સરખી જીવારખ આપવી જોઇએ અને તે આપતા જાગીરમા શું રહેશે? મને ઠીક નથી લાગતું પછી તો આપને યોગ્ય લાગે તે કરો"

દાદાના જવાબથી નાના કુંવરની આખ ફરી અને બને વચ્ચે અણબનાવ શરૂ થયો દાદાએ જાગીરને બચાવવા માટે જાનને જોખમે કામ કર્યું હતું ધાર્યું હોત તો તે પોતાનો સ્વાર્થ સાધી શકયા હોત પરંતુ નિમકહરામ થવુ એ તેમના લોહીમા ન હતું આ બનાવથી તેઓ અળખામણા થઈ પડયા તેમનો વિરોધ સૌ પ્રસંગે થવા માડયો એકવાર (૧૯૫૫ના વૈશાખમા) દાદા શેતરંજ રમતા હતા, ત્યા એક ચિઠ્ઠી આવી ઠાકોરે જણાવ્યુ હતુ કે 'ઘરમા કલહ ઊભો થયો છે, તમે છૂટા થાઓ તો સારુ'

ચિઠ્ઠી વાચીને દાદા હસ્યા ઊઠીને ઠાકોર પાસે ગયા અને કહ્યુ 'પાચ વર્ષ વહીવટ કરી આજે હુ છુટો થાઉં છુ વહીવટ કોના હાથમા સોપુ?'

ઠાકોર બહુ નાખુશ હતા તેમની આખમા ઝળઝળિયા આવ્યા તે બોલી શક્યા નહિ મૂળસંગ પુરોહિત ત્યા હતા તેમને વહીવટ સોપી દાદા બીજે દિવસે મોડાસા આવ્યા

તેમના હૃદયમા કર્તવ્ય બજાવ્યાનો સંતોષ હતો ઉપરના બનાવને દાદાએ ઇશ્વરનો અનુગ્રહ માન્યો ભગવાને તેમને સંકટમાથી બચાવી લીધા હતા છ સં ૧૯૫૬ના વર્ષમા છપનીઓ દુકાળ પડયો માનવી માનવીને ભરખી જાય એવો એ ભયંકર દુકાળ હતો જાગીરનો વહીવટ એ પ્રસંગે ચલાવવો મુશ્કેલ હતો

આ દુકાળમા મોડાસામા લોકો લાકડાની અને ઘાસની ભારીઓ લાવીને વેચતા એકવાર એક બાઈ ઘાસનો ભારો વેચવા લાવેલી કચેરીનો પગારદાર તેની પાસેથી મફત પડાવી લેવા ઇચ્છતો હતો તે બાઇને માર પણ બાઈ છોડે નહિ પગારવાળાની લાકડી ભાગી ગઈ બીજા વેપારીઓ જુએ પણ કાઈ બોલે નહિ એવામા દાદા ત્યાથી પસાર થતા હતા, તેમણે આ જોયુ આ અત્યાચાર સહન થયો નહિ પગારદારનો ભાગેલો ડંડો લીધો અને બાઇને કહ્યુ 'ચાલ કચેરીમા' પચાસેક માણસનું ટોળું

•

તેમની પાછળ ચાલ્યુ જેમ કચેરી આવતી ગઈ, તેમ બધા વીખરાતા ગયા કચેરી આવી ત્યારે પુરુષોત્તમભાઈ ધનજીભાઈ નામના એક વણીક ભાઈએ દાદાને કહ્યુ "મથુરભાઈ, જુઓ પાછળ કોઈ છે?" દાદાએ કહ્યુ, 'મે કોઈની આશાએ આ કામ હાથમા લીધુ નથી હુ એકલો પૂરુ કરીશ' 'હુ તમોને મૂકીને નહી જાઉં, ઠેઠ સુધી તમારી સાથે રહીશ'

મહાલકારીની કચેરી પાસે આવીને પગવાળા સાથે અંદર ખબર મોકલાવી મહાલકારીએ તેમને બોલાવ્યા પગવાળાના જુલમની વાત કહી મહાલકારીએ કહ્યુ, "તમારા જેવા આવા કામમા પડે એ ઠીક છે? એ બાઈ ફરિયાદ કરશે એટલે અમે જોઈ લઈશુ"

દાદા કહે, 'બાઈ ગરીબ નિરાધાર છે સરકારી નોકર જુલમ કરે. ત્યારે એનુ કોણ સાભળે? માનવતાની ખાતર અમારે એને મદદ કરવી જોઈએ'

મહાલકારી કહે, 'ત્યારે અરજી કરવી હોય તો સ્ટેમ્પ પર અરજી કરો'

દાદાએ ગજવામાથી કોરો કાગળ કાઢ્યો અને અરજી લખી અને આ આના પરસોતમભાઈને આપ્યા ને સ્ટેમ્પ લઈ આવવા કહ્યુ

મહાલકારીએ મોડાસાના વાણીઆ કરતા કોઈ નવો વાણીઓ જોયો તેમને લાગ્યુ કે, આ હવે છોડશે નહિ તેથી દાદાને કહ્યુ કે 'સ્ટેમ્પની જરૂર નથી હકીકત લખાવો હવે પછી આવુ નહિ બને'

દાદા કહે છે 'એ દુકાળ ભયકર હતો ભૂખ્યા માનવી હાથમાથી રોટલો ઝૂટવી લેતા બટકુ–રોટલા માટે મારામારી થતી મોડાસાની આસપાસ માર્ગો પર મડદા ખડકાતા ઈડર સ્ટેટમા જ્યા ત્યા લૂટફાટો થતી અને જાનમાલની સહીસલામતી નહતી મોગાસા બ્રિટીશ તાબે હોઈ રક્ષણની વ્યવસ્થા સારી હતી'

આ દુકાળના દિવસોમા નવી નોકરી ક્યાથી મળે? પિતાજી બહાર નોકરી કરતા હતા તેમના પર પોતાનો બોજો નાખવાની ઇચ્છા નહોતી દાદાએ અરજી દસ્તાવેજ લખી આપવાનુ કામ શરૂ કર્યું અનાજની દુકાન કાઢી અને અમદાવાદથી અનાજ લાવીને વેચવા માડ્યુ આમા તેમને વેપાર ધંધાનો અનુભવ મળ્યો

આ દરમિયાન મોડી માગીના શાકર સાહ ને માનભારાની જરૂર પડી સીનાવારની કુમની જમીનને દાદાએ તારવી એટલે આજુબાજુના રસ્તા ામા એમની પ્રસિદ્ધિ સારી હતી દાદાના એક નજરના સગા

તુળસીદાસ મસનજી ગાધી મોરી ઠાકોરના ભૂતપૂર્વ કારભારી હતા એટલે ઠાકોર ગાધી કુટુબની વફાદારી અને શક્તિથી પરિચિત હતા ઠાકોર શિવસિંગ દાદાને મળવા આવ્યા અને કહ્યુ, 'તમે અમારે ત્યા કારભારી તરીકે આવો તમારા કુટુમ્બીનુ નામ તમે સભાળો '

દાદાનો સ્વભાવ મૂળથી સાહસિક અને કઈક નવુ કરી બતાવવા ની હોશ, એટલે ૨૫ રૂ ના પગારે તે મોરી ગયા

મોરીની જાગીર ઠીક ચાલતી હતી દેવુ હતુ નહિ પણ ઠાકોર અફીણી હોઇ વહીવટ અસ્તવ્યસ્ત હતો ઠાકોરની વાત તો આઇને ગપ કથા જેવી લાગે ઠાકોર ૧૨ વાગે જમવા બેસે, તે ત્રણ વાગે ઊઠે ખાતા જાય અફીણ કસુબા ઘોળતા જાય ને આમ ત્રણ કલાક થાય અને પછી સુઇ જાય દાદાને લાગ્યુ કે, ઠાકોર આમ કરે તો જાગીર સબધી વાતચીત કરવી હોય તો કેવી રીતે થાય?

એકવાર અદાલતી કામે મેવરજ જવાનુ હતુ સવારે વહેલા ૭ વાગે નીકળી જવાનુ નક્કી કર્યું દાદા સવારે તૈયાર થઇ ઠાકોરની ડેલીએ જાય, ઘોડા ઉપર સામાન મડાય અને સાજે ૭ વાગે ઊતરે, પણ ઠાકોરની હા કે ના કાઈ જવાબ ન આવે આમ ત્રણ દિવસ ચાલ્યા ગયા, પછી ઠાકોર આવ્યા અને બન્ને મેઘરજ જઈ આવ્યા

તે વખતે લૂટફાટ ચાલતી ભીલો ગામો લૂટે અને બાળે ખૂન પર ખૂન થાય ઇડરે કઇ બદોબસ્ત કરેલો નહિ એટલે સાદરા એજન્સી તરફથી પો સુપી મિલિટરી વગેરે મળી ૨૫૦ થી ૩૦૦ માણસો આવ્યા. ઇસિગ ગામ પાસે મુકામ પડ્યો દાદાને ખબર મોકલવામા આવી તેથી દાદા ત્યા ગયા પો સુપ્રી એ ૧૫-૨૦ તોફાની માણસોના નામ આપ્યા અને કહ્યુ કે, 'એ ભીલોને રજુ કરો ' એ પ્રમાણેની સત્તા મોટી મોટી જાગીરોને હતી દાદાએ કહ્યુ, 'તમે લશ્કર લઇને આવ્યા છો છતા પકડાતા નથી તેમને અમે ૧૫-૨૦ પોલીસવાળાથી શી રીતે પકડીએ?'

બીજો જામગઢની પાસે પાચ સાત હજારની સખ્યામા હથિયાર બધ રહેતા તે બધાને શી રીતે પકડવા? પો સુપ્રી આ સાભળી શુ બોલે? 'પકડવા પ્રયત્ન કરજો' એમ કહીને વિદાય થયા

દાદા ત્યા ૧૫-૨૦ દિવસ રહ્યા ઠાકોર સાહેબનુ કેમાણ નહિ વહીવટ અગે કોઈ વાતચીત ન થાય કોઈ કામ ન બને પછી સ્વભાવ કેમ સુધરે? વહીવટ ન સુધરે તો રહીને કરવાનુ શુ? એટલે દાદાએ મોરી છોડયુ દાદાએ આ વાત પછી અનાજનો ધધો ચાલુ રાખ્યો (સ ૧૯૫૭)

વર્ષ એક પછી ઠાકોર ગુજરી ગયા. અને મોગીના ઇતિહાસમા નવુ પાનુ શરુ થયુ

ઠાકોર અપુત્ર હતા તેમના કાકાના દીકરા સરદારસિંહ ગાદીના હકદાર હતા તે બહુ ગરીબ હતા ખાવાના પણ સાસા વર્ષે ૧૦૦ રૂપિયાની ઉપજનું ગામ તેમની પાસે હતુ

આ અરસામા મોગી જાગીરને દેવુ થઇ ગએલુ છપ્પનીઓ કાળ ગએલો એટલે ઉપજ આવેલી ન હતી તિજોરી ખાલી થઈ હતી, અને જાગીરની પાસે જે દરદાગીના હતા, તે ઠાકોરે પોતાની દીકરીને આપી દીધેલા એ સ્થિતિમા સરદારસિંહને ગાદીએ બેસવાનુ હતુ ગાદીએ બેસતા પહેલા ઈડર નરેશને નજરાણુ કરવુ જોઇએ પણ પૈસાની વ્યવસ્થા થઇ શકી નહિ, જાગીરનો વહીવટ કરનાર એક કામદાર અને એક ફેદાર બે જણ હતા આવી સ્થિતિમા તે કાઇ કરી શકયા ન હતા એ બે જણ અને સરદારસિંહ એક રાતે દાદાને ઘેર મોડાસા આવ્યા. ફેદારે કહ્યુ, 'ઠાકોરને ગાદીએ બેસવાનુ છે ઇડર જઇ નજરાણુ કરવાનુ છે પણ પાસે કાઇ પૈસા નથી તમે કાઈ સગવડ કરી આપો તો ઠાકોર ગાદીએ બેસે તમે કામ કરી આપો તો કામદાર તરીકે રાખીશુ '

દાદાને તેમણે પોટલી મૂકવા માટે આપેલી તેથી દાદાએ કહ્યુ 'તમારી પાસે પોટલીમા પૈસા છે ને' ફેદારે કહ્યુ 'એ તો છૂટા તાબાના પૈસા છે મહુડા વીણી વીણીને એવા એકઠા કર્યા છે એટલામા કામ કેમ પતે ?'

દાદાએ કહ્યુ, 'હુ પૈસા કયાથી લાવુ ? અને મને કામદાર તરીકે નાખો તોએ એક જાગીરમા બે કામદાર નભે શી રીતે ?' પેલા કામદાર કાઇ નીવેડો નહિ આવે એમ ધારી ચાલ્યા ગયા

ફેદારે અને ઠાકોરે દાદાને ખૂબ વિનવણી કરી દાદાએ પોતાની સ્થિતિની ચોખવટ કરી છેવટે ફેદારે દાદાને લાલચ આપવા માડી, 'મથુરભાઇ, ઠાકોર કહે છે કે ગાદી અપાવો તો–તમોને બે ગામ અપાવીએ '

દાદાએ કહ્યુ, 'હુ રહ્યો વાણિયો મને ગામ શોભે નહિ '

છેવટે ઠાકોર બોલ્યા 'મથુરભાઇ, બીજુ કાઇ નહિ તો છેવટે પચીસેકના કપડા જેટલુ તો કરો ભલે જાગીર ન મળે, પણ સારા કપડા પહેરીને ઈડર નરેશ પાસે તો જઇએ '

ઠાકોરની આ લાચારી જોઇને દાદાને લાગી આવ્યુ એમણે ઠાકોરને કહ્યુ, 'ઠાકોર સાહેબ, હુ અત્યારે પચાસેક રૂપિયા અહિંથી લઉં છુ

જાગીર ન મળે ત્યાં સુધી આપણે ગરીબાઇથી રહેવું પડશે. તમારે કામ પણ કરવું પડશે. તમને જાગીર મળે એ માટે હું બનતું કરી છૂટીશ.'

હાકોરે કબૂલ કર્યું. દેદાને વિદાય કરી દીધો અને બે જણ તલોદ ગયા. ત્યાં ખાનભાઈ હકીમ નામના વડનાણના એક વેપારી હતા. તે લાકડાનો વેપાર કરતા હતા. દાદાએ કહ્યું, 'હાકોરને પૈસાની જરૂર છે. તમોને જામીન આપીએ, અને તમે તેના ઉપર પૈસા આપો.'

ખાનભાઇએ કહ્યું, "જામીન મને લખી આપો તો પહેલેથી ૫૦૦ રૂા આપું. ઠાકોરને જાગીર મળે પછી બીજી વાત."

પછી દાદા ઠાકોર સાથે ઇડર ગયા. એ અરસામાં ઈડરના રાજા કેસરીસિંહ ગુજરી ગએલા. સરકારી મેનેજમેન્ટ મૂકેલી હતી.

દિવાન કલ્યાણરાય બક્ષી હતા. દાદાને ઓળખતા અને એમના કામથી તેમને સંતોષ હતો. દાદાએ દિવાનને બધી પરિસ્થિતિ સમજાવી અને કહ્યું,

'ઠાકોર ગરીબ છે. મહુડા વીણીને પચીસેક રૂપિયા ભેગા કર્યા છે. ઓછું નજરાણું લઇને ગાદી સોંપો તો સારું.' દિવાને કહ્યું 'ઓછામાં ઓછા હજાર રૂપિયા જોઇએ. એ વખતે મોરીની ઉપજ રૂ ૬–૭ હજારની હશે. રકઝક કરતા ૨૫૦ રૂપિયાનું નજરાણું નક્કી કર્યું. દાદાએ દિવાનને કહ્યું, 'સાહેબ વાત બહાર ન જાય, નહિ તો અમલદારો પણ વળગશે ને ઠાકોર પાસે કાંઇ જ નહિ.' ખાનભાઇ પાસેથી પૈસા લાવવાના છે તેની બધી વાત કહી અને સરદારસિંહને ગાદી મળશે તેની ખાત્રી માગી. દિવાને આપી. ખાનભાઇને તાર કરી ઈડર બોલાવ્યા. કરાર કર્યો અને રૂપિયા લીધા. નજરાણું કર્યું અને ઠાકોરને ગાદીએ બેસાડયા.

ઠાકોર સરદારસિંહ ભલા અને બુધ્ધિશાળી હતા. પ્રથમ વાત થયા પ્રમાણે ઠાકોરે દાદાને ગામ લખી આપવાનું કહ્યું.

દાદાએ કહ્યું 'મારો હક્ક પગાર ઉપર છે.' ૭૫ રૂપિયા પગાર અને બોગાઈ ખર્ચ આપવાનું નક્કી થયું. દાદાએ હવે મોરીનો કારભાર ફરીથી હાથમાં લીધો. એ સમયે જાણે લુંટારુઓનું રાજ્ય હતું. ગામ લુંટાએલાં, બળી ગએલાં, વાણીઆ પાટીદાર વગેરે બીકથી ભાગી ગએલા. દાદાએ પોલીસનો બંદોબસ્ત કર્યો. ગામડે ગામડે લોકોને સમજાવ્યા. વળી બે વખત ઘોડેસ્વાર-પોલીસની રોન શરૂ કરી. રસ્તામાં રખડતા લોકોને કબ્જે કરવાની પોલીસને સત્તા આપી. હથિયાર સાથે કોઈ બહાર ન નીકળે એવો હુકમ કર્યો. દાદા પણ ખાખી ટોપ અને સુરવાલ સાથે બાંધી હાથમાં

તલવાર લઈ રોનમા નાચતા નવા કારભારીની ધાક બેઠી લૂટફાટ બધ થઈ મોરીથી મેવગજ જવા વળાવા જોઈતા, તે સ્થિતિ હવે બધ થઈ

## - ૯ કાતો હુ નહી, કાંતો દલીઓ નહિ

આસપાસના ભીલોથી આ સ્થિતિ સહન નહોતી થતી દલો મનાત કરીને ભીલોનો એક સરદાર હતો તે બહારવટીઓ હતો તેણે ખૂબ લૂટો કરેલી અને ગામ ભાગેલા મરનાર ઠાકોરને તેણે વચન આપેલુ એટલે મોરી એકલુ બચી ગએલુ એની પાસે સખ્યાબધ માણસો હતા નવાની પાનમા તે રહેતો હતો એના એક હાકોટે ૫૦૦૦ કામઠી ભેગી થઈ જતી એક મોટી ઘોડી ઉપર ચડીને તે ફરતો સાથે આઠ પાચ હથિયારબધ માણસો રાખતો તેને ચાર સ્ત્રીઓ હતી ચાર ટેકરી પર ચાર છાપરા બાધેલા અને દરેકને જમીન, નોકર, બળદ વગેરે આપેલુ દરેક સ્ત્રી ખેતી કરાવે અને પોતાનુ જીવન નભાવે હમેશા તેની સાથે પાચ પચીસ માણસો ફરતા જ હોય, એવો એનો રૂઆબ હતો

એકવાર દલો મનાત દાદાની કચેરીમા આવેલો તેમની પાસે રણછોડ મહેતા કરીને વેપારી ગૃહસ્થ બેઠેલા હતા તેમને જોતા દલો બોલ્યો, 'અલ્યા રણછોડીઆ તારા મનમા હુ સમજે સે ' અ યા જેમ તેમ મારી સામુ બોલેસે પણ પનક વારમા આ તરવારથી માથુ ઉડાવી દઉં.' રણછોડ મહેતા બોલ્યા, 'દલાભાઇ મે તમારુ બગાડ્યુ નથી તમને કોઇએ ખોટી વાત કરી હશે '

દાદાને લાગ્યુ કે હુ અહીનો અમલદાર છુ અને મારી હાજરીમા આ ભીલ શુ બોલે છે મારે રૈયતનુ રક્ષણ કરવુ જોઇએ

દાદાની આખ લાલ થઇ ચહેરા ઉપર ક્રોધની રેખાઓ ફરી વળી, દફેદાર સમજી ગયો દાદાને અદર લઈ ગયો ને કહ્યુ, 'હમણા બોલશો નહિ ભીલ અપમાન કરશે અને નાત વધી પડશે '

દાદા ગમ ખાઈ ગયા પણ મનમા ગાઠ વાળી કે 'કાતો હુ નહિ, કાતો દલીઓ નહિ 'મોરીમા રહીને હુ એને કબજે ન કરુ તો મારુ અહી રહેવુ જ નહિ '

તેમણે ઠાકોરને કહ્યુ 'મારા દેખતા પ્રજાજનોનુ આવુ અપમાન થવુ ન જોઇએ એને પકડવો જોઇએ '

ફોજદાર માવજીને બોલાવ્યા દાદાએ પરિસ્થિતિ સમજાવીને કહ્યુ માવજીભાઈ, આપણા કારભારમા આમ ન ચાલી શકે આપણે પ્રજાનુ રક્ષણ કરવુ જોઇએ વ્યવસ્થા રાખવી જોઇએ આપણી ફરજ છે આપણે

દલાને પકડવો જોઈએ, નહિ તો આપણું હીર લાજે. ”

માલજી ફોજદાર જુવાન હતા. દાદાના શબ્દો સાંભળતાં તે તૈયાર થઈ ગયા.

પછી તો પોલીસની ભરતી શરૂ થઈ જુવાન પોલીસોને મહિનો એક તાલીમ આપી. દાદાએ પણ તાલીમ લીધી. તલવાર લીધી. તલવાર બંદૂક વાપરતાં શીખ્યા. થોડો દારૂગોળો મંગાવ્યો. લોકોમાં વિશ્વાસનું વાતાવરણ પ્રગટ્યું ને ઘરબાર છોડી ગએલા તે પાછા આવ્યા. અને પોતાનાં ઘર સંભાળ્યાં.

## ૧૦ : દલાનું પરિવર્તન

બે એક માસ પછી નવાની પાલની બાજુમાં આવેલા કસાણા ગામમાં બળદ ચોરાયો. ફરિયાદ આવી. દાદાએ ફોજદારને બોલાવ્યા. અને તપાસ કરવા ફરમાવ્યું. દલિયાનો ભાઈ ભાણો મનાત હતો. તે પણ લુંટારો હતો. દાદાએ ફોજદારને કહ્યું: ‘ જુઓ ભાણો કસાણા ગામની હદ નજીક પોતાના ખેતરમાં સૂતો હશે. દલિયાનો પણ હાથ આ ચોરીમાં હોવો જોઈએ. તેને પકડી લાવો. એની પાસે બહુ બહુ તો એક બે માણસો હશે. દલિયાને પકડવાનો આ ઉપાય છે. ’

દલીઓ ચેતી ન જાય માટે રાતો રાત કામ લીધું. અને સવાર થતાં ફોજદારે ભાણાને દાદાની સામે ખડો કરી દીધો. તેને જેલમાં પૂર્યો.

દલીયાને આ વાતની ખબર પડી. ચાર પાંચ હથિયારબંધ માણસો સાથે તે આવ્યો. દાદા જાગૃતા હતા. એટલે કિલ્લા પાસે પોલીસ ચોકી બેસાડેલી. અને હુકમ કરેલો કે, દલિયો આવે તો એની સાથે કોઇને આવવા ન દેવો. અને એનું હથિયાર પણ મુકાવી દેવું. હથિયાર ન મૂકે તો દાખલ થવા દેવો નહિ.

દાદા પોતાની ગાદી પર આવીને સજ્જ થઇને બેઠા. કંઈ બને તો ઠાકોર મુશ્કેલીમાં ન મુકાય એટલે તેમને અંદર મોકલી દીધા. પોલીસ સાથે રાખી. ઝપાઝપી થઇ જાય એ વિચારે સૌ સજ્જ હતા.

દલિયો આવ્યો. પોલીસે કહ્યું, ‘ તમે એકલા જાઓ ’ દલો આગળ એકલો આવ્યો. બેઠક પાસે પોલીસ હતો. તેને કહ્યું: ‘ તલવાર મૂકીને ઉપર જાઓ. ’ દલો બોલ્યો, ‘ નવો કારભારી હું કરહે. એ વાણીઓ મારી તલવાર મુકાવે ? ’

દાદાએ દૂરથી આ જોયું. દલાને રુવાબથી કહ્યું, ‘ દલા, હથિયાર સાથે

અહીં આવવાની મના છે નહિ માનો તો આ મારા હાથમાં બંદુક રહી-ખાતી નિધાઈ જશે '

પોતાસે દલાને સમજ યે. 'દલાભાઈ મૂકીને જાઓને તમારું એમા શુ જાન છે? ત્યા જઈને કારભારી સાહેબ જોડે વાત કરજો '

દલો ગમ ખાઈ ગયો તલવાર મૂકીને દા. પાસે આવ્યો યો તના મુજબ તેને પકડી લીધો દાદાની મુત્સદ્દીગીરીનો વિજય થયો તેમના મનમા હતુ કે, દલાને ઈડરને સોંપી દઈશ, તો બીજા બીજ ઉગશે પણ દલાને પલટાવી શકાય તો તે એક વિશ્વાસુ મિત્રની ગરજ સારે તેવો છે

એને કબજે કરવાથી બધા ભીલો કબજે થઇ જાય એની શક્તિનુ એમણે માપ કાઢી લીધુ હતુ

દલામા પણ પરિવર્તન થતુ જ તેણે હાથ જોડીને કહ્યુ "તમે મારા ગુરુ છો મને બચાવો હુ તમને હવે પછી બેવફા નહિ બનુ તમારો મિત્ર બનીને રહીશ '

દાદાએ કહ્યુ "તારા પર વિશ્વાસ કેમ રખાય?"

દલાએ કુહાડુ કર્યુ, ને વચ્ચે તલવાર મૂકીને સોગંદ લીધા 'હવે ચોરી લૂંટફાટ નહીં કરૂ તમે બતાવશો તે કામસેવા કરવા તૈયાર રહીશ'

દાદાને ખાત્રી થઇ કે દલો હવે લૂટફાટ નહિ કરે તલવારના સોગંદ ભીલ લે તો જાનને ભોગે પણ પાળે બન્ને ભાઇને છોડયા

દલો ઘેર ગયો અને પોતાની મોંઘી ઘોડી દાદાને મિત્રની ભેટ તરીકે મોકલી ઘોડા દિવસ માન ખાતર તેને રાખી દાદાએ એને એ પાછી મોકલી ને કહ્યુ 'જરૂર પડે મગાવીશ

ત્યાર પછી દલો જાગીરનો વફાદાર સેવક બની રહ્યો કદી તેણે વચન ભંગ ન કર્યો (સ ૧૯૫૮)

## ધાડપાડુઓની વચ્ચે

દાદાના તંત્રમા લૂટફાટ બંધ થઇ ગઇ હતી દલાને વશ કર્યા પછી સામાન્ય રીતે શાંતિ હતી પણ એકવાર સમાચાર આવ્યા કે એક ગામમા ધાડ પડી છે અને ઢોર લેવાયા છે ઠાકોર અને દાદા બને ઘોડે ચઢીને ઉપડ્યા ધાડપાડુઓને ભગાડ્યા અને ઢોર સહીસલામત લાવીને ગામને સોંપ્યા

બને જણ ઢોરને ઘેરે મોરી આવ્યા અને દાદાની ઓફીસ પાસે ઊભા, પાણી પીતુ દિવસ આથમી ગયો હતો અને એવામા બૂમ આવી ટીમડાની નાળમા ધાડપાડુઓએ પાળી (બળદ પકડ્યા છે પોલીસ તો હતુ

પાછા છે કમર હજુ છોડી નથી ઘોડાનો સામાન પણ ઊતર્યો નથી થાક લાગ્યો હતો પણ વિચારમા વખત ગાળ્યા વિના બને જણા પાછા ઉપડયા પોલીસોને પાછળ આવવાનુ સૂચન આપતા ગયા ચોરો આગલી વખતમા આટલે દૂર પહોચ્યા હશે, એ ગણતરી કરીને બને જણે તે દિશામા ઘોડા મારી મૂકયા

ઘોડાના ડાબલા સાભળી ચોર લોકો સતાયા અમે રસ્તો બદલના પેરવી કરી પણ રાત્રિની નીરવ શાતિમા બળદ અને ચોરનો અવાજ સભળાયો અવાજની દિશામા વળ્યા તલવાર કાઢીને ચોરની વચ્ચે બને પડયા ચોર ભાગ્યા અને બળદોને તેમના માલિકને ત્યા પહોચતા કર્યા

આવા પ્રસગોમા દાદા જોઇ ન રહેતા પોતાના જાન કરતા તેમને આબરૂની કિમત વધારે હતી આ પ્રસગો પછી મોરીમા ચોરી લૂટફાટનો ભય સદતર બધ થઈ ગયો

દાદા કહેતા, ' સામસામી તલવાર કે બદુક ચલાવવાનો પ્રસગ નથી આવ્યો પણ હિમતથી આવા પ્રસગોમા હુ દોડી જતો ને ઈશ્વરકૃપાએ હુ સફળ થતો '

## થાનદાર સાથે નવાની પાલમા

એ સમયમા ગુજરાતના સીમાડાનો ભાગ 'irregular states' કહેવાતા ગુનાઓનો નિકાલ કરવા માટે અદાલત ત્યા બેસતી આબુ, સાદરા, ડુગરપુર ઇડર વગેરે રાજ્યોના રેસિડેન્ટો ત્યા આવતા કેસો રજુ થતા, ભીલો પચ બનતા, સાબીત થયે જે રાજ્યના શખ્સોએ લૂટ કરી હોય તે રાજ્યે બીજા રાજ્યને વળતર ચૂકવવુ પડતુ

મોરીના ભીલોએ છપ્પનિયામા ડુગરપુર રાજ્યમા લૂટો કરેલી એટલે ડુગરપુર રાજ્યના મોરી પર લાખેક રૂપિયાના દાવા હતા આ ભીલોની તકરાર હતી એટલે બને પક્ષનો ભીલ પચ તરીકે નીમાતો એ પચ જે નિર્ણય લાવે તે માન્ય કરાતો દાદાએ દલાને પચ તરીકે મૂકેલો, દલાનો આસપાસના બધા ભીલો પર પ્રભાવ હતો એની સમજાવટની શક્તિથી સામા પક્ષનો પચ દલાની વાતને મજૂર રાખતો દલાએ એ રીતે મોરી પરના ઘણા દાવા રદ કરાવેલા

પછી એક વાર એવુ બન્યુ કે સરહદના પ્રદેશમા ચોરી થયેલી ડુગરપુરના થાનદાર ઓફિસર ૧૦–૧૫ પોલીસ લઇને મોરીની હદમા આવ્યા અને દાદાને સમાચાર મોકલ્યા કે તમારી હદમા અમારી ચોરીનો માલ

આવ્યો છે માટે તમે મદદમા આવો

દાદા બે ચાર માણસો લઈને ગયા દિવસ આથમવા આવેલો એટલે તેમણે થાનદારને કહ્યુ, "કયા જવુ છે ? કયા ગામમા માલ આવ્યો છે ? દિવસ આથમ્યો છે માટે હાલમા કયાક મુકામ કરીએ"

થાનદારે ન માન્યુ, ન ગામનુ નામ આપ્યુ, અને કહ્યુ કે મારી સાથે ચાલો દાદા તૈયાર હતા બન્નેના ઘોડા 'નવાની પાલ' પાસે આવ્યા દાદાએ કહ્યુ "નવાની પાલમા જવા માગો છો ? રાત પડી છે અધારૂ થયુ છે, લોકો ઓળખશે નહિ ધાડપાડુઓ છે એમ માની તોફાન કરશે અને આપણે જોખમમા મુકાઈશુ પહેલા અને તપાસ કરી લેવા દો' પેલા થાનદારે કહ્યુ, "તુમ બડે ડરપોક હો તુમ બનિયે કયા કર સકેગે ? મેરે પાસ બદૂક હૈ, ચલો"

દાદાએ કહ્યુ, "મને જાનનો ભય નથી પણ તોફાનનો સભવ છે આ પાનના ભીલ છે એમાથી એકને નુકસાન થઈ બેસશે'

તેઓ પાલમા પેઠા ઘોડાના ડાબના સભળાતા ગામમા ખળભળાટ થયો કિકિયારી થઈ ઢોલ, નગારા વાગવા માડયા ભીલો ડુગરીઓ પર ચઢી ગયા એવામા એક પથ્થર ફેકાયો ને થાનદારના ઘોડાને વાગ્યો

થાનદાર ગભરાયા કહ્યુ "કામદાર, જાને દો, મુઝે મેરી હદમે પહુચા દો"

દાદાએ કહ્યુ "હવે પાછુ ના જવાય મારી આબરૂ જાય આ પ્રસગ જવા દઉં તો મારા ભીલ મને નહિ બદે

દરમિયાન પથ્થરનો મારો શરૂ થયો થાનદાર કરગર્યા દાદાએ અવાજ કર્યો, 'ખબરદાર, શાત થાઓ' કેટલાકે દાદાનો અવાજ ઓળખ્યો બે-ચાર જણ પાસે આવ્યા ભીલો સમજ્યા કે ધાડપાડુઓ નથી તોફાન બધ થયુ

દાદાએ કહ્યુ, "થાનદાર સાહેબ, હવે ચાલો, કાઇ વાધો નથી' થાનદારે કહ્યુ, "દવિયાના ગામમા નહિ આનુ' અને ચાલવા માડ્યું દાદાએ હદ સુધી પહોચાડવા માણસ મોકલ્યો

દાદાને તેમની નામર્દાઈ પર હસવુ આવ્યુ અને આ બનાવથી દુખ પણ થયુ 'એમની બુદ્ધિ મારી ગઈ કે થાનદાર ખોટો કેસ કરી અને થાનદારે દાદા સામે કેસ કર્યો જ 'મે મોરી મામદારને ચોરીની તપાસમા મદદ કરવા બોલાવેલા મામદારે દૂર્લક્ષ કર્યુ ભીલો સામે થયા અને અમને ભગાડયા ને માર માર્યો વગેરે

૭ મહિના પછી સીમાડાની અદાલત (Boundary Court) બેઠી

ઈગ્રના નાયમ દિવાન ડાહ્યાભાઈ પટેલ (નડિયાદના) અને ડુંગરપુરના દિવાન ચુનીલાલ (કપડવંજના) બન્ને જણ દાદાને ઓળખતા હતા. તેમણે જોયું કે કેસ આગળ વધશે તો મથુરભાઈને પોલીટીકલ એજન્ટ પકડશે અને જેલ ભેગા કરશે. તેમણે દાદાને પ્રેમથી બોલાવ્યા અને કેસનો અંદર અંદર ફેંસલો કરવા સૂચવ્યું.

દાદા કાયદાના જાણકાર હતા. મેઢાસણ રહ્યા ત્યારે કાયદાનો અભ્યાસ કરી લીધો હતો. એટલે એ બેફિકર હતા અને નીડરતા તો તેમનો સ્વભાવ હતો. તેમણે કહ્યું, "હું સાહેબને જવાબ દઈશ. હું નિર્દોષ છું. પેલા ઓફિસર ગુન્હેગાર છે. હું કાંઈ પણ પૈસા આપવા માગતો નથી. લૂંટનો માલ અમારી હદમાં આવ્યો હતો તો તેમણે કબજે કરવો જોઈતો હતો."

બન્ને જણ દાદાના જવાબથી નાખુશ થયા. પણ પોલી. એજન્ટ પાસે કેસ જાય તે પહેલા બન્નેને રૂબરૂમાં બોલાવીને સાંભળી લેવા નક્કી કર્યું. આથી ડુંગરપુરવાળા તો ખૂબ હર્ષમાં આવી ગયા હતા.

થાનદારને પૂછ્યું, 'તમારે શું કહેવાનું છે?' તેમણે કહ્યું, 'ચોરીના માલની તપાસ મથુરભાઈએ કરવા ન દીધી, અને અમને ભગાડયા છે. અમારા લોકોને ઈજા થઈ છે. અમારા સાક્ષીઓ હું રજૂ કરું છું.'

દરમિયાન દાદાએ ડુંગરપુરના દિવાનને કહ્યું, 'આપના સાક્ષીઓ છે તેમને સાંભળવા નથી. તમે તમારા માણસો ઊભા કરશો, અને હું મારા ઊભા કરીશ. પણ સાહેબ, મને જરા સાંભળો. જુઓ આ વાતને છ મહિના થયા છે. કોઈને ઈજા થઈ હોય, તો કંઈ ગોળી વાગ્યા હોય, તો તેનો ઘા કે રુઝ હોય કે ન હોય? થાનદાર એવા ઘાયલ માણસ રજૂ કરે.'

થાનદારે કહ્યું, 'અમારા પોલીસો હમણાં હાજર નથી.'

દાદાએ પૂછ્યું, 'તમે જણાવો છો કે તમને ઈજા થઈ છે. તમારા ઘા કે તેનું નિશાન ક્યાં છે તે તો બતાવો.'

થાનદારે કહ્યું, 'મને ખાસ ઈજા થઈ ન હતી. તેથી તેની રૂઝ દેખાતી નથી.'

થાનદારનો કેસ ઢીલો પડયો. દાદાએ અથથી ઇતિ લગીની વાત બન્નેને કહી સંભળાવી ને ઉમેર્યું કે, 'સાહેબ, ખરી રીતે થાનદાર ગુનેગાર છે. મારી વાત તેમણે સીધી છે. લોકો કહેશે કે કામદાર ભીલોથી ડરીને ભાગી ગયો.'

ડુંગરપુરના પક્ષે પોતાના કેસ લુલો છે તે જોયું. એમણે કેસ પાછો ખેંચી લીધો.

આમ હિંમત અને બુદ્ધિપૂર્વક કામ લેવાથી દાદા પોતાને અને જાગીરને અનેક પ્રસંગોમાંથી ઉગારી લેતા. ઠાકોરને તેમના પર ખૂબ વિશ્વાસ હતો. તેઓ કદિ દાદાના વહીવટમાં માથું મારતા નહિ. દાદાની કામગીરીથી ઈડરના દિવાનને પણ સંતોષ હતો.

ઠાકોર સરદારસિંહને ગાદીએ બેસાડ્યા ત્યારબાદ બાર મહિનામાં તે ગુજરી ગયા. મૃત્યુ પૂર્વે તેમણે એક રાતે બે વાગે દાદાને બોલાવ્યા. બધા માણસોને ઓરડામાંથી બહાર કાઢ્યા અને ઠાકોર બોલ્યા, "હું બચી શકું તેમ નથી." દાદાએ પૂછ્યું, "કેમ શું થયું છે? બરાબર બોલી ચાલી શકો છો ને?" ઠાકોરે સમજાવ્યું, "મને [illegible] (ઝેર દીધાનું) થઈ ચૂક્યું છે. બે ત્રણ કલાકનો મહેમાન છું."

દાદાને આ સાંભળી ઘણું જ દુઃખ થયું. ઠાકોરે આગળ ચલાવ્યું 'જુઓ મારો કુંવર નાનો છે. જાગીર તમે જાતે જ ગમે તે સંજોગોમાં સંભાળજો. જે લખાવવું [illegible] હોય તે કરી લો. હજુ હું ભાનમાં છું.' ઠાકોરે લખાવ્યું કે 'મારા મરણ પછી કુલ સત્તા કારભારી મથુરદાસ ગાંધીને સોંપવી. કુંવર જાગીર સંભાળે ત્યાં સુધી કુલમુખત્યાર તરીકે એમને બધું કામ કરવા દેવું.'

ઠાકોરના મરણ પછી દાદાએ રીપોર્ટ ઈડર રાજ્યને મોકલ્યો. દિવાન બક્ષી દાદાની શક્તિ જાણતા હતા. સામાન્ય રીતે તો આ સંજોગોમાં જાગીર પર જપ્તી મુકાય છે અને સરકાર નિયુક્ત વહીવટદાર નીમાય છે. પણ દીવાને દાદા પર સંપૂર્ણ વિશ્વાસ મૂક્યો અને તેમને સઘળો રેવન્યુ વહીવટ અને કેટલીક પોલીસ સત્તા આપી. કારભારી મટી દાદા જપ્તીદાર બન્યા.

એમના કામમાં મામલતદાર કે બીજા માથું મારતા ન હતા. વર્ષે દહાડે વહીવટનો રિપોર્ટ દિવાનને તે મોકલી આપતા.

દાદા રાજનીતિ જાણતા હતા. યુક્તિ પ્રયુક્તિ સારી પેઠે વાપરી જાણતા.

એકવાર મોરીના તાબાના ગામમાંથી ભેંસોની ચોરી થઈ. ઠાકોરે તેની તપાસ માટે મોકલ્યા. તપાસને પરિણામે પગના ડુંગરપુરના તાબામાં મેવાડ ગામની સરહદમાં ગયા. ડુંગરપુરની પોલીસને તે પગલા બતાવ્યા અને નોંધ કરી તેમજ આગળ માર્ગ બતાવવા કહ્યું. તે વખતના જે ગામમાં ચોરીના પગલા નીકળે તે ગામની જવાબદારી તે ચોરીને માટે ગણાતી. મેવાડના ઠાકોરે જવાબદારીમાંથી છૂટવા [illegible]

બન્ને માણસ ભેગુ થઈ ગયુ તેમણે દાદાના માણસો પર હુમલો કર્યો ફોજદાર, પોલીસ અને બીજા ભીલ લોકો ભાગી આ યા પણ સાત માણસ પકડાઈ ગયા મેવાડના ઠાકોર તહોમત મૂક્યુ કે 'મોરીપગાના ધા પાડુઓ અહીં આવ્યા હતા' આ તો ચોર કોટવાલને દડે એના જેવુ થયુ રાજદારે દાદાને આ હકીકતની જાણ કરી

દાદાથી આ અન્યાય સહન ન થયો બાઉંડરી કોર્ટ બાર મહિને આવે ત્યાસુધી તો જેલમા રહીને પેલા સાત જણ અધમૂઆ થઈ જાય અને દાદ માગવા જતા કશુ વળે કે ન યે વળે 'મારે એની તલવાર' નો જમાનો હતો વળી કાયદાથી બચાવ કરવો મુશ્કેલ હતો કેમકે મોરીની સરહદના ભીલો ચોરી લૂટ માટે નામીચા હતા પણ આ પ્રસગમા તેઓ નિર્દોષ હતા પૂરો વિચાર કરી દાદાએ દડનીતી અજમાવવાનો નિર્ણય કર્યો તેમણે દ્લા મનાત તથા બીજા લોકોને બોલાવ્યા અને પરિસ્થિતિ વર્ણવીને શુ કરવુ છે, તે સમજાવ્યુ

મોરી સરહદના કદવાળી ગામે સૌને હથિયાર સાથે ભેગા થવા કહ્યુ સૂચના થતા કદવાળી ગામે હજાર માણસ તીર કામઠા ને બદુકો સાથે એકઠુ થઈ ગયુ દાદાએ ફોજદારને કહ્યુ, "જુઓ તમારે થોડા પોલીસો સાથે જાતે મેવા જવુ કેદીઓને છોડાવવા માગણી કરવી, ન છોડે તો જેલ તોડીને તેમને છોડાવી લાવવા"

વાત ઢોલ થવો અને આમ હજાર માણસ ભેગુ થયેલુ જોઈ મેવાડના ઠાકોરને લાગ્યુ કે, હવે હલ્લો થશે કેદીઓને કણબા ગામે પોલીસ થાણુ હતુ ત્યા મોકલી દીધા અને ત્યાથી પોલીસની મદદ માગી ત્યાના થાણદારે વિચાર કર્યો કે, હજાર માણસ હશે તો ૧૫-૨૦ પોલીસો શુ કરશે? વળી થાણદાર જાણતો હતો કે કેદીઓ નિર્દોષ છે એટલે તેણે હિંમતથી કેદીઓને છોડી મૂક્યા અને તે દાદાને ઓળખતો હતો એટલે તેણે દાદાને સમાચાર મોકલાવ્યા કે કેદીઓને છોડી મૂક્યા છે દાદાને આ વાતની ખબર પડતા તમણે કદવાળી ગામે સવાર મોકલ્યા અને સૌને વિખેરી નાખ્યા

## સીમાડાની તકરાર

એકવાર ડુગરપુર, મોરી અને ઈડર સરહદ અગેની તકરાર ચાલતી હતી તેના નિર્ણય માટે એક અગ્રેજ અમલદાર આવ્યો હતો તે મદુ બુદ્ધિનો હતો

દાદાએ મોરીની સરહદના ઝઘડાના ડુગર ની નીચે ધારણી નાખેલી તમણે

તેમને આપજો "

સાહેબે સર્વેયરને પૂછયું, "સાચી વાત છે ?"

સર્વેયર હિંદુ બ્રાહ્મણ હતો તેણે કહ્યું, "હા, સાહેબ"

સાહેબે તપાસ કરી તો દેરાનું મુખ મોરીના ગામડા તરફ હતું ! તે વખતના અંગ્રેજ અમલદારોમાં એક સરસ ગુણ હતો તેમને એમ લાગે વાત સાચી લાગી કે તરત ફેંસલો !

દિવાન દાદાની કાબેલીયત જોઇ ખુશ થઈ ગયો તેમણે દાદાને કહ્યું, "ડુંગરપુર આવશો ? સારો પગાર આપીશું "

## મોરી છોડયું

દાદા જાગીરનો વહીવટ કુશળતાથી ચલાવતા હતા. ઇડરના નામ કેસરીસિંહ ગુજરી ગયા ;ત્યારબાદ જોધપુરના ભાયાત પ્રતાપસિંહ ગાદીએ આવ્યા તેમણે દોલતસિંહને ગાદી સોંપી અત્યાર સુધી દિવાન તરીકે કલ્યાણનાથ બક્ષી હતા પ્રતાપસિંહે હુકમ કરેલો કે રાજના થોડાક માગ હોદ્દા સિવાયની જગાઓમા 'પરદેશી' ( ઇડર બહારના ) નોકરોને ન રાખવા દાદા રાજ્ય બહારના ગણાય પણ સિમાડાની તકરારમા દાદાનું કામ જોઇ તેમને ઇડરના પ્રજાજન ગણેલા પરંતુ દોલતસિંહ ગાદી પર આવ્યા પછી તેમણે અંગત કારભારી તરીકે લલુભાઇને નીમેલા તેમણે દાદા પર પત્ર મોકલેલો કે તેમને પરદેશી કેમ ન ગણવા ?

આથી દાદાનું અપમાન થયું

તમને થયું જાગીરને માટે આટલું કર્યું જોખમ વેઠયું અને અંતે આના કામો છૂટે ? એમને થયું કે સ્ટેટની નોકરી હવે નથી કરવી તેમણે હુકમનો જવાબ ન આપ્યો વિના તકરારે છૂટા થઇ દાદા મોડાસા આવ્યા (સ ૧૯૬૧) પછી પણ મોરીના નાના કુંવરને તેમણે પોતાને ત્યાં રાખીને થોડો વખત ભણાવેલા

મોડાસા આવીને તેમણે અરજીઓ અને દસ્તાવેજો લખવાનું કામ શરૂ કર્યું કાનૂની જ્ઞાન હતું, તેમજ સ્ટેટમા મેજીસ્ટ્રેટ તરીકેનો અનુભવ હતા, એટલે તેમને કામ ઠીક ઠીક મળતું

દાદા અમલદારી તો ને સહન કરી શકતા નહી કોઇપણ માણસને પોલીસ કે પોલીસ અમલદાર પકડે તો તે જોઇ ન રહેતા તે વ્યકિતને પોલીસના સકંજામાથી છોડાવતા

મોડાસાના મોહન ગલચંદ શેઠનો ગુમાસ્તો ઘોડી લઈને જતો હતા

અને અજમપુરાં ઘોડીની હડફેટમાં એક બહેન આવી ગએલાં. ફોજદારને આ વાતની ખબર પડતાં કેસ કર્યો. ફોજદારે રાયચંદ શેઠને બોલાવ્યા અને તેમનું અપમાન કર્યું. તેમની દાનત કદાચ પૈસા કઢાવવાની હશે. દાદાને આ સારું ન લાગ્યું. દાદા વચ્ચે પડયા અને કહ્યું, " ફોજદાર સાહેબ કેસ કરવો હોય તો કેસ કરો, ગામની એક પ્રતિષ્ઠિત વ્યક્તિની આમ આબરુ ન લેવી જોઇએ." ફોજદાર બોલ્યા. " તુમકો કૌન બુલાતા હૈ! ચલો મેં કેસ લિખતા હૂં!"

ઘણા માણસો ભેગા થઇ ગયા. પેલાં બેનની જુબાની લેવાની શરૂઆત કરી. દાદાને લાગ્યું કે જો બેન નામ કહી દેશે તો વાત વણસી જશે. એટલે ફોજદારને એમણે જ ઉત્તર આપ્યો, " પણ સાહેબ, ઘોડાનો ધક્કો વાગ્યો. પણ ઘોડા પર કોણ હતું તેની ખબર ન પડી. ! ફોજદારે તે બેનને પૂછ્યું, ને બેને પણ તેમજ જવાબ આપ્યો.

ફોજદારે જોયું કે કેસ લુલો બને છે. એટલે એમણે દાદાને કહ્યું, " ચુપ રહો, ચલે જાઓ. " અને સોટી બતાવી. દાદાએ જાગીરોમાં નોકરી કરેલી અને સ્વતંત્રતા ભોગવેલી. આ કેમ સહ્યું જાય ? તેમણે તો પરિણામની પરવા કર્યા વિના ફોજદારની સામે લાકડું ઉગામ્યું. ફોજદાર ગભરાયો. આગેવાનોએ વચ્ચે પડી ફોજદારને કહ્યું, " સાહેબ, બચ્ચું છે. માફ કરો. " અને દાદાને ઘેર મોકલી દીધા. પણ પાછળથી ફોજદારે દાદાને પકડવા હુકમ કર્યો. પોલીસ દાદાને પકડવા આવી, અને કહ્યું, " ચલો ફોજદાર સાબ બુલાતા હૈ. " દાદાએ કહ્યું, " લેકિન હુકમ લાવો. "

પોલીસ જમાદારે કહ્યું, "જો તમે રીતસર નહીં આવો તો બે રીતથી લઇ જઈશું."

દાદાએ તડાતોડ જવાબ આપ્યો, "કાયદેસર પકડવા આવ્યા હો તો વોરંટ લાવો. જો તમે બે રીતથી કરશો તો હું ત્રણ રીતથી કરીશ. મકાનમાં પેસશો તો આ દંડાથી માથું ફોડી નાંખીશ."

જમાદાર સમજ્યા કે આ બધું બિનકાયદેસર છે, એટલે તે પાછા ગયા અને ફોજદારને બનેલી બીના કહી બતાવી. ફોજદારે તેમના મામા અને પિતાજીને વાત કરી. અને પછી પૂછ્યું "એ છોકરો શું કામ કરે છે ?" લાલજી ગાંધીએ કહ્યું, "સ્ટેટમાં કામ કરતો હતો."

ફોજદાર સમજી ગયા કે આની સાથે કંઈ કામ ન બનવા દેવું. આવી રીતે મારામારી જેવા પણ બેએક પ્રસંગ બનેલા. ગામે એમની સમજદારી તેમને સરદાર નામ પાડી દીધેલું.

## સ્વદેશીની હિમાયત

દાદાના મનમા કોઈ સતત ધધામા પડવાનો વિચાર ચાલતો હતો પણ એ અરસામા દેશમા બગભગની ચળવળ ઉપડી બગાળ જાણે ભડકે સળગતુ હતુ અને આખા દેશમા સ્વદેશાભિમાન અને સ્વદેશીનો જુવાળ ચઢયો હતો દાદામા સ્વદેશાભિમાનની ખુમારી જુવાનીથી જ હતી પરદેશી સત્તા તેમની આખોમા ખૂચતી હતી આ ચળવળે તેમનામા ઉત્સાહ રેડયો તેમને લાગ્યુ કે મોડાસામા પણ આ વખતે કઈક કરવુ જોઇએ આ લડતમા મોડાસાએ પણ પોતાનો હિસ્સો નોધાવવો જોઇએ શ્રી જોઈતારામ ભટ્ટ અને શ્રી મોહનલાલ વિ ગાધી અને શ્રી ચ શ બુટાલાનો સાથ મળ્યો અને દાદાએ સરકાર વિરૂદ્ધ ભાષણો કરવા માડયા અને વિદેશી કાપડ અને ખાડનો બહિષ્કાર પોકાર્યો

મોડાસામા પહેલુ રાજદ્વારી ભાષણ શકરલાલજીની ધર્મશાળામા થયુ મુખ્ય વક્તા દાદા હતા અને પ્રમુખપદે શ્રી વલ્લભદાસ બાપુજી દેસાઈ હતા આ ભાષણથી સરકારી મડળમા ખળભળાટ થયો દાદાના પિતાજી તે વખતે મોડાસા ગુજરાતી શાળામા હેડમાસ્તર હતા તેમને તથા તેમના સગાવહાલાંને સરકારે ધમકી આપવા માડી મહાલકારી ભવાનીશકર દાદાના ઘરની પાસે જ રહેતા હતા તેમણે લાલજી ગાધી અને દાદાને ઠપકો આપ્યો પણ દાદાએ કહ્યુ, "દેશી કાપડ અને દેશી ખાડ વાપરવાનુ કહેવુ એમા ખોટુ શુ છે ? તમારે પણ દેશની ચીજો વાપરવા માટે આગ્રહ કરવો જોઇએ !"

એ વખતે દાદાએ ખાસ કરીને સ્વદેશીનો પ્રચાર કરવા માડયો જુવાનોને ભેગા કર્યા અને વિદેશી ખાડ ન વાપરવાની પ્રતિજ્ઞા લેવડાવી

આ દરમ્યાન મોડાસામા પુરશોત્તમ કદોઈ ગુજરી ગયા તેમની પાછળ મહાજન જમાડવાનુ હતુ મહાજનના આગેવાનો ભેગા થયા અને દાદાએ કહ્યુ, "અમે વિદેશી ખાડના લાડુ નહી ખાઇએ ' પુરસોત્તમ કદોઈના પુત્રે કહ્યુ, "તમારે માટે હુ દેશી ખાડના લાડુ બનાવરાવીશ મહાજને આ વિચારને સત્કાર્યો જ્ઞાતિના જમણવારમા આવા જુવાનો માટે ગોળના લાડુ થતા પણ આ વખતે એમને જ માટે દેશી ખાડ વાપરવાનુ નક્કી થયુ મહાજનના એક બે માણસોએ વિચાર કર્યો કે આ વખતે દેશી ખાડ વપરાશે તો તેની પ્રથા પડી જશે અને મોઘા ભાવની દેશી ખાડ સધાને વાપરવી પડશે એટલે એમણે જમાડનાર કદોઇને કહ્યુ "તમારે દેશી ખાડ

ન વાપરતી અને પરદેશી ખાંડ ન ખાતા હોય, તેમને માટે ગોળના લાડુ બનાવજો ”

દાદાને આ વાતની ખબર પડી તેમને લાગ્યુ કે જો આમ બને તો દેશી ખાંડના પ્રચાર અને વિદેશીના બહિષ્કારને સખત ફટકો લાગશે એટલે તેમણે શ્રી મો. ક. ગાંધીને ત્યા વિદેશી ખાંડ નહી ખાનારાઓની સભા બોલાવી અને નિર્ણય કર્યો કે, આપણે બધાએ મહાજનમા જમવા જવુ પણ એક જથ્થામા બેસવુ વચ્ચે કોઈ વિદેશી ખાંડ ખાનાર ન બેસે તે જોવુ જમણ પીરસાય ત્યારે ખાંડ કે ગોળનો લાડુ કોઇએ લેવો નહિ અને ભાત દાળ ખાઇને પાછા આવવુ જમણ પ્રસગે સૌ નિર્ણય મુજબ વર્ત્યા

આ અસહકારની નૈતિક અસર થઈ પણ કેટલાક વડીલો નારાજ થયા અને દાદાને મહાજન બહાર મૂકવા ધમકી આપી દાદાએ પોતાનો પ્રચાર ચાલુ રાખ્યો તેમણે વિદેશી ખાંડની વિરુદ્ધ પત્રિકાઓ વહેંચવા માંડી દાદાના મામા પોતાના વિ પુત્ર ચદુભાઇ પર અને દાદા પર ખૂબ ગુસ્સે થયા હતા તો પણ દાદા હિમતથી તેમને ત્યા પત્રિકાઓ મૂકી આવ્યા તે વાચીને વિદેશી ખાંડનુ અનિષ્ટ સમજાયુ, અને વાચન પછી મામીએ કહ્યુ “ભાઈ તારી વાત સાચી છે હવેથી મારા ઘરમા પરદેશી ખાંડ નહી વાપરુ !’

ત્યારબાદ મહાજન એકઠુ કરવામા આવ્યુ પરદેશી ખાંડ વિરુદ્ધ ગરમાગરમ ચર્ચા થઇ અને મહાજને જમણવારમા વિદેશી ખાંડ ન વાપરવાનો ઠરાવ કર્યો

થોડા વરસ પછી ગો શ્રી વલ્લભનાનજી મહારાજ મોડાસા પધાર્યા ત્યારે વિદેશી ખાંડ ન વાપરવા જણાવ્યુ હતુ ત્યારબાદ વિદેશી ખાંડ વ્યક્તિગત રીતે લોક વાપરતા હતા તે પણ બંધ થઈ

## કલકત્તા તરફ

વિદેશી માલના બહિષ્કારની ચળવળ બગાળમા ખૂબ જોરથી ચાલતી હતી ત્યા દેશની મિલો અને હાથ ઉદ્યોગોને ઉત્તેજન મળવા લાગ્યુ આ સમયે પરદેશથી વિલાયતી માલ પ્રમાણમા આવતી હતી આ બહિષ્કાર પરિણામે દેશી બીડીઓનો વપરાશ વધ્યો હતો એટલે શ્રી દાદાએ મા. સામા એક દેશી બીડીનુ કારખાનુ શ્રી જેઠાભાઈ ભટ્ટ અને શ્રી ચદુલાલ ભગવાનના ભાગમા શરૂ કર્યુ તેઓ બીડીઓ કલકત્તા તરફ વેચવા જતા

પછી દાદા બંગાળમા ગ્રાહકો મેળવવા માટે કલકત્તા જવા તૈયાર થયા સાથે હાથશાળના ઉદ્યોગોની તપાસ કરવાની હતી અને મોડાસામા હાથશાળો નાખવાનો વિચાર કર્યો હતો

દાદા કલકત્તા જવા ઉપડયા તે વખતે તે ખૂબ રૂઢિચૂસ્ત હતા ગાડીમા બેસીને પાણી સુધ્ધા પણ પીતા નહિ આગ્રા પહોચ્યા ત્યા ગાડી બદલવાની હતી તપાસ કરીને ત્યા ઉતર્યા વીશીમા ચોખ્ખાઇ જળવાતી હતી દરેક માણસને જમવા બેસવા જુદી જુદી ચોકડીઓ હતી તેમને આ રીત ગમી પરંતુ નહાઇ ધોઇને ત્યાથી નીકળતા ભૂલથી બીજે બારણે નીકળ્યા, ત્યા કેટલાક મજુરો લોટ ગુંદતા હતા અને રાબ્લી વણતા હતા દાદાએ પૂછ્યુ " "તમે નાતે કોણ છો ?" તેમણે જવાબ આપ્યો "અમે કસાઇ છીએ" દાદાને આશ્ચર્ય થયુ કે, આ બ્રાહ્મણ વીશીને સાફ રાખે છે અભડાવતો નથી અને આ કુલીઓ પાસે રોટલા કેમ વણાવે છે ! તપાસ કરતા ખબર પડી કે ઉત્તર હિંદુસ્તાનમા રાબ્લી લોઢી પર ચઢે નહી ત્યા સુધી છોવાતી નથી, એવી માન્યતા છે

આગ્રાનો કિલ્લો વગેરે સ્થળો જોઈ, કલકત્તાની ગાડીમા બેઠા ગાડીમા ભીડની વાત જ શી પૂછવી ? સ્ટેશને સ્ટેશને ઉમેરો થતો જતો હતો એક સ્ટેશને બારણુ ઉઘડયુ અને કેટલાય માણસો દાખલ થયા ઊભા થઇને સાંકડા બેચવા જેટલી પણ જગ્યા ન હતી ભીડમા સૌના જીવ ગભરાવા લાગ્યા અને વધારે ધસારો થાય તો જીવનુ પણ જોખમ હતુ દાદા બારણા પાસે બેઠા હતા આ સહન ન થયુ એટલે ખૂબ જોરથી ઉભા થઈ ગયા અને ચઢતા માણસોને ધક્કી મૂકયા અને કેટલાકને ધક્કા મારી દૂર કર્યા બેરી દદીના આ સાહસિ જુવાને વાર અને ગાગાગા માણસોને હઠાવી દીધા એ જોઈ સૌને આશ્ચર્ય થયુ અને તેમના તરફ અદના મુસાફરાએ આભારની લાગણી દર્શાવી

આ રીતે કેટલાક સ્ટેશને તેમણે લશ્કરી માણસોના તુમાખીમાથી અને અમાનુષી વર્તનમાથી પણ બચાવ્યા સૌએ રાહતનો દમ ખેચ્યો

દાદા કલકત્તા પહોચ્યા ઇડર તરફના એક બ્રાહ્મણની વીશીમા તેઓ ઉતર્યા

કલકત્તામા ગ્રાહક મેળવીને બીડાની પેટીઓ વેચી આ વખતે તેમને લાગ્યુ કે બીડી જેવી વ્યસનની ચીજનો વેપાર ન કરવો જોઈએ અને તે બધ કરવાનો વિચાર કર્યો હાથશાળના ધધાનો અનુભવ મેળવવા કલકત્તા અને તેની આસપાસના સ્થળોમા તે ફર્યા તે વખતે ચદનનગરમા વીરેન્દ્ર

ઘોષ નવી જાતની સુધરેલી ઢબની શાળ ચલાવતા હતા. તેમનું કારખાનું જોવા ચંદનગર ગયા. દાદાને અંગ્રેજી તો આવડતું ન હતું અને બંગાળામાં પહેલવહેલા આવ્યા હતા. એટલે બંગાળી પણ ક્યાંથી આવડે? ભાંગી તૂટી હિંદી દ્વારા પોતાનું કામ ચલાવતા હતા. વીરેન્દ્ર ઘોષે તેમને પોતાનું કારખાનું બતાવ્યું અને કાર્યસિદ્ધિ સમજાવી. કલકત્તા આવીને તેમણે બંગભંગની ચળવળના કાર્યકરો જોડે સંપર્ક સાધ્યો. તેઓ ત્યાં સ્વદેશીની ચળવળ અંગેની સભામાં જતા અને ભાષણો સાંભળતા. ભાષણો અંગ્રેજીમાં થતાં પણ પોતાના પરિચિત કાર્યકરો પાસેથી તેનો અર્થ સમજી લેતા.

આમ બે માસ દાદા બંગાળામાં રોકાયા. બંગાળાના જુવાન દેશસેવકોના સંપર્કમાં આવવાથી તેમની સ્વદેશાભિમાનની ભાવના ખૂબ સતેજ થઈ. હિંદુસ્તાનની રાજકીય સ્થિતિનો ખ્યાલ આવ્યો. તેમણે નિર્ણય કર્યો કે દેશસેવાના કામમાં મારે પડવું જોઈએ.

કલકત્તા જતા પહેલાં દેશી કાપડ પહેરવાનું તો શરૂ કર્યું હતું. સ્ટેટમાં નોકરી કરતા ત્યારે તો માન્ચેસ્ટરનાં ઝીણાં ધોતીયાં ને મુલાયમ સાફા પહેરતા અને વિલાયતની કોટીંગ અને શર્ટીંગ વાપરતા. પરંતુ પરદેશી ચીજોનો બહિષ્કાર પોકારવાનું મોડાસામાં શરૂ કર્યું, ત્યારે તેમણે એ વિદેશી કાપડને તિલાંજલી આપી હતી. ત્યારે ગરજી અને જાડું દેશી કાપડ મળતું. કલકત્તામાં જતી વખતે દેશી મિલનો ધોતી જોટો જોઈતો હતો, તે ન મળ્યો. એટલે માંચેસ્ટરના ધોતીના પહેર્યાં. પણ પરદેશી કપડું તો ન જ પહેર્યું. કલકત્તાની મુસાફરીએ આ નિર્ણયમાં દૃઢતા ઉમેરી. ત્યાર પછી તેમણે હંમેશને માટે પરદેશી કાપડ અને ખાંડનો પોતાના ઘરમાં બહિષ્કાર કર્યો.

કલકત્તાથી પાછા આવ્યા પછી દાદાએ બીડીનો ધંધો બંધ કર્યો.

હવે શું કરવું? આ મહત્ત્વાકાંક્ષી માણસને કંઈ નવું નવું કરવાનું સૂઝતું. બંગાળામાં તેમણે હાથશાળા જોઈ હતી અને તેની કાર્યપદ્ધતિ વિશે આવશ્યક જ્ઞાન પ્રાપ્ત કરી લીધું હતું. એટલે તેમણે મોડાસામાં હાથશાળા નાખવાનો વિચાર કર્યો. એ દ્વારા સ્વદેશીની ભાવનાને પણ ઉત્તેજન આપી શકાય તેમ હતું.

દાદા એટલા માટે અમદાવાદ ગયા. ત્યાંના મિલ અને બીજી એક બે મિલના મેનેજરને મળ્યા. તેમની સાથે નાનો સરખો સંબંધ બંધાયો. મેનેજરોએ દાદાની સ્વદેશીની હિમાયતના વિચારોને ટેકો આપ્યો અને બનતી મદદ કરવા વચન આપ્યું.

એ જમાનામાં હાથશાળો નાખવી એ એક સાહસનુ કામ હતું તેને માટે મૂડી જોઇએ દાદાના કુટુબની સ્થિતિ તો મૂળથી જ સામાન્ય હતી મૂડી લાવવી કયાંથી ? વળી માલની ખપત માટે બજાર પણ જોઇએ અને લોકો તો વિલાયતના મુલાયમ માલ ઉપર મોહિત થયેલા હતા દાદા જોઈતી મૂડી ન મેળવી શક્યા અને તેમની યોજના પર ઠંડું પાણી ફરી વળ્યુ

ફરી પ્રશ્ન ઊભો થયો હવે શુ કરવુ ? સવા શેરની કોઠીને ભર્યા વિના કોઇને ચાલ્યુ છે ? તેમના અનુભવ અને શક્તિ જોતા મોડાસામા તેમને સહેલાઈથી નોકરી મળી શકી હોત કે કુશળતાથી એક નાની દુકાન નાખી ગુજરાન કરી શકયા હોત પરંતુ હવે તેમના અંતર આત્માએ જીવનનુ એક નવુ દિશા સૂચન કરી દીધું હતુ

આજ સુધીના અનુભવોથી તેમને સમજાયુ કે પ્રજા કેટલી દીન હીન ચગદાએલી અને અજ્ઞાનમા સબડતી હતી દેશમા શાતિ દેખાતી હતી પણ તે હતી સ્મશાન શાતિ પ્રજામા ચેતન ન હતુ પ્રજા ભૂખી હોય તો હાથ હલાવીને, અન્ન માગી શકતી ન હતી નાગી હોય તો ઢાંકવા કપડું પણ માગતી નહોતી ! સર્વત્ર તદ્રા વ્યાપેલી હતી ન હતી કેળવણીની વ્યવસ્થા, ન હતી ઉદ્યોગ સ્થાપવાની કે ખેતીસુધારની યોજના પરદેશી માલ હિંદના બજારોમા ખડકાતો અને ભારતનુ નાણુ પરદેશમા ઘસડાતુ વેપાર હતો પરદેશીઓના હાથમા રાજકર્તાઓ–દેશી અને પરદેશી—આ સ્થિતિમા સુધારો કરવા માગતા ન હતા ન્યાયી માગણીને ચગદી નાખતા કોઈનાથી ઊંચી આખ કરી શકાતી ન હતી ભયનુ માર્યું કોઈ બોલી શકતુ નહિ

દેશની આ સ્થિતિએ દાદાના હૈયાના બારણા ખખડાવ્યા સ્વદેશીની ભાવના, સ્વદેશાભિમાન, ભારતવર્ષની દયામણી સ્થિતિ, આ બળાએ દાદાના જીવનપ્રવાહને બદલી નાખ્યો લોક સેવાની તમન્ના પ્રકટી પણ પાસે ધન નહોતુ કે ભરણપોષણનો પ્રશ્ન ઊકલી શકે, અને કુટુબની જવાબદારી પણ માથે હતી તે વખતે જિલ્લા કે પ્રાતિક સમિતિઓ નહોતી જે માર્ગદર્શન કરાવી શકે

હૃદયમાથી ઘોર મંથન શરુ થયુ દાદાનો એક સ્વભાવ હતો શીઘ્ર નીર્ણય કોઈપણ પરિસ્થિતિનો તોડ લાવવો હોય તો, તે બહુ જ શીઘ્રતાથી લાવી શકતા તેમણે નક્કી કર્યું સમાજ સેવાના કાર્યમા પડવુ હોય તો આર્થિક મુશ્કેલી પ્રથમ ટાળવી જોઇએ તેમણે જોયુ કે માસિક સો એક રૂપિયા મળી રહે તેવી વ્યવસ્થા થઈ શકે તો નિશ્ચિત મને જાહેર પ્રવૃત્તિમા

પડી શકાય તેમ તે તુરત જ નિર્ણય કર્યો મુંબઈ જવું ત્યાં શરૂઆતમાં નોકરી કરવી, ધંધાનો અનુભવ મેળવી સ્વતંત્ર ધંધો શરૂ કરવો

## વેપારી કુનેહ

દાદા મુંબઈ પહોંચ્યા (સને ૧૯૦૬, સંવત ૧૯૬૨) દેવગઢ-બારિયાના પરીખ છગનલાલ નવલચંદની પેઢી પર ઉતર્યા તેઓ દાદાની જ્ઞાતિના હતા અને તેમના મામાશ્રી શંકરલાલ ભુરાભાઈના સ્નેહી હતા એટલે તેમને ત્યાં દાદાને સારો આવકાર મળ્યો નોકરીની તપાસ કરવા માટે ભાઈક ભલામણ લઈ બીનાડવાળા પીરાજશાહ શેઠને ત્યાં ગયા અને પેઢીના મેનેજર અને શેઠના પુત્ર શેઠ વીરચંદને મળ્યા શેઠે કહ્યું "અમારે ત્યાં હિસાબી કામ માટે મહેતાજીની જરૂર છે તમારી મરજી હોય તો આવો"

દાદાએ પૂછ્યું "મારે તો નોકરી જોઈએ જ છે આપ પગાર શો આપશો?"

શેઠે કહ્યું "માસિક ૩૦ રૂપિયા"

દાદાને લાગ્યું તો ખરું કે મુંબઈમાં આ પગાર ઓછો કહેવાય પણ મોટા શહેરમાં નોકરી વગર બેસી કેમ રહેવાય? અને બીજાના ઉપર પોતાનો બોજો નાખવો એ એમની ખુમારીને ખૂંચતું હતું તેમણે પગાર કબુલ કર્યો

દાદાનો વિચાર આવશ્યક પૈસા કમાઈને સેવાના કાર્યમાં પડવાનો હતો પણ ત્યાંસુધી કંઈ પણ સેવા ન કરવી એમ બને? તેમણે નક્કી કર્યું જેટલા રૂપિયા પગાર મળે તેના આના જુદા કાઢવા અને તે રકમ સારા કાર્યમાં વાપરવી આ ફંડનું નામ રાખ્યું 'સત્કાર્ય ફંડ' હિંદુ શાસ્ત્ર કહે છે 'આવકનો દસમો ભાગ પરમાર્થ માટે' ગીતાજી કહે છે 'દેવોએ આપેલું દેવાને આપ્યા વિના જે ખાય છે તે ચોર છે' દાદાએ પોતાની મુશ્કેલી અને આર્થિક સ્થિતિનો વિચાર કરી રૂપિયે આનો દાનાર્થે દીધો એ સમયથી તેમની ઉન્નતિ શરૂ થઈ જે આપે તેને મળે છે જે નથી આપતો તેને કંઈ જ નથી મળતું જે ત્યાગ કરે છે તેના નસીબમાં સર્વ આવી પડે છે જે ભોગ માટે જ શ્રમ કરે છે, તે જીવન ગુમાવે છે દાદાનું જીવન આ નિયમનું પ્રમાણ બની ગયું છે

દાદાએ નોકરી શરૂ કરી પેઢીના માલિક [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] દાદાને કહ્યું, "મહેતાજી, [illegible]" [illegible]

બન્યું ન હતુ અને તેમ છતા તુમાખીવાળું વલણ બતાવ્યું. દાદા ગમ ખાઇ ગયા, ને જ્યા પાસે એક બીજી પેઢીના શેઠ માવજી બેઠેલા હતા, તે આશ્ચર્ય પામ્યા. તેમણે પૂછ્યુ, "તમે શું હસો છો?" દાદાએ કહ્યુ, "અમસ્તું જ, એમા કંઇ જ કહેવા જેવું નથી" શેઠે આગ્રહ કર્યો ત્યારે દાદાએ કહ્યુ, "બજારમા એક આને શેર શાક મળતું હોય અને કોઈ બે આના શેરના આપી આવે તો આપણે તેને છેતરાયો ગણીએ કે નહિ?"

માવજી શેઠે કહ્યું, "જરૂર છેતરાયો ગણીએ."

દાદાએ કહ્યુ, "અમારા મેનેજર એમ જ છેતરાયા છે. ભૂલ હોય તો સામાન્ય શબ્દો કહીને સુધરાવી શકે તેને બદલે આવા ભારેખમ અને અપમાનજનક શબ્દો વાપર્યા એટલે હું તેમને છેતરાયેલા ગણું છું."

દાદાના આ જવાબથી બધાને અજાયબી થઈ ડોસાભાઇ સમજ્યા કે આ મહેતાજી સામાન્ય માણસ નથી.

દાદાને નોકરીનો સમય અગિયારથી ૫ સુધીનો હતો પણ દાદાને કારકૂની નોકરી કરવી નહોતી તેમને તો વેપારની સારી પદ્ધતિ જાણવી હતી વેપારમા વણ બાબતો મુખ્ય છે. હિસાબી કામ, ગ્રાહકો સાથે સબધ અને ખરીદ વેચાણની આવડત આ ત્રણે બાબત જાણી લેવાનુ તેમણે નક્કી કર્યું તે સવારે સાત વાગે બજારમા હાજર થતા ખરીદ વેચાણનુ કામ જોઇ જાણી સાડાદસ વાગે જમવા જતા અને ત્યા હિસાબી કામકાજ કરતા સાંજે પેઢીથી છૂટા થઇ રાતે ઉઘરાણીનુ કામ કરતા આ રીતે તેમના સતત પરિશ્રમથી અને ખંત તેમજ પ્રામાણિકતાથી શેઠ તેમના પર ખુશ હતા

મોટા શેઠ પીરોજશા મોટે ભાગે બીલીમોરા રહેતા બે ચાર મહિને એકવાર મુબાઈ આવી જતા અને વહીવટ તપાસી જતા દાદાને નોકરી શરૂ કર્યે એક માસ થયો હતો અને એ અરસામા મોટા શેઠ મુબઇ આવ્યા શેઠે દાદાને પોતાના ઘેર બોલાવ્યા અને તેમના વિષે બધી માહિતી પૂછી. દાદાએ પોતે ક્યા ક્યા નોકરી કરી હતી તે વિસ્તાર જણાવ્યુ તેમના આ અનુભવથી અને એક મહિનામા કરી બતાવેલા કામથી શેઠ ખુશ થયા અને તેમના પર વિશ્વાસ બેઠો

પછી શેઠે પેઢી સબધી હકીકત પૂછી દાદાએ વહીવટના ખામીઓનુ એક ટિપ્પણ એમની સામે રજુ કર્યું પેઢીના સ્થિતિ ડામાડોળ હતી જો તે પ્રમાણે પેઢીનો વહીવટ ચાલે તો નજીકના ભવિષ્યમા પેઢી બધ કરવાનો સમય આવે તેવુ હતુ શેઠે દાદા સાથે વહીવટ સુધારવાની ચર્ચા કરી

દાદાએ જોયું પૂરતી મૂડી ન હોવાથી વ્યાજે મૂડી લેવી પડે છે અને વ્યાજ ચડતું જાય છે માલ સારી રીતે ભરી શકાતો નથી, અને ગોદામનું ભાડું ચડતું રહે છે એમણે જોયું કે પેઢી બરાબર ચલાવવી હોય તો કોઈ સધ્ધર ભાગીદાર શોધવો જોઈએ

દાદાનું આ ધંધાનું વિશ્લેષણ સાચું હતું.

શેઠે ભાગીદાર મેળવવા તલાશ કરી, અને અંતે માગડી હીરાલાલ નાથાકૃષ્ણને ભાગીદાર તરીકે લીધા ભાગીદારની મૂડી આવવાથી ધંધો વિકસ્યો ય ખરો

## માંદગી

નોકરીનું એક વર્ષ પૂરું થયું તેમના કામની કદર કરી શેઠે પાંચ રૂપિયા પગાર વધારી આપ્યો દાદાનો ઉત્સાહ સ્વાભાવિક રીતે વધ્યો

થોડાક દિવસ જતા દાદાની તબિયત બગડી. પેઢી પર જઈ શકાતું નહોતું એટલે તેમણે શેઠની પાસે છૂટા થવાની માગણી કરી શેઠે છૂટા ન કર્યા પરંતુ કહ્યું કે, ‘તમને પૂરા પગારે હું ચાલુ રાખું છું તમે દર અઠવાડિયે એક વાર પેઢીના ખર્ચે ગાડી ભાડે કરીને પેઢી પર આવજો અને હિસાબ વગેરે બરાબર તપાસી જજો’

દાદા કબૂલ થયા ત્રણેક મહિના આમ ચાલ્યું પછી તબિયત વધારે બગડી લથડવાથી સાથે ન્હી જતા હતા આખરે દાદા શેઠની રજા લઈ ઘેર આવ્યા (સન ૧૮૬૪ના અષાડ)

મોડાસા આવીને ડૉક્ટરો અને વૈદોની દવા કરી જોઈ આરામ ન થયો દાદાએ પોતે જ પોતાનો કેસ હાથમાં લીધો તેમનો વૈદકનો અભ્યાસ સારો હતો તેમણે પાકની બનાવટો તૈયાર કરી અને તે લેવાથી આરામ થયો

દાદા બિમાર હતા તે દરમિયાન સન ૧૯૬૪ના ઓગસ્ટની ૧૦ના રોજ તેમના પત્નીએ તેમને સમાચાર કહ્યા કે અ... ચંચળબેને (સુનીભાઈના પત્નીએ) પુત્રને જન્મ આપ્યો છે આ સમાચારથી દાદાને અને સહકુટુંબ ખૂબ જ આનંદ થયો સંતાનેમાં દાદાને સંતાન નહોતું ચાર ભાઈઓમાં આ પ્રથમ સંતાન હતું અચાનક દાદાના મોમાંથી શબ્દો નીકળ્યા, “અહીંથી આ કુટુંબનો ઉદય શરૂ થશે અને હવે હું પણ સાજો થઈ જઈશ” અને ખરેખર દાદાની તબિયત સુધરવા લાગી

---

• [illegible]

દિવાળી બાદ મુંબઈથી પીરોજશા શેઠનો કાગળ આવ્યો કે તમારે જલ્દી મુંબઈ આવવું, તમારી જગા ખાલી છે

દાદાને પિતાજીએ કહ્યું કે, "હવે જવાનું નથી મરતા મરતા તો બચ્યો છે ઘેર રહી ધંધો નોકરી કરો"

કુટુમ્બમાંથી કોઈની ઈચ્છા નહોતી કે દાદા મુંબઈ જાય દાદાએ વિચાર્યું કે શેઠ પાસે વધારે પગાર માગું આપશે તો કુટુમ્બના બધાને સમજાવી શકાશે એટલે દાદાએ શેઠને લખ્યું કે પચાસનો પગાર કરી આપો તો આવું

શેઠનો અનુકૂળ જવાબ આવ્યો દાદાએ કુટુમ્બીઓને સમજાવ્યા કે ફરી તબિયત બગડશે તો મુંબઈ છોડી ચાલ્યો આવીશ

## "મારે ખાતર રોટલો ન જવો જોઈએ"

મુંબઈ જઈને દાદા નોકરીમાં જોડાયા શેઠે પ્રસન્ન થઈ માંદગીની મુદ્દતનો પણ પગાર આપ્યો શેઠે પચાસ રૂપિયા આપવાના કહ્યા હતા પરંતુ તેમના ભાગીદારે પીસ્તાલીસ આપવાનું કહ્યું એટલે શેઠે કહ્યું કે, 'પેઢીમાંથી તમને પીસ્તાલીસ આપીશું, અને પાંચ રૂપિયા હું મારા અંગત આપીશ'

દાદાએ કહ્યું કે, 'શેઠજી એવું ન થાય હું તમારી અંગત નોકરી નથી કરતો પેઢીનો નોકર છું બન્ને ભાગીદારોને ઠીક લાગે તો જ પચાસ કરી આપજો'

આ વિવેક અને સમજ જોઈને પીરોજશા શેઠને દાદા પર ખૂબ ભાવ થયો

પેઢીએ સુરત અને ખાનદેશમાં સરકારી જંગલનો કોન્ટ્રાક્ટ રાખ્યો થોડા વખત પછી તેમના બીજા ભીનાજી શેઠને ખાનદેશમાં જવાનું થતું મારવાડી ભાગીદાર આ ધંધામાં સૂઝ ધરાવતા, પણ હિસાબ જોવા સિવાય ખાસ ધ્યાન આપતા નહિ પીરોજશા શેઠ પણ બહુ રસ લેતા નહિ તેમને દાદા પર સંપૂર્ણ વિશ્વાસ હતો પેઢીની લગામ તેમણે દાદાના હાથમાં સોંપી

દાદાએ મુંબઈનું સઘળું કામ એટલે દાવે ઉપાડવું હિસાબ, ખરીદ-વેચાણ, ઉઘરાણી, એમ બધું જ તે અવિરત શ્રમથી કરવા લાગ્યા મારવાડી ભાગીદાર પણ તેમના પ્રમાણિકપણાથી અને ખંતથી ખુશ થવા અને દાદામાં તેમણે સંપૂર્ણ વિશ્વાસ મૂક્યો.

આને પરિણામે મોરાર નેર ભાગીદાર સાથે નક્કી કર્યું કે દિવાળી પછી ડોસાભાઇને છૂટા કરવા અને મથુરભાઇને મેનેજર તરીકે માસિક રા ૭૫ ના પગારથી નીમવા ગોમાભાઈ મેનેજરથી બન્ને ભાગીદારોને પૂરતો સંતોષ ન હતો

ગોનાભાઇ ખાનદેશના કોન્ટ્રાકટનું કામ પૂરું કરીને આવ્યા દિવાળી ના થોડાક દિવસો બાકી હતા ત્યારે તેમને ખબર પડી કે પોતાને દિવાળી બાદ છૂટા કરવાના છે અને મારી જગાએ મથુરભાઇને નીમવાના છે

ડોસાભાઇએ દાદા તરફ જોઇ એક વાર દુ ખપૂર્વક કહ્યું, ' મથુરભાઈ, ભલે તમે મેનેજર થતે અમે અમારુ નસીબ રોડી લઇશુ '

ડોસાભાઇ બ્રહ્મવાગ માણસ હતા વયમા દાદા કરતા મોટા હતા એ ઉમરે તેમને બીજી જગાએ નોકરી શોધવા જવુ પડે એમણે દાદાને વધારે કાંઈ ન કહ્યુ

એ સાજે દાદા ઘેર આવ્યા મનમા ગડમથલ થવા માડી એક બાજુ પોતાને ૭૫ રૂપિયા મળવા હતા બીજી બાજુ એક પારસી મેનેજરને માટે જીવનનિર્વાહનો પ્રશ્ન હતો ૭૫ રા નુ આકર્ષણ જેવુ તેવુ ન હતુ એ જમાનામા ગ્રેજ્યુએટને પણ ૭૫ મળતા મુશ્કેલ હતા દાદા બે વર્ષમા એ પગાર મેળવવા ભાગ્યશાળી થયા હતા

સ્વાર્થ અને પરમાર્થ વચ્ચેનુ આ મથન થોડો વખત ચાલ્યુ દાદાએ નિર્ણય કર્યો 'મા ખાતર ભાઇનો રાખ્યો ન જવો જોઇએ' તેમણે બીજાને ખાતર પોતાના સ્વાર્થનો ત્યાગ કરી માનવીય ભાવનાનો વિજય કર્યો

બીજે દિવસે રાજીનામુ આપ્યુ તેમજ રાજીનામુ મોકલી દીધુ

## સ્વતંત્ર વેપાર

હવે શુ ? નોકરીનો એ જટિલ પ્રશ્ન નજરી સામે આવીને ઊભો રહ્યો પણ મુશ્કેલીઓમા દાદાએ લાચારી કદી અનુભવી ન હતી પોતાની શક્તિનુ તેમને પૂરુ ભાન હતુ અખૂટ આત્મવિશ્વાસ હતો તેમણે તરત નિર્ણય કર્યો સ્વતંત્ર વેપાર શરૂ કરવો

સંવત ૧૯૫૫ ના આસો વદ ૧૩ ધનતેરસના રોજ દાદાએ નાની ઓરડીમા સ્વતંત્ર ધંધાનુ મુહૂર્ત કર્યું

તે દિવસે તેમણે બજારમા જઈ પીત્તળનુ એક વેગન ખરીદ્યુ નાના પડના કરી દીધા અને નફાના સાત રૂપિયા કમાઇને ઘેર આવ્યા છ્યાસીના

પાડ માન્યો

દાદાએ જોયું કે આ ધંધો કરવો હોય તો મૂડી જોઇએ ઘાસનો પરચુરણ વેપાર કરવો હોય તો ઓછામા ઓછી બે હજારની મૂડી તો જોઇએ તેમણે પિતાજીને લખ્યુ કે બે હજાર રૂપિયા આપો તો સારી રીતે વેપાર કરી શકુ

લાલજી ગાધી આજીવન શિક્ષક હતા તેમના બીજા પુત્રો પણ અમદાવાદમા નોકરી કરતા હતા જેણે નોકરીમા સતોષ માન્યો છે, તે વેપારી સાહસ ખેડવા તયાર થતો નથી તેમને વેપારમા રહેલુ જોખમ ન ગમ્યુ પોતાની ટૂકી મૂડીમાથી બે હજાર જેવી રકમ મુબઈ જેવા દૂરના સ્થળે રોકવી ઉચિત ન લાગ્યુ તેમણે તો દાદાને નોકરી કરવાની જ સલાહ આપી

દાદાએ ફરીથી પિતાજીને સમજાવતા કાગળ લખ્યો પરતુ પિતાજીએ આ સાહસ કરવા ના જ પાડી

છેવટે, દાદાએ પોતાના જોખમે પાચસો એક રૂપિયા વ્યાજે લીધા અને ધધો ચલાવ્યે રાખ્યો

એ દરમિયાન તેમના મામા મુબઇ આવેલા તેમણે આ વાત જાણી અને મોડાસા આવીને લાલજી ગાધીને વાત કરી તેમણે જણ્યુ કે કમાઈ સતોષકારક છે એટલે એમણે દાદાને અઢીસો રૂપિયા મોકલ્યા

થોડા વખત પછી તેમની સાથે વાસણના પટેલ માધાભાઈ રૈવાદાસ ભાગીદાર તરીકે જોડાયા એમણે ૫ હજારની મૂડી રોકી અને વેપાર સારી રીતે ચાલ્યો બજારમા તેમની પેઢીની પ્રતિષ્ઠા પણ વધાઈ

લક્ષ્મીનુ આકર્ષણ અજબ છે દાદાએ ભાગીદારીમા ચોખા અને બીજી ચીજોનો સટ્ટો કર્યો નફાનો ઘણો ભાગ ખોટમા ચાલ્યો ગયો વર્ષ આખરે ખર્ચ કાઢતા નજીવી બચત રહી

પિતાજીએ પૂછાવ્યુ કે કમાણી કેટલી થઈ? દાદાએ જવાબ આપ્યો, “ખર્ચ કાઢતા કમાણી ઠીક છે”

પિતાજી જાણે તો તેમના દિલને અત્યત આઘાત થાય એમ સમજી દાદાએ સાચી હકીકત તેમનાથી છુપાવી હતી પરતુ આના ગોળ ગોળ જવાબથી દાદાનુ દિલ ડખતુ તો હતુ અને દાદાએ સટ્ટો ન કરવાનો નિશ્ચય કર્યો

આ પછી બીજે વર્ષે મોડાસાવાળા ખાન સાહેબ મહમદ ખાનજી મુબઇ ગયા મુબઇમા ધધો કરવાની તેમની ઇચ્છા હતી તેમણે દાદાની સલાહ માગી દાદાએ કહ્યુ “મને તો ઘાસના ધધાની આવડત છે” મહમદ ખાનજીએ તે ધધામા પણ રસ ખુલ્લો બતાવી

સ્પિાલિટીને કરાર મુજબ પૂરું પડે એટલું ઘાસ લીધું ન હતું કોન્ટ્રાક્ટ હતો આઠ રૂપિયા સાત આનાનો અને ઘાસના ભાવ બાર તેર સુધી પહોંચ્યા હતા કોન્ટ્રાક્ટરોને ઘાસના ધંધાનો અનુભવ હતો નહિ

મહમદ ખાનજી દાદા પાસે પહોંચ્યા તેમણે કહ્યું, "મથુરભાઇ, તમે તમારો બધો વખત અમારી પેઢીમા આપો તમે નહિ આવો તો અમે મોટી ખોટમા આવીશું અને ખુવાર થઈ જઈશું"

બીજી બાજુ દાદાનો પોતાનો ધંધો વિકસતો જતો હતો માધાભાઈ પટેલનું પણ દબાણ હતું કે તેમણે મહમદ ખાનજીની નોકરી છોડી દીધી અને પોતાના ધંધામા ધ્યાન કેન્દ્રિત કર્યું

આ વર્ષે દાદાનો ધંધો સારો ચાલતો હતો વર્ષ પૂરું થતા પહેલા ૭ હજાર નો ચોખ્ખો નફો પણ રહેતો હતો પરું હવે 'ધર્મ સંકટ' આવીને ઊભું માધાભાઈ નોકરી છોડી દેવાનું કહેતા હતા અને છોડી દે તો મહમદ ખાનજી ખુવાર થઈ જાય તેમ હતું મહમદ ખાનજી તેમને ભાગીદારીમાથી છૂટા થઈ પોતાને ત્યા બધો વખત આપવા આગ્રહ કરી રહ્યા હતા એક તરફ પોતાનો ધંધો અને નફો, બીજી તરફ રોજ-મિત્રની જોખમકારક પરિસ્થિતિમા પડખે ઊભા રહેવાની ફરજ

સ્વભાવ મુજબ દાદાએ શીઘ્ર નિર્ણય કર્યો માધાભાઇથી છૂટા થઈ મહમદ ખાનજીને મદદ કરવી માધાભાઇને વાત કરી અને પોતાના ભાગનો નફો હજારનો નફો માગ્યો ઘાસના ભાવ વધતા હતા અને દશ બાર હજારના નફાની આશા હતી, તેમ છતા માધાભાઇએ કહ્યું કે પચીસો રૂપિયા આપીશ દાદાએ કબૂલ કર્યું દાદાએ એ રકમ માગી ત્યારે માધાભાઇએ કહ્યું, 'મથુરભાઈ, જૂઓ હું બચરવાળ માણસ છું ખર્ચો ઘણો છે તમે રાજીખુશીથી કંઈક ઓછું લો તો સારું"

દાદાએ કહ્યું, "લાવો જે આપવું હોય તે'

માધાભાઇ શેઠે દાદાને બે હજાર રૂપિયા આપ્યા દાદાએ કહ્યું," ભલે"

ભેરુ પ્રત્યેની આ ઉદારતાએ પનાને શરમમા નાખી દીધા

નવ હજાર ને બદલે બે હજાર રૂપિયા લઇ દાદા ભાગીદારીમાથી છૂટા થયા, ત્યાર બાદ માધાભાઇ મેઘવારીનું ઘાસ ખરીદી લેભ કરવા ગયા પણ ભાવ બેસી જતા ખાડમા ડૂબી ગયા ધંધો બંધ કરવો પડ્યો

## વેપારી કુનેહ ને દીર્ઘદૃષ્ટિ

દાદા ૧૫૦૦ ના વાર્ષિક પગારથી મહમદ ખાનજીની પેઢીમા જોડાયા અને તેને બચાવવા તરફ સઘળું ધ્યાન કેન્દ્રિત કર્યું

મ્યુનિસિપલ કોન્ટ્રાકટ માટે પૂરતો માલ હતો નહિ. એટલે તેમણે બી બી. એન્ડ સી. આઇ રેલ્વે લાઈન પર આવેલા પાલઘર, બોઈસર, વાણગામ, દહેણુ, અંજાણ, ભિલાડ, પારડી, વલસાડ વગેરે સ્ટેશનોએ માલ ખરીદવા માડયો ઉપરાંત ટાપ્ટીવેલી લાઇન પર પણ ખરીદી કરી. બજાર ચઢતા હતાં પણ તેમણે ઝડપથી પહોચી વળી ઠીક ઠીક માલ ખરીદ્યો.

આ સાથે એક બીજી પરિસ્થિતિ ઊભી થઈ. અત્યાર સુધી મ્યુ. કોન્ટ્રેકટ મુબઈના ખોજા શેઠ ભોજભાઇ લેતા હતા આ વખત પહેલ-વહેલો પોતાની લાગવગથી મહમદ ખાનજીએ લીધો. એ શેઠની પાસે મોટી મૂડી હતી અને એક હથ્થુ કોન્ટ્રાકટ રાખતા હતા. તેમની સામે કોન્ટ્રાકટમા કોઈ ઊભુ રહી શકતુ નહિ આ વખતે જ્યારે મહમદખાનજીએ કોન્ટ્રાકટ રાખ્યો ત્યારે એમની પાર્ટીને તોડી પાડવા માટે ભોજભાઈ શેઠે બીજા ત્રણ જણની ભાગીદારીમાં ઘાસનો ખૂબ ઊચા ભાવે સોદો કરવા માડયો દાદાએ વિચાર્યું કે આ હરીફ પાર્ટીને બેસાડી દેવી જોઇએ અને તે માટે મુબઇ મા બજાર ભાવ કરતા ઓછા ભાવે ઘાસ વેચી ભાવ નીચા લાવવા જોઇએ.

દાદાએ ૫૬ વેગનોની એક ટ્રેન મુબઈ હલવારી અને બજાર ભાવ કરતા બે રૂપિયે ઓછે ઘાસ વેચવા માંડયું. ખોજા શેઠ આશ્ચર્ય પામ્યા અને પોતાને ભયંકર ખોટ જશે એવો ભય લાગ્યો બીજા ચાર દિવસ પછી દાદા બીજા ૫૬ વેગન ભરી લાવ્યા અને બજારમા માલ ખડકયો હરીફો સમજ્યા કે મહંમદ ખાનજી પાસે પુષ્કળ જથ્થો છે અને ઓછા ભાવનો ખરીદેલો છે. તેમણે જોયું કે હવે આપણાથી ટકી શકાશે નહિ. તેમણે ઘાસ ખરીદવાનુ બંધ કર્યું.

આમ મુબઈના હરીફને બેસાડી દીધા

પણ તે અરસામાં ગાયકવાડ સરકારના કોન્ટ્રાકટના માણસોએ બી બી. ની લાઇન પર ઘાસ ખરીદવા માડયુ. અને ભાવ વધવા લાગ્યા. આ બીજો હરીફ ખરીદી ચાલુ રાખે તો ભાવ ઘટવાની આશા ન રહે અને પરિણામે મહમદ ખાનજીને ખોટ આવે તેમ હતું. દાદાએ શેઠને કહ્યુ, "બજાર કાબૂમા રાખવો હોય તો વડોદરાનો કોન્ટ્રાકટ પણ લઇ લેવો જોઇએ" શેઠને માટે જોખમની વાત તો હતી પણ દાદાએ હિંમત આપી અને પરવાનગી લઈ દાદા વડોદરા પહોચ્યા

વડોદરાના દિવાન મનુભાઈ મહેતાનો દાદાને સ્હેજ પરિચય હતો તે તેમની પાસે ગયા અને કોન્ટ્રાકટ માટે વાત કરી

જૂના કોન્ટ્રાકટરે ૧૮ રૂપિયાના ભાવથી ટેન્ડર ભરેલા. દાદાએ સોળના

ભાવથી માલ આપવાની ઓફર કરી સાત લાખ રતલ ઘાસ એક માસમા પૂરુ પાડવાની શરતે કોન્ટ્રાક્ટ કર્યો

દાદાએ વેગનો મેળવીને વીસ દિવસમા સાત લાખ રતન ઘાસ પૂરુ પાડયુ રેવન્યુ કમીશનરને અજાયબી થઇ દાદાને વડોદરા બોલાવ્યા, અને કહ્યુ, "તમને બધો કોન્ટ્રાક્ટ આપીએ, વખતસર માલ પૂરો પાડશો ને?"

દાદાએ કહ્યુ, "હા, પણ ભાવ વધ્યા છે, માટે થોડોક ભાવ વધારી આપવો પડશે"

અને દાદાએ ૭૫ લાખ રતલનો ગાયકવાડ સરકારનો કોન્ટ્રાક્ટ રાખ્યો સામો કોન્ટ્રાક્ટર માલ આપી શક્યો નહિ અને તેનો કોન્ટ્રાક્ટ રદ થયા બીજો હરીફ બંધ થયો હવે દાદાએ કપાતે ભાવે ઘાસ ખરીદવા માડયુ

ચાર બાદ તેમણે રાજકોટ, વઢવાણ, ખભાત અને બીજા જીલ્લા ઓમા બે કરોડ રતલ ઘાસ પૂરુ પાડવાના કોન્ટ્રાક્ટ લીધા રાત ને દિવસ જોયા વિના તેમણે વફાદારી પૂર્વક શ્રમ કર્યો વર્ષ આખરે મ્યુનિસિપલ કોન્ટ્રાકટની ખોટ કાઢતા વીસેક હજારનો નફો રહ્યો

શેઠને દાદાની કુનેહથી ખૂબ જ સતોષ થયો

## મિલ્કતની વહેચણી અને કુટુમ્બ કેળવણી ફડ

મહમદ ખાનજીને ત્યા નોકરી ચાલુ હતી તે દરમિયાન પિતાજીએ દાદાને લખ્યુ કે, 'મારી હયાતી દરમિયાન બધા ભાઇઓ સપથી જુદા રહે એવી મારી ઇચ્છા છે દાદાએ જણાવ્યુ કે, 'ભાઇઓમા સાગ મેળ છે એટલે વહેચણી કરવાની શી જરૂર છે? વળી હુ મુબઇ રહીને થોડાક વર્ષ વેપાર ખેડુ અને પ્રભુ ઇચ્છાથી થોડુક દ્રવ્ય મળે, ત્યારપછી અમે જુદા રહીએ તો સૌ ચિતામુક્ત થાય આપની હયાતી દરમિયાન વહેચણી નહિ થાય તો પણ અમારામા કુસપ થશે નહિ હુ મોટો ભાઇ છુ એટલે મારી જવાબદારી હુ સમજુ છુ આપની ઇચ્છા પ્રમાણે વર્તીશુ એટલે વહે ચણી બાબત તમારે ચિતા કરવાની જરૂર નથી

તેમ છતા પિતાજીએ વહેચણી માટે આગ્રહ રાખ્યો દાદા મોરસા આવ્યા તેમણે ઉદારતાથી મિલ્કતની વહેચણી કરી અને બીજા ભાઇઓને પસદ પડી (સ ૧૯૬૮ ના ફાગણ સુદી ૫)

લાલજી ગાધીએ દાદાને કહ્યુ, "હરિભાઇને અંગ્રેજી ભણાવવાનો ખર્ચ તમારે આપવો જોઇએ"

દાદાએ કહ્યુ, "એકલા હરિભાઇનો ખર્ચ શા માટે? ભાઇઓમા

કોઇની સ્થિતિ સારી હોય કે ન હોય. પણ છોકરાઓને શિક્ષણ તો સરખું મળતુ જ જોઇએ અને એ એકત્ર ખર્ચથી ભણે, એવી જોગવાઈ કરવી જોઇએ."

"એ શી રીતે બને?"

દાદાશ્રીએ યોજના રજૂ કરી: 'આપણે લાલજી પીતામ્બર કુટુમ્બ કેળવણી ફંડ સ્થાપવું'. મજિયારી મિલકતમાંથી પહેલાં પાંચસો રૂપિયા પ્રાથમિક ફંડ તરીકે કાઢીએ. જુદા રહ્યા પછી દરેક ભાઈ જે કમાય તેના સેંકડે દશ ટકા પ્રમાણે ફંડમાં આપે. જેથી એક સારું ફંડ જમા થાય. એમાંથી કુટુમ્બનાં બધાં બાળકોને કેળવણી આપી શકાશે. આ ફંડમાંથી વિ. સં. ૨૦૧૦ સુધી કુટુમ્બનાં તમામ બાળકોને લાભ મળતો રહ્યો છે.

દાદા આ વખતે ૩૭ વર્ષની ઉંમરના હતા. તેમને સંતાન નહતું. અને બીજા ભાઈઓ વેપારમાં ન હતા તેને મુકાબલે તેમની કમાણી વધારે હતી. તેમ છતાં તેમણે કુટુમ્બના હિતને લક્ષમાં રાખ્યું. કુટુમ્બમાં સંપ, કુટુમ્બની ઉન્નતિ એમના હૃદયમાં હંમેશને માટે કોતરાયેલાં હતાં.

## ફરી સ્વતંત્ર વેપાર

ખાન શેઠની મુરબ્બી ટળી જતાં દાદાએ નોકરી છોડી દીધી. અને ફરીથી તેમણે સ્વતંત્ર વેપાર શરુ કર્યો. (સં. ૧૯૬૯ ના ફાગણ સુ. ૫).

કેટલાક મિત્રોની મદદથી (ખાસ કરીને નરોલીના શ્રી. કાલાભાઇની સહાયથી) તેમણે ધંધો વિકસાવ્યો. એક જ વર્ષમાં તેમણે પ્રતિષ્ઠા મેળવી. બિલાડ, ખોઇસર વગેરે સ્ટેશનોથી છૂટક વેપાર કરનાર તેમને માલ મોકલતા થયા અને તેનું સારું કમીશન મળતું હતું. આમાં મૂડીનું રોકાણ ખાસ કરવું પડતું નહિ અને ધંધો સારી રીતે ચાલ્યો. તેમની પ્રમાણિકતા, વેપારી કુનેહ અને મીઠા સ્વભાવથી તેઓ ગ્રાહકોને આકર્ષી શકયા. કમીશનનુ કામ વધારે મળવા લાગ્યું અને નણેક વર્ષમાં મુંબઇના બજારમાં તેમની પ્રતિષ્ઠા સારી રીતે જામી.

મુંબઇમાં આવવાનો દાદાનો મુખ્ય હેતુ પૈસે ટકે સ્થિર થઇ, અંતે તો જાહેર સેવા કરવાનો હતો. પરંતુ તે દરમયિાન પણ કંઇક કરવું જોઇએ એમ તેમને થયા કરતું હતું.

પરિણામે, નોકરીની શરૂઆતથી તેમણે રૂપિયે ૧ આનો જૂદો કાઢી 'સત્કાર્ય ફંડ' શરૂ કર્યું હતું. હવે સ્વતંત્ર વેપારમાં તેમણે આવકના દસ ટકા સત્કાર્ય ફંડમાં ભરવાનો નિર્ણય કર્યો. તેમણે ૧૯૭૨ માં પોતાના ભાઇ

મોહનભાઇને શિક્ષકની નોકરી છોડાવી મુંબઈ બોલાવ્યા અને થોડા વખત પછી પોતાની પેઢીમા તેમને ભાગીદાર તરીકે રાખ્યા ત્યાર પછી બીજા ભાઇઓને પણ ભાગીદાર તરીકે લીધા પોતાની ઉન્નતિની સાથે સાથે પોતાના કુટુમ્બની ઉન્નતિ પણ ચાહી

ભાઇઓને જ્યાર ભાગીદાર તરીકે લીધા ત્યારે સયુક્ત ભાગીદારીમાથી આવકના દશ ટકા સત્કાર્ય માટે કાઢવાનુ સૌએ કબૂલ કર્યું આ ફડમાથી તેમણે હજારોની સખાવતો કરી છે

મોડાસામા તેમના કુટુમ્બ જેટલી સખાવતો ભાગ્યે જ કોઇએ કરી હશે

## દશાનીમા વિદ્યોત્તેજક ફંડ

પહેલા તેમણે પોતાની દશાનીમા જ્ઞાતિને એકત્રિત કરવાના વિચાર કર્યો ગુજરાતમા ૭ એક ગામોમા તેમની વસ્તી ૧૫૦૦ ઘરની હતી ઉપ રાત દક્ષિણમા મ્હાડ અને આસપાસના ગામોમા પણ વસ્તી હતી આ બધા લોકો પરસ્પર સપર્કમા આવે, એક બીજાનો પરિચય થાય, અને ઘટક બને ને વિકાસ સાધે, એ માટે એમણે પ્રયત્ન કરવા માડયો

પ્રથમ તેમણે "દશાનીમા જ્ઞાતિબધુઓને સદેશો" એ નામની પત્રિકા બહાર પાડી (સ ૧૯૭૨ મા) અને જ્યા જ્યા દશાનીમા જ્ઞાતિના લોકો વસતા હતા, ત્યા ત્યા મોકલી આપી ધાર્યા કરતા પરિણામ સારૂ આવ્યુ લોકોએ ઉત્સાહપૂર્વક તેના જવાબો આપ્યા તેને પરિણામે ત્રણ યોજનાઓ વિચારાઈ

(૧) જ્ઞાતિની ઉન્નતિ માટે દશાનીમા માસિક (૨) દશાનીમા વિદ્યો-ત્તેજક ફડ અને (૩) દશાનીમા સમેલન

મુબઈમા વસતા ભિન્નભિન્ન સ્થળોના જ્ઞાતિબધુઓની એક સભા મુબઇમા મળી બીજી સભાઓ સમયે સમયે મળવા લાગી અને પરિણામે મુબઈમા વસતી દશાનીમા જ્ઞાતિની વ્યક્તિઓ એકબીજાના પરિચયમા આવી દશાનીમા માસિક ચલાવવાની યોજના નક્કી થઇ અને તના તરીકે નાડાસીનોરના સાકરલાલ છગનલાલ ધરીયા અને પ્રકાશક તરીકે દાદાના પસદગી કરવામા આવી

આ માસિકનો ઠીક ઠીક પ્રચાર થવા જુદા જુદા સ્થળોના જ્ઞાતિ ભાઇઓ મુબઇમા આવતા ત્યાર દાદાને મળ્યા વિના રહેતા નહિ આ રીતે સપર્ક વધતો ગયો મ્હાડના લોકોએ દશાનીમા વિદ્યોત્તેજક ફના

મોહનભાઇને શિક્ષકની નોકરી છોડાવી મુંબઈ બોલાવ્યા અને થોડા વખત પછી પોતાની પેઢીમા તેમને ભાગીદાર તરીકે રાખ્યા ત્યાર પછી બીજા ભાઇઓને પણ ભાગીદાર તરીકે લીધા પોતાની ઉન્નતિની સાથે સાથે પોતાના કુટુમ્બની ઉન્નતિ પણ ચાહી

ભાઇઓને જ્યારે ભાગીદાર તરીકે લીધા ત્યાર સંયુક્ત ભાગીદારીમાથી આવકના દશ ટકા સત્કાર્ય માટે કાઢવાનુ સૌએ કબૂલ કર્યું. આ ફંડમાથી તેમણે હજારોની સખાવતો કરી છે

મોડાસામા તેમના કુટુમ્બ જેટલી સખાવતો ભાગ્યે જ કોઇએ કરી હશે

## દશાનીમા વિદ્યોત્તેજક ફંડ

પહેલા તેમણે પોતાની દશાનીમા જ્ઞાતિને એકત્રિત કરવાનો વિચાર કર્યો ગુજરાતમા ૭ એક ગામોમા તેમની ઘરની ૧૫૦૦ ઘરની હતી ઉપરાત દક્ષિણમા મ્હાડ અને આસપાસના ગામોમા પણ વસતી હતી આ બધા લોકો પરસ્પર સપર્કમા આવે, એક બીજાનો પરિચય થાય, અને ઘટક બને ને વિકાસ સાધે, એ માટે એમણે પ્રયત્ન કરવા માડયો

પ્રથમ તેમણે "દશાનીમા જ્ઞાતિબધુઓને સંદેશો" એ નામની પત્રિકા બહાર પાડી (સ ૧૯૭૨ મા) અને જ્યા જ્યા દશાનીમા જ્ઞાતિના લોકો વસતા હતા, ત્યા ત્યા મોકલી આપી ધાર્યા કરતા પરિણામ સારૂ આવ્યુ લોકોએ ઉત્સાહપૂર્વક તેના જવાબો આપ્યા તેને પરિણામે ત્રણ યોજનાઓ વિચારાઈ.

(૧) જ્ઞાતિની ઉન્નતિ માટે દશાનીમા માસિક (૨) દશાનીમા વિદ્યોત્તેજક ફંડ અને (૩) દશાનીમા સમેલન

મુબઈમા વસતા ભિન્નભિન્ન સ્થળોના જ્ઞાતિબધુઓની એક સભા મુબઈમા મળી બીજી સભાઓ સમયે સમયે મળવા લાગી અને પરિણામે મુબઈમા વસતો દશાનીમા જ્ઞાતિની વ્યક્તિઓ એકબીજાના પરિચયમા આવી દશાનીમા માસિક ચલાવવાની યોજના નક્કી થઇ અને તંત્રી તરીકે વાડાસીનોરના સાકરલાલ ડાહ્યાલાલ ધરીયા અને પ્રકાશક તરીકે દાદાના પસદગી કરવામા આવી

આ માસિકનો ઠીક ઠીક પ્રચાર થયો. જુદા જુદા ગામના જ્ઞાતિભાઇઓ મુબઇના આવતા ત્યારે દાદાને મળ્યા વિના રહેતા નહિ આ રીતે સપર્ક વધતો ગયો મ્હાડના શેઠીઆએ દશાનીમા વિદ્યોત્તેજક ફંડના

પહેલ કરી અને તે માટે દાદાને મ્હાડ આવવા આમ ત્રણ આપ્યુ એ આમ ત્રણને માન આપી દાદા પોતાના નાના ભાઇ મોહનભાઈ સાથે મ્હાડ ગયા તે સમયે મોટર વ્યવહાર ન હતો, દરિયાને માર્ગે તેઓ મ્હાડ પહોંચ્યા

સવાસો દોઢસો વર્ષ પહેલા દાદાના કુટુમ્બીઓ ખાત ગાધી અને પ્રેમજી ગાધી દક્ષિણમા ગયેના અને ત્યા જ વસેના એ બધા કુટુમ્બીઓને મળીને તેમણે ઘણો હર્ષ અનુભ યો

બીજે દિવસે ત્યાના મ દિરમા જ્ઞાતિ બધુઓની એક સભા મળી પ્રમુખસ્થાન દાદાને આપવામા આ યુ તેમણે જ્ઞાતિની ઉન્નતિ માટે પ્રેરક પ્રવચન ર્યુ તેમની પ્રેરણા અને ધગશને પરિણામે સમસ્ત દશાનિમા વિદ્યોત્તેજક ફ ડ સ્થાપવાનો ઠરાવ પસાર થયો

મહાજને ફ ડ ઉઘરાવવાની શરૂઆત કરી ખ ડામા પહેલુ નામ દાદાનુ લખ્યુ

દાદાએ કહ્યુ, "જુઓ ભાઇ, હુ કઇ શ્રીમ ત નથી તમે મારૂ નામ પહેલુ લખ્યુ, પણ હુ મોટી રકમ લખી શકુ નહિ માટે શ્રીમ તોના નામ પહેલા લખવા જોઇએ '

મહાજને કહ્યુ કે 'તમો તો સભાના પ્રમુખ છો અને અમારા મહેમાન છો અને તમારા માનની ખાતર તમારૂ પહેલ નામ લખવુ જોઇએ "

દાદાએ પોતાના ભાઇ સાથે વાર્તાલાપ કરી પાચસો રૂપિયા ભરવા ઇરાદો રાખ્યો હતો પરતુ તેમણે જોયુ કે પોતે મોટી રકમ નહિ ભર તો સારૂ ફડ થશે નહિ તેમણે રૂા ૧૦૦૧ ખડમા ભર્યા અને બધાને આશ્ચર્ય થયુ (આ વખતે દાદાની બચત માત્ર ૮૦૦૦ જેટલી જ હતી) પરિણામે મ્હાડમા બારેક હજારનુ ફડ કરી શકાયુ

આ ફડ થયા પછી મોડાસાની જ્ઞાતિમા પણ જાગૃતિ આવી દાદા મોડાસા આવ્યા (સવત ૧ ૭ મા) મોડાસામા આ સબધ ઘણોક વિરોધ થયો હતો પરતુ પાછળથી શ્રી ગૃહો ગલસુગના પ્રમુખપદે એક સભા મળી અને વિરોધ શમી જતા દશેક હજારનુ ફડ થઈ શકયુ

આ પછી મ્હાડ અને મોડાસાના આગેવાનોનું એક પ્રતિનિધિ મડળ બાલાસિનોર, દેવગ બારીઆ, અને બીજા સ્થળોએ ફર્યુ અને ત્યા આવકાર પામ્યુ સાર્વજ કરમો આપવાની નમ્ર માગણી હતી અને તે પણ સારી રીતે થયુ હતુ

મુબઇમા ત્યા બાદ જ્ઞાતિનુ એક સમેલન ભરાયુ ઉમરપુર જેવા ગામોના શેઠીઓએ ભાગ લીધા ફડની વ્યવસ્થા માટે દેક ગામે એક

એક ટ્રસ્ટી ચૂટી કાઢવાનો હતો તે શકય ન બનતા ગામનાર ફંડ વહેંચી દેવામા આ યુ અને તે ગામોને જ તેની વ્યવસ્થા સોપવામા આવી વર્ષો સુધી દાદા મોડાસા દશાનીમા વિદ્યોત્તેજક ફંડના ચેરમેનપદે રહ્યા હતા

આ ફંડ દ્વારા કેટલાક સારા વિદ્યાર્થીઓ ભણી શકયા, લોન લઈ પરદેશ પણ જઇ શકયા

હવે દાદાએ આખા ગામ અને પ્રદેશની ચિંતા હાથ ધરી તેમનુ સૌથી પ્રથમ લક્ષ્ય કેળવણી હતુ તેમણે વિચાર્યું

(૧) જીવન નિર્વાહ કરવા તેમજ જ્ઞાનપ્રાપ્તિ સારૂ, તથા રાજકારણની સમજ માટે અગ્રેજી શિક્ષણની અત્યત આવશ્યકતા હતી મોડાસાની આસપાસ ૪૦ થી ૫૦ માઇલના વિસ્તારમા એકે હાઇસ્કુલ તે સમયે નહોતી

(૨) આ અરસામા દેશમા નવજાગૃતિ ફેલાતી જતી હતી મહાત્માજી આફ્રિકાથી સ્વદેશ આવ્યા હતા અને કોંગ્રેસની અસર વધુ વ્યાપક થતી હતી ડૉ એની બેસન્ટની હોમરૂલની ચળવળ ગામડામા પણ પહોચી હતી જાગૃતિ યુગની અસરથી મોડાસા અલિપ્ત ન રહી શકે

આ વિચારો મનમા ઘોળાતા હતા, ત્યા તા ૩૦–૬–૧૯૧૯ ના રોજ દાદા તથા શ્રી મોહનલાલ વિ ગાધી મુબઈથી મોડાસા આવ્યા. મોડાસા પ્રદેશમા વિદ્યાર્થીઓને માધ્યમિક કેળવણી સપૂર્ણ મળી રહે તે માટે હાઇસ્કુલની સ્થાપના કરવાના ઇરાદાથી તેમણે ગામની એક જાહેર સભા શ્રી મોહનલાલ વિઠ્ઠલદાસ ગાધીના પ્રમુખપદે બેલાવી સભાએ ચાલુ એંગ્લો-મિડલ સ્કૂલને હાઇસ્કૂલમા ફેરવવા ઠરાવ કર્યો અને મોડાસા કેળવણી મડળની સ્થાપના કરી મડળનો કાર્યપ્રદેશ નક્કી થયો શ્રી હરજીવનદાસ પે ગાધી, શ્રી રણછોડભાઇ સુરા, શ્રી લક્ષ્મીદાસ ભ ગાધી તેમજ દાદા (શ્રી લાલચભાઇ ગાધીના નામથી) રૂ ૧૦૦૧) ભરી સસ્થાના પ્રથમ પેટ્રન બન્યા મોડાસાના શ્રીમતોએ ઉદારતાપૂર્વક આ કેળવણી ફંડને વિક

---

● મોડાસામા સન ૧૯૦૦ (સવત ૧૯૫૬) સુધી અગ્રેજી કેળવણી માટે પ્રબધ નહોતો અગ્રેજી શિક્ષણ માટે મોડાસાના વિદ્યાર્થીઓને નડિયાદ કે અમદાવાદ જવુ પડતુ એટલે સને ૧૮૯૬ મા ગામ લોકોએ વર્નાક્યુલર સ્કૂલ સ્થાપી હતી. તેની સ્થાપનામા શ્રી શકરલાલ બુટાલા શ્રી વલ્લભભાઈ દસાઇ અને શ્રી મહમદખાનજી વકીલે સારો હિસ્સો આપ્યો હતો, પણ પાછળથી તેનો વહીવટ સ્થાનિક મ્યુનિસિપલ અમલદારોના હાથમા જઈ પડયો અને તે સ્કૂલનો વિકાસ થઇ શકયો ન હતો

સા શ્રુ શ્રી મો નિ ગાધી તથા જમનાદાસ હન્ઝ્વન વગેરેએ નાણા ઉઘરાવવાનો ભાર માથે લીધો તેઓ મુબઇ, અમદાવા વગેરે સ્થળોએ ફર્યા અને આશરે રૂ ૮૦,૦૦૦] નુ ફડ ઉઘરાવ્યુ આ કાળામા સફળતા અપાવવામા શ્રી છોગાલાલ કા બુગાનાનો ખૂબ પ્રશસનીય સાથ અને સહકાર પ્રાપ્ત થયો હતો

તા ૧–૭–૧૮ થી કેળવણી મડળે હવે સ્કૂનનો વહીવટ સભાળી લીધો પ્રમુખ તરીકે શ્રી મો નિ ગાધી અને ટ્રસ્ટી તરીકે દાદાએ સસ્થાનો કાર્યભાર સભાળ્યો

એ જ વર્ષમા હાઇસ્કૂલ માટે રૂ ૩૫૮૩ મા ૮ એકર જેટલી વિશાળ જમીન ખરીદાઇ અને ત્યા રૂ ૩૪૧૭૨ ના ખર્ચે વિશાળ ને ભવ્ય મકાન બધાયુ

તા ૧–૧૧–૧૯ થી શ્રી ભાઇચ ભાઈ મા શાહ જેવા કુશળ અને સેવાભાવી શિક્ષક શાળાના આચાર્ય તરીકે જોડાયા અને રેલ્વેથી દૂર પડેના ગામમા સારા શિક્ષકોને આકર્ષી શકાય અને શિક્ષણ ને સસ્કારનો હેતુ સફળ થઈ શકે તે માટે આકર્ષક પગારના ધોરણ નક્કી કર્યા, અને શાળા શરૂ થઇ

વિદ્યા વિસ્તારની આ પ્રવૃત્તિ દાદાના જીવનની એક પ્રધાન પ્રવૃત્તિ હતી આ પ્રવૃત્તિને પોતાનો એક જીવન વ્યવસાય સમજી એની પાછળ પોતાના સમય ને દ્રવ્યનો ભોગ આપવા માડયો

આ પછી તો દાદાની સમાજસેવા માટેની ઉત્કટતા વધતી જ ગઇ તેમણે હૃદયમા એને અગે અનેક વિચારો સેવ્યા હતા મનોરથો ઘડવા માડયા હતા

પરતુ હવે દાદાને માટે એ દિવસ દૂર ન હતો જ્યારે પોતે જ પોતાના આ મનોરથોને કર્મક્ષેત્રે ઉતારી શકે

સ ૧૯૭૫ ના અષાડ વદી આઠમે દાદાને ૪૪ વર્ષ પૂરા થઈ પિસ્તાલીસમુ બેઠુ તે દિવસ તેમણે પ્રાર્થના કરી અને ત્યારબાદ તેમને વિચાર આવ્યો ઉમ્મરનો મોટો ભાગ વીતી ગયો પણ કઈ જાહેર સેવા બની શકી નહિ ધધાની જજાળ વધવા લાગી હવે તેમાથી છૂટા થવુ જોઇએ ને સમાજસેવામા પડવુ જોઇએ દાદાની લોકસેવાની વૃત્તિઓ પ્રબળ બનતી જતી હતી તેમણે સકલ્પ કર્યો પાચ વર્ષની અદર ધધા માથી છૂટા થઇ જવુ અને જાહેર પ્રવૃત્તિમા પડવુ તે માટે તેમણે અત્યત આતુરતાપૂર્વક ઈશ્વરની કૃપા યાચી

આ પરિવર્તનનો ખ્યાલ તેમના પોતાના શબ્દોમાં જ [તેમની ડાયરીમાંથી] મળી રહે છે

"સં ૧૯૭૫ ના અષાડ વદી ૮ આજે ચુવાલીસ વર્ષ પૂરા થઈ પિસ્તાલીસમું બેઠું આ વર્ષના આરંભથી મનની વૃત્તિઓ બદલાવા લાગી હોય તેમ થયું વેપાર પ્રવૃત્તિ તરફ લક્ષ ઓછું થવા લાગ્યું અને સમાજસેવા તરફ મન ઘેરાવા લાગ્યું, આ વૃત્તિને પોષવા નીચેના નિયમોની જરૂર જણાઇ

(૧) સમાજસેવાના કાર્યોમા વધારે લક્ષ આપવુ અને જ્યા સગડ આવે ત્યા તે પૈકી બને તેટલુ કામ કરવા તત્પર થવુ ચાલુ કામો જે હાથ પર હોય તેમા વધારે કાળજીપૂર્વક કામ કરવુ

(૨) સામાજિક સેવાની રીત અને તેવા પુરૂષોના જીવન ચરિત્રોનો અભ્યાસ કરવો

(૩) મનની શુદ્ધિ અને શક્તિ માટે વિષયવાસના કમી કરવી અને બનતી ત્વરાએ બ્રહ્મચર્ય વ્રત પાળવા તૈયાર થવુ '

આ નોંધ અનુસાર તેમણે મહાત્મા ટોલસ્ટોયનુ જીવન ચરિત્ર, સ્વદેશ સેવા, ડૂબતુ વહાણ, સ્વામી વિવેકાનંદનો કર્મયોગ વગેરે પુસ્તકો વાંચ્યા

ત્યાર પછીની આસો સુદી પડવાના રોજ તેમણે નોંધ્યુ "આ દિવસ નવરાત્રિના તહેવારનો પહેલો દિવસ છે આજથી મન ઉપર કાબુ મેળવવા શરૂઆત કરી છે"

આમ ૪૫ મા વર્ષથી દાદાના એક આંતરિક જીવનની શરૂઆત થઈ અત્યાર સુધી તેમણે ડાયરી રાખી નહોતી હવે તેમણે આત્મનિરીક્ષણ કરવા માડયુ અને આત્મવિકાસ માટે સમાજસેવાનુ ધ્યેય સ્વીકાર્યું

મનના આ વિચાર ચાલતા હતા ૪૫ મુ વર્ષ પૂરૂ થયુ એક વાર સં ૧૯૭૬ ના ભાદરવામા દાદા મુબઇથી હાઇસ્કૂલના ફંડ માટે મોડાસા આવતા હતા સાથે શ્રી મો વિ ગાધી હતા તેમણે ય પોતાની ગાધી એન્ડ કુ માથી નિવૃત્તિ લેવાનુ વિચાર્યું હતુ તેમનો વિચાર શિક્ષણ અને બીજી જાહેર પ્રવૃત્તિઓમા પડવાનો હતો તેમા શ્રી છોગાલાલ કા બુટાલાનુ પ્રોત્સાહન મળ્યુ "મોહનભાઇની વિદ્વતા અને મથુરભાઈની વ્યવસ્થા અને વ્યવહારનો સુમેળ સધાય તો મોડાસામા જાહેર કાર્યની સારી પ્રગતિ થઈ શકે"

અને એમ જ બન્યુ

---

# ૩ઃ જન જાગ્રતિનો જુવાળ

—પલટાતી આબોહવા (૧૯૧૪–૧૯)
—જનજાગૃતિ (૧૯૨૦–૨૨)
—રાહતકાર્યો (૧૯૨૬–૪૧)
—બોડાસાની શાન (૧૯૩૦)
—સંધિકાળની સુગંધ (૧૯૩૧–૩૨)
—વળી પાછો સંગ્રામ (૧૯૩૨)
—આગના તણખા (૧૯૪૨)

## સંદર્ભ–સાહિત્ય


—પંડિત નહેરૂની આત્મકથા
—કોંગ્રેસનો ઇતિહાસ (પટ્ટાભી)
—સરદાર વલ્લભભાઇ ભા. ૧–૨ (નરહરિભાઇ પરીખ)
—ઇન્દુલાલ યાજ્ઞિકની આત્મકથા ભા. ૧–૨–૩
—અગ્નિપરીક્ષાને અંતે (મોહનલાલ સોપાન)
—જયહિંદ (ડાયરી : જન્મભૂમિ પ્રકાશન)
—જયપ્રકાશ નારાયણ (રમણલાલ પટેલ)

તથા

૧. દાદાએ મોઢે કહેલ માહિતી
૨. દાદાની અંગત નોંધપોથી
૩. પ્રવૃત્તિઓની ફાઇલો : હેવાલ
૪. તથા છાપાંની કાપલીઓ



અસહકાર આંદોલનના આરંભમાં—



મુંબઈમાં વેપારી હતા ત્યારે

# પલટાતી આબોહવા (૧૯૧૪–૧૯)

દાદાએ ૪૫ મે વરસે કરેલો નિશ્ચય પરિપકવ હતો પરંતુ એકદમ મુંબઈનો વેપાર છોડી દઈ મોડાસા બેસી જવું એ કેવી રીતે? આમ તો, અનાથ નાથ કેળવણી મંડળ માટે અને બીજી પ્રવૃત્તિઓ માટે દાદાએ તથા શ્રી મોહનભાઇ ગાંધીએ મુંબઇ અને મોડાસા વચ્ચે દોડાદોડી શરૂ કરી જ દીધી હતી પરંતુ વેપારની અને કુટુંબની જવાબદારીના ખ્યાલે તેમના હૃદયમાં સતત મંથન ચાલતું જતું હતું:

પેઢીની પ્રતિષ્ઠા તો જામી હતી પણ સન ૧૯૧૮ મા પ્રથમ વિશ્વ યુદ્ધ પૂરું થયા બાદ ભાવ ગગડી ગયા હતા, અને કેટલીક ઘાલખાધથી મોટી નુકસાની આવી હતી એટલે ચિંતા પણ વધી હતી એવી સ્થિતિમાં પેઢી છોડવી શક્ય ન લાગી એટલે મનને મારીને ખેંચતા હતા

દરમ્યાન સમગ્ર ભારતની આબોહવા ઝડપથી પલટાઇ રહી હતી

પ્રથમ વિશ્વયુધ્ધ ૧૯૧૪ મા શરૂ થયું ત્યારે ફ્રાન્સની રણભૂમિ પર જર્મનો સામે હિંદી લશ્કરે બતાવેલ અદ્વિતીય શૌર્યથી હિંદની યોગ્યતા વિષે યુરોપિયનો ઉપર ઊંડી છાપ પડી હતી. આની ભારતવાસીઓના મન ઉપર પણ ભારે અસર થઇ ત્યારે ભારતમાં આવી ભારતના કલ્યાણ માટે જહેમત ઉઠાવી રહેલા એની બિસેન્ટે પણ ધાર્મિક ક્ષેત્રમાંથી રાજકીય ક્ષેત્રમાં, થિયોસોફીમાંથી 'હોમરૂલ લીગ*માં' ઝુકાવ્યું તેમણે 'હોમરૂલ' શબ્દને પ્રચલિત કર્યો. તેને માટે પ્રબળ ચળવળ આરંભી. અને 'ઓલ ઇન્ડિયા હોમરૂલ લીગ' ની સ્થાપના કરી અને જોતજોતામાં (૧૯૧૭ મા) તો, દેશને ખૂણે ખૂણે 'હોમરૂલ' ની કલ્પના દાવાનળની પેઠે સર્વત્ર ફેલાઈ ગઇ ૧૯૧૭ ની કલકત્તાની કોંગ્રેસ એની બિસેંટને પ્રમુખપદે થઇ, તે પછી તો દેશભરમાંથી મહિલાઓના ઝુંડના ઝુંડ 'હોમરૂલ' મા ભરતી થયા અને બીજી બાજુ, મંદિરમાં, સાધુઓ અને સંન્યાસીઓ દ્વારા પણ 'હોમરૂલ' ની ચળવળ પ્રજાજીવનમાં વણાઇ ગઇ સરકાર ગભરાઈ જઇ એની બિસેંટ તથા તેમના સાથીઓને 'અટકમાં' લીધા—અમુક પ્રદેશથી બહાર ન જવાના હુકમ નીચે અલી ભાઇઓ તથા મૌલાના આઝાદ પણ કેદી બન્યા આથી ઊલટો ભડકો મોટો થયો 'પેસિવ રેઝિસ્ટન્સ' (શાંત

* 'હોમરૂલ લીગ' ની મૂળ સ્થાપના ૧૯૧૬ ના આરંભમાં પૂનામાં લોકમાન્ય ટિળકે કરેલી

પ્રતિકાર) ની વિચારણા કરવામાં મુસ્લિમ લીગ પણ જોડાઈ અલબત્ત લાંબી વિચારણા અંતે એવું પગલું ન ભરવાનો જ નિર્ણય થયો યુવાન વર્ગ ને ઉદ્દામ તત્ત્વો નિરાશ થયા અને નેતાવર્ગ 'જવાબદાર રાજ્યતંત્રને માર્ગે' આગળ ધપવા વધુ સક્રિય બન્યો.

૧૯૧૭ ના આ વરસમા જ, હોમરૂલ લીગની ચળવળ પૂર જોશમા હતી, ત્યારે ગાંધીજી, રાજેન્દ્રબાબુ તથા પ્રાધ્યાપક કૃપલાની વગેરે સાથી ઓની મદદથી ચંપારણ (બિહાર) ના ખેડૂતોને થયેલા અન્યાય દૂર કરવા પાછળ એકાગ્ર બન્યા હતા ૧૯૧૮ મા ખેડા જિલ્લાના ખેડૂતોની સત્યાગ્રહની લડત સરદાર વલ્લભભાઈની દોરવણી નીચે આરંભાઈ ગઈ હતી અને ગુજરાતના પાટનગર અમદાવાદમા જ સુતરાઉ મિલોના કામદારોની પગાર વધારા માટેની ઉગ્ર લડતના સુકાની ગાંધીજી પોતે જ બન્યા હતા (૧૯૧૮ ફેબ્રુઆરી)

આમ, ખુદ ગુજરાત અને અમદાવાદ ધમધમી ઊઠયા હતા.

૧૯૧૮ મા (જૂન) મોંટેગ્યુ-ચેમ્સફર્ડના સુધારા પ્રગટ થયા અને 'જવાબદાર રાજ્યતંત્ર' ની દિશામા એક નવું પગથિયું આવી પડ્યું આની સામે કેવું વલણ અખત્યાર કરવું તે બાબત દેશમા વિભિન્ન અભિપ્રાયો પ્રગટ થવા લાગ્યા ખુદ કોંગ્રેસની અંદર પણ મતભેદો પડયા ઉગ્ર ચર્ચા અને પવિત્ર અંતે કોંગ્રેસે આ સુધારા ફગાવી દઈ 'સંપૂર્ણ સ્વરાજ' ની આકાંક્ષા ફરી પ્રગટ કરી અને 'જવાબદાર રાજ્યતંત્ર' ની દિશામા નક્કર સુધારા માટે સૂચના કરી.

ત્યારે સરકારે દમન નીતિથી એનો સામનો કર્યો પ્રેસ એકટનો નિર્દય અમલ કર્યો, એની બિસેંટ ઉપરના પ્રતિબંધને સ્થાને નોટીસ કેદ (નજર કેદ) ફરમાવાઈ, બંગાળના ૩૦૦૦ યુવાનોને પણ નજરકેદ કર્યા ત્યાં વળી 'રોલેટ' નામના આગ્લના પ્રમુખપદે નીમાયેલી કમિટીએ ક્રાંતિકારી ચળવળોને ડાબી દેવા અને ભારતને પગે વધુ જ જડબેસલાક બેડી જકડવાની ભલામણો કરતો હેવાલ પ્રગટ કર્યો

૧૯૧૮ ના નવેમ્બરમા મહાયુદ્ધની પૂર્ણાહુતિ થઈ અને ડિસેમ્બરમા દિલ્હી મુકામે કોંગ્રેસ મળી તિલક મહારાજ પરદેશ જવાના હોઈ, પ્રમુખ તરીકે તેમને સ્થાને પં. મદનમોહન માલવિયાને ચૂંટવામા આવ્યા

અલબત્ત, કોંગ્રેસની આ બેઠકે બ્રિટિશ રાજ તરફ વફાદારી જાહેર કરી, યુદ્ધના વિજયી અંત માટે તેમને અભિનંદન આપ્યા' અને બ્રિટિશ

સરકારને હિંદના આત્મનિર્ણયના અધિકારને માન્ય કરવા આગ્રહ કરવામાં આવ્યો.

આમ ૧૯૧૮ નું વર્ષ પૂરું થયું. ૧૯૧૯ ની સાલ શરૂ થઈ. અને ગાંધીજી જાણે ધૂમકેતુની માફક આકાશમાં ઝબકી ગયા! રોલેટ ખરડાની ભલામણો જો કાયદાના સ્વરૂપમાં પસાર થાય, તો તેની વિરૂધ્ધ સત્યાગ્રહની હિલચાલ ઉપાડવાની ગાંધીજીએ નોટિસ આપી દીધી હતી! તેને માટે પ્રજામત તૈયાર કરવા તેમણે દેશભરમાં ઘૂમવા માંડ્યું હતું. ૧૯૧૯ ના એપ્રિલની ૬ ઠ્ઠી નો દિવસ હડતાળ-ઉપવાસ અને પ્રાર્થનાનો ઠરાવવામાં આવ્યો. તે અગાઉ ૩૦ મી માર્ચનો દિવસ જાહેર થયો હતો, અને તારીખ બદલીના ખબર દિલ્હી પહોંચ્યા ન હોઈ, સ્વામી શ્રધ્ધાનંદના નેતૃત્વ નીચે હડતાળ પડી, સરઘસ નીકળ્યું. અને યુરોપીઅનોએ ગોળીબારની ધમકી આપી ત્યારે સત્યાગ્રહીઓ છાતી ખુલ્લી કરી ઊભા રહી ગયા. દિલ્હી સ્ટેશન ઉપર રમખાણ થયું. ત્યારે હિંદુ-મુસલમાનો તમામ મતભેદો ભૂલી ગયા. પરસ્પરના હાથે પાણી પી, હાથમાં પોતપોતાના વાવટા લઇ જય-નાદો પોકારતા મસ્જીદો સુદ્ધાંમાં સભાઓ કરતા થયા!

અને હવે ૧૯૧૯ માં અમૃતસર-પંજાબ ખાતે કોન્ગ્રેસના અધિવેશનની તૈયારીઓ ય શરૂ થઇ. ત્યાં સરકારે પંજાબના નેતાઓની ગિરફતારી કરી. લોકો ઉશ્કેરાયા. સરકારે ગોળીબાર કર્યા. એટલે બેફામ તોફાનો જાગ્યાં. અને રાત સુધીમાં તો (૧૦-૪-૧૯૧૯) શહેર પર મિલિટરીનો કબજો થઈ ગયો! આથી પંજાબમાં બીજે પણ તોફાનો થયાં. એ અઠવાડિયું તો તોફાન અને ગોળીબારોના વાતાવરણથી ધણધણી ઊઠયું.

ગાંધીજી દિલ્હી જવા ઊપડયા. રસ્તામાં જ તેમને ગિરફતાર કરી સ્પેશિયલ ટ્રેન મારફતે મુંબઈ લઇ જઈ છોડી મૂકવામાં આવ્યા.

આ સમાચારે ગુજરાતને ગાંડું બનાવ્યું. અમદાવાદમાં જબરજસ્ત હુલ્લડ થયું. વિરમગામ ને નડિયાદ પણ ઘસડાયું. બીજે છેડે કલકત્તામાં તોફાન જાગ્યાં.

ગાંધીજીએ અમદાવાદ આવી શાંતિ સ્થાપી. અને સત્યાગ્રહ મોકુફ રાખવું નિવેદન કર્યું.

ત્યાં—સરકારે અમૃતસરમાં તા. ૧૩ મી એપ્રિલે (હિંદુઓના બેસતા વર્ષે) ભેગા થયેલા નિઃશસ્ત્ર માનવીઓ પર, તેમને ઘેરીને, દારૂગોળો ખૂટી ગયો ત્યાં લગી—૧૬૦૦ ગોળીઓ ચલાવી, ૪૦૦ ના જાન લીધા, ને બે હજારને ઘાયલ કર્યા! અને આખા શહેર પર સીતમ ગુજાર્યો: પીજ-

'ળીની બત્તી તથા પાણી બંધ કર્યાં, જાહેર ફટકા માર્યા, લોકોને પેટે ચલાવ્યા ! મુસાફરોની ટીકીટો બંધ કરી અનાજ લશ્કર કબજે કર્યું મિલ્ટરી કાનૂન હેઠળ ૨૧૮ જણને ગુનેગાર ગણી, ૫૧ ને દેટાન ૬૬, ૪૬ ને દેશનિકાલ અને બાકીનાને ૩ થી ૧૦ વર્ષની કેદની સજા ફટકારી ! આ પછી ચ દિવસો લગી, માર્શલ-લૉ નું રાજ પ્રવર્ત્યું !—વેપારીઓ, રાહદારીઓ, કોલેજના વિદ્યાર્થીઓ, વકીલો પર અત્યાચારનું સામ્રાજ્ય ઉતાર્યું ગામડામાં પણ લોકોને ઝાડ સાથે બાંધીને માર્યા, મશીન ગનથી ઉડાવી દીધા ક્યાંક ક્યાંક ટોળા પર બૉમ્બ પણ ફેંક્યા !

આ બધા છતાં, સરકારે વડી ધારાસભામાં આ અમાનુષી કૃત્યો કરનાર અમલદારોને માફી બક્ષતું ઇન્ડેમ્નિટી બિલ રજૂ કર્યું ! પંડિત માલવિયાએ ૪૮ કલાક ભાષણ કરી સામો પડકાર ર્યો અને કોંગ્રેસે પંજાબના અત્યાચારો અંગે તપાસ કરી હેવાલ પ્રગટ કર્યો ભારત આખું આ અત્યાચારોના સમાચારોથી અને આ હેવાલ પછી રોષની આગથી ભભૂકી ઊઠ્યું, પરદેશી હકૂમતનો નાશ કરવા તલસી રહ્યું

પરંતુ ગાંધીજી ઉતાવળા થવા માગતા ન હતા પ્રજાની શકિતને વ્યવસ્થિત સ્વરૂપે સંગઠિત કરી, તેનો શિસ્તબદ્ધ રીતે, શાંતિમય માર્ગે ઉપયોગ કરવાના આગ્રહી હતા હિંસક તોફાનો અને સરકારી અત્યાચારો—બંનેનો ભોગ બન્યા વિના દેશને આગળ લઈ જવા માગતા હતા

ગાંધીજી અસહકારની નક્કર યોજના વિચારી રહ્યા હતા

ત્યારે, ૧૯૨૦ ની સાલ શરૂ થઈ ગઈ હતી અને મુસ્લિમ પ્રજાને બ્રિટિશ સરકારે યુદ્ધ દરમ્યાન આપેલા વચનોનો ભંગ કરી તેમનો રોષ વહોરી લીધો હતો નાનાવટમાં 'ખિલાફત' ના રખેવાળ બન્યા હતા અને મહાત્મા ગાંધીની આગેવાની હેઠળ ખિલાફતની ચળવળ ઉપાડવાનો નિર્ણય લેવાયો પણ ખરો

૧૯૨૦ ના મેમાં હંટર-રિપોર્ટ પ્રગટ થયો અને આખા દેશ પર પડતા ઉપર પાટુ પડવાની લાગણી અનુભવી આ રિપોર્ટમાં અમૃતસરના—જલિયાંવાલા અત્યાચારોનો નફ્ફટ બચાવ કરવામાં આવ્યો હતો

આ દિવસોમાં કલકત્તામાં કોંગ્રેસનું ખાસ અધિવેશન મળ્યું ત્યાં ગાંધીજીએ ખિલાફત અને અમૃતસરના અત્યાચાર સામે વધતા જતા પ્રમાણમાં અહિંસક અસહકારનો કાર્યક્રમ રજૂ કર્યો. અને ત્યારબાદ, ૧૯૨૦ ના નાગપુર ખાતે કોંગ્રેસનું અધિવેશન મળ્યું, ત્યારે ગાંધીજીએ અસહ

કાર્યના કાર્યક્રમમા ખિનાબોના ત્યાગથી માડી નાકરની લડતનો સમાવેશ કર્યો હતો પરદેશી કાપડનો બહિષ્કાર, રેટિયા, હાથ વણાટ, સ્વદેશીને ઉત્તેજન તથા ધારાસભા, સરકારી ઓર્ટો, સરકારી કોલેજ-શાળાઓનો બહિષ્કાર, સરકારી નોકરીઓનો ત્યાગ—વગેરે એના મહત્ત્વના મુદ્દા તા

આમ, નાગપુરના અધિવેશનથી—૧૯૨૦ થી હિંદુસ્તાનના આધુનિક રાજકીય રાષ્ટ્રીય ઇતિહાસમા એક નવા યુગનો આરંભ થયો સરકારને કેવળ કાકલૂદીઓ, વિનતીઓ અને ઠરાવોનો વિનીત યુગ તો આ સાથે આથમી ગયો, પરંતુ સાથોસાથ આવેશપૂર્ણ આધળા હિંસક પ્રતિકારનુ ય ભાવિ કથળી ગયુ ગાધીજીએ તો 'એક વર્ષમા સ્વરાજ' નુ સૂત્ર વહેતુ કરી દીધુ હતુ !

ગાધીજીની અસહકારની આ હાકલને સારો જવાબ મળ્યો ધારાસભાનો બહિષ્કાર, પરદેશી કાપડનો બહિષ્કાર, ખાદીનો પ્રચાર અને રાષ્ટ્રીય શાળા-કોલેજોનો આરંભ—સર્વેએ આકાર પામ્યા

બનાવો ઝડપથી બનતા હતા અને નક્કર રૂપ લેતા હતા

૧૯૨૧ મા (જુલાઇ) અખિલ ભારત ખિલાફતની પરિષદ કરાચીમા મળી તેમા તો મૌલાના મહમદઅલીના પ્રમુખપદે એટલી હદે ઠરાવ મૂકવામા આવ્યો કે, "સાચા મુસલમાને લશ્કરમા નોકરી કરવી કે લશ્કરની ભરતીમા મદદ કરવી કે એમા છૂપી અનુમતિ દર્શાવવી એ ગેરકાયદેસર છે!' અને "બ્રિટિશ સરકાર અગ્રેજોની સરકાર સામે લડશે તો હિંદના મુસલમાનો સવિનય ભંગની લડત શરૂ કરશે અને પોતાનુ પૂર્ણ સ્વાતંત્ર્ય જાહેર કરી, રાષ્ટ્રીય મહાસભાની અમદાવાદની બેઠક વેળાએ સ્વતત્રતાનો વાવટો ચઢાવશે!'

આ પરિષદના ઉગ્ર ભાષણો માટે અલી ભાઇઓ—મૌ શૌકતઅલી, મહમદઅલીને સરકારે પકડી પૂરી દીધા અરે, આ પરિષદના કામકાજમા ભાગ લેવાને કારણે કેવળ મુસ્લિમ આગેવાનો જ નહિ, પણ શારદાપીઠના જગદ્ગુરુ શ્રી શંકરાચાર્ય સુદ્ધાંને પકડવામા આવ્યા હતા !

૧૯૨૧ નુ વર્ષ ઝડપથી વહી રહ્યુ હતુ વાતાવરણમા ગાધીજીએ આપેલો 'એક વર્ષમા સ્વરાજ્ય' નો વિચાર સર્વોપરી હતો દરેક જણ રાજદ્વારી આકાશ તરફ કોઈ ચમત્કારથી સ્વરાજને આવતુ જોવા તાકી રહ્યુ હતુ ! જે પ્રમાણે પ્રજા તે 'દૈવી ઘટના' ને જલદી હાસલ કરવા પોતાથી બનતુ બધુ કરવા—ગમે તેવા દુ ખ સહન કરવા તૈયાર થઇ ગઇ હતી

રીતસર રાષ્ટ્રવ્યાપી આંદોલન જાગે એ પૂર્વે વ્યક્તિગત સત્યાગ્રહ દ્વારા ય ૨૦ હજાર ભારતવાસીઓથી જેલો ભરાઇગઈ હતી ! અને હવે ' સામુદાયિક સત્યાગ્રહ ' ના કાર્યક્રમની કાગને ડોળે રાહ જોવાઈ રહી હતી ! ગાંધીજી પણ એક પછી એક આકરા કદમ વિચારી રહ્યા હતા તેમાં ગુજરાતમાં નાકરની લડત શરૂ કરવાનો મનોરથ મુખ્ય હતો—તો બીજી બાજુ, ગંતુર (આંધ્ર) જિલ્લો આપભોગની આ કસોટીમાં આગળ નીકળી જવા હરીફાઇમાં ઊતર્યો હતો !

દાદા માટે પણ હવે ' આ પાર કે પેલે પાર ' નો નિર્ણય પડકાર કરી રહ્યો હતો અને તેમણે એ નિર્ણય કરી પણ નાખ્યો પોતાના નાના ભાઇ શ્રી મોહનલાલ લા ગાંધીને (જેઓ આ પૂર્વે પેઢીમાં ભાગીદાર તરીકે કામ કરી રહ્યા હતા) માથે પેઢીની જવાબદારી નાખી દીધી અને શ્રી મોહનભાઇએ પણ વડીલ બંધુની ઇચ્છાને વશ થઇ વહીવટ સંભાળી લીધો *

આ વર્ષથી (૧૯૨૧ થી) દાદા ગૃહસ્થ મટી સાચા અર્થમાં વાનપ્રસ્થી બન્યા અને તેમના પુરૂષાર્થની પ્રતિમા ઝગહળી ઊઠી

દાદાએ પોતાની ૪૮ મી વર્ષગાંઠને દિવસે કરેલી નોંધમાં લખ્યું છે

" ૪૪ મા વર્ષની આખરે થયેલા પહેલા સંકલ્પને આજે ત્રણ વર્ષ પૂરા થયા તે સંકલ્પનું માપ કાઢતા સંપૂર્ણ અમલ થઇ શક્યો નથી તેથી અધૂરા સંકલ્પ પૂરા કરવા પ્રયત્ન કરવો

' પહેલા સંકલ્પ પછી ઇશ્વર કૃપાથી વપાર ધંધા અને સંસારી બાબતમાંથી મનને પાછું વાળી સ૦ સમાજ સેવામાં રોકવા જે કાંઇ પ્રયત્ન થયો છે, તેના પરિણામે મુંબઇ પેઢી છોડીને સં ૧૯૭૬ (ઇ સ ૧૯૨૦) ના ભાદરવા માસથી મોડાસે સમાજ સેવા અર્થે રહેવાનું ભાગ્ય પ્રાપ્ત થયું છે સં ૧૯૭૬ ના ભાદરવા માસમાં મોડાસા હાઈસ્કૂલ (વિનય મંદિર) માટે ભાઈ શ્રી મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી સાથે મોડાસા આવવું થયું મોડાસે આવ્યા પછી ફંડનું કામ કર્યું, અને શારીરિક બિમારી . (લાલ હરસ હેડકી) થવાથી બે ત્રણ માસ રોકાવું પડ્યું તે વખતે મહાત્મા

---

* જેમણે વર્ષો સુધી પેઢીનું સુકાન સાચવી, નિવૃત્તિ લીધી હતી અને ત્યારથી મૃત્યુ સુધી તેઓ પુષ્ટિમાર્ગીય મરજાદી તરીકે ગોકુળમાં તેમનાથી નાના ભાઇ શ્રી મગનલાલ સાથે અભિજીવન ગાળ્યું ' શ્રી મગનલાલ બી. એ. એસ ટી સી ડી. થયેલા છે તેઓ મુંબઇની ન્યૂ ઈંગ્લિશ સ્કૂલમાં અનેક વર્ષ નોકરી કર્યા પછી પેઢીમાં જોડાયા હતા હાલ તેઓ પણ નિવૃત્ત થઇ ગોકુળ જઈ રહ્યા છે

ગાધીજીની અસહકારની લડત દેશોધ્ધાર માટે શરૂ થઈ ચૂકી હતી, અને આ દેશોધ્ધારના કાર્ય માટે ગામે ગામ કામ કરનારાની જરૂર હતી, અને તેથી મારા સકલ્પને અણધાર્યું બળ મળ્યુ મનોબળ મજબૂત થયુ એક બાજુ, પેઢીનો વહીવટ, ને તે પ્રત્યેની મારી જવાબદારી અને બીજી બાજુ મારા સકલ્પને યોગ્ય રીતે અમલમા મૂકવાની દેશોધ્ધાર અર્થે ઇશ્વર ઇચ્છાએ આવી લાગેલી તક—એ બેમા મને પસદગી આપવી એ મારા વિચારનો વિષય થઇ પડ્યો, કેટલીક માનસિક ઉહાપોહ પછી મારા હમેશના સ્વભાવ પ્રમાણે તુરત છેવટના નિર્ણય ઉપર આવ્યો હાલ તુરત તો અસહકારના કાર્યમા જોડાઇ જવું અને બને તેટલી ફરજ અદા કરવી. તે પ્રમાણે હાલ સુધી તે કાર્યમા લાગેલો છુ ”

# જનજાગ્રતિ : ૧૯૨૧–૨૨

હવે, ૧૯૨૧–૨૨ ની અસહકારની ચળવળમા અને કોંગ્રેસની પ્રવૃત્તિમા દાદાએ પોતાની જાતને પરોવી દીધી અને મોડાસાની રાજકીય પ્રવૃત્તિના શ્રીગણેશ ૧૯૨૧ થી મડાયા

કોંગ્રેસના આદેશ મુજબ દાદાએ પરદેશી કાપડનો બહિષ્કાર પોકાર્યો, ખાદી અપનાવી, સ્વદેશીનો પ્રચાર કરવા માડયો, અને સ્વદેશી ભડાર પણ શરૂ કર્યો સને ૧૯૨૨ મા તેમણે મોડાસાના વેપારીઓને પરદેશી કાપડ ન વેચવા સમજાવ્યા પણ એક વેપારી ભાઇ કબૂલ કરીને ફરી ગયા અને તેથી તેમણે ઉપવાસ કર્યો અને તે સૌ એક મત થયા છ મહિના સુધી આ રીતે મોડાસામા પરદેશી કાપડનો બહિષ્કાર રહ્યો પણ પાછળથી કેટલાક ભાઇઓએ તે ઠરાવને તોડયો ને પરદેશી કાપડ ફરી શરૂ થયુ આ હકીકતની તેમણે પોતાની ડાયરીમા દુખ પૂર્વક નોધ લીધી છે

એક વાર (૧૯૭૭ ના કારતકમા) મુબઈથી એક ભાઇ તેમના પત્નીની સાડીઓ ભરેલો એક ડબો લાવતા હતા, તે તલોદથી આવતા ટપ્પામા ગુમ થયો પાર્વતીબાએ તેમને ફરિયાદ કરવા કહ્યુ, ત્યારે દાદાએ કહ્યુ — “આપણને પરદેશી કાપડનો ખપ નહોતો. ગઈ તો હવે નિગત થઇ” ૧૯૦૫ ની સાલથી બગભગ વખતથી તેઓ પોતે તો દેશી કાપડ પહેરતા આવ્યા હતા, અને ૧૯૨૦ પછી ખાદી પહેરતા થયા હતા પરદેશી કાપડને તેમણે ત્યાર પછી સ્પર્શ કર્યો નથી

સ્વદેશીના પ્રચાર માટે રેંટિયા પ્રવૃત્તિ શરૂ કરવામા આવી ૧૯૨૨–૨૩ મા મોડાસામા લગભગ ૨૪૦ રેંટિયા ચાલતા હતા ‘ ટિળક સ્વરાજ

ફાળો' ઉઘરાવ્યો અને કોંગ્રેસના સભાસદો નોંધી તાલુકા કોંગ્રેસ સમિતિની સ્થાપના કરી. આ બે વર્ગને હાઇસ્કૂલને રાષ્ટ્રીય બનાવવામાં આવી. સરકારી ગ્રાન્ટ બંધ કરી અને શરૂઆતથી રાષ્ટ્રીય શિક્ષણનો પ્રબંધ કરવાના હેતુથી 'કુમાર મંદિર' પણ શરૂ કર્યું.

ગાંધીજીના આદેશને માથે ચઢાવતા દાદાએ અને શ્રી મો. વિ. ગાંધીએ દરેક ક્ષેત્રે પહેલ કરી. અને ત્યારે તેમની પડખે દાદાના નાના ભાઈ શ્રી ચુનીભાઈ ગાંધી આવીને ઉભા રહી ગયા. શ્રી ચુનીભાઈ ગાંધી ત્યારે અમદાવાદમાં મ્યુનિસિપલ શાળામાં વર્ષોથી મુખ્ય શિક્ષક તરીકે નોકરી કરી રહ્યા હતા. તેમની શિક્ષક તરીકેની નોકરીને ૨૨ વર્ષ થયા હતા, તેઓ પેન્શનને આરે આવી ઉભા હતા. પરંતુ દાદાના આગ્રહને વશ થઈ કોઈ કશા પ્રલોભન વિના પેન્શન માટે પાકી ગયેલી નોકરીને તેઓએ હસતે મોંએ તિલાંજલિ આપી દીધી અને મોડાસાની ખાદી પ્રવૃત્તિ તથા કુમાર મંદિરની મુખ્ય જવાબદારી ખંતથી અને નિષ્ઠાપૂર્વક પાર પાડી.

આ વર્ષોમાં જ સરકારી કોર્ટોનો અસહકાર કરવા દાદાએ લવાદ બોર્ડની સ્થાપના કરી. ૩૦–૪૦ સદ્‌ગૃહસ્થોએ તેમાં પોતાની સેવા આપી. આને લીધે સરકારી કોર્ટોમાં તે વખતે બહુ ઓછા કેસ જતા. કેટલાક કુટુંબોના ઝઘડાની પણ આ લવાદ બોર્ડ દ્વારા પતાવટ કરેલી. આના વાતાવરણમાં—૧૯૨૧ ના ડિસેમ્બરના છેલ્લા સપ્તાહમાં અમદાવાદ મુકામે મહાસભાનું ઐતિહાસિક અધિવેશન મળ્યું. 'અસહકારના' મુખ્ય ઠરાવમાં શાંતિમય કુરબાનીનું પ્રતિજ્ઞાપત્ર સામેલ કરવામાં આવ્યું.

અલબત્ત, આ અધિવેશનમાં હજરત મોહાનીએ મહાસભાના બંધારણમાં તેનું ધ્યેય 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય' નું સ્પષ્ટ કરવાનો ઠરાવ રજૂ કર્યો. તેમાં ખુદ ગાંધીજીએ 'પરિસ્થિતિ' અને 'કમજોરી' ને કારણે વિરોધ કર્યો હતો.

બાદ, ૧૯૨૨ ની સાલની શરૂઆતમાં—ફેબ્રુઆરીની ૧ લીએ ગાંધીજીએ વાઇસરોયને પત્ર લખી બારડોલીમાં સવિનય ભંગ શરૂ કરવાનો પોતાનો ઇરાદો જણાવી દીધો. અને આંધ્રના ગુંતુર જિલ્લાએ તો જાન્યુઆરીની ૧૨ માંથી ના-કરની લડત આરંભી પણ દીધી હતી. પરંતુ બન્યું એવું કે ચૌરીચૌરામાં (સંયુક્ત પ્રાંત) ૫ મી ફેબ્રુઆરીએ, કોંગ્રેસના સરઘસે પોલિસના ટોળાને ચોકીમાં ઘેરી લઈ, તે તમામને (૨૨ જણાને) બાળી મૂક્યા. ઉપરાંત વિલાયતથી પ્રિન્સ ઓફ વેલ્સ (શાહજાદો) મદ્રાસ પહોંચ્યો,

ત્યારે ય તોફાનો થયાં. આ કારણોસર ગાંધીજીની દોરવણી નીચે બારડોલીમાં મળેલી (૧૨ મી ફેબ્રુઆરી) કોંગ્રેસ કારોબારી સમિતિએ સામુદાયિક સવિનય ભંગને મોકૂફ રાખવાની તાબડતોબ જાહેરાત કરી!

ને દેશ એક ભારે આંચકો ખાઇ શાંત પડયો, કે તરત જ સરકારે ગાંધીજીની જ ધરપકડ કરી લીધી. (માર્ચ ૧૩ મી), અને ૧૯૨૧-૨૨ ના ત્રણ લેખો માટે રાજદ્રોહનો ગુનો ગણી ૬ વર્ષ ની આસાન કેદની સજા ફટકારી દીધી!

આ પછી ૧૯૨૨ ના અંતમાં દેશબંધુ દાસના પ્રમુખપદે ગયા (બિહાર) માં મહાસભાનું નવું અધિવેશન મળ્યું. અને ધારાસભાના બહિષ્કારનો કાર્યક્રમ પાછો ખેંચાયો. એટલું જ નહિ, ત્યારબાદ ધારાસભાં દ્વારા રાષ્ટ્રીય લડતને આગળ વધારવાની નીતિ અપનાવાઇ.

## મ્યુનિસિપાલિટીમાં

ત્યારે દાદાએ પણ મ્યુ. નો શકય હોય તેટલો ઉપયોગ લોકહિતની દૃષ્ટિએ કરવાની નેમથી તે ક્ષેત્રે વળાંક લીધો.

મોડાસા મ્યુનિસિપાલિટીની સ્થાપના ૧૮૫૯ માં થઇ હતી. પ્રજાકીય પ્રતિનિધિઓ તેમા ભાગ લેતા હતા. તેમ છતાં સરકાર નિયુકત ગૃહસ્થો હોવાથી સરકારી અમલદારોની ખટપટ અને દખલગીરી ખૂબ રહેતી. પરિણામે લોકહિતનુ ધાર્યું કામ થતું નહિ. આ જોઈ મ્યુ. નો વહીવટ સુધારવાના અને લોકહિતના કાર્યો કરવાના ઇરાદાથી તેમણે મ્યુ. ની ચૂંટણીમા ભાગ લીધો, ને ચૂંટાયા. (૧૯૨૨ જૂન).

તે વખતે મ્યુ. મા પ્રજાના ચૂંટેલા ૧૨ પ્રતિનિધિઓ અને સરકાર નિયુકત ૩ પ્રતિનિધિ રહેતા. પ્રજાકીય પ્રતિનિધિઓ બહુમતીમાં હોવા છતાં સરકાર નિયુકત શ્રી. મહમદ ખાનજી પ્રમુખ તરીકે ચૂંટાયા, અને તે દ્વારા નોકરશાહીનો વિજય થયો. દાદાએ નોંધ્યું છે—(અષાડ વદ ૮ ૧૯૭૮): પ્રજામતને ઠોકરે મારવામા આવ્યો છે. આનું પરિણામ ગમે તે આવે પણ બે વાનાં નક્કી છે. (૧) પ્રજામતને સત્તાના બળથી કચડવામા કોઇ પણ સત્તા ફાવી શકતી નથી. ઊલટી વધારે પાપમય, વધારે ભીરૂ, વધારે ઢીલી બની જલ્દી નાશ પામે છે. તેવી સત્તા પોતાના અવસાનની તૈયારી પોતાના હાથે કરે છે.'' (૨) પ્રજાએ ચૂંટેલા પ્રતિનિધિઓ પ્રજાની દ્રષ્ટિથી કાર્ય કરવા બંધાયેલા છે. છતાં સ્વાર્થ અ ભયને વશ થઈ નોકરશાહીના ગુલામ બની અધિકારીની મરજી પ્રમાણે પ્રજા વિરૂદ્ધ વર્તન કરવાથી તેએ જન

સમાજમા પોતાની પ્રતિષ્ઠા જલ્દી ગુમાવે છે અને વિશ્વાસ ગુમાવ્યાથી નામના પ્રતિનિધિ બની રહે છે"

આ નોંધ બતાવે છે કે, તે વખતનુ વાતાવરણ સરકારી લાગવગ અને ભયથી કેટલુ વ્યાપ્ત હતુ દાદાના દિનમા લોકોના પ્રતિનિધિ તરીકેની જવાબદારીનુ ભાન કેટલું સ્પષ્ટ હતુ, તે પણ આ નોંધ બતાવે છે

આવી પરિસ્થિતિમા તેમને રાજીનામુ આપવાનુ મન થયુ પરંતુ વિચાર કરતા તેમને લાગ્યુ કે રાજીનામુ આપવાથી મ્યુ ના કાર્યોની વાકેફગીરી નહિ રહે અને નોકરશાહીને પ્રજાનો જે કઈ ભય છે, અને તેના પર જે કઇ અંકુશ રહે છે તે તદ્દન દૂર થતા, કારભાર વધારે અંધેર થશે આથી રાજીનામું આપવાનો વિચાર તેમણે માંડી વાળ્યો

## તાલુકા અને જિલ્લા બોર્ડ ને મ્યુનિ

ત્યારબાદ તો, તેમણે ૧૯૨૪ ના ડિસેમ્બરમા તાલુકા લોકલ બોર્ડ અને જીલ્લાલો । બોર્ડની ચૂંટણીમા ભાગ લીધો અને બન્નેમા ચૂંટાયા આ બધી સ્થાનિક સંસ્થાઓમા કામ કરતા તેમને અનુભવ થયો કે, કામની જવાબદારીના પ્રમાણમા નાણાની સગવડ નથી, સરકારી અમલદારોની દખલગીરી થાય છે અને પ્રજાકલ્યાણના ભાવનાથી નહી, પણ પ્રતિષ્ઠા ખાતર સભ્યો ચૂંટણીમા ભાગ લે છે પરિણામે જોઇએ તેવુ કામ આ સંસ્થાઓ કરી શકતી નથી આમ છતા, તાલુકાના હિત માટે લોકલ બોર્ડની ચૂંટણીમા તેઓ ભાગ લેતા ૧૯૨૬ ની મ્યુ ની ચૂંટણીમા દાદાએ ભાગ ન લીધો પરંતુ, ડીસેમ્બર ૧૯૨૮ મા જે ચૂંટણી થઈ તેમા તેમણે ભાગ લીધો અને પ્રેસીડેન્ટ તરીકે શ્રી મોહનભાઇ ગાંધી ચૂંટાયા અને મેનેજીંગ કમિટિના ચેરમેન તરીકે દાદા બે વાર નિયુક્ત થયા આ દરમ્યાન તેમણે મ્યુ તંત્ર અને માર્ગોમા ઘણો સુધારો વધારો કર્યો

જુની બોર્ડ બેદરકારી અને ખોટી લાગવગથી મકવેરાની મોટી વસુલાત કરવાની બાકી રાખેલી રૂા ૧૧૦૦૦ જેટલી બાકી વસુલાતમાથી મોટા ભાગની વસુલાત તેમણે કરાવી રસ્તા બહુ તૂટેલા હતા અને ગંદકીનુ પ્રમાણ અસહ્ય રીતે વધી પડેલુ દાદાએ પોતાની જાત દેખરેખ હેઠળ ગામમાથી અને ગામની આજુબાજુથી ગંદકીના આ ઢગલા દૂર કરાવ્યા પીપળી આરાના રસ્તે નદીનો ચઢાવ પથ્થરથી બંધાવ્યો અને ડબગરના નાકા સુધી લગભગ ૬૨૫ ફૂટનો રસ્તો દુરસ્ત કરાવ્યો અને ૪૦૦ ફૂટ લાંબી ગટર બંધાવી એવી રીતે કબ્બામા ધાચીનાકામા, કડીઆનાકામા, તેમજ

ભાનસારવાડામાં પણ રસ્તા સુધારી જનતાની હાલાકી દૂર કરી. તેમ છતાં મેટલ રોડ—પાકા રસ્તા સુધારવાનું કામ બાકી રહ્યું જે ત્યાર પછીનાં વર્ષોમાં પૂરું કર્યું.

આ ઉપરાંત જાજરૂ સ્કૂલ વગેરે માટે નવી યોજનાઓ દાદાએ રજૂ કરી. વળી મેટલ રોડ વારંવાર તૂટી જતા હતા. અને સુધારવામાં ઘણો જ ખર્ચ થતો. એટલે એમણે પોતાના વહીવટ દરમ્યાન સીમેન્ટ-કાંકરના રસ્તા બાંધવાની યોજના રજૂ કરી. સીમેન્ટ કોર્પોરેશનના એન્જીનિયરને બોલાવી સિમેન્ટ કેમ વાપરવો તેનું જરૂરી જ્ઞાન પણ પોતે સંપાદન કરી લીધું. પણ નાણાના અભાવને લીધે આ યોજના તાત્કાલિક અમલમા મૂકી શકાઈ નહિ. આ યોજનાથી ત્યાર પછીનાં વર્ષોમાં ધીમે ધીમે મોડાસાના રસ્તા સીમેન્ટ કાંક્રીટના થયા.

આ બધુ રસ્તા અને ગટરોનુ કામ કરાવવા છતા પ્રજા પર નવો કર નાખ્યો નહિ, અને સભ્યો પોતાના સમયનો થોડોક ભોગ આપી, મ્યુ. ના કાર્ય પ્રત્યે લક્ષ આપે, તો જનતાની ઘણી જ સેવા થઈ શકે છે એ વાત અમલી કરી બતાવી

આવી રીતે તેમણે સભ્ય તરીકે અને મેનેજીંગ કમીટીના ચેરમેન તરીકે મોડાસા મ્યુ. મા ૧૦-૧૧ વર્ષ કામ કર્યું. અને તેના કારભારમા ઘણા જ સુધારા કર્યા. અમલદારોનુ ચલણ બંધ કરાવ્યુ. અમલદારો પોતાના અંગત હિત માટે મ્યુ ની ચીજોનો ઉપયોગ પણ કરતા દાદાથી આ સહન થતુ નહિ એક વાર એક મહાલકારીએ ગાસતેલનો ડબો મ્યુનિસિપાલિટીમાથી મંગાવ્યો. પરંતુ દાદાને તેની ખબર પડતા તેમણે તે ડબો મહાલકારીને ત્યા જતો અટકાવ્યો આવા અનેક પ્રસંગોએ તેમણે પ્રજાહિતને લક્ષમા રાખી અમલદારો જોડે તકરાર વહોરી છે આને લીધે અમલદારોએ તેમના પર ઘણી વાર ખોટા કેસ કરેલા, પરંતુ ભલભલા અમલદારોને જવાબ આપી તેમણે મૂગા કરેલા

તેમના વહીવટ દરમ્યાન સરકારે ઓક્ટ્રોઈ ડ્યુટી નાખવા દબાણ કર્યું દાદાએ તેનો વિરોધ કર્યો અને જણાવ્યુ કે મ્યુ ની આવક પૂરતી છે અને ઓક્ટ્રોઇ ડ્યુટી નાખવાથી મોડાસાના વેપારને નુકશાન પહોંચે તેમ છે. તેમના પ્રયત્નના પરિણામે સરકારી દબાણ બંધ થયુ.

એક વાર મહાલકારીએ ગામમા હોળી થતી હતી, તે જમીન હરાજીમા મૂકેલી દાદાએ તેનો વિરોધ કર્યો, ને કલેકટરને લખાણ કર્યું આથી હોળી પ્રગટતી તે જમીન હરાજ ન થઈ શકી. આ કારણે મહાલકારીએ અંગત વેર

રાખી એક ખોટા કેસ ઊભો કર્યો દાદાની ખડોદાની જમીનની બાજુમા સરકારી પડતર જમીન હતી તેમા લોકો વગર રજાએ નાવેતર કરતા સત્તાવાળાઓએ લોકોના ખોટા જવાબ લીધા કે દાદાના કહેવાથી જમીન વાની છે દાદા સામે પચકેસ થયો કે દાદાએ જમીન વવડાની છે અને વેનુ ઉત્પન્ન તેઓ લે છે સત્તાવાળાઓને દાદા સામે ખૂબ રાષ હતો તેથી પ્રાત ઓફિસરે ૨૨૫૦ રૂ. દડ કર્યો દાદાએ કલેકટર પાસે કેસ રજુ કર્યો અને નિર્દોષ પૂરવાર થયા, ત્યાર જ તેઓ જપ્યા

## પ્રજાના મફતિયા વકીલ

દાદાના મોડાસાના નિવાસનુ પ્રયોજન લોક સેવા કરવાનુ હતુ જે દિવસે જે , કામ આવી પડે કરવુ એ તેમણે સ્વેચ્છાએ કરેલો નિર્ણય હતો અને મોડાસામા પગ મૂકયો ત્યારથી ફુરસદ કે આરામની પરવા કર્યા વગર અવિરત શ્રમ લઈ લોકહિતના કાર્યોમા તેઓ મડયા રહ્યા ભલે તે કાર્ય સમસ્ત સમાજનુ હોય કે એકાદ વ્યક્તિનુ હોય જ્યા જ્યા તેઓ ન્યાયનુ ઉલ્લઘન અને ખોટી કનડગત જોતા ત્યા દોડી જતા અને પોતાની શકિત ન્યાય પ્રાપ્ત કરવામા અને પ્રજાની મુશ્કેલી દૂર કરવામા રેડતા થોડાક પ્રસગો દાદાની આ વૃત્તિ પ્રકાશમા લાવી શકશે

સને ૧૯૨૬-૨૭ મા દહેમાઇ અને ધનસુરાની પડતર જમીનો સરકારે જાહેર હરાજી કરીને બહારના મોટા વેપારીને વેચી પરિણામે જમીનની કિંમત ખૂબ વધી ખેડૂત લોકોને પણ ઊચે ભાવે માગણી કરવી પડી અને મહેસુલના ૮૦ પટનો ભાર કબૂલ કરવો પડયો અને તે રીતે ચોથ ભરવી પડી લોકોને આ રકમ ભારે પડે તેમ હતુ બાકીની રકમ ભરી શકાય તેવી તેમની સ્થિતિ નહોતી એ સમયે મોડાસાના પ્રદેશમા દાદા જાહેર કાર્યકર્તા તરીકે પ્રસિદ્ધિ પામી ચૂકયા હતા ખેડૂતો નિરૂપાયે દાદા પાસે આવ્યા દાદાએ આ બનાવને અન્યાયી ગણ્યો અને હાથમા લીધો

પ્રથમ તેઓ તલોદ મુકામે આવી ડેપ્યુટી કલેક્ટર શ્રી. ઇસાની સાહેબને મળ્યા શ્રી ઇસાનીએ જવાબ વાળ્યો

" આ મારી સત્તાની વાત નથી કલેકટર સાહેબને મળો "

દાદા તરત જ કલેકટર મિ ગેરેટ પાસે ઊપડયા, અને કલેક્ટર પાસે ખેડૂતોની વ્યાજબી માગણી રજૂ કરી. કલેકટરે કહ્યુ " જાહેર હરાજી થઇ ગઈ છે ચોથના પૈસા પણ ભરાઈ ગયા છે તે અબાબના તમારા પગ થઈ ગયા

છે હવે કઈ થઈ શકે નહિ"

દાદાએ આ પ્રશ્નને હવે જુદી રીતે હાથમા લીધો તેમણે કલેકટરને પૂછ્યુ "લડનમા પડતર જમીન હોય અને અમેરિકન લોકો આવીને ઊચે ભાવે રાખી લે, તો તે તમે થવા દો ખરા?"

કલેકટર હસીને કહ્યુ "હરગીઝ નહી."

દાદાએ કહ્યુ "તેવી જ રીતે બહારના શ્રીમતો આવીને અમારા ખેડૂતો સાથે હરીફાઇ કરીને જમીનના ઊચા ભાવો આપે ને પડાવી લે એને તમે વ્યાજબી ગણો છો?"

દાદાએ એક બીજી હકીકત રજૂ કરી તેમણે કલેકટરને કહ્યુ "સરકારનુ જ્યારે રાજ્ય થતુ હતુ, ત્યારે સને ૧૮૬૧ ના ફોજદારી કાયદા પહેલા, ગમે તે હદમા ચોરી થઇ હોય, પણ જેની હદમા ચોરના પગલા જોવામા આવે, તે ગામના લોકો પાસેથી, જો ચોરી ન પકડાય તો, સરકાર ચોરીનુ વળતર વસુલ કરતી આ રીતે આ ખેડૂતોએ અનેક વખત આ જમીનોનો–પોતાની હદનો–જ દડ ભર્યો હશે એ જમીનના સાચા માલિક આ ખેડૂતો ન હોય તો એ બધો દડ વ્યાજ સાથે પરત કરવાનુ સરકાર કબૂલ કરશે?"

બીજે દિવસે કલેકટરે દાદાને બગલે બોલાવ્યા કલેકટર વસ્તુનુ હાર્દ પામી ગયા હતા. અને દાદાની માગણીમા તેમણે સત્ય હકીકત પારખી લીધી હતી તેમણે દાદાને કહ્યુ "મી ગાધી મહેસુલના નવ પટે લોકોને જમીન આપવી એમ હુ નક્કી કરૂ છુ" આમ જે કામના તુમારો થઇ ગયા હતા તેમા પણ ફેરફાર થયો બધી જમીન ખેડૂતોને મળી કલેકટરને પણ લાગ્યુ કે મિ ગાધી તાલુકાનો સાચો લીડર છે

## કલેકટર ગેરેટ સાથે બીજો પ્રસંગ

એક વાર દાદા કલેકટર ગેરેટની ઓફિસે કઇક કામસર ગયેલા અને એક સર્કલે લોકો પાસેથી લાચ લીધેલી તેનો કેસ ચાલતો હતો ત્યારે કલેકટરે દાદાને કહ્યુ "મિ ગાધી તમે લોકોને કેમ સમજાવતા નથી કે અમલદારોને રૂશ્વત ન આપે?"

દાદાએ જવાબ આપ્યો "રૂશ્વત અપાય છે, એમા સરકારની રાજ્ય પદ્ધતિ દોષિત છે એના વહીવટની નીતિ જ એવી છે કે લાચ રૂશ્વતને ઉત્તેજન મળે"

ગેરેટ સાહેબે પૂછ્યું "સરકારી પદ્ધતિમા એવુ શુ છે?" દાદાએ

સમજ પાડી કે, ખેડૂતને તલાટી દ્વારા કંઈ કામ કરાવવાનુ હોય, ને જો, તલાટીને પાચ રૂપિયા ન આપે, તો કામ જલ્દી થાય નહિ ખેડૂત જો આપની પાસે ફરિયાદ કરે, તો આપ પ્રાત ઓફિસર પર મોકલશો, પ્રાત ઓફિસર મહાલકરી કે મામલતદાર પર મોકલશે અને એમ છેવટે સર્કલ તલાટી અને મુખી પર આવે—કે જે લોકો પોતે જ એમા સંડોવાયેલા હોય! પછી ખેડૂતની ફરિયાદની કોણ દાદ આપે ? વળી ગાડી ભાડુ ખર્ચી દિવસ બગાડી ખેડૂત આપની પાસે આવે, અને પરિણામ કંઈ ન આવે, તે કરતા તલાટીને બે રૂપિયા ન આપી દે ? ગરીબ ખેડૂત એટલી ધમાલમા શુ કામ પડે ? એમા એને ફાયદો પણ થાય છે જમીન હરાજ થવાની હોય તો તલાટીને બે પટ આપે તો લોકોને ૫૬૦ પગને બદલે સાત પટે જગા મળી જાય છે ! "

કલેક્ટરે પૂછ્યુ "એનો ઉપાય શુ ?"

દાદાએ કહ્યુ "પ્રાત ઓફિસરોની કોર્ટ કાઢી નાખીને તમારી ઓફીસોમા બે સેવાભાવી પ્રતિષ્ઠિત માણસો તમારા હાથ નીચે રાખો એને કારકુન, પગવાળો, મોટર વગેરે આપો જે ગામની અરજી આવે ત્યા સીધો તે માણસ દોડી જાય અને તાત્કાલિક તપાસ કરી શકે નહિ તો કામ કાગળિયે ચડતા દિવસો ને મહિનાઓ જાય છે, તેમ જનતાના લોકોને એવુ લાગવુ જોઈએ કે અમારી અરજીઓ પર જરૂરી ને જલ્દી ધ્યાન અપાય છે "

આ પ્રસગ બતાવે છે કે રાજ્યતત્રના દૂષણોનો અને તેના ઉપાયોનો કેવો મૌલિક ખ્યાલ દાદાને હતો

## રાહત કાર્યો

### [ ૧૯૨૯–૧૯૪૧ ]

દાદાએ કોંગ્રેસ, મ્યુનિસિપાલિટી, કેળવણી મડળ, લોકલબોર્ડ દ્વારા, સમય અનુસાર પ્રવૃત્તિઓ એક પછી એક અથવા એક સાથે કરવા માડી હતી અને જોતજોતામા તો આખા પ્રદેશની પ્રજા તેમની પાસે જુદી જુદી સમસ્યાઓ લઇ દાદ અને ઉકેલ માટે ઉભરાવા લાગી હતી

દાદાનુ ઘર હવે 'લોકોનો ચોરો' બની ગયુ હતુ અને દાદાનુ જીવન 'વિરાટ લોક જીવન' નો અશ બની ગયુ હતુ

આ વર્ષોમા જ, પ્રદેશની પ્રજા ઉપર વારવાર કુદરતી પ્રકોપો

ઊનર્યા અ પવૃષ્ટિ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ એની મીઅ સ્વાભાવિક રીતે જ દાદા પગ કરતી દાદા આવે પ્રસગે કોઈ કશાની રાહ જોયા વિના જાતે પ્રકોપગ્રસ્ત પ્રજા પાસે દોડી જતા, અને પોતાના સાથીદારોને તાત્કાલિક તે પ્રદેશમા દોડાવી મૂકતા અને સાધારણ અ દાજ મેળવી લઇ તેની રાહતના પગના આરભી દેતા

શરૂઆતના જ રાહત કાર્યોએ તેમની પ્રતિષ્ઠા પ્રાતિક સમિતિ આગળ એટલી બધી વધારી દીધી હતી, અને સરદાર પટેલ, શ્રી મોગરજીભાઈ, શ્રી માવળકર દાદા, શ્રી રવિશકર મહારાજ વગેરેને તેમની નિષ્ઠા અને કાર્યપદ્ધતિ ઉપર એટલો વિશ્વાસ આવી ગયો હતો કે પાછળથી તેમને આવા કામો વખતે, એક અપવાદ બાદ કરતા (૧૯૪૧), રાહત અગે નાણાની ખાસ મુશ્કેલી પડી નહિ.

વળી દાદાની પ્રતિષ્ઠા મોડાસા અને મુબઈના નાગરિકોમાય એવી હતી કે તેઓ તેમની પાસેથી અને તેમની દ્વારા જુદી જુદી સસ્થાઓ પાસેથી જરૂર મુજબ મદદ લઈ આવી શકતા પરતુ, દાદા કોઈની પણ પાસે જતા પૂર્વે પહેલા પોતાની મોટી રકમ કાઢીને જ જતા

## ૧૯૨૬ અલ્પવૃષ્ટિ

મોડાસામા સ ૧૯૮૧ સને ૧૯૨૬ મા વરસાદ બહુ ઓછો પડયો હતો અને વર્ષ નબળુ નીકળ્યુ અનાજના ભાવ વધ્યા મકાઈના દર મણે રૂા ૨) અને ઘઉંના દર મણે રૂા ૩ા સુધી ભાવ ચઢયા, પીવાના પાણી અને ઘાસચારાનુ દુ ખ પણ અતિશય હતુ

દાદાએ આ પરિસ્થિતિ હળવી કરવા પ્રયત્ન કર્યો મોડાસામા નદીના પીપળીઆરે વીરડો હતો તેને ખોદાવી ચણાવીને કૂવો બનાવ્યો અને તેના ખર્ચના રૂા ૬૦૦) તેમણે આપ્યા ડબગર લોકોને પાણીનુ દુ ખ હતુ તે માટે એક વીરડો ચણાવવામા શ્રી મો વિ ગાધી, નરસી કશનજી અને જોઇતારામ છીમણીવાળાએ મદદ કરી મહાદેવ આરે વાવ જીર્ણ થઇ હતી તે માટે મગનલાલ હીરાચદ પાસેથી મદદ મેળવી અને તે વાવ સુધરાવી અને સ્મશાન આરે એક વરડો શેઠ મગનલાલ કશનદાસ ખરડો ' કરીને કરાવવામા આવ્યો આ રીતે તે વર્ષ પૂરતુ પાણીનુ દુ ખ થોડુ ઓછુ થયુ ઘાસની તગી ટાળવા કલેક્ટરને તાર કર્યો રૂબરૂ મળી આવ્યા અને ૧૫ લાખ રતલ ઘાસ સરકારે નક્કી કરેલા ઓછા દરે રૂા ૫) અને રૂા ૮) ના હજારના પાઉન્ડના ભાવે આપવા ઑર્ડર કરાવ્યા લગભગ ૧૩ લાખ

પૌંડ ઘાસ અપાવ્યું. તેમ છતાં ઘણાં ઢોર તંગીને પહોંચી ન વળવાથી મરી ગયાં હતાં.

## ૧૯૨૭ : રેલ સંકટ

આ રીતે નાના પાયા પરનું રાહત કાર્ય પૂરું થાય ન થાય ત્યાં તો નવી જંગી આફત આખા ગુજરાત ઉપર ઊતરી ચૂકી હતી.

૧૯૨૭ ની ભારે રેલથી ગુજરાત અજાણ્યું નથી; રેલ્વે લાઇનો ધોવાઈ ગયેલી. હજારો ઘર પડી ગયેલાં; સેંકડો ઢોર અને માણસો તણાઈ ગયેલાં. સારા સૌરાષ્ટ્રમાં અને ગુજરાતમાં હાહાકાર મચી ગયો હતો. મોડાસાની ટપાલ આઠ આઠ દિવસે પણ મુંબઇ પહોંચતી નહીં. મોડાસાથી મુંબઇ આવવું હોય તો બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે દ્વારા આગ્રા અજમેર થઇને અવાતું.

તા. ૨૭–૨૮ જુલાઇ ૧૯૨૭ના બે દિવસોમાં લગભગ ૧૯ ઇંચ વરસાદ પડ્યો. દાદા એ વખતે મુંબઇ હતા. પરંતુ બહુ ખાનાખરાબી થઈ છે એમ જાણતાં જ મોડાસા આવ્યા હતા.

મોડાસા આવ્યા પછી હકીકતો ભેગી કરતાં જણાયું કે મોડાસા તાલુકાનાં ૪૭ ગામમાં ૨૩૩૦ ઘર પડી ગયાં છે; અને રૂા. ૨૩૪૫૦૦નું નુકશાન થયું છે. મોડાસા ગામમાં ૩૦૮ ઘરોનું નુકશાન થયું હતું. નુકશાનીની અંદાજે રકમ ૧ લાખ ૯ હજારની થતી હતી.

તરત જ, મોડાસા તાલુકા માટે 'સંકટ નિવારણ સમિતિ' સ્થાપવામાં આવી. ગામમાંથી રાહત ફાળો ઉઘરાવવામાં આવ્યો. એક આખું વર્ષ નિયમિત રીતે ઓફિસ ચલાવી સંકટ નિવારણનું કામ કરવામાં આવ્યું. પ્રમુખ તરીકે શ્રી મો. વિ. ગાંધી, મેનેજીંગ કમિટિના ચેરમેન તરીકે દાદા, મંત્રી તરીકે શ્રી પુ. જો. શાહ અને સભ્યો તરીકે શ્રી ચુનીલાલ લા. ગાંધી. શ્રી. શં. શં. છુટાલા અને ધનસુરાવાળા સોમાલાલ કસ્તુરચંદ તથા ઓફિસ સંચાલક તરીકે શ્રી મનસુખલાલ ખુશાલદાસે ખૂબ સારી રીતે કામ કર્યું. મકાન માટે લાકડું જોઇએ તે માટે સરકાર સાથે પત્રવ્યવહાર કરી જંગલમાંથી લાકડું અને વાંસ મેળવવા પરવાનગી મેળવી. ઇંટ, ચુનો અને નળિયાં વગેરેના ભાવ વધી ન જાય તે માટે વેપારીઓની સભા બોલાવી તે અંગે વ્યવસ્થા કરી. મોડાસા, ધનસુરા, અને રેલ્વે ગામે ઇંટ, ચુનો અને નળિયાં પકવવાની ગોઠવણ કરી. આમાં જે ખોટ ગઇ તે અમદાવાદ જીલ્લા સંકટ નિવારણ ફંડમાંથી આપવામાં આવી.

ખેડૂતોને સસ્તા દરે બી આપવામાં આવ્યાં. ખેડૂતોને લોન અપાવી

મફત અનાજ અને કપડાની વહેચણી કરનામા આવી દાદા 'ઇડર ફ્લડ રીલીફ કમિટિ' ના અને ગુજરાત કોગ્રેસ પ્રાન્તિક સમિતિના સભ્ય હતા એ બને સસ્થાઓમાથી સારી એવી રકમ મદદ તરીકે મેળવી ઘાટકો પર સાર્વજનિક જીવદયા ખાતા સાથે સંપર્ક સાધી ખેડૂતો માટે જોઇતા દૂધાળા ઢોર, બળદ વગેરે મેળવી આપ્યા

ડિસેમ્બર ૧૯૨૭ મા વાઈસરોય ગુજરાતના રેલવાળા પ્રદેશની મુસાફરી-એ આવ્યા હતા તે વખતે મોડાસા તાલુકાના નુકશાનનો એક રિપોર્ટ તૈયાર કરી દાદાએ મોકલ્યો હતો

મુબઇ સેન્ટ્રલ ફડમાથી ઠક્કરબાપા મારફતે મદદ મેળવીને ઇન્દ્રાણા, કોલવડા, અને દક્ષિણેશ્વરની નિશાળ સમરાવી તેમજ બડોદાના મુવાગના તથા મોડાસાની પાસેના ઇડર સ્ટેટના ગામોમા કૂવા તથા તળાવ બાધવાની યોજના કરી

## ૧૯૩૯ અનાવૃષ્ટિ

૧૯૩૯ ના જુન જુલાઈમા મોડાસા તાલુકામા વરસાદ ખેચાયો થોડુ ક પાણી જુલાઇના અ તે પડયુ અને પછી વરસાદ ન થયો તા ૧૦–૮–૩૯ સુધીમા ૫ ઇંચ ૭૧ દોકડા વરસાદ પડયો અને તા ૨૯–૮–૩૯ સુધીમા ૧૧ ઇચ થયો ડાગરનુ રોપણુ ન થઇ શકયુ ઠાકરડા કોમ પાસે અનાજ ન મળે, પૈસા ન મળે, એટલે લૂંટફાટ ફાટી નીકળે એવો સભવ પૂરેપૂરો હતો દાદા એટલા માટે ગામડામા જાતે ફર્યા અને લોકોને રાહત આપવા માડી અમદાવાદ દહેમાઈ વગેરે જગાએથી જુવાર મગાવી અને સસ્તે ભાવે વેચવા માડી

મોડાસા તાલુકા સમિતિના પ્રમુખ તરીકે તેમણે તાલુકામા કરવાના રાહત કાર્યોનો હેવાલ અને અદાજ મોકલ્યો તેમણે જણાવ્યુ કે ઢોર અને બળદ માટે ઘાસ વહેચવા, કુવા તળાવ ખોદાવવા, રસ્તા બધાવવા, ઇરીગેશન વર્ક શરૂ કરવાની અને તગાવી આપવાની તાત્કાલિક જરૂરીઆત છે

ઘાસની રાહત મળે તે માટે આસપાસના બીડ હરાજ ન કરવા અને ખેડૂતોને મફત આપવા કલેકટરને અરજી કરી હરાજી થતા દાદાએ છ ગામના બીડ રૂ ૫૮૧–૩–૦ મા રાખ્યા અને લોકોને ઓછી કિંમતે ઢોર ચરાવવાની છૂટ આપી આ કામમા રૂ ૨૩૬–૮–૦ નુકશાનીના આવ્યા વડાલી અને ખેડબ્રહ્મા સુધી પણ આ મદદ પહોચાડી

મારફતે મંજૂર કરાવ્યું. ઈડર તાબાના મેઘરજ વગેરે ગામોમાંથી મકાઈ લાવીને સસ્તા દરે વહેંચી. દિવાન સાથે પત્રવ્યવહાર કરી ઇડરમાંથી રાહત-કામ માટે લવાતા અનાજ માટે કસ્ટમ્સમાંથી માફી મેળવી.

આ રીતે દાદાએ પ્રદેશને માથે આવી પડેલા કુદરતી પ્રકોપો વખતે અતિ ધીરજ અને હિંમતપૂર્વક કામ પાર પાડયાં હતાં.

પરંતુ દેશની ગુલામીની જડ તૂટે નહિ ત્યાં લગી આવાં કેવળ રાહત કાર્યોથી પ્રજાના જીવનમાં ભલીવાર દેખાવાનો નથી એ વાત દાદાના દિલમાં ઠસી ગઈ હતી. એથી તો એમણે જીવનનું મુખ્ય કર્તવ્ય રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની સિદ્ધિને જ લેખ્યું હતું.

૧૯૨૦–૨૨ પછી ૧૯૩૦ માં રાષ્ટ્રીય સ્વાધીનતાના સંગ્રામનો બીજો શાનદાર તબક્કો, ગાંધીજીની રાહબરી નીચે, શરૂ થયો અને ત્યારે દાદાએ અને મોડાસાએ જે ભાગ ભજવ્યો, એ તરફ હવે વળીએ.

# મોડાસાની શાન : ૧૯૩૦

૧૯૨૯ના ડિસેમ્બરની ૩૧મી તારીખે મધરાતના ૧૨ વાગે, લાહોર મુકામે રાવી નદીના આરે, ભારતના ભાગ્ય વિધાતાઓએ પૂર્ણ સ્વરાજ્ય (મુકમ્મિલ આઝાદી)નો ઠરાવ કરીને, ભારતની પ્રજાના દિલ-ઓ-દિમાગને જાદુગરની જેમ જકડી લીધાં હતાં. આગલે વર્ષે જ બાર માસની મહેતલ પરદેશી સલ્તનતને આપી દેવામાં આવી હતી તે હવે પૂરી થઈ ગઈ હતી અને પરદેશી સલ્તનતે પોતાની પાશવી સત્તામાં ચકચૂર બની એ મહેતલને ઠોકરે ચઢાવી સંગ્રામનો પડકાર ફેંક્યો હતો અને સમગ્ર ભારતે આજ પૂર્વે કદી પણ ભારતના રાજકારણી પ્રવાહ સાથે સંપર્કમાં નહિ આવેલા ઉત્તરના સરહદ પ્રાંત (અબ્દુલ ગફારખાનવાળા) સહિત સૌએ એક અવાજે એ પડકાર ઝીલી લીધો.

૧૯૩૦ની ૨૬મી જાન્યુઆરીએ દેશભરમાં આઝાદીની પ્રતિજ્ઞાનો કોટિ કોટિ મુખે પુનઃ ઉદ્‌ઘોષ થયો, અને સ્વાધીનતાની વેદી પર આહુતિઓ આપનારાઓ વચ્ચે જાણે હોડ મંડાઈ ગઈ!

આમ, ભારત સમસ્તના રાષ્ટ્રીય જીવનમાં ૧૯૩૦નો જુવાળ અસાધારણ હતો. મોડાસા બધી રીતે વેપારી માનસનું, સમાધાન અને સંરક્ષણ વૃત્તિનું તથા રેલવેથી ઘણે દૂર અને બહારના આંદોલનો અને સંપર્કોથી [illegible] લગભગ અલિપ્ત રહેલું! આ દિવસોમાં, એકાએક એનો પ્રાણ પણ [illegible] ને એનું એના વૃદ્ધ વડીલો ને નેતાઓ, એના જુવાન ને જોશીલા કાર્યકરો, એના વિદ્યાર્થીઓ અને વિશેષ કરીને તો [illegible] સ્થિતિચુસ્ત જમાના [illegible] વેપારી-મહાજનો, અને જાહેરમાં [illegible] અને [illegible] સંજોગોમાં સામેલ થવાની [illegible] કદી જેમની કલ્પના પણ ન થઈ શકે તેવી મોડાસાની મહિલાઓ કુમારિકાઓ, માતા અને વિધવા યુવતિઓ સૌ (મોડાસાની મુસ્લિમ વસ્તી અલબત્ત પૂરી રીતે સામેલ થઈ ન હતી) સાચે જ એમ, દમન ધરપકડો અને ધાક ધમકીઓ સામે ઊભાં થઈ અને પરદેશી સરકારે સર્જેલી પરાધીનતાની પાશને તોડી ફોડી આગવી શક્તિ અને [illegible] કામગીરી [illegible] કરી [illegible] હતી.

આ [illegible] (નિ [illegible]) [illegible] કાર્યને [illegible]

લાહોર મહાસભાએ સંપૂર્ણ સ્વતંત્રતા એ જ હિંદુસ્તાનનું એક અને આખરી ધ્યેય છે એવો ઠરાવ કર્યો અને સને ૧૯૩૦ ના જાન્યુઆરીની ૨૬ મી તારીખે દેશભરમાં ગામેગામ સભાઓ ભરાઇ અને સ્વતંત્રતાનો ઢંઢેરો પીટવામાં આવ્યો ત્યારથી ભારતીય પૂર્ણસ્વરાજ યુદ્ધની શરુઆત થઈ ચૂકી ગણાય

મોડાસાના જુવાનોએ પણ એ પૂર્ણસ્વરાજ દિન ઊજવ્યો ગામને એક ખૂણે સો બસો ભાઈબહેનોની સભામાં "નહિ નહિ સહી જશે, આ ગુલામી હવે તો" ના ગીતો ગવાયા, અને પૂર્ણસ્વરાજની પ્રતિજ્ઞાઓ લેવાઈ.

પછી તો, "બારશ ને બુધવારે ગાંધીજી જુધ્ધે ચઢયા રે"—માર્ચની બારમી તારીખે ગાંધીજીએ દાંડી તરફ કૂચ કરી, એ જ વખતે મોડાસાના ઉત્સાહી યુવક ભાઈ ભોગીલાલ ગાંધી ગૂજરાત વિદ્યાપીઠમાથી અભ્યાસ પડતો મૂકી લડતનું મંગળાચરણ કરવા મોડાસામાં આવ્યા તેમણે ભાઈ રમણલાલ સોની સાથે મળીને લડતની શરુઆત સૂચવતી અને બ્રિટીશ રાજના જુલ્મોનું બ્યાન કરાવતી પત્રિકાઓ પ્રકટ કરી સાથે સાથે દર રાતે મહોલ્લે મહોલ્લે સભાઓ ભરી તેમણે વ્યાખ્યાનો આપવા માડયા બે પૂરા સપ્તાહ આમ વીત્યા

એપ્રીલના પાંચમી તારીખે મીઠાના કાનૂનનો સવિનય ભંગ એકીસાથે શરુ થયો ભાઈ ભોગીલાલ ગાંધી લસુંદ્રાના નિમક સંગ્રામમાં વિદ્યાપીઠમાથી એક ટુકડી લઇ ગયા તેમના મોટાભાઇ હરિલાલ ગાંધી પણ વેપાર છોડી મુંબઇથી લસુંદ્રા પહોંચી ગયા બન્નેએ મીઠાના કાનૂન ભંગની લડતમાં ઝૂકાવ્યું

હવે લડત થોડાક મરજીવાઓની મટી પ્રજા સમસ્તની બનવા લાગી લોકોમાં પણ અજબ ચેતન આવી ગયુ હતું ૮ મી એપ્રીલે લસુંદ્રા છાવણી માથી એક સૈનિક મીઠું પકાવીને વેચવા માટે લાવ્યો મોડાસાના યુવકોના સાથમાં તેમણે ગામ આખામાં બિનજકાતી મીઠું વેચ્યું રાતે સભા ભરાઈ માણસો તો જાણે માય નહિ ત્યારપછી તો એવી સભાઓ સામાન્ય થતી ગઇ એ સભામાં છડેચોક સ્વરાજ સમરસ વેચાયુ. મોડાસામાં સમરસ ઉત્સવ શરુ થયો શ્રી મથુરભાઈ લસુંદ્રા જઇને બિનજકાતી સબરસ લઈ આવ્યા

થોડાક દિવસો રહીને અમદાવાદથી એક ટુકડી આવી સમિતિના વયોવૃદ્ધ પ્રમુખ શ્રી મથુરદાસ ગાંધી એ ટુકડી સાથે તાલુકામાં ફરવા મંડયા ને, એ રીતે તાલુકામાં પણ લડતનો સંદેશો પહોંચાડયો

એટલામાં આવ્યો જલિયાનવાળા બાગનો કત્લનો સ્મરણ દિન: ૧૨ મી એપ્રીલ. અમદાવાદથી શ્રી. આનંદી ઠાકોર ૧૧ સૈનિકોની ટુકડી સાથે આવ્યા.

"શિર જાવે તો જાવે, પર આઝાદી ઘર આવે." એ ગીતનો શોર મહોલ્લે મહોલ્લે મચી ગયો. બિનજકાતી મીઠાનું જાણે બજાર ઊઘડયું. સરઘસ સભાનો કાર્યક્રમ શરૂ થયો.

પછી તો દર બબ્બે દહાડે, શેરીએ શેરીએ સભાઓ ભરાવી શરૂ થઈ. શ્રી મથુરભાઈએ નામર્દોને પણ પાણી ચડે એવાં જુસ્સા ભર્યાં ભાષણો આપવા માંડયાં. તેમનો અવાજ જ જાણે બદલાઈ ગયો હતો. ગર્જતા વાદળ પેઠે મોડાસાની ઇજ્જત સાચવવાની ઘોષણાઓ તેમણે કર્યાજ કરી. તાલુકામાં જાગૃતિનું મોજૂં ન સમજાય તેવી ગતિથી ફરી વળ્યું.

હવે રોજરોજ બનતા બનાવોથી લોક સમગ્રને વાકેફ રાખવાની ખાસ જરૂર ઊભી થઇ તેથી મોડાસા અને ધનસુરામાં રોજિંદા સમાચાર લખીને પાટિયાં મૂકવાની શરૂઆત કરી. વખત જતાં લોકોને એટલો વિશ્વાસ પેદા થયો અને એટલી તાલિમ મળી કે વિગ્રહ સમિતિનાં ફરમાનનો અમલ સીધે-સીધો એ પાટિયા મારફતજ થતો રહ્યો.

મેની અધવચમાં દહેમાઇ પાસે ધઉંઆ ગામે કપડવણજ તાલુકા સમિતિ તરફથી બસો ગામના બારૈયા પાટીદાર વગેરેની પરિષદ મળી. મોડાસાથી શ્રી. મથુરભાઇ અને રમણલાલ સોની બીજા યુવકો સાથે ત્યાં ગયા. મથુરભાઇએ એ સભામાં લોકભાષામાં અંગ્રેજી રાજના જુલ્મોનું સચોટ વર્ણન કર્યું હતું.

મે મહિનામાં (૧૬-૫-૩૦) અમદાવાદ મદ્યનિષેધ મંડળ તરફથી મોડાસા ધનસુરા ને દહેમાઇ ત્રણે ગામનાં દારૂપીઠાં પર પિકેટીંગ કરવા છાવણીઓ નાખવામાં આવી. રાતદિવસ પિકેટીંગ શરૂ થયું. મોડાસામાં તો વીસત્રીસ જુવાનોની ટુકડીઓ નદીના ભાગમાં પરબદમાંથી દારૂ પીને આવનારનો પીછો લેવા રાત માથે કરવા લાગી. દારૂ પીનાર કોમોએ દારૂબંધીના ઠરાવો કર્યા. ગામના મહાજને દારૂ પીએ તેનો બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો અને, એ ઠરાવનો અમલ કરવા એક સમિતિ નીમી. જે લોકો દારૂ પીતા જણાય તેમને બહિષ્કાર વગેરે ઉપાયો દ્વારા ઠેકાણે લાવવામાં આવતા.

દારૂની સાથે પરદેશી કાપડની લડત પણ શરૂ થઇ. ઘેરઘેર પરદેશી કાપડ નવું નહિ ખરીદવાની પ્રતિજ્ઞાઓ લેવાવા માંડી. આશરે ૧૦૦૦ ઉપર બાઇભાઇઓએ આ પ્રતિજ્ઞા પર સહી કરી. મોડાસા વેપારી મહાજને ૭ માસ વિદેશી કાપડ નવું નહિ મંગાવવાનો ઠરાવ કર્યો. ત્યારે ધનસુરા ને દહેમાઈ

ગામના વેપારીઓએ બાર માસ સુધી નહિ મંગાવવાનો ઠરાવ કર્યો તાલુકાના નાના મોટા બીજા ઘણા ગામોમા કાપડ ખરીદીની બંધીઓ થઈ ગઇ શ્રી મથુરભાઈ સૈનિકો સાથે ગામડે ગામડે ફરવા નીકળી પડયા, અને ભાષણો, દ્વારા, લોકોને કેળવવા લાગ્યા દારૂ નહિ પીવાની અને પરદેશી કાપડ નહિ ખરીદવાની તથા પહેરવાની સખ્યાબંધ પ્રતિજ્ઞાઓ લેવાઇ ગઈ

ભાઇ શંકરલાલ • ને ગોપાળદાસ સુરા મુબઇથી કોલેજનો અભ્યાસ પડતો મૂકી અહીં આની લડતમા પડયા એ બને ભાઇઓની લડત દરમ્યાનની સેવા એક સરખી ચાલુ જ રહી

ભાઈ ભોગીલાલ ગાંધી બે મહિનાથી લસુદ્રાથી મહેમદાવાદ તાલુકામા નાયક તરીકે નીમાવાથી એ તાલુકાના ગામડામા પ્રચાર અર્થે ઘૂમી રહ્યા હતા મીઠાનો કાયદો તોડવાના ભાષણો કરી લોકોને ઉશ્કેરવા બદલ જૂનની પહેલી તારીખે તેમની ધરપકડ થઇ અને, ૬ માસની સખ્ત કેદ તથા રૂા ૫૦ દડ અગર બે માસ વધુ સજા ( ક વર્ગ ) થઈ આ ધરપકડ અને સજાના સમાચાર મોડાસામા આવતાજ ખૂબ સનસનાટી ફેલાઈ ગઈ અને, ગામમા કદી ન જોએલો જાણેલો એવો ઉત્સાહ પ્રકટી નીકળ્યો ભાઈ ભોગીલાલે બારડોલીની સત્યાગ્રહમા પણ ભાગ લીધેલો અને ૨૭ દિવસ કાચી જેલમા રહી આવેલા ચાલુ ધર્મસગ્રામની શરૂઆત પણ એમણેજ અહીં આવીને કરી હતી. તેમના માનમા પ્રચડ હડતાલ પડી સેકડો બહેનો પહેલીજ વાર સગ્ઘસમા જોડાઈ.

મોડાસા મ્યુનિસિપાલીટીએ ( શ્રી મોહનલાલ વિ ગાધીના પ્રમુખપદે ) રાજકીય બાબતમા આ પહેલી જ વાર ડોકિયુ કર્યું ને આ ધરપકડ વિષે સખ્ત વિરોધ દર્શાવતા, સભ્યો અને મ્યુ નોકરોને સ્વદેશીજ કાપડ વાપરવાનો આગ્રહ કરતા અને સરકારની દમન નીતિને વખોડી કાઢનારા ઠરાવો કર્યા

ઉત્સાહના આ પૂરમા ભાઈ રમણલાલ સોની જાતે રચીને નવા નવા શૌર્ય ગીતો દ્વારા વધારો કરતા રહ્યા દરેક સભા અને સગ્ઘસમા ગીતોની રમઝટ જામવા લાગી

**વડાલાના અગરો પર** જૂનની અધવચે વડાલાના મીઠાના અગરો પર હલ્લો લઇ જવામા આવ્યો મુબઈમા રહેતા મોડાસાના બે યુવકો ભાઈશ્રી હરિલાલ ગાધી અને ચદુલાલ ચુનીલાલ ગાધીએ આ હલ્લામા જોડાઇ મીઠુ

• શ્રી શંકરલાલ સુરા મોડાસા શહેરના અત્યત નિરભિમાની મૂક સેવાભાવી કાર્યકર્તા હતા તેમનુ અવસાન મે ૧૯૫૮ મા થયુ છે

રાતમા અમર કરજો"—શ્રી મથુરભાઇનો આ આખરી સ દેશ મુનકોએ ઝીલી લીધો શ્રી ચ દુલાલ શ કરલાલ બુગાલા (હાલ સદ્દગત) સમિતિના બીજા પ્રમુખ નીમાયા શ્રી મથુરભાઇની ધરપકડથી બીજે જ દિવસે ૩૫ સ્થાનિક સૈનિકો નોધાઇ ગયા

શ્રી પ્રેમજીભાઇ અને પૂનમચ દ પ ચા (હાલ સદ્દગત) દહેગાઇ બાજુના ગામે ઘૂમી રહ્યા હતા તેમણે બાયડ, દહેગાઈ, ઇદ્રાણ, દેરોલી, આમોદરા, દખણેશ્વર, રણેચી વગેરે ગામોમા પરદેશી કાપડ અને દારૂમ ધી વિષે ઘણી પ્રતિજ્ઞાઓ લેવડાવી

શ્રી મથુરભાઇનો કેસ તા ૧૬ મીએ ચાલ્યો અને તેમને નવ માસની સાદી સજા (બ વર્ગ) થઇ તાલુકાના અને આજુબાજુના દેશી રાજ્યોના ઘ ા ગામોમા આ લોકપ્રિય વયોવૃદ્ધ નેતાના માનમા હડતાલો પડી તેમના નામ પરથી મોડાસામા, જે ચોકમા તેમણે ઘણી રાતોએ ભાષણો આપેલા તે ચોકનુ નામ "ગાધી ચોક' રાખવામા આવ્યુ

શ્રી મથુરભાઈની ધરપકડ સાથે ધનસુરા પીઠા પરથી ચાર સૈનિકોને પકડી એક માસની સજા કરવામા આવી. ત્યારપછી ૧૯ મી તારીખે ફરી તેજ પીઠા પરથી ચાર જણની ધરપકડ થઇ, અને દહેગાઇથી બે સૈનિકોની મહેસુલ નહિ ભરવાનુ અને સરકારી નોકરોનો બહિષ્કાર કરવાનુ કહેવા માટે ધરપકડ કરવામા આવી

આ જ અરસામા પ્રભાતફેરીની શરૂઆત થઇ હતી અને, નવ માસ સુધીની લડતમા અજબ ર ગ લાવનાર, અમલદારોની આખમા ખૂચી રહે એવી "ધર્મયુદ્ધ' પત્રિકાનો પ્રથમ અ ક પણ શ્રી મથુરભાઈની ધરપકડના દિને જ બહાર પડયો

તા ૨૬-૭-૩૦ બહેનોનો દિન ઉજવવામા આ યો હતો

૨૮-૭-૩૦ વેપારી દિન ઉજવાયો વેપારીઓએ પોતાનુ સરઘસ કાઢી સભા ભરી હતી સભામા અમદાવાદથી આવેલા કાર્યકર શ્રી નદ લાલ મણિલાલ શાહે ભાષણ આપ્યુ હતુ

શ્રાવણ સુદ ચોથ સુધી વિદેશી કાપડ નહિ વેચવાની વેપારીઓએ બધી કરી હતી તેની મુદત પૂરી થતા ફરી પિકેટી ગ શરૂ કરવામા આ યુ આ વખતે શ્રીમતી મણિબહેન ઓચ્છવલાલ દોશી વગેરે બહેનોએ પિકેટી ગનુ કામ ઉપાડી લીધુ એક બે દુકાનદારોએ બહેનોને ધક્કા મારી હ ાવવાનો પ્રયત્ન કર્યો આથી લોકલાગણી ખૂબ જ ઉશ્કેરાઇ ગઇ હતી તેથી લોક પોકારને વશ થઇ વેપારીઓને ભાદરવા સુદ બીજ સુધી વિદેશી કાપડ

કામળાભર બજારમાં પોતાના જ કુટુંબી વેપારીઓની દુકાનોના ઓટલાપર પડી રહેનાર તરીકે, ધારાસભા મત વિગ્રહના યોદ્ધા તરીકે, તે સરકારની નજરમાં વસી ગયા હતા. તા. ૨૦–૯–૩૦ ના બપોરે ફોજદારે અંગત વચન અને વિશ્વાસ પર બોલાવી, તેમને ગિરફતાર કર્યા. શ્રીમતી ખુરશેદબહેન અને શ્રી. નંદલાલ મણીલાલ શાહ આ વખતે મોડાસા તાલુકાના ગામડાંમા ઘૂમી રહ્યાં હતા. શ્રીમતી ખુરશેદબહેને વેપારીઓની સભા બોલાવી. 'મોડાસાના સરદાર' ના માનમાં ૭ માસ સુધી વિદેશી કાપડ નહિ વેચવાની વેપારીઓએ પ્રતિજ્ઞાઓ લીધી. શ્રી. નંદલાલભાઈએ ધનસુરાની સભામાં મહેસુલ નહિ ભરવાની હાકલ કરી. બીજેજ દિવસે સવારે દહેમાઈ ગામે તેમની ધરપકડ થઈ. ઉપરાઉપરી આમ ધરપકડોથી તાલુકાની પ્રવૃત્તિ આગળ ધપતી ગઈ.

પછી આવી નવરાત્રી. મહોલ્લે મહોલ્લે વિદેશી કાપડ નહિ પહેરવાનુ કહેવામાં આવતું હતું. પરિણામે વિદેશી કાપડ પેટીઓમાંજ રહ્યુ. દશેરાને દિને ઓધારી સ્થળે કસરતના પ્રયોગો પછી ધ્વજવંદન થયું હતું. અને એક સપ્તાહ સુધી 'સ્વરાજ માંડવી' ગવાઇ હતી. (એક નાજુક થાંભલી પર ચકઉિનર ચોતરફ કોડીઆં મુકી દીવાઓની હાર પ્રકટાવી, એ થાંભલી આસપાસ ગોળ ફરતા યુવકો રણુગીતો ગાતા ધૂમે તેને સ્વરાજ માંડવી નામ આપ્યું હતુ.)

*

'રણુનાદ' બહાર પડયે બે માસ થવા આવ્યા હતા. તા. ૩૦–૯–૩૦ ના રોજ સરકારે 'રણુનાદ' જપ્ત કરવાનો હુકમ બહાર પાડયો. અને છાપનાર પ્રેસમાલિક પાસેથી રા. ૫૦૦ની જામીનગીરી માગવામાં આવી. "રણુનાદ" ઉપરાંત ધી મોડાસા પ્રિન્ટિંગ પ્રેસે "સ્વરાજ ગીત" અને "પ્રભાતફેરી ગીત ભાગ-૧" બે ચોપડીઓ બહાર પાડી હતી. 'સ્વરાજ ગીત' સરકારે જપ્ત કરી હતી અને પ્રેસ પાસે રા. ૫૦૦ ની જામીનગીરી માગવામાં આવી જે જામીનગીરી આપવામાં આવી નહોતી.

પત્રિકાઓ નિયમિત પ્રકટ કરવામાં આવતી હતી. ત્યારપછી પોલીસોને નોકરી છોડી દેવા અને અત્યાચારો નહિ કરવા વિનંતી એક પત્રિકા ગાયત્ર દાંખનેપતવાળા ભાઇ મગનભાઇ પટેલે ફોજદારને હાથોહાથ આપવા માટે એમની ધરપકડ કરી. તેમને નવ માસની સખત સજા થઈ.

અને આકરીના ગામે મહેસુલ નહિ ભરવાનું ખેડૂતોને સમજાવવાના આરોપસર ભાઈ [illegible]ની ધરપકડ થઇ.

ઓક્ટોબરની સાતમી તારીખે સરદાર ભગતસીંહ વગેરેને ફાસીની સજા જાહેર થઈ તેના વિરોધમા ૧૧મી તારીખે ભગતસીંહ દિન ઉજવાયો એજ દિવસે સરકારે ગુજરાત પ્રાંતિક સમિતિ અને બીજા ૮૦ મંડળોને ગેરકાયદેસર જાહેર કરી મકાનનો કબજો લીધો ને કાર્યકર્તાઓને પકડયા ત્યારપછી મુબઈના ૩૮ મંડળો ગેરકાયદેસર જાહેર થયા સરકારના આ કૃત્ય સામે વિરોધ સભાઓ થઈ આ અરસામા ભાઈશ્રી શંકરલાલ સુગ અને રમણલાલ સોની ધંધુકા, ધોલેરા અને ગણપુર સત્યાગ્રહ સંગ્રામમા ગયા હતા અને ધોલેરા ખાડીનુ નીમક સાથે લેતા આવ્યા હતા

ઉપરાઉપરી હડતાલો પડયા જ કરતી હતી રાષ્ટ્રપતિ જવાહરલાલની ગિરફતારી, તેમને થએલી લાબી સજા, ત્યારપછી થએલા બીજા કામચલાઉ રાષ્ટ્રપતિઓની ધરપકડો, નર્કીંગ કમિટિની ધરપકડો પ્રત્યે વિરોધ દર્શાવવા હડતાલો પાડવામા આવી હતી

બીજા સરમુખત્યાર શ્રી ચદુલાલ શાહ બુગલા ગામડામા પોતાની ટુકડી લઇને ફરી ગયા હતા તે વખતના તેમણે માથાસુલીઆ ગામે કરેલા એક ઉપજાવી કાઢેલા ભાષણ પરથી ફોજદારે તેમને વિશ્વાસ પર કોર્ટમા બોલાવી ગિરફતાર કર્યા તેમના માનમા બીજે દિવસે હડતાલ પડી ગામે તેમને હર્ષભેર વિદાય આપી એક માસની સખત સજા ભોગવી ફરી પાછા તેઓ હાજર થઇ ગયા

શ્રી ચદુભાઈ પછી શ્રી પુરષોત્તમદાસ ગોકળદાસ શાહ (જેઓ દાસભાઈ નામે ઓળખાતા) પ્રમુખ નીમાયા શ્રી શંકરલાલ સુરા મંત્રી નીમાયા દાસભાઈ જ્યારે મંત્રી હતા તે દરમ્યાન તેમણે દહેગામ તાલુકાના ગામડામા ફરી સારી લોકજાગૃતિ આણી હતી તેવામા દિલ્હીરી ચોપાનિયા મેળવવા સારૂ અમદાવાદથી ખાસ પોલીસ અમલદારે આવી સમિતિના મકાનમા અને તેમના ઘર જડતી લીધી હતી પણ કંઈ હાથ લાગ્યુ હતું નહિ તા ૧૬-૧૧-૩૦ ને રોજ આખા દેશમા જવાહર દિન ઉજવાયો મોડાસાના બે સ્થાનિક યુવકો ભાઈ રમણલાલ મગનલાલ શાહ અને રમણલાલ મથુરદાસ ગાધીએ (મને હાલ સદ્ગત) ધનસુરા પડાવી જઇ જવાહરલાલને જે ભાષણ માટે અઢી વર્ષની સજા થઈ હતી તે ભાષણ વાચી સભળાવ્યુ અને મહેસુલ નહિ ભરવા લોકોને સમજાવ્યા તરત જ તેમની ધરપકડ થઇ તેમને રૂા ૩૦ દંડ અગર એક માસની સજા થઈ દંડ જપ્તીથી વસુલ

ભાઈઓને ચોવીસ ચોવીસ કલાક સુધી ઉપવાસો પર રહેવું પડેલું, અને રાત આખી કડકડતી ઠંડીમાં ફફડતા ભોંય પર જાગતા, ભજનો ગાતા પડી રહેવું પડેલું. શ્રી. મથુરભાઈની ધરપકડ સરકોઈ ગામે થયેલી ત્યારે બાર માસ સુધી વિદેશી કાપડ વેચવા લગ્નના બંધી કરેલી છતાં આ વખતે તે મુદત વધુ ૭ માસ લંબાવી સારી લાગણી દેખાડી. આ ઉપરાંત માલપુર*, વડાગામ, ભેંસાવાડા, સાઠંબા, બાકોર*, પાનવાડા*, આંબલીઆ*, વીરપુર* વગેરે ગામોમાં પણ બંધી થઈ. આમ ચારે બાજુથી વિદેશી કાપડનું બજાર બંધ થયું.

'જાન્યુઆરીની શરૂઆતમાં એક નવીન બનાવ બન્યો. એક સવારે પોલીસ કચેરીએ રાષ્ટ્રધ્વજ ચડાવેલો જોવામાં આવ્યો, અને બજારમાં કોઈ રણજીત-સિંહને નામે "બોમ્બપત્રિકા" ચોડાએલી જોવામાં આવી. તેમાં સરકારી નોકરોને ધમકી આપવામાં આવેલી અને હિંસક ઉશ્કેરણી કરે તેવું લખાણ લખેલું હતું. સમિતિને આવી હિંસક પ્રવૃત્તિ સાથે કંઈજ લાગતું વળગતું નથી તેવી સ્પષ્ટ જાહેરાત કરવામાં આવી.

જાન્યુઆરીની અગીઆરમી તારીખે ભાઈ મગનભાઈ પટેલ ત્રણ માસની સજા ભોગવી છૂટીને આવતાં તેમના માનમાં રાતે સરઘસ નીકળ્યું. કચેરી આગળથી સરઘસ નીકળતાં મહાલકારીએ સરઘસ અટકાવવા નિષ્ફળ પ્રયાસ કર્યો હતો.

મૌ. મહમદઅલી વિલાયતમાં અવસાન પામ્યાના સમાચાર મળતાં, બેચાર સભાઓ અને હડતાલો થઈ હતી.

આ મહિનાની આખરે શ્રીમતી ભારતીબહેન અત્રે આવેલાં, તે વખતે મોડાસા મ્યુ. પ્રમુખ શ્રી. મોહનલાલ વિ. ગાંધીના પ્રમુખપદે જાહેર સભામાં ઠરાવો કરી સત્તાવાળાઓને મોકલવામાં આવ્યા કે આ ગામમાં અમારે દારૂ પીવું જોઈતું નથી માટે ખોલવું નહિ, અને જો કદી ઠરાવમાં કોઈ શખ્સ પીવું રાખશે તો તેનો સામાજિક બહિષ્કાર કરવામાં આવશે. ધનસુરાને હદમાં પણ આવા ઠરાવો થયા હતા.

લડતની શરૂઆતથી જ "ધર્મયુદ્ધ" પત્રિકા નીકળતી હતી. સાત માસથી તેના તંત્રી તરીકે અને વસનિ પત્રક બહિષ્કારની લડતમાં આગેવાની ભર્યો ભાગ લેવાને કારણે ભાઈ ત્રિભોવનદાસ સુતાની તા. ૨૪-૧-૩૧ના રોજ ધરપકડ થઈ. આ વખતે ભાઈ રમણલાલ સોનીએ હાઈસ્કૂલની નોકરીમાંથી રાજીનામું આપી દઈ લડતનું સુકાન હાથ લીધું અને ઉપરાઉપરી કાર્યક્રમ રાખી પ્રજામાં અપૂર્વ ચેતન આણ્યું. પચીસમી તારીખે ત્રિભોવનદાસના માનમાં

હડતાલ પડી છવીસમીએ પૂર્ણસ્વરાજ દિન હતો એટલે તે દિવસે પણ હડતાલ પડી. મોડાસાની લડતના ઇતિહાસમા આ બે દિવસોએ લોકશક્તિનુ અજબ દર્શન થયુ

તા ૨૬ મી જાન્યુઆરી આવી પહોચી હતી! પ્રભાતફેરી સરઘસ સભાનો અનેરો ઉત્સાહ વ્યાપ્યો હતો, તેજ બપોરે ભાઇ ભોગીલાલ ગાધી યરોડા અને નિસાપુરની જેલોમા આઠ માસની સખ્ત સજા ભોગવી છૂટીને આવ્યા સરઘસાકારે તેમને ગામમા ફેરવી ગાધીચોકમા લાવવામા આવ્યા ત્યા તેમણે મોડાસામા પોતાનો અડ્ડો જમાવી રહેવાનો નિશ્ચય જાહેર કર્યો સાજે ફરી પાછુ સરઘસ અને ફરી ગાધીચોકમા સભા થઈ પોલીસ પૂરેપુરી સજ્જ હતી રણગીતો ગવાયા વિદેશી કાપડની હોળી થઇ બરાબર એજ વખતે શ્રી દેસાઈની ગેરહાજરીમા પ્રમુખ નિમાએલા શ્રી શકરલાલ સુરા સભામા આવી પહોચ્યા પૂર્ણસ્વરાજનો ઢઢેરો સભામા વહેચવામા આવ્યો શ્રી શકરલાલે તે વાચી સભળાવ્યો અને સૌએ સાથે બોલી તે પસાર કર્યો ને જમાદાર વોરટનુ કાગળિયુ લઇ સુરાને પકડવા આવે તેટલામા તો ઇન્કિલાબ ઝિદાબાદના પોકારો પાડતી આખી સભા ઊભી થઈ ગઇ અને શકરલાલ છૂ થઈ ગયા!

એકજ દિવસમા ચાર સરઘસ અને ચાર સભા થઈ હતી છતા લોકોનો જુસ્સો એવો ને એવો તાજો જ રહ્યો હતો પછીના ત્રણ દિવસો ગામડામા વસતિગણતરીના નબરો ભૂસવાનુ કામ કરવામા આવ્યુ પોલીસ શ્રી શકરલાલની પાછળ ગામડામા રખડતી હતી એવામા ભાઈ માણેકલાલ ગાધી મુબઈમા તોજ્વાર પકડાયા વસતિપત્રકના બહિષ્કાર વિષે વિશેષ સૂચનાઓ આપવા સાજે સરઘસ પછી સભા થઈ શ્રી શકરલાલે વસતિ ગણતરીનો બહિષ્કાર કરવા વિષે ભાષણ કર્યુ બાદ તેમની ધરપકડ થઈ લડતની શરૂઆતથી ગામડામા રખડી રખડી મૂગી રીતે, અને પ્રસગ આવતા આગળ થઇને સેવા કરી છૂટવાની વૃત્તિથી શ્રી શકરલાલે આખા ગામ અને તાલુકાના લોકોના મન જીત્યા હતા.

*

બીજે દિવસે સપૂર્ણ હડતાલ એવો ને એવો ભરચક કાર્યક્રમ શ્રી રમણલાલ સોની પાયમા સરમુખત્યાર નીમાયા અને શ્રી ગોરધનદાસ વૈદ્ય મત્રી થયા. ભાઇ શકરલાલ સુગની જેમ ભાઇ રમણલાલ પણ છેલ્લા આઠ માસથી લડતને ટકાવી રહ્યા હતા એમના રણગીતો ઉપર મોડાસા પ્રદેશની પ્રજા મુગ્ધ બની હતી નોકરી છોડી, સરમુખત્યાર થયા પછી ગુનાદ '—

ના લેખકને સરકાર નવારે દહાડા છૂટા રહેવા દે એમ નહોતી

તે સાંજની સભામાંજ બિનજકાતી સમરસ તથા જપ્ત ' રણનાદ 'નું વેચાણ થયુ, અને કશી ચેતવણી આપ્યા વગર પોલીસ લાઠી લઈને સભા પર તૂટી પડી

એક દરે બહેનો બાળકો ને વૃદ્ધો મળી ૮૦ ઉપર ભાઈ બહેનોને લાઠી લાગી હતી આ ધરપકડ અને લાઠીમારના વિરોધમા બે દિવસ સખત હડતાલ પડી ભાઈ રમણલાલ પર ' રણનાદ ' ગેરકાયદેસર વેચી ઉશ્કેરાટ કરવાનો આરોપ મૂકાયો પાછળથી જમીન મહેસુલનો ઓર્ડીનન્સ લાગુ કર્યો બીજે દિવસે તેમને વિદાય આપવા લોક ઊમટ્યુ ત્યારે લાઠીમારથી જુસ્સો ઊલટો વધી પડ્યો મોડાસા પ્રિન્ટિંગ પ્રેસના માલિક શ્રી મણીલાલ મગનલાલ શાહ (હાલ સદ્ગત) સરમુખત્યાર નીમાયા હતા તેમણે ય બિનજકાતી મીઠાનુ જાહેર રીતે વેચાણ કર્યું પણ પોલીસે કશુ કર્યું નહિ બીજે દિવસે એટલે તા ૬ ઠ્ઠીએ લાઠીમારના વિરોધમા મોડાસા અને ધનસુરામા લાઠીદિન ઉજવાયો એ જ દિવસે મોડાસાના ઇતિહાસમા પહેલીજ વાર ગામના મહાજનોનુ સરઘસ નીકળ્યુ બાળકો, યુવકો, બહેનો, વેપારીઓ, કારીગરો ને વૃદ્ધો તમામની પ્રચંડ સભા ગામના વયોવૃદ્ધ કાકાશ્રી શંકરલાલ પીતામ્બરદાસ ભુગલા (હાલ સદ્ગત) ના પ્રમુખપદે મળી પ્રમુખશ્રીએ તથા વેપારી આલમના પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ લાઠીમારની સખ્ત ઝાટકણી કાઢી વિરોધના ઠરાવો કર્યા માર પડેલો તેમની જુબાનીઓ લઈ અને પૂરેપૂરી તપાસ પછી, બહેનો અને બાળકોને પકડી પકડીને મારનાર પોલીસ અને એક મુખી જેણે પોતે પોલિસમેન ન હોવા છતાં છૂટથી લાઠી ચલાવેલી તેમના ઉપર કેટલાક નાગરિકો તરફથી ફરિયાદો માંડવામા આવી પરંતુ પછીથી, તડજોડ થવાથી એ ફરિયાદો પાછી ખેંચી લેવામા આવી હતી અને મુખીએ લેખિત માફી માગવાથી તેને પણ જતો કરવામાં આવ્યો લોક અસંતોષને શાંત કરવા કેટલાક પોલિસોની બદલી કરવામા આવી હતી

આ લાઠીમારનો મહોત્સવ ઊજવી મગરૂર બનેલી બહેનોએ શ્રીમતી મણિબહેન દોશીના પ્રમુખપદે તા ૧૨-૨-૩૧ ના રોજ બોરસદ શ્રીસીતમ દિન ઉજવાયો બહેનોનુ સરઘસ નીકળ્યુ સભા પણ બહેનોની જ થઈ બોરસદમા બહેનો પર પોલીસે વર્તાવેલા કેરનો વિરોધ થયો, કાયદાભંગના ગીતો ગવાયા ને ત્યાર બાદ શ્રીમતી મણિબહેન વગેરે બહેનોએ બિનજકાતી સમરસની હરરાજી કરી સારી રકમ ઉપજાવી

તા ૪ અને ૫-૨-૩૧ બે દિવસ ધરપકડ અને લાઠીમારની દડાદડ

અને ત્રીજે દિવસે ભારતવર્ષના ભિષ્મપિતામહ સરખા મોતીલાલજીના અવસાનથી હડતાલ પડી હતી ત્યારપછી તા ૧૬-૨-૩૧ ના રોજ મોતીલાલજી શ્રાધ્ધ દિન ઉજવાયો હતો

તા. ૨૩-૨-૩૧ ના રોજ પાછો બિનજકાતી સમરસ હરાજીનો કાર્યક્રમ પહેલાથી જાહેર કરી રાખવામા આવ્યો સભામા પોલીસ પૂરેપૂરી હાજર હતી ઉપરાત ફોજદાર ને મહાલકારી પણ હાજર રહ્યા હતા છતા પણ લોક સખ્યા ઓછી નહોતી સરમુખત્યાર શ્રી મણીલાલ મગનલાલ શાહે ભાષણ પછી બિનજકાતી સમરસની હરાજી શરૂ કરી, કે તરત જ તેમને ગિરફતાર કરી લઈ જવામા આવ્યા

બીજીજ સવારે એક બહેને મોડાસાની સરમુખત્યારી લીધી એમનું નામ શ્રીમતી મણિબહેન દોશી મો ાસાની બહેનોમા આવેલી જાગૃતિનુ આ પ્રમાણપત્ર છે

*

એટલામા વસતિ ગણતરીનો છેવટનો દિવસ તા ૨૬ મી ફેબ્રુઆરી આવી પહોચ્યો વસતિગણતરીના બહિષ્કાર માટે સતત ઝુબેશ ચલાવી જેલ ગએલા ભાઈ ગોપાલદાસ સુરા એજ દિવસે જેલમાથી ફરી પાછા આવી પહોચ્યા અને તરત જ વાનરોની ટૂકડી લઇ બહિષ્કારના કાર્યમા લાગી ગયા એ રાત્રે વાનરોએ જે જોર બતાવ્યુ છે તે ખરેખર અદ્દભુત હતુ નોધણીદારો ચોરી છૂપીથી નામો નોધવા નીકળે ? વાનરોના ટોળેટોળા તેની પાછળ પડયા જ છે બધા મળી સોએક વાનરોના જૂથ મધરાતના એક વાગ્યા સુધી ઘૂમી રહ્યાં હતા

સરમુખત્યાર મણિબહેન પણ બહેનોના જૂથમા ઘરેઘર ફરતા હતા વસતિગણતરી રીતસર થઈ શકી જ નહિ કાચી ગણતરી વખતે મ્યુનિસિપલ શાળાના કેટલાક શિક્ષકોએ કુમળા બાળક પર વસતિની હકીકત મેળવવા ચલાવેલો દોર ને તુમાખી બધા નિષ્ફળ ગયા અને, આ બહિષ્કારની સફળતા તો મ્યુનિસિપાલિટિએ પણ કબૂલ કરી, પ્રમુખે પોતે સરકારને જણાવી દીધુ કે વસતિગણતરી થઇ શકી જ નથી, ઘેર બેઠે આકડા ભરાયા છે, અને તે પણ તમામ ખોટા છે, કેટલાક આ ગામમા તો નહિ પણ આ લોકમા પણ હયાત નથી એવાઓના પણ નામ ગણતરીમા લખાયા છે, કેટલાકના નામ ફરીફરી લખાયા છે, તો કેટલાક જથ્થાની ગણતરી કલ્પનાથી કરી લેવાઇ છે!

*

બીજી બાજુથી મીઠાની લડત તો ખૂબ વેગમા ચાલતી જ હતી પણ

એમાં એક નવું તત્ત્વ ઉમેરવાનું બાકી હતું. તે પૂરું કરવા ભાઈ નરહરિ ભટ્ટ બોરસદ જઇ કાચું મીઠું લઈ આવ્યા. એ મીઠું જાહેર સભામાં કોર્ડન કરી શ્રીમતી મણિબહેનને હાથે પકાવવાનો કાર્યક્રમ પણ ઘડાઇ ગયો. મણિબહેન જેલ જવા માટે ખૂબ જ ઉત્સુક થઈ રહ્યાં હતા. બીજા જુવાનો પણ મીઠાના આ સત્યાગ્રહમાં ઝૂકાવી સરકારના મે'માન થવા કૂદી રહ્યા હતા. ત્યાં તો તહકૂબીનો સફેદ વાવટો ચઢયો. મહાસભાનો બીજો હુકમ થતાં સુધી લડત મોકૂફ રહી. તહકૂબીનું રહસ્ય સમજાવવા "યુદ્ધ વિરામ" નામે પત્રિકા છપાવી ગામેગામ વહેંચવામાં આવી.

તહકૂબી થવાથી ભાઈ રમણલાલ સોની ૧ માસ સજા ભોગવી, તથા ભાઇ મણિલાલ પંદર દિવસ જેલ ભોગવી આવ્યા ત્યારે સભા સરઘસ થયાં. અને માર્ચની બારમી તારીખે મોડાસાના મહારથી શ્રી. મથુરાદાસ ગાંધી આઠ માસની જેલ ભોગવી છૂટીને આવતાં બે હજાર માણસની મેદનીએ તેમને વધાવી લીધા :

**"મથુરભાઇ ! જીતી સ્વરાજ વહેલા આવિયા રે.... "**

ગામ આખામાં જાણે મહોત્સવ રચાયો હતો. ઠામઠામ રાષ્ટ્ર ધ્વજોનાં તોરણો હવામાં ફરકતાં હતાં. દુકાનદારોએ કાપડ, નાળીયેર, વાસણ, છબીઓ ઇ૦ નાં તોરણો બાંધ્યાં હતાં. ગાંધીચોકમાં સુંદર મંડપ બાંધવામાં આવ્યો હતો. પ્રાસંગિક ભાષણો થયાં. શ્રી. મથુરભાઇના ફોટા સાથેની છાપેલી સ્વાગત પત્રિકા તેમને અર્પણ કરવામાં આવી. શ્રી. મથુરભાઇએ તહકૂબીનું રહસ્ય સમજાવી પોતાની ગેરહાજરીમાં મોડાસાએ જે કામ કરી બતાવ્યું તેથી સંતોષ અને ગર્વ જાહેર કર્યાં.

શ્રી. મથુરભાઈ છૂટીને આવ્યા પછી તરત જ વિગ્રહ સમિતિ પાસેથી તાલુકા સમિતિનો કાર્યભાર સંભાળી લીધો. એટલે વિગ્રહસમિતિ બરખાસ્ત કરવામાં આવી. મોડાસા તાલુકા તરફથી કરાંચી કોંગ્રેસમાં બે પ્રતિનિધિઓ તરીકે ભાઇ શંકરલાલ સુરા તથા ગોપાલદાસ સુરા ગયા હતા. બદલાએલી પરિસ્થિતિમાં રચનાત્મક કાર્ય તરફ લક્ષ પરોવાયું. આ તાલુકાનાં ત્રણે પીઠાંના ઇજારા માટે પ્રથમ તો કોઇએ માગણી જ કરી નહોતી. પાછળથી ધનસુરા અને દહેમાઇનાં પીઠાં ઊઘડતાં ત્યાં પિકેટીંગ શરૂ થઈ ગયું. વિદેશી કાપડ વેચવાની બાંધીની મુદ્દત પૂરી થઇ ગઈ હતી. નવું વિદેશી કાપડ સંવત ૧૯૮૮ ના પોષ સુદ બીજ સુધી નહિ લાવવાની વેપારીઓએ પ્રતિજ્ઞાઓ લીધી.

*

નવા વર્ષની તાલુકા સમિતિની સભામાં શ્રી. મથુરભાઈ પ્રમુખ ચૂંટાયા

અને શ્રી. ચંદુલાલ શંકરલાલ ભુર્ટાલા અને શ્રી. શંકરલાલ સુરા મંત્રીઓ નીમાયા. શાંતિના ગાળામાં રચનાત્મક અને પ્રચારાત્મક કામ કરી લોક સાધારણને કેળવી તૈયાર કરવાની નેમથી તાલુકામાં મોડાસા, ધનસુરા, દહેમાઈ અને ઓઢા એમ ચાર મથકો ખોલવામાં આવ્યાં.

## સંધિકાળની સુગંધ

૧૯૩૧ ના માર્ચની તા. ૪ થી એ મધરાતે ગાંધીજીએ વાઈસરોય લોર્ડ વિલિંગ્ડન સાથે સમાધાન કર્યું; અને રાષ્ટ્ર વ્યાપી સત્યાગ્રહનું આંદોલન સ્થગિત થયું. અલબત્ત, આ સમાધાનના અનેક મુદ્દા એવા હતા જેનાથી ગાંધીજીના નિકટતમ સાથીઓને પણ આઘાત લાગ્યો હતો. ખાસ કરીને બીજી કલમથી તો પંડિત નહેરૂ જેવાને અસાધારણ આઘાત લાગ્યો હતો. તેમના મત મુજબ પૂર્ણસ્વરાજનો પ્રશ્ન આ કલમથી જોખમમાં પડયો હતો કેમકે તેમાં ફેડરેશન એક અનિવાર્ય અંગ હતું. વળી, રક્ષણ, પરદેશ સાથેના સંબંધો, લઘુમતીવાળી કોમોની સ્થિતિ, હિંદની નાણાં સંબંધીની શાખ અને દેવાની ભરપાઇ વગેરે બાબતો અંગે પણ હિંદની સંપૂર્ણ આઝાદી રૂંધાય એવું હતું. પંડિતજી લખે છે કે, "એક આખું વર્ષ આપણા લોકોએ જે શૂરાતન ભરી લડત ચલાવી હતી તે આ કલમને માટે? આપણાં બધાં શૂરાં કામો અને શબ્દોનો શું આ જ અંત આવવાનો હતો? શું આટલાને જ માટે મહાસભાના પૂર્ણ સ્વરાજના ઠરાવની, જાન્યુઆરી ૨૬ની પ્રતિજ્ઞાની વારંવાર પુનરુક્તિ કરવામાં આવી હતી?' આવા આવા પ્રશ્નોનું પંડિતજી રટણ કરી રહ્યા હતા. અને જાણે કોઇ મૂલ્યવાન વસ્તુ હાથમાંથી સરકી ગઇ હોય એવી ભાવનાથી એમના હૃદયમાં એક મહા શૂન્યતા વ્યાપી ગઇ હતી.

વળી, આજ અરસામાં કરાંચી મહાસભા પ્રસંગે જ, સરકારે ભગતસિંહ તથા તેમના સાથીઓને ફાંસીએ લટકાવી દઈ પડતાં પર પાટુ માર્યા જેવું કર્યું હતું. અને વધુમાં, મોટા ભાગના કેદીઓ છૂટી જવા છતાં, હજી દેશમાં હજારો કેદીઓની મુક્તિ શક્ય બની ન હતી ઘણાને તો કોઇ પણ કેસ યા પુરાવા વિના જ ગોંધી રાખવામાં આવ્યા હતા. આથી પણ ભારતના લાખો નવજુવાનોના હૈયા પંડિતજીના જેવી મુંઝવણ અને વેદનાથી ભરાઇ ગયાં હતાં. છતાં, પંડિતજીની જેમ મોટા ભાગનાને ગાંધીજીની નિષ્ઠા અને વ્યવહાર દક્ષતામાં અમીમ વિશ્વાસ હતો એટલે ગાંધીજીએ ચીંધેલા રચનાત્મક કાર્યમાં ડૂબી ગયા.

## * ઓઢા ગાંધી મંદિર

મોડાસામાં પણ, ૧૯૩૦ના જોશીના જુવાળના અનુભવ બાદ, મોડાસા ઉપરાંત ધનસુરા, ડેમાઈ અને સાઠંબા પાસેના ઓઢા મુકામે કેન્દ્રો ખોલવાનો નિર્ણય કરવામાં આવ્યો અને તત્કાળ ધનસુરા કેન્દ્રનો આરંભ શ્રી ભોગીલાલ ગાંધી અને નરહરિ ભટ્ટે કરી પણ દીધો ત્યાં મુખ્ય પ્રવૃત્તિ રેંટિયાની તથા આજુબાજુના પ્રદેશોમાં ફરીને મહાસભાની રચનાત્મક કાર્યક્રમનો પ્રચાર કરવાથી વિશેષ ન હતી પરંતુ થોડાજ સમય બાદ, મોડાસા તાલુકા કોંગ્રેસના પ્રમુખ તરીકે દાદાને હસ્તક ઓઢામાં ગાંધી મંદિરની સ્થાપના થઇ, અને શ્રી ભોગીલાલ તથા નરહરિને તેના સંચાલનની જવાબદારી સોંપાઈ (જૂનની ૨૦ મી) ઉદ્‌ઘાટન પ્રસંગે ખાદી પ્રદર્શન ભરવામાં આવ્યું હતું સાથે ૩૦ ની લડતના પ્રસંગો અને શહીદોની છબીઓ તથા ચિત્રોનું પ્રદર્શન હતું આ દૂરના પ્રદેશમાં આજ પૂર્વે કદિ આઇ પ્રવૃત્તિ કરવામાં આવી ન હતી છતાં રાતના સમારંભમાં ૧ બાજુના અઢીસો જેટલા ખેડૂતો ખેતીની મોસમ હોવા છતા આવ્યા હતા આ પ્રદેશમાં આવો પ્રથમ સમારંભ હતો, અને લોકોનો ઉત્સાહ પુષ્કળ હતો સ્થાનિક સ્વયંસેવક તરીકે મંગળભાઇ તથા બહાદરના હીરજીભાઇ કેદ્રમાં જોડાઇ ગયા હતા તત્કાળ તો રેંટિયા અને પીંજણના વર્ગો ઉપરાંત સાધારણ જ્ઞાન અને શિક્ષણના વર્ગો શરૂ કરવામાં આવ્યા ઉપરાંત, આજુબાજૂના પ્રદેશોમાં—ગામડે ગામડે અને કંપાઓમાં રેંટિયા, કોંગ્રેસના પ્રચાર માટે પ્રવાસ ખેડવા માંડ્યો

પરંતુ માંડ પાંચ દિવસ થયા હતા, ત્યાં તો એક નોંધપાત્ર પ્રસંગ બની ગયો એક અંત્યજ ભાઇ મંદિરે (ગાંધી મંદિરે) આવ્યો પાછલે બારણે દૂર બેસી ને કાંતવામાં રસ લેવા લાગ્યો કાર્યકરોમાંથી એકે તેને કાંતેલા સૂતરનો ફાળકો આપ્યો— હતા પો જ. હજુ સ્પર્શ તો થયો ન હતો ત્યાં તો કાંતવા આવનારા ભાઈબહેનો ભડકી ઊભા થઇ ગયા ! બીજે દિવસે તો આખા ગામમાં જબરી ચકચાર જાગી ગઇ ! અને 'આભડછેટ' પાળ

---

ઓઢા મોડાસાથી ૩૦ માઇલ દૂર સાઠંબા નજીક આવેલું છે તેની ત્રણ બાજુ વીરપુર સાઠંબા બાબરવાડ દેશી રાજ્યો પથરાયેલા છે અને ગાંધી મંદિરની સ્થાપના થઈ તે પૂર્વેના આખા ભૂતકાળમાં તે કોઇ આંદોલનના સંપર્કમાં આવ્યું ન હતું ખુદ ૧૯૩૦નું હમણાંજ જોઇ ગયા તે તોફાન પણ ઓઢા સુધી પહોંચી શક્યું ન હતું. આમ સર્વથા અલિપ્ત જેવા રહેલા ઓઢામાં ગાંધી મંદિર સ્થાપવામાં આવ્યું

વાનું દબાણ કાર્યકરો ઉપર સીધી અને આડકતરી રીતે આવ્યું. એનો સ્વીકાર કરવો તો શક્ય ન હતો. એટલે પેલા બે નવા સ્વયંસેવકો ઉપર દબાણ આવ્યું. ને તેઓ છૂટા થઈ ગયા...આખો દિવસ ભર્યું ભર્યું રહેતું મંદિર શ્મશામ થઇ ગયું! ઉત્સાહ અને સહાનુભૂતિનુ વાતાવરણ જાણે વિખરાઈ ગયું! આમ, આરંભમાં જ આકરી કસોટી આવી પડી. કેટલાક હિતેચ્છુઓ અને વડીલોએ સમય વરતી વ્યવહાર રીતે વર્તવાની સલાહ પણ આપી. પરંતુ 'ગાંધી મંદિર'ના સંચાલકો માટે એ શક્ય ન હતું...રેંટિયાની પ્રવૃત્તિ પડતી મૂકી તેમણે તો આજુબાજુના પ્રદેશમાં પરિભ્રમણ ચાલુ રાખ્યું. ને ત્રણ જ દિવસમાં તો જાણે ખરેખરો ચમત્કાર થયો!

ધીમે ધીમે કોઈ કૌતુક પૂર્વક તો કોઈ થોડી સહાનુભૂતિ પૂર્વક, કે કોઇ વળી એમ માનીને કે હવે બધુ બરાબર થઇ જશે—ગમે તેમ પણ અવરજવર શરૂ થઇ. વળી પાછા રેંટિયા શરૂ થયા. વળી ભણતર આગળ ચાલ્યું. જોતજોતામાં તો આજુબાજુના ખેડૂતો પોતપોતાની નાનીમોટી ફરિયાદો લઇ આવતા થયા; ક્યાંય એટલા પ્રદેશમા ખેડૂતોનુ પંચ મળવાનું હોય તો તે માટે આમંત્રણ આવવા લાગ્યું. કેટલાક તો પોતાના અંગત યા ન્યાતજાત અને કુટુંબની સમસ્યાઓ લઈ આવતા હતા...અને પ્રાથમિક દવા ઉપચાર માટે પણ અનેક.

વળી, ઓઢા સાઠંબાને અડીને છે. અને સાઠંબા રહ્યું રજવાડી ઠકરાત. તથા આજુબાજુ પણ બાયડ, ગાબટ વગેરે દેશી રાજ્યો હતાં. ધીમે ધીમે તેમની દાદ ફરિયાદો મોટા પ્રમાણમાં આવવા લાગી. મંદિરના કાર્યકરોએ તો દેશી રાજ્ય કે બ્રિટિશ—કોઇપણ પ્રકારના ભેદ વિના રચનાત્મક કાર્ય ઉપાડયું. આનો પડઘો લેખમાળાઓ રૂપે 'સૌરાષ્ટ્ર' પત્રમાં પડયો. એટલે થોડા જ દિવસમાં રજવાડાં ચોંકી ઊઠયાં. અને મંદિરના કાર્યકરોની પ્રવૃત્તિ ઉપર નજર રાખવા લાગ્યા. ધાકધમકીઓ અપાઈ. આથી ત્યાંના પ્રજાજનો પણ મહાસભાના સભ્ય થતાં ડરવા લાગ્યા. સાઠંબા અને ગાબટમાં આવા અનુભવો થયા—તે એટલે સુધી કે, શરૂમાં તો રાતવાસો આપવા કે ઉતારો આપવા પણ તૈયાર નહતા થતા. પરંતુ આ પ્રદેશના કંપાવાળાઓ જેઓ વરસો થયાં ચરોતરથી આવી અહીં જમીનના મોટા લૉટ લઇ વસ્યા હતા, તેઓ વધુ જાણકાર, અને નીડર હતા. અને મંદિરની પ્રવૃત્તિને સહકાર આપવા લાગ્યા હતા.

આ દિવસોમાં પાટીદારોને ત્યાં ઉતારો હોય ત્યારે એવો ય અનુભવ થતો કે તેઓ પોતાને હાથે રાંધેલું અન્ન આપતાં સુદ્ધાં ખચકાતા હતા.

મફત માલ લીધો છે ?'' હકીકતે, વાણીઆને અરધા પરધા પૈસા ચૂકવેલા ખરા. પણ બીજા બધાઓ પાસે મફત કામ કરાવેલું એ ય સાચું. છતાં, અમલદારે તો વણકરોને બોલાવી પૂછ્યું; "અલ્યા તમારે પૈસા જોઇએ છે કે ?" અને મગદૂર કોની કે એમના મોઢે હા કહે? તેઓ તો 'ભાઇશા'બ આપની પાસેથી લેવાનું હોય ? ' કહી છૂટી પડયા. મામલતદારે લાગ જોઇ કાર્યકરોને ભોંઠા પાડતાં કહ્યું : "બોલો, કોઇ પ્રેમપૂર્વક કામ કરે એ ય ગુનો ?'' અને ફરીફરી વણકરોને મોઢે કબુલાવતા ગયા : "ભાઇશાબ આપની સેવા નહિ કરીએ તો કોની કરશું ?" વગેરે.

અલબત્ત, આનાથી પણ વધુ ઉગ્ર સંઘર્ષ તો આવી પડયો. મહેસૂલ આપવાના સમયે. આખા પ્રદેશમાં એવો ચાલ કે મહેસૂલ ભરતી વખતે 'ખાતાનો રૂપીઓ' ગણી તલાટીને મફતનો આપવાનો જ ! વરસોથી શિરસ્તો પડી ગયેલો, એટલે એમાં લાંચ રૂશ્વત છે એવું ય કોઇને ન લાગે.

મંદિરે આ સવાલ હાથ ધર્યો. અને જ્યાં જ્યાં તલાટી મહેસૂલ એકઠું કરવા જતો ત્યાં ત્યાં કાર્યકરો દોડી પહોંચતા અને ખાતાનો રૂપીઓ બંધ કરાવવા મથતા. લેખો અને અરજીઓનો પણ મોરો શરૂ થયો હતો. એટલે ઘણાં બધાં ગામે તો તલાટીની હિંમત ન ચાલી.

પરંતુ આ બધી પ્રવૃત્તિઓને કારણે સરકારની આંખમાં અને રજવાડાંની આંખમાં મંદિર આંખની કણીની જેમ ખૂંચી રહ્યું હતું. અને તેને ભીંસમાં લેવા તલપી રહ્યા હતા.

આ સમય દરમ્યાન વાડાસિનોર રાજ્યની લડત દાદાને હાથે આરંભાઈ ચૂકી હતી; (તે લડતના હેવાલમાં મંદિરની કામગીરીની નોંધ આવી જશે.) પરંતુ, બન્યું એવું કે, અંગ્રેજ સરકારે ગાંધીજી સાથે સમાધાન કર્યા પછીય વર્તાવ તો એકપક્ષીય લડતનો જ—દમનનો જ રાખ્યો હતો. અને ગાંધીજી ભારતના ભાવિ અંગે ગોળમેજી પરિષદમાં લંડન ગયેલા ત્યાંથી પાછા ફરે તે પૂર્વે જ સરકારે દેશ પર ફરીવારની લડત લાદી દીધા જેવું કર્યું હતું.

૧૯૩૨ ની લડત શરૂ થતાં મંદિરના બેઉ મુખ્ય કાર્યકરો ભોગીલાલ તથા નરહરિને ઝડપી લેવામાં આવ્યા. (૧૯૩૨ ફેબ્રુ૦-માર્ચ) અને આટલા ગાંધીમંદિરની પ્રવૃત્તિનો અંત આવ્યો. છતાં કેવળ આઠેક માસની આ પ્રવૃત્તિએ એ પ્રદેશમાં નવો પ્રાણ પેટાવ્યો હતો

# વળી પાછો સંગ્રામ

## [ ૧૯૩૨ ]

૧૯૩૧-૩૨ ના આ સંધિકાળ દરમ્યાન, આ પ્રદેશનાં બીજાં કેન્દ્રોમાં, ધનસુરા અને દહેગામનાં કેન્દ્ર લગભગ બંધ અથવા નિષ્ક્રિય બની ગયાં હતાં. અને મોડાસાનું મુખ્ય થાણું યથાવત્ કાર્યશીલ હતું. દાદા, શ્રી. ચંદુલાલ શં. બુટાલા, શ્રી. પુરુષોત્તમદાસ તથા જૂના કાર્યકરો અને લડત દરમ્યાન અંગ્રેજી શાળામાંથી રાજીનામું આપી છૂટા થઈ ગયેલા શ્રી. રમણલાલ સોની હવે આખા પ્રદેશમાં રચનાત્મક કાર્યની પાછળ લાગી પડયા હતા. મુખ્યતઃ સંધિનું રહસ્ય, રેંટિયા-ખાદીનો પ્રચાર, કોંગ્રેસના સભ્ય બનાવવા વગેરે મુખ્ય પ્રવૃત્તિઓ હતી. અલબત્ત, હકીકતે આ વર્ષોમાં એકંદર એક પ્રકારની શિથિલતા આખા દેશમાં અને કોંગ્રેસના કાર્યમાં દેખાઈ રહી હતી, તે જ સ્થિતિ મોડાસાની હતી.

પરંતુ હવે આ શિથિલતા ખંખેરી નાખે એવો ઉપાડો દેશભરમાં સરકારે પોતે જ લીધો હતો. હજી 'સંધિકાળ' ચાલુ હતો, અને ગાંધીજી તો ગોળમેજી પરિષદ માટે વિલાયત ગયેલા ત્યાંથી પાછાય ફર્યા ન હતા. ત્યાં તો યુક્ત પ્રાંત વગેરે સ્થળે તો, પં. નહેરુ સહિતની મોટા પાયા પર ગિરફતારીઓ થઇ ચૂકી હતી. આમ, સંધિનો અમલ એકપક્ષી બની ગયો હતો, અને સરકાર પક્ષે પ્રજામાં આવી રહેલી શિથિલતાનો લાભ લેવા ફટકો વીંઝી દીધો હતો.

ગાંધીજીએ વિલાયતથી પાછા ફરી નવા આવેલા વૉઇસરોય લૉર્ડ વિલિંગ્ડનની મુલાકાતની માગણી કરી, તેને પણ ઠુકરાવવામાં આવી. આ પ્રસંગે લોકો એમ કહેતા હતા કે લૉર્ડ અરવિન (આગલા વૉઇસરોય) ચાલુ રહ્યા હોત તો આવું બનવા ન પામ્યું હોત. પં. નહેરુએ આવી ચર્ચાનો જવાબ આપતાં લખ્યું છે:*

"હિંદી રાષ્ટ્રહિત અને બ્રિટિશ સામ્રાજ્ય હિત, એ બેનું પૂરેપૂરું પૃથક્કરણ કરીએ તો એ બેનો કદિ મેળ ન ખાય, એ તરત જણાઇ આવે એવું છે. એ બે વચ્ચેનો અનિવાર્ય સંઘર્ષ તે શું બે વ્યક્તિઓની અંગત મૂન ઉપર આવીને અટકે? ઇતિહાસમાં પરસ્પર વિરોધી બનેલા બે બળો વચ્ચેનો ઝઘડો શું સ્મિતવિનિમય અને શિષ્ટાચારના ચાર મીઠા ગળ્ણાંથી પતી જઇ શકે? ગાંધીજીને અમુક પગલું લીધા વિના છૂટકો જ નહોતો,

* પં. નહેરુની આત્મકથા પા. ૫૨૪-૫૨૫

કારણ હિંદી રાષ્ટ્રીયતા પોતાનું પેટ ચીરીને આપઘાત કરી શકે, એમ નહોતું, અથવા જીવ સટોસટની બાબતોમાં પરદેશી નોકરશાહીને મૂંગે મોંઢે વશ થઇ શકે એમ પણ નહોતું...

"સને ૧૯૩૨ ના જાન્યુઆરીની ૪ થી તારીખ ભારતના ઈતિહાસમાં વળી મહત્વની બની ગઈ. તે દિવસે દલીલો અને ચર્ચાઓની સમાપ્તિ થઇ. તે પુણ્ય પ્રભાતે ગાંધીજી અને મહાસભાના પ્રમુખ વલ્લભભાઇ પટેલને પકડયા અને મુકદ્દમો ચલાવ્યા વિના રાજકેદી તરીકે જેલમાં પૂરી દીધા. ચાર નવા ઓર્ડિનન્સો બહાર પાડયાં...નાગરિક સ્વાભાવિક સ્વાતંત્ર્યનો અંત આવ્યો... આખા દેશ ઉપર જાણે એક પ્રકારનો ઘેરો જાહેર થયો..."

અને મહાસભા તથા તેની તમામ શાખાઓ, ઉપરાંત મહાસભાની સાથે સંબંધ તથા સહાનુભૂતિ ધરાવતી વિવિધ પ્રકારની અનેક સંસ્થાઓ કિસાન સભાઓ, ખેડૂતમંડળો, યુવક સંઘના વિદ્યાર્થી મંડળો, કાંઇક ગરમ વિચારો ધરાવતી રાજદ્વારી સંસ્થાઓ, રાષ્ટ્રીય વિદ્યાપીઠો ને શાળાઓ, ઇસ્પિતાલો, સ્વદેશી સંસ્થાઓ, પુસ્તકાલયો એ બધાં બેકાયદા જાહેર થયાં! ને તેમનાં મકાનો, બેંકોનાં ખાતાંઓ, મિલ્કતો, મોટરો બધાં પર પોલીસનો પહેરો લાગી ગયો!

દેશભરમાં હજારો હજારો સંસ્થાઓ, કે જેણે દેશના રાષ્ટ્રીય ઇતિહાસમાં ગૌરવ પૂર્યું હતું તે સૌ એકજ કલમના ગોદે ગેરકાયદે જાહેર કરી દઈ, એમને મોઢે અને દેશભરનાં સંખ્યાબંધ છાપાં-પત્રોને મોઢે ય ડૂચો મારી સરકારે કોંગ્રેસની ભૂંડી બદનામી શરૂ કરી: કાનપુરના કોમી રમખાણોમાં કોંગ્રેસે શાનભર્યો ભાગ ભજવ્યો હતો તે છતાં તે રમખાણ માટે કોંગ્રેસને શિર જવાબદારી ઢોળી!

૧૯૩૦ કરતાં ૩૨ની સરકારી નીતિ અને પદ્ધતિ જુદી જ હતી. ૧૯૩૦ માં નછૂટકે દમન કરવાની નીતિને બદલે, ૧૯૩૨ માં આક્રમણ કરીને આંદોલનને ઊગતું જ ડાંભી દેવાનો મનસૂબો જણાઈ આવતો હતો.

સહજ રીતે, આની સામે કોંગ્રેસને માથે સવિનય ભંગની ફરજ આવી પડી. અને દેશભરમાંથી એવો ભંગ કરનારાઓની ખોટ ન પડી. પં. નહેરૂ લખે છે તેમ, "૧૯૩૨ માં બ્રિટિશ સરકારનો જે સામનો થયો તે ૧૯૩૦-ના મુકાબલે ઘણો સખત હતો; ૧૯૩૨ માં લોકોએ સહન શકિત વધારે બનાવી અને અપાર શાંતિ જાળવી."

આમ છતાં, એ વાત પણ સ્પષ્ટ બની કે, ૧૯૩૦ કરતાં ૧૯૩૨ માં અંતરની ઊંધટ ઘણી ઓછી હતી. જાણે નારાજીથી આપણને કોઇએ યુદ્ધમાં ધસડયા જેવું હતું! અને ૧૯૩૦ ના યુદ્ધમાં જે ઝલક ઊંચી ને ઊંચી જાઈ

રહી હતી તે ૧૯૩૨ ની લડતમા બે વરસ પછી ઝાખી પડી ગઈ...મહાસભા અને એના ઘણા ખરા મધ્યમ વર્ગના અનુયાયીઓ જે આજ સુધી તેના મુખ્ય સહાયકો હતા તે પહેલે જ ઘાએ મૂર્છિત થઇ ગયા......શહેરનો સુખીવર્ગ સ્તબ્ધ બની ગયો

આ રીતે દેશને માથે લડત આવી પડી હતી, ત્યારે મોડાસામા પણ દેશના જેવી સર્વ સાધારણ હાલત પ્રવર્તતી હતી

વિશેષમા તો, ૧૯૩૦ માં દાદાને જેલમથી જ પેશાબનુ દર્દ ઊપડયુ હતુ છૂટયા બાદ (૧૨-૩-૩૧) પણ એ રોગે તેમના શરીરને વારંવાર પછડાટો ખવડાવી હતી અને છેવટે, ૧૯૩૧ના નવેમ્બરમા ઓપરેશન કરાવવું પડયુ હતું.

એટલે ૧૯૩૨ ના આરંભમા બીજી વારની લડત શરૂ થઈ ગઈ ત્યારે દાદાના ઓપરેશનને હજી ત્રણેક માસ થયા હતા અને વધુ આરામની આવશ્યકતા હોઈ મુંબઇ જ રહ્યા હતા

દાદાની આ ગેરહાજરીમા મુખ્ય જવાબદારી તેમના સાથી કાર્યકરોને શિર આવી પડી હતી અને આપણે આગળ જોઇ ગયા તેમ, આ લડત શરૂ થઈ ત્યા સુધી ઓઢા મદિરના કાર્યકરો તો વાડાસિનોરની લડત અંગે— વીરપુરની હિજરત અગે ગળાબૂડ રોકાએલા હતા. બીજી બાજુ, 'ખાતાનો રૂપીઓ' બધ કરાવવાની ઝુબેશ પણ ઉગ્ર રૂપ ધારણ કરી રહી હતી. આમ છતા ઓઢાથી નરહરિ ભટ્ટ મોડાસા દોડી આવ્યા અને શરૂઆતમા જ સરકારે બોલાવેલા હલ્લામા દાદાની જગાએ કાર્ય કરતા શ્રી ચદુલાલ શણટાલા તથા નરહરિને ઉપાડી ગોધી દીધા નરહરિને બે વરસની સજા ફટકારીને જાણે કે ઓઢાની પ્રવૃત્તિ સામેની દાઝ ઉતારી હતી

મોડાસામા હવે પુરુષોતમદાસ, રમણલાલ મોદી અને રમણલાલ મથુરદાસ ગાંધીએ સુકાન હાથમા લીધુ યુદ્ધ પત્રિકાઓ તથા ભાષણોનો કાર્યક્રમ શરૂ થઈ ગયો હતો ૧૯૩૦ જેવો પ્રજાકીય આવકાર ન હતો છતા વાતાવરણ ધીમે ધીમે તૈયાર થઈ રહ્યુ હતુ. પરતુ તે પૂર્વે જ મોડાસાના આ નવે કાર્યકરોને એક સાથે પકડી લઇ સરકારે બીજા સ્થળોની જેમ અહીં પણ ઘા કરી દીધો

તે વખતે ઓઢા-મોડાસા વચ્ચેનો સંપર્ક જાળવીને લડતને ગામડાઓમા ફેલાવવા અર્થે બોગીલાલ ગાધી ગામે ગામ ઘૂમી રહ્યા હતા, અને તેમની પાછળ પડેલા ધરપકડના વૉરન્ટને દિવસો સુધી પાછળ નાખી, આખરે ઓઢાના જ મદિરે પહોચતા મધરાતે ઝડપાઈ ગયા હતા

હવે, તમામ આથી કાર્યકરો પકડાઇ જતા દાદા માટે મુંબઈ રહેવું અસહ્ય થઇ પડ્યું. એટલે નાદુરસ્ત તબિયત છતાંય તેઓ દોડી આવ્યા અને તેમની ધરપકડની રાહને ડોળે રાહ જોઈ રહેના અમલદારોએ નિરાતનો દમ ખેંચ્યો. દાદાને તે ને તે સાંજે ગિરફતાર કરી સાબરમતી મોકલી દીધા.

પરંતુ સાબરમતી જેલમા દાદાની તબિયત બગડી. ઑપરેશનના ઘા પર સોજો ચઢ્યો. અને જેલમાંના સાથી કૉંગ્રેસી નેતાઓ લાલાકાકા, ગવજીભાઇની સલાહ અનુસાર દાદા પેરોલ પર છૂટી મુંબઈ સારવાર માટે ગયા ત્યા તેઓ પેરોલ ભરી શકે એવી સ્થિતિ હતી જ નહિ, અને દાદાએ જિલ્લા મેજીસ્ટ્રેટને ખબર આપી પણ દીધી હતી કે, તેઓ મોડાસા પાછા ફરશે ત્યારે જણાવશે, આમ છતા મુંબઇના પોલિસ ખાતાએ દરરોજ હાજરી ભરી જવાનો હુકમ કર્યો, અને તે બાબત ઓફિસરને મળવા સેમિન્ગ્ટન પોલિસ ચોકી પર મળવા જવાનુ જણાવ્યું. દાદા તો પકડાવાની પૂરી તૈયારી કરી સામાન સાથે જ ચોકી પર પહોચી ગયા અને પેરોલ—હાજરી ભરવાની પોતાની અનિચ્છા સ્પષ્ટ કરી ઉમેર્યું: "જુઓ, બધી તૈયારી કરીને જ આવ્યો છુ, ઠીક લાગે તે કરો..." અને અમલદાર કાંઇ કરી શક્યો નહિ

દાદાની આ માદગી લગભગ ૮–૧૦ મહિના ચાલી...

આ પછી તો, એટલે કે, ૧૯૩૩ના ઓગસ્ટમા ગાંધીજીએ નવા પ્રકારના 'વ્યક્તિગત' સવિનય ભંગની શરૂઆત કરી. સત્તાવાળાઓને આ પદ્ધતિ અનુસાર અગાઉથી ખબર આપીને અમુક ચુંટાયેલી વ્યક્તિઓએ સત્યાગ્રહ કરવાનો હતો ગાંધીજી પ્રથમ એક ટુકડી લઇ બહાર પડયા તેવા જ તેમને પકડીને, ગાંધીજીને યરવડા ધકેલી દેવામા આવ્યા.

પરંતુ ગાંધીજીની આ વખતની બેચેની ઓર હતી આ ધરપકડ પછી થોડા જ સમયમા તેમણે જેલમાં રહ્યે રહ્યે હરિજન પ્રવૃત્તિ ચલાવવાની સગવડો માગી અગાઉ તેમને આવી સગવડ આપવામા આવી હતી. પરંતુ આ વખતે ઇન્કાર થયો! એની સામે ગાંધીજીએ ઉપવાસ આદર્યો

ઉપવાસને એક અઠવાડિયું વીતી ગયું અને તબિયત બગડતા તેમને પૂનાની હૉસ્પિટલમા ખસેડવામા આવ્યા પરંતુ હજુ યે તેઓ કેદી જ હતા! અને હજુ સરકાર એની હઠ છોડવા તૈયાર ન હતી! ગાંધીજી મરણોન્મુખ બન્યા તેમને બિનશરતે છોડી દીધા (તે પહેલાંના [illegible] હતા ઉપવાસ દરમ્યાન તેમણે છોડી ન હતી), અને એની તેમણે વિદાય માગી. [illegible] જ્યાં સુધી કેદની મુદત બાકી હતી તેઓ પણ નિરાંતે રહ્યા ...

સરકાર પણ હવે પરિસ્થિતિ સમજી ગઈ અને તેને તે સાંજે જ ...

છોડી દેવામાં આવ્યા! અલબત્ત, કટોકટી ટળી ગઈ—આનો મુખ્ય યશ ગાંધીજીના અંગ્રેજ મિત્ર એન્ડ્રુઝને ઘટે છે.

હવે વાતાવરણ ઘણું અંશે શાંત હતું.

પં. નહેરૂએ પોતાની આત્મકથામાં આ શાંતિ અંગે બહુ વેધક બયાન કર્યું છે: (પા. ૬૪૭-૪૮) "આ શાંતિ બહુ અર્થપૂર્ણ હતી: ઝનૂની દમનના અનુભવ પછી જે થાક લાગે છે તેની એ અપશુકનિયાળ શાંતિ હતી, જે શાંતિ ઘણીવાર 'બહુ બોલતી-શાંતિ' હોય છે, છતાં જે દમન કરનાર સરકારોને કાને સંભળાતી નથી, એવી એ શાંતિ હતી......લોકોમાં નાહિંમત, નિરાશા, અને ભયનું વાતાવરણ વ્યાપ્યું હતું...."

પરિસ્થિતનું વધુ અંગત બયાન આપતાં પંડિતજી કહે છે: 'આ જોઇ મેં ભાગ્યે જ કોઇ ઉત્સાહ અનુભવ્યો.' અને તત્કાલ તો તેમણે કેટલાંક માથે આવી પડેલાં અને આજ લગી પાછાં ઠેલેલાં તથા માતુશ્રીની બિમારી, બહેનનાં લગ્ન વગેરે અંગત કામોમાં દિવસો કાઢી નાખ્યા. અને 'હવે શુ કરવુ,' 'કઈ રીતે પ્રતિકાર કરવો'-એની વિમાસણમાં હતા.

ગાંધીજી માટે ય હવે તો સવાલ જાગ્યો હતો: જો તેઓ ફરી સત્યાગ્રહ કરી જેલ જાય તો, ફરી વળી હરિજન કાર્ય માટે રજા માગવી પડે, અને ફરી વળી ઉપવાસની પરિસ્થિતિ પેદા થાય! ફરી છૂટે ને ફરી......? આમ તો ક્યાં સુધી ચાલે? એટલે ગાંધીજી પોતે આવી ઉંદરબિલાડીની નીતિના ભોગ થવા તૈયાર ન હતા. બીજો ઉપાય હતો: તેમની મૂળ સજાને હજી ૧૦॥ મહિના બાકી હતા, તે દરમ્યાન કેવળ હરિજન કાર્ય કરવું. પરંતુ, આમાંય મુશ્કેલી હતી. કોંગ્રેસના કાર્યકરો વગેરેને મળવાનું પણ ન થઇ શકે! સલાહ તો અપાયજ શી રીતે? ગાંધીજીએ ત્રીજો ઉપાય વિચાર્યો: તેઓ પોતે કોંગ્રેસમાંથી નિવૃત્ત થઇ જાય અને 'જુવાનિયાઓના હાથમાં સુત્રો સોંપી દે.' અલબત્ત, વધુ ચર્ચા વિચારણા પછી ગાંધીજીએ વચલો માર્ગ પસંદ કર્યો. પંડિતજી લખે છે તેમ, એ માર્ગથી પણ સવિનય ભંગના રહ્યાસહ્યા અવશેષને સખત ફટકો પડશે એમ તેઓ જાણતા હતા. પરંતુ બીજો કોઈ ઉપાય ન રહેતાં ગાંધીજીએ પોતાનું નિવેદન જાહેર કર્યું.

આમ, સવિનય ભંગ પાછો ખેંચાયો નહિ, અને ધીમો ચાલે તો પણ ચાલુ રાખવાનું વિચારાયું. પરંતુ આખરે ૧૯૩૪ માં સવિનય ભંગ શમી ગયો અને જુનમાં મોટા ભાગના કેદીઓ છૂટીને આવ્યા.

આ દરમ્યાન, મોડાસામાં તો ૧૯૩૩ની શરૂઆતથી જ 'મોડાસા પ્રદેશ

મોડાસામા રાજકીય વિચારસરણી અંગે ખુલ્લી રીતે અને નિખાલસ પણે થએલો આ પ્રથમ સંઘર્ષ હતો

(ખૂબીની વાત તો એ હતી કે આ સંઘર્ષ થયો ત્યારે તાલુકા સમિતિના પ્રમુખ દાદા અને સહમ ની ભોગીલાલ હતા, એટલુ જ નહિ પણ ભોગીલાલ દાદાના ભત્રીજા થતા હતા અને એકજ ઘ મા દાદાની છત્રછાયા નીચે ઘણા વર્ષ ઊછર્યા, ભણ્યા ને આગળ વધ્યા હતા આ સંઘર્ષ પછી પણ અંગત કૌટુંબિક સંબંધ એવા ને એવા મી ા રહ્યા હતા)

પરિણામે, શ્રી ચંદુલાલ શ ણગાવા અને શ્રી ભોગીલાલ વચ્ચે ચુંટણીનુ એલાન થયુ કોંગ્રેસની આ ચૂંટણી પ્રસંગે કોંગ્રેસના ખેડૂ સભાસદો પ્રથમવાર ગામડાઓથી મત આપવા આવ્યા હતા અને વળી મોટી બહુમતિથી શ્રી ભોગીલાલને વિજય અપાવ્યો હતો

આ પ્રસંગે શ્રી ઈંદુલાલ યાજ્ઞિક ઘણે લાંબે વખતે ફરી મોડાસા પ્રદેશમા આવી કિસાનોમા ઘૂમ્યા હતા

આમ રાજકીય જાગૃતિના થર બદલાતા જતા હતા

# આગના તણખા

## (૧૯૩૪ થી ૧૯૪૨)

૧૯૩૪મા સત્યાગ્રહની લડતનો અંત આવ્યા બાદ, ૧૯૩૫મા બ્રિટિશ સરકારે ગુલામ દેશને સમવાય તંત્ર (ફેડરેશન)ની દેણગી કરી હતી તેની સામે સમસ્ત દેશે અસંતોષ પ્રગટ કર્યો હતો કોંગ્રેસે તેને ગુલામીનુ બંધારણ કહી તેનો ઇન્કાર પણ કર્યો હતો પરંતુ ૧૯૩૭ના ફેબ્રુઆરીમા, નવા બંધારણ પ્રમાણેની ચૂંટણીઓમા ૧૧ પ્રાંતોમાથી ૬ પ્રાંતોમા કોંગ્રેસે બહુમતિ પ્રાપ્ત કરી પાછળથી ગવર્નરો પ્રાંતિક પ્રધાનોના રોજ બરોજના વહીવટમા કશી દખલ નહિ કરે તેવી ખોળાધરી મળ્યા બાદ તેણે શરૂમા ૬ અને પાછળથી ૮ પ્રાંતોમા સત્તાના સૂકાન હાથ ધર્યા પરંતુ છેલ્લા કેટલાક વર્ષથી દુનિયાની પરિસ્થિતિ અસાધારણ ઝડપથી પલટાઈ રહી હતી ગમે ત્યારે વિશ્વયુદ્ધની જ્વાળા પ્રજ્વળી ઊઠે એવી સ્થિતિ હતી અને છેવટે એ દશા આવી પહોચી ૧૯૩૯ના સપ્ટેમ્બરની પહેલી તારીખે ઇંગ્લેંડે જર્મની તથા તેના મળતિયા દેશો સામે યુદ્ધ જાહેર કર્યું અને ૩જી સપ્ટેમ્બરે વૉઇસરોયે વડી ધારાસભાને કે પ્રાંતિક ધારાસભાઓની કે પ્રધાનોની સંમતિ વિના જ, કોઈપણ રાજદ્વારી સંસ્થાને ય પૂછ્યાગાછ્યા વિના હિંદુસ્તાનને યુદ્ધમા

પોતાને પક્ષે જાહેર કર્યો ભારત આવું અપમાન કેમે ય સહન કરવા તૈયાર ન જ હોય. કોંગ્રેસે આની સામે વિરોધ દર્શાવ્યો, અને તેના પ્રથમ પગથિયા તરીકે વડી ધારાસભાના કોંગ્રેસી સભ્યોને બેઠકમાં હાજરી ન આપવા ફરમાવ્યું. પરંતુ બ્રિટિશ સરકારે તેની કશી પરવા કર્યા વિના ઑર્ડિનન્સો કાઢયા; રાજ્યબંધારણના કાયદામાં ફેરફાર કરનારો ખરડો પણ પસાર કર્યો. ત્યારે કોંગ્રેસે ફરી ફરી બ્રિટિશ સામ્રાજ્યને પડકાર કરી પૂછ્યું તમે તમારા યુદ્ધના હેતુઓની સ્પષ્ટ જાહેરાત કરો, આ યુદ્ધને અંતે સામ્રાજ્યની પકડમાં પડેલા સંસ્થાનોનો શો દરજ્જો રહેશે તે જાહેર કરો હિંદના દરજ્જાની ચોખવટ કરો અને એનો સંતોષકારક ખુલાસો ન થાય તો, અને ત્યાં સુધી હિંદના સાધન-સામગ્રીનો ઉપયોગ કરવાનો તમારો અધિકાર નથી. અને છતાં કરશો તો, તેનો સામનો કરવાની અમને ફરજ પડશે.

## કોંગ્રેસનો 'વનવાસ'

આ પછી તો આઠ-નવ મહિના સુધી સંઘર્ષ ચાલ્યો, અને જ્યારે કોઈ ઈલાજ રહ્યો નહિ ત્યારે ઑક્ટોબર માસમાં, કોંગ્રેસી પ્રધાન મંડળોએ રાજીનામાં આપી દીધાં, અને કોંગ્રેસે 'વનવાસ' અપનાવ્યો ત્યારપછી પણ કોંગ્રેસે 'અંગ્રેજ સલ્તનતની યુદ્ધ અંગેની અતળી દશા અને કપરી પરિસ્થિતિનો લાભ લેવાનો ઇન્કાર કરી, પૂરા એક વર્ષ લગી વૉઇસરૉય સાથે વાટાઘાટો કર્યા કરી અને યુદ્ધ દરમ્યાન પ્રાંતિક સરકારોના હાથમાં કાર્યક્ષમ સત્તાઓ સોંપવાની અને યુદ્ધનો અંત આવતાં હિંદની પ્રજાને પોતાના ભાવિનો નિર્ણય લેવાનો અધિકાર આપવાની સ્પષ્ટ જાહેરાત કરવા વારંવાર પ્રયાસો કરવામાં આવ્યા, પરંતુ નિષ્ફળ રહ્યા

આ દરમ્યાન, યુરોપમાં હિટલરના નાઝી સૈન્યોએ, અને તેના સાથી ઈટલીના ફાસિસ્ટ લશ્કરોએ યુરોપને ખેદાનમેદાન કરવામાં બાકી રાખી ન હતી બ્રિટન અને મિત્ર રાજ્યો સકંજામાં સપડાઈ ગયા હતા ૧૯૪૦ના એપ્રિલના આરંભમાં જર્મનીએ જબરજસ્ત આક્રમણ કરી બેલ્જિયમ, હૉલેન્ડ, ડેન્માર્ક, અને નોર્વેને શરણે આણ્યાં હતાં, અને ફ્રાન્સ જેવું ફ્રાન્સ પત્તાના મહેલની જેમ જૂનમાં તૂટી પડ્યું હતું. બ્રિટિશ ફોજના ડંકર્કમાં ફુરચા ઊડી ગયા ને ભારે ખુવારી વેઠી ઘર ભેગા થયાં ઇંગ્લાંડ ખળભળી ઊઠ્યું. ચેમ્બરલેનની સરકાર તૂટી પડી ચર્ચિલે સરકારના સૂત્રો સંભાળ્યા અને જર્મનીએ ભયંકર જુસ્સાથી ઇંગ્લેન્ડ પર બૉમ્બમારો શરૂ કરી

આમ, બ્રિટિશ સામ્રાજ્યના કેન્દ્ર ઇંગ્લેન્ડની હયાતિ જ જોખમમાં આવી પડી હતી

ત્યારે ય હજુ ઇંગ્લાંડના હિંદ તરફના વલણમાં કશો પલટો આવ્યો ન હતો !

તો બીજી બાજુ, ખુ. કોંગ્રેસ સામે પણ સ્વરક્ષણની સમસ્યા ઉપસ્થિત થઇ ચૂકી હતી અને ત્યારે તેણે, કોંગ્રેસનો અહિંસાનો સર્વસાધારણ સિદ્ધાંત હોવા છતાં, તેણે સ્પષ્ટ પણે કાન આપ્યો કે, જો પ્રજાના હાથમાં રક્ષણની સત્તા સોંપી દેવામાં આવશે તો કોંગ્રેસ દેશના રક્ષણ માટે અથવા તો પરદેશી આક્રમણ સામે દેશનો બચાવ કરવા અથવા તો આંતરિક અંધાધૂંધી સામે લોકોનું રક્ષણ કરવા લશ્કરનો પણ ઉપયોગ કરવા તૈયાર થશે

સ્વાભાવિક રીતે જ ગાંધીજી તો અહિંસાને વરી ચૂકેલા હોઇ આમાં સંમતિ ન જ આપી શક્યા કોંગ્રેસ પણ તેમને આ સ્થિતિમાં જકડી રાખવા માગતી ન હતી તેણે તો 'રાષ્ટ્રીય ફરજ' તરીકે સશસ્ત્ર સહિતનો દેશરક્ષણનો માર્ગ અપનાવ્યો હતો પરંતુ ગાંધીજી તો કેવળ 'અહિંસક' માર્ગ દ્વારા જ સંરક્ષણના હિમાયતી હતા એટલે કોંગ્રેસના કાર્યક્રમ તથા પ્રવૃત્તિ અંગેની જવાબદારીમાંથી કારોબારીએ ગાંધીજીને છૂટા કર્યા. અને પં જવાહરલાલ, સરદાર પટેલ તથા રાજગોપાલાચાર્યના નેતૃત્વ નીચે કોંગ્રેસે 'રાષ્ટ્ર રક્ષા' નો નક્કર માર્ગ ઢૂંઢવા માંડ્યો ગાંધીજીએ સૌને તેમને માર્ગે ખુશીથી જવા દીધા

વર્ધા અને દિલ્હીમાં મહાસમિતિઓ મળી અને કારોબારીના ઠરાવને બહાલી મળી

પરંતુ આ દરમ્યાન દેશભરમાં યુદ્ધ વિરોધીઓની ધરપકડો થઇ ચૂકી હતી દમનોની શરૂઆત થઈ ચૂકી હતી અને દેશભરમાં અસહ્યતાની આબોહવા વરતાતી હતી અને બીજી બાજુ વાઇસરોયની ૮ મી ઓગસ્ટ (૧૯૪૦) ની છેલ્લી જાહેરાતે પ તાપર પાટું માર્યું હતું આથી છેવટે ૧૬ મી સપ્ટેમ્બરે (૧૯૪૦) મુંબઇની મહાસમિતિની બેઠકમાં 'સવિનય ભંગ' ની લડત સિવાય બીજો કોઇ માર્ગ રહ્યો નથી એવા નિર્ણય ઉપર કોંગ્રેસ આવી અને ગાંધીજીને હસ્તક ફરીથી કોંગ્રેસનો દોર ધરી દીધો

ગાંધીજીએ દોર સ્વીકારી પણ લીધો પરંતુ તેઓ બ્રિટનની વિપરિત સ્થિતિનો લાભ લેવા હરગિઝ ઇચ્છતા ન હતા એમણે એમ પણ કહ્યું કે, "આજે સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે સવિનય ભંગની વાત કરવી નકામી છે જેની સ્વતંત્રતા આજે જાઉં જાઉં કરી રહી છે તેની સામે સ્વતંત્રતા મેળવવા શું લડવું ? આજે તો લડાઇ લડવાનો એક જ સ્પષ્ટ મુદ્દો છે વાણીસ્વાતંત્ર્યનો. વાણીસ્વાતંત્ર્યનો હક્ક એ આઝાદીનો પાયો છે ."

## સત્યાગ્રહનો પંથ

અને આ એક જ મુદ્દો લઈ ગાંધીજી, વૉઈસરૉયને મળવા ઊપડ્યા (૩૦-૯-૪૦) વૉઈસરૉયે કહી દીધું કે, આવી છૂટ આપવાથી તો યુદ્ધ પ્રયત્નોમાં અટકાયત જ થશે ..આમ છેવટના એક મુલાકાતનો ઇન્કાર થયો ત્યાર ગાંધીજીએ 'વ્યક્તિગત સત્યાગ્રહ'નો, અને તેમાંય પોતે જ ચૂંટેલા સત્યાગ્રહીઓ દ્વારા સત્યાગ્રહનો માર્ગ અપનાવ્યો (ઑક્ટોબર ૧૧ મી), અને પ્રથમ સત્યાગ્રહી તરીકે વિનોબાજી અને બીજા સત્યાગ્રહી તરીકે પં. નહેરુની પસંદગી થઈ. આ સત્યાગ્રહીઓએ માજિસ્ટ્રેટને અગાઉથી ખબર આપવાની હતી, અને સત્યાગ્રહ કરતી વખતે એવું સૂત્ર ઉચ્ચારવાનું હતું કે, "આ યુદ્ધમાં બ્રિટિશ સરકારને માણસો અગર નાણાં આપી મદદ કરવી એ હરામ છે"

હવે તો સરકાર નિરાંતે બેસી શકે એવું રહ્યું જ ન હતું અને પ્રજા સાથે સમાધાન કરવાનું તો વલણ ન હતું એટલે દમન અને વધુ દમનનો જ માર્ગ તેણે અખત્યાર કર્યો.

વિનોબાજી, પં. નહેરુ, સરદાર પટેલ .....ગિરફતારીઓ થતી જ રહી. હજારો કોંગ્રેસી કેદીઓ (આ અગાઉ હજારો બિન કોંગ્રેસી રાજદ્વારી કેદીઓ તો યુદ્ધ વિરોધના ગુના માટે પકડાઈ ગએલા હતા જ) થી જેલો વધુ ઊભરાઈ ૨૫ હજારથી મોટો આંકડો થઈ ગયો હતો.

યુદ્ધનું ચક્કર ઘોડાપૂરની ઝડપે આગળ વધી ગયું હતું...યુરોપ પર તો ફરી વળ્યું જ હતું પરંતુ હવે એશિયામાં પણ એણે ધસવા માંડ્યું હતું ૧૯૪૧ના જૂનની ૨૨ મીએ જર્મનીએ રશિયા પર હલ્લો કર્યો હતો, અને યુદ્ધના અંતરોમાં અપૂર્વ પલટો નજરે ચડતો હતો યુરોપભરને આંખના પલકારામાં ધૂળ ભેગું કરનારી હિટલરી સત્તા સામે રશિયાની વિરાટ તાકાતે મોરચો માંડ્યો હતો. અને હિટલરી તાકાતને પ્રથમવાર એ મોરચા પર પીછેહઠ કરવાનો જીવલેણ અનુભવ થયો હતો

અને યુદ્ધનો ઇતિહાસ નવો વળાંક લઈ ગયો હતો.. ..

અને ૧૯૪૧ ના ડિસેમ્બરની ૩-૪ તારીખે રાષ્ટ્રીય નેતાઓ સહિત સઘળા કેદીઓની મુક્તિ થઈ.

## ભારતને સીમાડે યુદ્ધ

અને ૧૯૪૧ ના ડિસેમ્બરની ૭ મી તારીખે તો જાપાને અમેરિકાના પ્રશાન્ત મહાસાગરના મહાન નૌકા મથક પર્લ હાર્બર ઉપર હલ્લો કરી અમેરિકન

યુદ્ધની આગ ભડકાવી દીધી હતી. અંતે, જપાને બ્રિટન–અમેરિકાને લગભગ સૂતા જ પકડયા હતા જપાની વિજયકૂચ જર્મનીની કરતાંય અતિ વેગીલી હતી

મિત્ર રાજ્યોના આખરી વિજયની શ્રદ્ધા ધરાવનારના પણ હવે તો ડગમગી ઊઠયા હતા અને ભારત હવે યુદ્ધને આરે આવી ઊભાની ભીતિએ સૌને ઘેરી ચિંતાથી અકળાવી રહી હતી

તા ૧૫ મી જાન્યુઆરીએ વર્ધામાં મહાસમિતિની બેઠક મળી અને ત્યાં વિધિપૂર્વક સત્યાગ્રહ સંકેલી લેવાયો સાથે સાથે જપાનનો સામનો કરવા અંગે પણ વિચારણા આરંભાઈ અને કોંગ્રેસે વળી પોતાનું વલણ પ્રગટ કર્યું કે, સત્તા મળે તો સશસ્ત્ર રીતે અને નહિ તો અહિંસક રીતે પણ સામનો તો કરવો જ

જપાન પૂરઝડપે આગળ વધવા માંડયું શાંઘાઈ, હોંગકોંગ, ફિલિપાઈન અને મલાયા લઈ લીધા બ્રિટિશ સામ્રાજ્યનો સૌથી મહાન દુર્ગ સિંગાપુર પણ શરણે આવ્યું સિયામ અને હિંદીચીન તો જપાનની હથેળીમાં જ હતા જાવા, સુમાત્રા, અને બોર્નિયો તાબે થયા ૧૯૪૨ના ફેબ્રુઆરીમાં તો બ્રહ્મદેશ પર પણ જપાનના ઓળા ઊતરી ચૂક્યા હતા

હિંદુસ્તાનને આંગણે યુદ્ધના દુંદુભિ ઢોકાઈ રહ્યા હતા જપાન જો આ ઘડીએ હિંદ પર આક્રમણ કરે તો, હિંદની રક્ષા કરવાની ગુંજાશ બ્રિટિશ સરકારની હતી નહિ બ્રહ્મદેશમાંથી તેને રાતોરાત ભાગી જવું પડયું હતું

અને ચર્ચિલે એક નવું પાસો ફેંક્યો જોઈ ભારતના હમદર્દ ગણાતા અને પં. નહેરુના મિત્ર ગણાતા સ્ટેફર્ડ ક્રિપ્સને ભારત મોકલી (૨૩ માર્ચ ૧૯૪૨) ભારતને જીતી લેવાની કોશીશ કરી પરંતુ સ્ટેફર્ડ ક્રિપ્સે જે શાહી દરખાસ્તોનો દસ્તાવેજ રજૂ કર્યો તેમાં તો ભારતની પ્રજાનો કોઈ ભલીવાર ન હતો ગાંધીજીએ એને 'લાંબી મુદતનો ચેક' કહ્યો, ને કોઈએ વળી 'તેય ભાંગી પડતી બેંકનો?' એવું ય કહી નાખ્યું ! ને સરદારે તો એમેય કહી નાખ્યું કે "ક્રિપ્સ સાહેબ મિત્રભાવે હળાહળ વિષ લાવ્યા હતા"

હકીકત, દેશના ઈપ્સા પ્રમાણે રીઝે એવી એ દરખાસ્તો ન હતી એટલું જ નહિ પણ ભાવિ હિંદ સદા છિન્નભિન્ન રહે, અને દેશી રાજ્યો તથા કોમી હિતો દ્વારા બ્રિટિશ પગ જળવાઈ રહે એવી એ તરકીબ હતી

આમ ક્રિપ્સવિષ્ટિ નિષ્ફળ જતાં જપાની આક્રમણ સામે દેશની રક્ષાનો કોયડો વધુ વિકટ બન્યો. ક્રિપ્સ-વાટાઘાટો ચાલતી હતી તે દિવસોમાં જ તો ૬ ઠ્ઠી એપ્રિલ ૧૯૪૨ને રોજ કોકોનાડા અને વિઝાગાપટ્ટમ

ઉપર જપાની બોમ્બ ઝીંકાયા હતા- સત્તાવાળાઓએ મદ્રાસ અને પૂર્વ કિનારા ઉપરનાં ઘણાં શહેરો ખાલી કરાવ્યાં હતાં; બંગાળના ઉપસાગરમાં જપાની મનવારો ઘૂમી રહી હતી; અને લંકાથી તે કલકત્તા સુધીનો દરિયાનો કાંઠો ભયમાં આવી પડયો હતો. બ્રિટિશ સરકારની કુમકે અમેરિકી સૈન્ય મોટા પ્રમાણમાં ભારતમાં ઊતરવા લાગ્યું હતું. અને ઓરિસા, બંગાળ, તથા આસામમાં છેક છેલ્લી ઘડીએ વિમાની મથકો બાંધવાની ધડપડ થઈ રહી હતી...

પંડિત નહેરુ આ પરિસ્થિતિથી ચોંકી ઊઠયા હતા. જપાન ચઢી આવે ત્યારે 'અહિંસક રીતે' ય શું કરવું જે કારગત નીવડે?—એની મથામણમાં હતા. અને તેમણે 'ધીખતી ધરા'ની નીતિ જપાનની સામે અજમાવવાનું એક ભાષણમાં કહ્યું ય હતું.

ગાંધીજી માટે ય હવે નવી તાવણીનો કાળ હતોઃ કોંગ્રેસ અને પં. નહેરુ 'અહિંસા'નો માર્ગ ત્યજી રહ્યા- હતા! ગાંધીજીની વેદનાનો ય પાર ન હતો અને ફરી વળી તેઓ 'અહિંસક લડત'નો રાહ વિચારી રહ્યા...

દેશમાં અને કોંગ્રેસમાં ઘણા એવું વિચારતા હતા કે આ યુદ્ધમાં મિત્ર રાજ્યોનો વિજય નહિ થાય; ને નાઝી ફાસિવાદનો વિજય થશે તો લોકશાહી માટેનું ભાવિ જોખમાઇ જશે. આવે વખતે કોઇ પણ પ્રકારની લડતનો વિચાર તેમને કઠતો હતો. અને રાજાજીના વિચાર મુજબ તો કોંગ્રેસે રાષ્ટ્ર-રક્ષાની ખાતર, મુસ્લિમ લીગ સાથે ય સમાધાન કરીને, મળે તેટલી સત્તા હાથ કરીને, મિત્ર રાજ્યોની સાથે રહીને, યુદ્ધમાં સહકાર આપીને એકવાર તો દુનિયાને માથે ઊતરેલી ફાસિવાદની આફતને ટાળવાની પ્રથમ જરૂરિયાત હતી.

અલબત્ત, કોંગ્રેસમાંનું કોઇ જૂથ જપાનને મદદ કરવાની અથવા તેમની મદદથી ભારતને મુક્ત કરવાની તરફદારી તો ન હતું જ વિચારતું.

પરંતુ ઉચાટયા રાજ્યકર્તાઓ એટલા આંધળા બની ગયા હતા કે તેમણે તો કોંગ્રેસને અને ગાંધીજીને જપાન–તરફી કહી બદનામ કરવા માંડયા હતા.

## 'ચલે જાવ'ની હાકલ

આખરે કોંગ્રેસમાંનો મોટો વર્ગ ગાંધીજીની રાહબરી નીચે જ એક થયો. અને મહાસમિતિએ ૧૯૪૨ ના ઓગસ્ટની ૮ માએ મધરાતે મુંબઈમાં 'અંગ્રેજ ચલે જાવ'ની ઘોષણા કરી; અને ન જાય તો પ્રચંડ અહિંસક દેશ વ્યાપી બળવો જગાવવાનો મરણિયો—'કરેંગે યા મરેંગે'નો ઠરાવ

કર્યો, ને ગાંધીજીને હસ્તક તમામ સત્તા ને તમામ સંચાલનનાં સૂત્રો ધરી દીધાં.

ગાધીજીના મનમાં તો હજી વૉઇસરૉય લૉર્ડ લિનલિથગોની મુલાકાત લેવાનું ઘોળાતું હતું. પરંતુ લિનલિથગોના મનમાં ત્યારે બીજુ જ ઘોળાઈ ચૂકયું હતું ! તે જ મધરાતે, ૯ મી ઑગસ્ટનું પ્રભાત ઊગે તે પૂર્વે તો ગાંધીજી અને દેશના પ્રાણપ્રિય નેતાઓને ઝડપી લેવામાં આવ્યા. અને ભારત દેશ જાણે એક રાતમાં દમન–રાજરૂપે પલટાઈ ગયો ! લોકોનો રોષ પ્રગટયો. સામે લાઠી ટિયરગૅસ અને ગોળીઓ વરસી. મિલિટરી રાજ્ય સ્થપાઇ ગયું.

નેતાવિહોણી પ્રજાએ સર્વત્ર લાંબી હડતાળો પાળવા માંડીઃ બજારો, શાળાઓ, અને કારખાનાં સુદ્ધાં ! અમદાવાદની મિલો ૩ા મહિના બંધ રહી.

૯ મી ઑગસ્ટનો પ્રથમ શહીદ ઉમાભાઇ કડિયા અમદાવાદમાં વીંધાઇને ઢળી પડયો. પછી તો કિનારીવાળા અને અન્ય સાથીઓ ઠાર થયા. અડાસના સ્ટેશને ચાર જુવાનોની લાશ પાડવામાં આવી. કાલાણીને ફાંસી અપાઇ; ને અનેક ભૂગર્ભ–વીરોને પકડી પકડીને રેંસવામાં આવ્યા. સ્ત્રીઓ બાળકો ઉપર પણ અત્યાચારો ગુજરતા થયા !

ત્યારે વિફરેલી પ્રજાએ ટ્રામ બસ અને ટ્રેનો અટકાવી. અને માથાફરેલ માનવીઓએ રેલવેના પાટા ઉખાડી નાખ્યા, પૂલો તોડી નાખ્યા, તાર ટેલિફોનના થાંભલા ભાંગી ભુક્કો કર્યો...આ રીતે તેઓ "પ્રજાની સંમતિ વિનાના યુદ્ધ પ્રયાસોનો સામનો" કરી રહ્યા હતા. મુંબઇ, કલકત્તા આ બધામાં આગળ હતું. મદ્રાસમાં ગંતુર જિલ્લામાં માઈલો સુધી પાટા ઊખડી ગયા હતા. બિહારની રાજધાની પટણા જેવું શહેર ૮ દિવસ સુધી તો દુનિયાના બીજા ભાગથી કપાઈ 'આઝાદ' બની ગયું હતું ! બિહારના લગભગ ૧૫ જિલ્લામાં સંગઠિત બનેલી જનતાએ સરકારી તંત્રનો અંત આણી 'પ્રજા સરકાર' ની ઘોષણા કરી હતી. અને સરકારે ભલભલું દમન નિષ્ફળ જણાતાં વિમાનમાથી મશિનગનનો મારો ચલાવ્યો હતો !

સંયુક્ત પ્રાતના બાલિયા, આઝમગઢ, જોધપુર વગેરે જિલ્લાઓમાં પણ લગભગ આવી જ સ્થિતિ હતી. પં. નહેરના શબ્દોમાં "ગામોનાં ગામોનો માત્ર નાશ જ કરવામાં આવ્યો નથી, પણ તેની ધરતી ઉપર હળ ફેરવવામાં આવ્યાં છે !"

આવી જ સ્થિતિ, બંગાળના મિદનાપુર જિલ્લામાં હતી. ત્યાં તો રીતસર 'પ્રતિ સરકાર' ની સ્થાપના કરી હતી. સરકારી અધિકારીઓને પકડીને સજા ફરમાવવામાં આવતી હતી. મહારાષ્ટ્રમાં કોલ્હાપૂર, સતારા જિલ્લામાં 'પત્રી સરકાર' ની સ્થાપના થઇ હતી. જમશેદપૂર તાતાનાં લોખંડનાં જંગી

કારખાનાઓએ તથા અમદાવાદની મિલોએ લાબી હડતાલથી જ્વાબ વાળ્યો હતો

કેટલેક સ્થળે તો, સરકારી કચેરીઓને ઉડાવી મૂકવા બોમ્બનો ઉપયોગ શરૂ થયો હતો, તો કયાક 'ગેરિલા' લડાઇનું સ્વરૂપ પ્રગટી રહ્યું હતુ.

એકદરે સરકારી આકડા મુજબ પણ—

* ૬૦૨૨૯ માણસોની ધરપકડ થઇ હતી
* ૧૮૦૦૦ માણસોને અટકાયતમા રાખવામાં આવ્યા હતા.
* ૧૬૩૦ માણસો ગોળીબારથી ઘવાયા હતા.
* ૯૪૦ માણસો મરણ શરણ થયા હતા.
* ૫૩૮ પ્રસગોએ ગોળીબાર થયો હતો

લગભગ દોઢ કરોડ રૂપિઆની સરકારી મિલકતોનો નાશ થયો હતો; ૩૫૦૦ જગાએ તાર ટેલિફોનના દોરડાં કપાયા હતાં, ૪૦ સ્થળે આગગાડીઓ ઊથલી પડી હતી, ૨૫૦ ઉપરાત સ્ટેશનોને નુકશાન થયુ હતુ, ૫૫૦ થી વધુ પોસ્ટ ઓફીસો તેમા સપડાઇ હતી, ૧૫૫ વધુ પોલિસસ્ટેશનો સળગાવવામા આવ્યા હતા

મુબઇ, કલકત્તા, દિલ્હી, નાગપુર વગેરે સ્થળોએ 'કોંગ્રેસ રેડિઓ' કામ કરી રહ્યા હતા

મોટા ભાગના કોંગ્રેસના નેતાઓ જેલના સળીઆ પાછળ હતા... અને તેમને સ્થાને શ્રી. જયપ્રકાશ નારાયણ, લોહીઆ તથા અન્ય નેતાઓએ 'ચળવળ'ની આ લડતને ઘાટ આપના કોશીશ કરી હતી.

જયપ્રકાશ ૧૯૪૨ ના ઓકટોબર–દિવાળી ટાણે રોમાચક રીતે જેલમાથી છૂપી રીતે ભાગી છૂટયા હતા, અને સાથી કાર્યકરોને મળી લડતને સગઠિત કરવા વિચારણા કરી રહ્યા હતા, આઝાદ ફોજની યોજના ઘડતા હતા ત્યા તો નેપાળની સરહદ પર ૧૯૪૩ ના એપ્રિલની ૨૪મીએ તેઓ ફરી ઝડપાઇ ગયા પરતુ બીજે જ દિવસે તો તેમની વહારે ૪૦૦ લોકસૈનિકો ધસી ગયા, અને ગતના અગિયાર વાગે નાનકડી નેપાળી જેલ તોડી જય-પ્રકાશને ઉઠાવી પલાયન થઇ ગયા ત્યાર બાદ અનેક વેશપલટા કરી જય પ્રકાશે દેશભરમા ફરી લડતને સગઠિત કરવા પ્રયાસો કર્યા—ફરી પાછા પકડાઇ ગયા ત્યા સુધી

ત્યારે સુભાષબાબુ તો કલકત્તામા પોતાના જ મકાનમા 'નજરકેદ' હતા ત્યાથી અજાયબ રીતે પલાયન કરી જર્મની પહોચી ગયા હતા અને

બ્રિટિશ સલ્તનતનો ખાત્મો આણવા વિદેશથી યોજનાઓ ઘડી રહ્યા હતા છેવટે તેઓ ૧૯૫૩ જૂનમાં જપાન આવી પૂગ્યા હતા.

## 'આઝાદ હિંદ' ફોજ અને સુભાષબાબુ

તે પૂર્વેજ, ઘણા વરસથી ભારતના એક સુપુત્ર શ્રી. રાસબિહારી બોઝ જપાનમા હતા તેમણે ૧૯૪૨ ના ફેબ્રુઆરીમા જપાન, ચીન, મલાયા, તાઈલેન્ડના ભારતવાસીઓની એક પરિષદ બોલાવી, બ્રિટનની આ કટોકટીનો લાભ લઈ ભારતની આઝાદીનો રાહ મોકળો કરવા મસલતો શરૂ કરી હતી અને 'હિંદી સ્વાતંત્ર્ય સંઘ'ની સ્થાપનાનો નિર્ણય લીધો હતો તેનો એક માત્ર ઉદ્દેશ હતો "કોઇ પણ પ્રકારના પરદેશી આધિપત્ય, દખલગીરી કે અંકુશથી રહિત એવું સંપૂર્ણ મુક્ત સ્વાતંત્ર્ય સિદ્ધ કરવું"

આ પરિષદે જ બીજો મહત્ત્વનો નિર્ણય લીધો હતો "આઝાદ હિંદ ફોજ"ની સ્થાપનાનો

આ વિચાર અગ્નિના સ્ફુલ્લિંગની માફક પવનના ઝોલે કોટી કોટી ભારતવાસીઓના હૈયા સુધી પહોંચી ગયો બીજી બાજુ સુભાષબાબુએ બર્લિન રેડિયો પરથી જાહેર કર્યું "હુ ધરી–રાજ્યોનો બચાવ–વકીલ નથી... મારે તો સબંધ છે હિંદ સાથે. બ્રિટિશ શાહીવાદ પરાજિત થશે ત્યારે હિંદ આઝાદ બનશે."અને તેમણે ૧૮૫૭ના ભારતના પ્રથમ સશસ્ત્ર સ્વાતંત્ર્ય સંગ્રામની સ્મૃતિ તાજી કરાવી, ૧૯૪૨મા આખરી સશસ્ત્ર મુક્તિ સંગ્રામ ખેલી લેવા ભારતવાસીઓને ઘોષણા કરી (૧૯૪૨ એપ્રિલ).

ભારતવાસીઓનો પ્રાણ સર્વત્ર (ભારતમા અને ભારતની બહાર વસતા રહેવાઓમા) ખળભળી ઊઠયો

એવામા તો, જપાનીઓએ બ્રહ્મદેશ સાધેનો ભારતનો માર્ગ કાપી નાખ્યો, અને બીજી બાજુ માડલે કબજે કર્યું...અને વળી બેંગકોક ખાતે પૂર્વ એશિયાના બધા જ હિંદી પ્રતિનિધિઓની પરિષદ મળી (૧૯૪૨ જુન)–જાવા, સુમાત્રા, ઇન્ડોચાઇના, બોર્નિયો, મન્ચુકુઓ, હોંગકોંગ, બ્રહ્મદેશ, મલાયા અને જપાન બધેથી પ્રતિનિધિઓ આવ્યા યુદ્ધકેદીઓના પ્રતિનિધિઓએ પણ હાજરી આપી, અને "હિંદ સ્વાતંત્ર્ય સંઘ" સત્તાવાર અસ્તિત્વમા આવ્યો અલબત્ત, પરિષદ જપાન પાસેથી વિધિપૂર્વકની ખોળા ધરી માગી કે બ્રિટિશ સામ્રાજ્યમાથી હિંદ છૂટું પડે તે પૂર્વે, જપાની સરકારે ભારતની સલામતી અને સાર્વભૌમ સ્વાધીનતાની બાંયધરી આપવી ઉપરાત આ પરિષદથીજ સ્વાતંત્ર્ય સંગ્રામની દોરવણી માટે સુભાષબાબુને

મોડાસાના અમલદારો શરૂઆતથી જ 'કઇનુ કઇ બની જાય' ની ભીતિમા રઘવાયા હતા ઉપરાત તે વખતના મહાલકારી શ્રી ચોક્સીને મોડાસાના અનેક અગ્રણ્ય કાર્યકરો સાથે અણબનાવ પણ હતો તેમણે આરભથી જ શ્રી રમણલાલ મ ગાંધી તથા શ્રી નટવરલાલ મો ગાધીને પકડી લીધા જ હતા ત્યાર બાદ, કોઈ પણ પ્રકારના પાશ હેનાલોની પરવા કર્યા વિના, દાદાની નાદુરસ્ત તબિયતની પૂરી જાણ હોવા છતા, મહાલકારીએ દાદાને પણ પકડી લીધા એટલુ જ નહિ, મુબઇથી કેવળ મળવા આવેલા તેમના પુત્ર શ્રી હરિલાલને પણ સાથે જ ઉપાડી સાબરમતી ભેગા કરી દીધા ! અને શ્રી હરિભાઈએ ત્યારે કોઇ પણ પ્રકારની દલીલ કે બચાવ વિના જે આવ્યુ તે સ્વીકારી લઈ દાદાની સાથે હસતે મોએ જેલવાસ સેવ્યો પણ ખરો તો બીજી બાજુ, મોડાસાની હાઇસ્કૂલના પ્રાણસમા શ્રી મો વિ ગાધી, દાસભાઇ જેવા મૂક અને રચનાત્મક સેવકોનેય ઝડપી લીધા આગની લડતોના અનુભવી શ્રી રમણલાલ મ ગાધી નેય ગોધી દીધા વળી, પૂનમચદ પડયા—૧૯૩૦-૩૨ ની લડતના એક સુભટ, જેઓ આ દિવસમા ધનસુરા મુકામે પ્રાથમિક શિક્ષકની નોકરીમા હતા, તેમની ઉપર તો લાલ ડોળો હતો જ એટલે એમને તો છોડે જ શાના ?

પરતુ મોડાસા ઠડુ પડી ગયુ નથી—એવી ખાત્રી અમલદારોને થતી રહી શ્રી મો વિ ગાધીની ધરપકડ સામે ને લડતના ટેકામા વિદ્યાર્થીઓએ ૩ માસ લાબી હડતાલ ચલાવી આ ગાળામા બેવાર પત્રિકા પ્રગટ થતી રહી બહારથી ગુપ્ત રીતે આવતી પત્રિકાઓની વહેચણી થતી રહી અવાર નવાર સ્વય પ્રેરિત સરઘસ સભાઓ થતા ગયા

આ બધાની પાછળ હાથ હોવાનો સશય જતા, અને મહાલકારીની કિન્નાખોરીને કારણે, મોડાસાના અગ્રણી નાગરિકો ડો નાથાલાલ શાહ તથા મનસુખલાલ ખુ શાહ (હાલ મ્યુ ના પ્રમુખ) ની ધરપકડો કરવામા આવી લડતની પત્રિકા પાછળ શિક્ષક શ્રી પૂનમચદ દોશીનો તથા તેમના દીકરાઓનો હાથ હોવાનો વહેમ જતા તેમના ઘેર જડતી લેવાઇ નગી પાઠશાળાના શાસ્ત્રી કાન્તીલાલ તથા નડાલીવાળા લક્ષ્મીશકર જોષીને પણ પકડવામા આવ્યા

પરતુ રમણલાલ મ ગાધી પદર દિવસમા તો છૂટીને આવી, પાછા કામે લાગી ગયા તેમણે અમદાવાદના ભૂગર્ભ કેન્દ્ર સાથેનો સબધ સ્થાપી દીધો હતો અને અગ્રધારી અને અણુકલ્પી રીતે આ કાર્યમા મદદ કરનારા નીકળી આવતા હતા

મુબઈ રાજ્યની કૌન્સિલના કોગ્રેસી સભ્ય માનપુર વાસી શ્રી રામ

શંકર ઉપાધ્યાય એ દિવસોમાં મોટર ડ્રાઈવર તરીકે નોકરી કરતા હતા. અને છૂપા સંદેશવાહક તરીકે અમદાવાદથી તે છેક ડુંગરપુર સુધીનાં મથકોએ પત્રિકા તથા સંદેશા પહોંચાડતા હતા. તો વળી મોડાસાની સેવા સંઘની હોસ્પીટલના સંચાલક ડૉ. રસિકભાઈ જેઓ થામણા રહી ગામડાંમાં 'ફરતા હતા, તેઓ પણ અહીં ગુપ્ત રીતે આવી માર્ગદર્શન કરી જતા હતા; અને તેમના જ ભાઇ રમણિકભાઈ, (જેઓ હાલ પ્રોફેસર છે અને ૧૯૪૨માં અમદાવાદ જિલ્લામાં વિદ્યાર્થીઓ અને યુવાનોના આગેવાન તરીકે નામના પામ્યા હતા.) ભૂગર્ભવાસ સેવી લડતનુ સંચાલન કરી રહ્યા હતા, તેમની દોરવણીનો પણ લાભ મળી રહેતો હતો.

## મરજીવા યુવાનો

પરંતુ માથું મૂકી 'ભાંગફોડ'ની પ્રવૃત્તિમાં ઝુકાવી ચૂકેલા કેટલાક યુવાનોમાં ડાકોરનો ૪ થા ધોરણનો ,વિદ્યાર્થી–માંડ ચૌદ પંદર વર્ષનો મધુસુદન અને તેના સાથીઓ– ટીંટોઇના ગૌરીશંકર, હરસોલના રજનીકાંત મુખ્ય હતા. તેમના દિમાકમાં અવનવા તુક્કા આવતા: અને કદિક પોસ્ટ ઓફિસનુ ઓખું કૂવામાં ફેંકાતું: તો વળી કદિક સરકારી કચેરી પાસે, યા સરકારી દવાખાના પાસે લડતની ટીકા કરનારા કોઈ 'આગેવાન'ના ઘર પાસે, 'બૉમ્બ' (મોટા ભીંત ભડાકો?) ફૂટતો! તો વળી સાકરીનો પૂલ તોડવાના પ્રયાસો થયાની વાત ફેલાતી; મોડાસાથી તલોદ વચ્ચેના તાર તોડી મોડાસાને અળગું પાડી દેવાના નુસખાઓની વિચારણા થતી!

આમ, કંઈ થતું ને કંઈ વાતો ઊડતી. અને અમલદારોનો પારો ઊંચો ચઢી જતો. આથી ભડકી ઊઠીને તેમણે એ ત્રણે જુવાનોને, તથા મહાલ-કારીની 'નનામી' કાઢવા માટે મોડાસા હાઇસ્કૂલના પટાવાળા સદ્ગત દલસુખ રામીના દીકરા જયંતિને તથા નરોત્તમને તથા ખાદીકેન્દ્રમાં કામ કરનાર એક અદના મૂક સૈનિક પરસોત્તમ (એમને ઘણા 'છોટે દાસ' કહે છે) ને પકડી લેવામાં આવ્યા હતા.

એકંદર, એકલા મોડાસામાંથી આશરે ૨૦ જણાને જેલભેગા કરવામાં આવ્યા હતા.

પરંતુ, પોલિસને આટલેથી સંતોષ ન હતો. એમને તો, મધુસુદન અને તેના સાથીઓ પાસેથી 'ગુપ્ત–ભૂગર્ભ–પ્રવૃત્તિ'ની માહિતીઓ મેળવવી હતી. આથી, તેમના ઉપર મારપીટ શરૂ કરી. જવાબમાં મધુસુદને પોતાને શિર બધી જવાબદારી ઓઢી લીધી. અને તેણે માહિતી રૂપે વાત બનાવીને

કહી પણ ખરી કે, 'અમદાવાદના ખાડિયાના એક અજીતકુમાર શાહ' સાથે મારો સંપર્ક છે...' આથી વધુ માહિતી કઢાવવા છૂપી પોલિસ તેને પકડી અમદાવાદ લઇ ગઇ ..ખાડિયામાં ફેરવ્યો...પણ ખાડિયામાં ક્યાં ને કોણ-કોને ત્યાં ?—કશી માહિતી આપી ન શક્યો વાસ્તવમાં એની કોઈ જાણ એને પોતાને જ ન હતી પરંતુ પોલિસ પાસે 'અડધી' માહિતી આવી હતી હવે 'પૂરે પૂરી' ન મેળવે ત્યાં લગી એ મધુસુદનને શાના છોડે ? છેવટે, સ્પેશિયલ અમલદારે ગાયકવાડની હવેલીએ એને બે હાથ બાંધી અધ્ધર ટીંગાર્યો અને રિવોલ્વર ધરી કહ્યું . "અજીતકુમારનું ઘર બતાવ નહિ તો..."

અને ત્યારે જાણે કશું જ કંઇ ગભરાવા જેવું ન હોય એવી સ્વસ્થતાથી આ ચૌદ-પંદર વર્ષના કિશોરે પોતાની છાતી બતાવી મૃત્યુની ભેટ માગી .. ભલભલું પથ્થરદિલ પણ દ્રવી ઊઠે એવી એ ક્ષણ હતી; અને પોલિસ અમલદારમાં પણ માણસાઈ રહી હતી .એણે મધુસુદનને શાબાશી આપી .

અલબત્ત, મધુસુદન અને તેના સાથીઓ પર બૉમ્બકેસ ચાલ્યો પરંતુ આશરે ૯ મહિનાની જેલ બાદ તેઓ નિર્દોષ થઇ છૂટી ગયા હતા

## જેલ-મુક્તિ બાદ

આ વખતેય જેલમાં દાદાનું મુત્ર-કચ્છનું દર્દ વધ્યું અને કલોરોફોર્મ આપીને સળીઓ પસાર કરીને પેશાબનો માર્ગ ખુલ્લો કરવામાં આવતો પરંતુ માંદગી વધુ ગંભીર બનતાં ૧૬ મી માર્ચ ૧૯૪૩ ને રોજ તેમને સાબરમતી જેલમાંથી સિવિલ હૉસ્પિટલમાં લઇ જવામાં આવ્યા અહીં તેમને પોલિસની વિવિધ સતામણીઓનો સારો એવો અનુભવ થયો

સમય જતાં, બહારની લડતમાં શિથિલતા આવતાં ખાડી તે સાથે જેલની અંદર અમલદારોની સખ્તાઈ વધવા લાગી અને દાદા ઉપર, તેમના હૉસ્પિટલ નિવાસ દરમ્યાન વિશેષ પ્રકારનો જાપ્તો રાખવામાં આવ્યો–કારણ કે મોડાસાના દેશી રાજ્યોથી ઘેરાએલા પ્રદેશમાં ૪૨ 'ની આગના તણખા કોઇ મોટા પાયા પર પેટાવી શકે એમ હોય તો તે દાદા છે એવી ખાત્રી હતી, અને એમને એવી બાતમી પણ મળી હતી કે દાદાએ દેશમાં અંધાધૂંધી વ્યાપે ત્યારે બ્રિટિશરો પાસેથી મોડાસા પ્રદેશનો કબજો ૨૪ કલાકમાં લઇ લેવાની, અને તે પ્રસંગે મુસ્લિમો સુદ્ધાંને પોતાની સાથે જીતી લેવાની પાકી યોજના કરી રાખી હતી .આવા 'ગુપ્ત કાવતરા'ને કારણે દાદા જેલમાં હોવા છતાં ભારે તકેદારી રાખવામાં આવતી હતી

આ વખતે દાદા લગભગ નવ મહિને જેલમાંથી છૂટયા; ત્યારે તેમની તબિયત સાવ સાવ નંખાઇ ગઇ હતી. પરંતુ જરાક ઠીક થતાં વળી તેમની પ્રવૃત્તિએ વેગ પકડવા માંડયો.

અમદાવાદ જિલ્લા લોકલબોર્ડના પ્રમુખ તરીકેની ફરજ આ વખતે તેમને શિર આવી પડી–તે નવી અને કૂનેહ ભરી જવાબદારી હતી...કેમ'કે હજી સરકાર સાથેનુ' ઘર્ષણ ચાલુ જ હતું. દાદાના પ્રમુખપદે જ અમદાવાદ જિલ્લા લોકલબોર્ડે સરકાર સાથેના અસહકારનો ઠરાવ પસાર કર્યો અને સરકારે લોકલબોર્ડને સુપરસીડ કરી ! દોઢ વર્ષને અંતે ૧૯૪૫ માં સરકાર સાથે સમાધાન થતાં દાદાએ વળી પ્રમુખ તરીકેની જવાબદારી પૂરી કરી.



પા. ૧૯૧ના અનુસંધાનમાં—

મોડાસાની સામાજિક જાગ્રતિની એક વધુ દ્યોતકતા : ૧૯૩૦–૩૧ની સત્યાગ્રહની લડતમા લલિતાબેન (હાલ નામ : મધુબાલા છે. શાહ) નાની ઉમરના, બાળવિધવા હોવા છતા, તેમણે આખી લડત દરમ્યાન, સરઘસો–સભાઓમા ઝ'ડાધારી તરીકે મોખરે રહી મોડાસાની શાન ઉજ્જ્વાળી હતી.

પાછળથી આ બહેને પુનર્લગ્ન કરી, પોતાની હિંમત અને હોશિયારીનાં અનુકરણીય દષ્ટાંતો રજૂ કર્યાં છે : તેમણે ઘોડેસ્વારી, મોટર ડ્રાઈવિંગ, વગેરે કૌશલ્ય પ્રાપ્ત કરવા ઉપરાત, તરવાની કળા પણ પ્રાપ્ત કરી હતી. અને મુંબઈમા દરિયામા ડૂબી જતા માણસોના જાન બચાવી લઈ, મુબઈના ગવર્નર તરફથી ' અભિનંદનપત્ર ' પ્રાપ્ત કરવા તેઓ શક્તિમાન બન્યાં હતાં.

# ૪ : પુરૂષાર્થની પ્રતિમા

— દેશીરાજ્ય આંદોલનની ભૂમિકા
— સહજ કાર્યના પંથે
— ઈડર : અગ્નિ પરીક્ષા
— વાડાસિનોરનો વિજય

## સંદર્ભ સાહિત્ય


- સરદાર વલ્લભભાઈ ભા. ૧–૨ (નરહરિભાઇ પરીખ)
- ઠક્કરબાપા (કાંતિલાલ શાહ)
- ઇન્ડિયન સ્ટેટ્સ (ગુડગર)
- ગુજરાત રાજસ્થાન પરિષદ : અ. હિં. પરિષદના હેવાલ
- ઈડરની લડતનું સાહિત્ય : અરજીઓ; મેમોરેન્ડમ; લેખો; હેવાલો; કટિંગો; પત્રવ્યવહારો; (આશરે ૩૦ જેટલી ફાઈલો).

દાદાના સેવા ક્ષેત્રમાં કેવળ મોડાસા તાલુકો નહોતો. મોડાસા પ્રદેશને અડીને વાડાસીનોર, ઇડરનાં દેશી રાજ્ય વિસ્તરેલાં હતાં. આ અને ઇતર દેશી રાજ્યોની પ્રજા કેવી કારમી નાગચૂડ અને વ્યથામાં ભીંસાયેલા હતી એ આજના આઝાદીકાળમાં ખ્યાલ આવે તેમ નથી.

દાદાએ મોડાસા પ્રદેશને સંલગ્ન દેશી રજવાડાંની પ્રજાને દમનમાંથી મુક્ત કરવા કેવો જ્વલંત પુરૂષાર્થ કર્યો હતો તે હવે નિહાળીએ.

## ભૂમિકા

હિંદભરમાં દેશી રાજ્યોની સંખ્યા ૫૬૧ ની ગણાતી. તેમાં ૧૪૪ તો એકલા બ્રિટિશ ગુજરાતમાં જ હતાં, કાઠિયાવાડમાં ૧૯૧ હતાં; ને કચ્છ જુદું. એટલે કે મહાગુજરાતમાં દેશી રાજ્યોની સંખ્યા ૩૩૬ ની હતી. અને આખા ગુજરાતના ક્ષેત્રફળ, વસ્તી અને ગામડાંની મોટી સંખ્યા આ રજવાડાંમાં રૂંધાયેલી પડી હતી ! ૧૯૩૪ના આંકડા આ રહ્યા—

| ગુજરાતના ક્ષેત્રફળમાંથી | દેશી રાજ્યમાં | બ્રિટિશમાં |
|---|---|---|
| કુલ ૬૪૦૦૦ ચો. માઈલ | ૮૪ ટકા | ૧૬ ટકા |
| | (૫૪૦૦૦ ચો. મા.) | (૧૦,૦૦૦ ચો. મા.) |
| ગુજરાતની વસ્તીમાંથી | ૭૨ ,, | ૨૮ ,, |
| (કુલ ૧ કરોડ ૧૫ લાખ) | (૮૨ લાખ) | (૩૩ લાખ) |
| ગુજરાતનાં ગામડાંમાંથી | ૭૧ ટકા | ૨૯ ટકા |

આ દેશી રજવાડાંમાં મોટામાં મોટું વડોદરા રાજ્ય. જેની વસ્તી ૨૪ લાખ ઉપરાંતની (૧૯૩૪ માં) હતી; તો ગુજરાતમાં ત્યારે એવી પણ ઠકરાતો હતી જેની વસ્તી માત્ર ૩૨ માણસની હતી ! વડોદરાનું ક્ષેત્રફળ ૮૦૦૦ ચો. માઈલનું, ત્યારે કેટલાંકનું ક્ષેત્રફળ ૧ ચો. માઈલનું ય હતું ! વડોદરાની વાર્ષિક આવક રૂા. ૨૭૦ લાખ (૧૯૩૪ માં), ત્યારે એક સંસ્થાનની આવક (વરસે રૂા. ૭૦) ની જ હતી !

અને કાઠિયાવાડ તથા કચ્છની વાત બાજુ પર મૂકીએ તો ય બાકીના ગુજરાતમાં ય ૪૨ લાખની વસ્તી રજવાડાંમાં હતી, ત્યારે માત્ર ૩૨ લાખ બ્રિટિશ ગુજરાતમાં !

ગુજરાતમાં રાજસ્થાન પ્રજા પરિષદનું પ્રથમ અધિવેશન અમદાવાદમાં બોમ્બે ક્રોનિકલના સંપાદક શ્રી. સૈયદ અબ્દુલ્લાહ બ્રેલવીને પ્રમુખપદે ૧૯૩૩ના ડિસેમ્બરમાં મળ્યું હતું; ત્યારે સ્વાગતાધ્યક્ષ ડૉ. સુમંત મહેતા હતા : અને શ્રી. બળવંતરાય મહેતા અ. હિંદ રાજસ્થાન પરિષદના

મની હતા આ ત્રણે મુખ્ય કાર્યકર્તાઓના તે વખતના ભાષણો તથા પત્રિકાઓમા ગુજરાતની રાજસ્થાની પ્રજાની સ્થિતિનો ચિતાર રજૂ થયો છે

શ્રી બળવતરાય લખે છે "ગધનપુરના જુવાનો વાણી ગોવીને બેઠા છે, શબ્દોચ્ચાર કરતા ડરે છે, પ્રજા હૃદયના અશ્રુપાતને સાભળી રહ્યા છે મહીકાંઠા ઠાકોરોની તકરારોમા અટવાઈ ગયુ છે, સ્વાધીનતાના પ્રાણવાયુની એક ફૂક માટે તલસી રહ્યુ છે, ઈડર પુનરૂજ્જીવન અને નવયુગના મડાણ જોવા મીટ માડી રહ્યુ છે, રેવાકાઠે દારૂના દૈત્યે દાટ વાળ્યો છે, ગની પરજની અસહ્ય વસ્તિનો ભાગીને ભુક્કો થઇ ગયો છે, જગલની પ્રજાએ જગલનુ સ્વામિત્વ ખોવા માડયુ છે વાડાસીનોર નવાબીના દુખસ્વપ્નોમા થરથરી રહ્યુ છે, ગજપીપળા રાજ્વી વૈભવ અને વિદેશી ગજ યાનાઓને પોષવા પ્રજા શરિનુ રૂધિર અપાવી રહ્યુ છે લુણાવાડા–બારીયા–છોટાઉદેપુરની પ્રજા જાહેર જીવનની ઉષ્મા મેળવવા ઝખી રહ્યા છે ધરમપુર–વાસદાના જગલો વીધીને નવા જમાનાની રોશની પ્રજા હૃદયને જેતાવે એ સમયની રાહ જોવાઈ રહ્યા છે, પ્રજા શોષણને ભોગે પોષણ મેળવી રહેના રાજ્યતત્રોની શરમ જગતના ચોમ્મી વચ્ચે પોકાર પાડી રહી છ સચીનની નવાબી આપ ખુદી કોરડા વીઝતી ક્યારે અટકી પડે અને પોતાની મગ્જદનુ આત્મભાન ક્યારે ખાલવે એ જોવા પ્રજા આતુર બની છે "

ત્યારે ડૉ સુમત મહેતા ગુજરાતના સૌથી મોટા અને સરસારી ગણાતા વડોદરા રાજ્ય વિષે ઉમેરે છે કે—

"વડોદરાનુ રાજ્ય બધા કરતા મોટુ છે ત્યા કેટલેક અશે જાનમાલનુ રક્ષણ સાચવી શકાય છે કારણ, નિયમો પ્રમાણે રાજ્યવ્યવસ્થા ચાલે છે પ્રજામત ખુલ્લી રીતે પ્રગટ કરી શકાય છે ત્યા ૧૮ વર્ષથી પ્રજામડળ નામની સસ્થા ચાલે છે, જેમા આજે લગભગ ૧૦ હજાર સભ્યો છે રાજ્ય વહીવટ સુધારવાના પ્રયત્નોમા પ્રજા મડળનો અવાજ કેટલેક અશે સફળ થયો છે, તે છતા જે મુખ્ય મુખ્ય પ્રશ્નો છે તેમા સરકાર પ્રજામડળના કે ધારાસભાના અભિપ્રાયને જરાય મચક આપતી નથી વડોદરા રાજ્ય પ્રજાને જવાબદાર નથી ત્યા સ્વરાજ્ય પણ નથી ને સુરાજ્ય પણ નથી બહારની ટાપટીપ સારી છે..."

આવા આ દેશી રાજ્યો ભારતની એકતા અને આઝાદીની આડે આવતા હતા આવા આ દેશી રાજ્યોની પ્રજા બેવડી ગુલામીમા સબડતી હતી પોતાના રાજા–નવાબો અને ઠાકોરોના અધેર સિતમખોર કારભાર નીચે અને બ્રિટિશ ગોરાઓના નીચે! જે દેશી રજવાડા ભારતમા બ્રિટિશ

સામ્રાજ્યના ટેકેદાર હતા, તો બ્રિટિશ સલ્તનત તેમની રક્ષક અને પોષક હતી

આથી સ્વાભાવિક રીતે જ, ૧૯૨૦–રાષ્ટ્રીય નવ જાગ્રતિના આરંભથી જ, દેશી રાજ્યોની પ્રજાના દુખ-કકળાટે ગાંધીજીનું હૈયું વીંધ્યું હતું છતાં દેશી રજવાડાની આંતરિક પરિસ્થિતિના તેઓ જાણકાર હતા, અને એમની એવી દઢ માન્યતા બંધાઈ હતી કે, 'જ્યાં સુધી દેશી રાજ્યોની પ્રજામાં બરાબર સંપ ન થાય અને પોતાના પગ ઉપર ઊભા રહેવાની શક્તિ ન આવે ત્યાં સુધી રાજદ્વારી ચળવળ ઉપાડવાથી ત્યાંની પ્રજા વધારે મુશ્કેલીમાં મુકાશે દેશી રાજાઓમાં પોતાની શકિત તો કશી નથી, તેઓ જે કંઈ જોર બતાવવાનો દેખાવ કરે છે તેનો બધો આધાર બ્રિટિશ સંગીન (બેયોનેટ) ઉપર છે દેશી રાજ્યની પ્રજા પોતાના રાજાઓની સામે લડત ઉપાડશે તો એ પ્રજાને કચડી નાખવામાં બ્રિટિશ સરકાર પૂરેપૂરી મદદ કરશે અને જોર જુલમ કર્યાની બદનામીનો બધો ટોપલો દેશી રાજાઓને માથે ઓઢાડશે તેથી ઊલટું આપણે બ્રિટિશ સરકારની સામે લડત ચલાવીને તેની સત્તા તોડી પાડીશું તો એ સત્તાનો આધાર ખસી જતાં, દેશી રાજાઓની સત્તા આપોઆપ તૂટી પડશે' (સ ૧ પા ૩૧૬)

ગાંધીજીની આ વિચારસરણી હોઇ, ૧૯૨૦ માં નાગપુર કૉંગ્રેસમાં જ્યારે તેમણે કૉંગ્રેસનું બંધારણ ઘડ્યું ત્યારે દેશી રાજ્યોની હદમાં કૉંગ્રેસ સમિતિઓ રચવાને બદલે પડોશના બ્રિટિશ મુલકની કૉંગ્રેસ સમિતિઓમાં દેશી રાજ્યની પ્રજાએ દાખલ થવું એવી ગોઠવણ રાખવામાં આવી હતી

અને ગાંધીજીના આશીર્વાદ સાથે કાઠિયાવાડ રાજકીય પરિષદનું કાર્ય ૧૯૨૨ થી આરંભાઈ ચૂક્યું હતું ૧૯૨૬ માં તેનું ત્રીજું અધિવેશન ખુદ ગાંધીજીના પ્રમુખપદે જ ભરાયું હતું અને શ્રી ઠક્કરબાપા, શ્રી બળવંતરાય મહેતા વગેરે ગાંધીજીના સલાહ સૂચનાને અનુસરી ભાવનગર, પોરબંદર વગેરે દેશી રાજ્યોના પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લઇ રહ્યા હતા અને ગાંધીજી તથા સરદાર પટેલે પોતે આ વરસોમાં દેશી રાજ્યોમાં સભા ભરવા પૂર્વે તે દેશી રાજ્યો સાથે અગાઉથી કંઈક સમજૂતિ કરી લેવાનો શિરસ્તો પાડ્યો હતો

વળી ૧૯૨૭–૨૮ ના વરસોમાં જ્યારે અનેક દેશી રાજ્યોમાં જવાબદાર રાજ્યતંત્રની માગણી ઊઠી હતી, અને જ્યારે મૈસુર, ત્રાવણકોર, કોચીન, ઔંધ અને વડોદરા ભાવનગરના પ્રજા મંડળો એ દિશામાં આગેકદમ બઢાવી રહ્યા હતા ત્યારે તેમને ખુલી રીતે આવકારવામાં આવતા હતા. રાજકોટ, ભાવનગર અને વાંકાનેરમાંના આવા યત્કિંચિત

પ્રયાસોને ય વધાવી લેવામા આવ્યા હતા અને 'નાગરિક સ્વાતંત્ર્ય' એ તો જાહેર જીવનનો પ્રાણવાયુ છે, માટે સભા, મંડળીની સ્વતંત્રતા, જાનમાલની સ્વતંત્રતા અને વાણીની સ્વતંત્રતા, લેખનની સ્વતંત્રતા, વર્તમાન પત્રોની સ્વતંત્રતા,—આના બધા પ્રાથમિક હક્કો માટેના આદ લેનોને ઉત્તેજન આપવામા આવતુ હતુ વેઠની સર્વવ્યાપી બનેની બદી સામે અને બીજા આર્થિક સામાજીક અનિષ્ટો દૂર કરવા અંગે પ્રયાસો કરતા હતા

પરંતુ આ બધુ ખૂબ જ સાવચેતીપૂર્વક, ખૂબ જ ધીમી ગતિએ અને ખૂબ જ હિચકિચાહટ પૂર્વક થઈ રહ્યુ હતુ આથી 'હજી ઘણુ વધારે થઈ શકે' એવી લાગણી સેવનાર કાર્યકરો અધીરા થતા હતા, ગાંધીજીની નીતિની ટીકા કરતા હતા, અને પ્રજાને જાગ્રત કરવા, લડત માટે તત્પર કરવા ઉગ્ર માર્ગો ય અખત્યાર કરવામા માનતા હતા—જાતે બ્રિટિશ હદમા રહી, દેશી રાજ્યોની પ્રજાના ભીષણ યાતનાઓને અજવાળામા આણી, આપખુદી સામે પડકાર કરી, પ્રજાને તે મિટાવી દેવા મરી ફિટવાની હાકલ કરી, ભારતભરના બીજા દેશી રાજ્યોની લડતો અને પ્રજાની કુરબાનીઓના દૃષ્ટાંતો રજુ કરી, ગુજરાત-કાઠિયાવાડ-કચ્છના દેશી રાજ્યોની પ્રજાના સૂતેલા ખમીરને ઢંઢોળવાની નેમ ધરાવતા હતા આવુ ઉગ્રમતવાદી જૂથ 'સૌરાષ્ટ્ર' જૂથ રૂપે જાણીતુ હતુ, જેના અગ્રણી હતા શ્રી અમૃતલાલ શેઠ જેવા અતિ નીડર અને સાહોશ પુરુષ

અલબત્ત આ ઉગ્રમતવાદી જૂથ પણ આખરે તો ગાંધીજીની સલા હને જ માથે ચઢાવી લેતુ

ત્યારે, ઠક્કરબાપા જેવા પીઢ ગજદ્દારી પુરુષ અને સમાજ સેવક (સર્વન્ટસ ઓફ ઇન્ડિયા સોસાયટીના અગ્રણી સંચાલક) એઉ વિચાર સરણી વચ્ચે સમતુલા જાળવીને કામ કરતા હતા અને કેટલીકવાર ગાંધીજીની નીતિ ગળે ન ઊતરે તો ય ગાંધીજીની દુરંદેશી—શક્તિ માટેની શ્રદ્ધાથી પ્રેરાઇ તેમની સલાહ સ્વીકારી લેતા

## સહજ કર્તવ્યના પંથે

દાદાની પરિસ્થિતિ એવી હતી કે તેઓ મોડાસાના એટલે કે બ્રિટિશ પ્રદેશના વતની હતા પરંતુ એમ જોતે ખુદ મોડાસા અને મોડાસા પ્રદેશનો મોટો ભાગ એક જમાનામા ઇડર અને દેશી રાજ્યોનો જ ભાગ હતો હજી આ સમયે (દાદાની આ પ્રવૃત્તિના સમયે) પણ આ પ્રદેશનો મોટો ભાગ દેશી રાજ્યોમા જ વહેંચાઇ ગયેલો હતો

અમદાવાદ જિલ્લાનો જૂનો નકશો નજર સમક્ષ લાવીએ તો જણાશે કે મોડાસા મહાલ અમદાવાદથી લગભગ ૬૦ માઈલ છેટો પડેલો, તદ્દન છૂટો પડેલો એક નાનકડો-૪૭ ગામડાનો નાના મોટા ચૌદ બેટાનો બનેલો હતો ! તેની ચારે બાજુ ઇડર, સીનાવાડ, મેરી, ટીંટોઈ, ચાદરણી, માનપુર, સાઠંબા, ગાબટ, મોહનપુર, દધાલિયા, વડાગામ, બોનુદ્રા, રમોસ, ડાભા, રૂપાલ, રણાસણ વગેરે અનેક નાના મોટા રજવાડા આ ટાપુને ઘેરીને પડેલા હતા

આ પ્રદેશની પ્રજા કેવી અધમ અને અસહ્ય દશામા જીવી રહી હતી તે તો આપણે કેટલેક અંશે આગળ ઉપર જોઇશુ પરંતુ સર્વત્ર 'રાજા કહે તે કાયદો ને બોલે તે ન્યાય' ની સ્થિતિ હતી કાનૂન, બજેટ, કરવેરા બધી બાબતમા અંધેર હતુ ને વેઠ, રજવાડી લૂંટ, દમન, અત્યાચારનો શુમાર ન હતો રાજ્યની તિજોરીમાથી રાજા ઠાકોર ગમે તેટલા નાણા ઉચાપત કરતા, ને ખૂટે ત્યારે ગમે તે નામે ને પ્રકારે ધોળેદાડે લૂંટીને ય વસુલ કરતા ખેતીનો કોઈ વર્ગ એવો ન હતો જે વેઠ યા આર્થિક લૂંટથી મુક્ત હતો, જેને મોઢે ડૂચો મારવામા આવ્યો ન હતો ! માલમિલકતની પણ કોઇ સદ્ધરતા ન હતી, અને જાનમાલની કોઈ રક્ષા ન હતી કેટલાક રજવાડામા તો મા બેનો ને દીકરીઓના શીયળની પણ શાશ્વતી ન હતી ! દેવમંદિરોની પવિત્રતા સુરક્ષિત ન હતી !

આવી પિશાચી લીલા કરનારા પોતાને ભગવાનના દૈવી અંશ ગણાવી, સૂર્યવંશીઓ ગણાવી, રાજપૂતો કહેવડાવી, બાપદાદાની મોટી ડંફાસો આગળ ધરી પ્રજા પાસે ભક્તિ અને આમાન્યા પળાવતા અધીરા હતા અને આવા કામોમા બ્રાહ્મણો ને વણિક જેવા ઊંચા કુળના ગણાતા અને કેટલીકવાર સુશિક્ષિત એવા ગૃહસ્થો દિવાનપદે, કારભારી પદે, યા બીજા માનવંતા હોદ્દા પર ચઢી રાજા-ઠાકોરોના હાથા બની, અને કેટલીકવાર એમનાથી ય આગળ વધી અધમ કાર્યોમા હાથ ખરડતા હતા, તથા ખૂદ રાજા-ઠાકોરોની ય ચોપાસ પોતાના સ્વાર્થની કપટ-જાળ ફેલાવી પાસા ફેંકયે જતા હતા

પ્રજા કયા જઇ આ બધુ દુઃખ રડે?

દાદાએ સ્થાયી રીતે મોડાસાને પોતાની કર્મભૂમિ બનાવી ત્યારથી દેશી રાજ્યોની આ પ્રજાઓએ દાદામા પોતાનો બેલી જોયો જે 'મથુરાદાસ' બ્રિટિશ સરકાર સામે લડી શકે છે, એના ભલભલા અમલદારો સામે છાતી કાઢી સાચા વેણ ઉચ્ચારી શકે છે, જેને કોઈનો ભય નથી અને શેઠ

નથી—એ 'મથુરાદાસ'મા દેશી રાજ્યોની પ્રજાઓએ પોતાનુ શરણુ અને આશ્વાસન અનુભવ્યુ

અને દાદા તો દેશી રાજ્યોની અંદરની સ્થિતિથી અતિ ઘણા વાકેફગાર હતા તેમણે જાતે આ દેશી રજવાડામા ૧૪ વરસ સુધી કારભારી તરીકે કામ કર્યું હતુ તેમને એક બાજુ પ્રજાની યાતનાઓનુ દુખ હતુ બીજી બાજુ તેઓ પોતાને આ દેશી રાજાઓ ને ઠાકરોના (હયાત અને વડીલો સહિત) મિત્ર અને વ્યક્તિગત રીતે તેમના હિતેચ્છુ ગણતા હતા કોંગ્રેસની સર્વ-સાધારણ નીતિથી તેઓ જાણકાર હતા પરતુ તેની આગેવાનીથી તેઓ અલિપ્ત હતા એવી એમને જરૂર નહતી એ રીતે દાદા 'આપમેળે ઊભા થયેલા' હતા, અને 'આપસૂઝ'વાળા હતા

૧૯૨૧ મા દેશી રાજ્યો અંગે તેમનો પહેલો સઘર્ષ શરૂ થયો પ્રસગ આ રીતે ઉપસ્થિત થયો હતો

ગુજરાતમા રાજકીય નવજાગૃતિની પરોઢ ઊગી રહી હતી તેવા દિવસોમા—૧૯૨૧ મા ગુજરાત રાજકીય પરિષદનુ અધિવેશન આણદ મુકામે ભરાયુ હતુ દાદા આ અધિવેશનમા હાજરી આપવા ગયા હતા સાથે શ્રી મો ક ગાધી પણ હતા આ દિવસોમા વાડાસિનોરના નવાબે ત્યાની પ્રજાના અસતોષને કચડી નાખવા તેમના પર ઘોડા દોડાવ્યા હતા અને તોપ ગોઠવી હતી, તથા ઘરોમા પેસી પેસીને પોલિસોએ પ્રજાને રજાડી હતી—એવા સમાચાર આવ્યા આ પરથી દાદા તથા શ્રી મો ક ગાધી, અને પાછળથી શ્રી મોહનલાલ કામેશ્વર પડ્યા(ડુગળીચોર) સરદાર વલ્લભભાઈની સાથે મસલત કરીને ઊપડયા

દાદા ને શ્રી મો ક ગાધી એક સબધીને ત્યા ઊતર્યા, ત્યા રહી હકીકતો જાણી લોકોના જવાબ લીધા અને હકીકતો વ્યવસ્થિત કરી છાપાઓમા મોકલી

આ દિવસોમા ત્યાના દિવાન ધધુકાના નાગરદાસભાઈ હતા તેમણે દાદા અને મોહનભાઈના આવ્યાની બાતમી મળતા મળવા બોલાવ્યા

દિવાન કેમ આવ્યા છો ?

દાદા તથા સાથીદારો તમારે ત્યા જે બનાવ બન્યા છે તેની તપાસ કરવા આવ્યા છીએ અમે શાતિથી કામ કરીએ છીએ

દિવાન અત્યારે મિલિટરીના દાખલા મળતા છે મારે ગાસ્થા જ

ત્યા પછી નવાબ બોલાવ્યા દાદા તથા મો ક ગાધી મળવા ગયા આ વખતે નવાબનુ જે પ્રકારનુ વર્તન થયુ તેનુ વર્ણન કરતા દાદા

કહે છે: "નવાબ ડ્રાઇવર જેવા દેખાતા હતા: તેથી અમે તો સલામ ભરી નહિ; પણ જ્યારે સાથે ઊભેલા બીજા બધાએ સલામ ભરી ત્યારે જાણ્યું કે એ જ નવાબ હતા!"

નવાબે તેમને તાબડતોબ ચાલ્યા જવા ફરમાવ્યું.

દાદા: "અત્યારે સાંજ પડી છે. થોડુંક કામ બાકી છે. કાલે સવારે ચાલ્યા જઇશું."

નવાબે ઉશ્કેરાઈ જઈ હુકમ કર્યો: "અમારે ત્યાં ખાદીની મનાઇ છે. ખાદી ટોપી કાઢી નાખો, ખાદીનાં કપડાંય ઉતારી નાખો..."

દાદા તથા મો. વિ: "ખાદી તો અમે નહિ ઉતારી શકીએ."

નવાબે બંદૂકધારી પોલીસને હુકમ કર્યો: "આ બંનેની પાછળ ખડા થઈ જાવ"

પોલિસો તેમને ઘેરી ઊભા રહી ગયા.

દાદા ને મો. વિ. નિશ્ચલ રહ્યા.

નવાબે સિપાઇઓને ટોપી ઉતારી લેવા હુકમ કર્યો. અને દાદા તથા મો. વિ.ને તેમના ઝભ્ભા ઉતારી નાખવા જણાવ્યું.

દાદા: જે રીતે ટોપી ઉતારી એ રીતે ઝભ્ભા પણ ઉતારી શકો છો. રાજીખુશીથી અમારાથી એ નહિ બને.

નવાબ જરાક નરમ પડ્યા. અને ફોજદારને બોલાવી હદપાર મૂકી આવવા ફરમાવ્યું.

ફોજદારે તે રીતે ગાડું મંગાવી પોલીસ પહેરા નીચે બેઉને હદબહાર મૂકી દીધા.

આ પછી બરાબર ૧૦ વરસે વાડાસિનોરનું પ્રકરણ ફરી ઉપાડવાની પરિસ્થિતિ જાગી ત્યારે દાદાએ કર્તવ્ય ગણી એને કેવી સફળ રીતે પાર પાડી, તે આપણે આગળ ઉપર જોઇશું.

આ પછી તરતજ દાદાને કાને એક એવો પ્રેરક પ્રસંગ આવી ગયો કે જેણે એમનાં અંતરને વલોવી નાખ્યું. ૧૯૭૮ ના અષાડ વદ ૮ ને દિને, (૧૯૨૨ ની સાલ) દાદાએ પોતાની ૪૬ મી વર્ષગાંઠ પ્રસંગે લખેલી નોંધ વાંચવા જેવી છે.:

"મેવાડ અને ગુજરાતની સરહદના ભીલોએ મોતીલાલજી તેજાવત રહેવાસી કોલીઆરીના વણિકની આગેવાની નીચે કર, વેઠ, જકાતના જુલમ સામે ઝુંબેશ ઉઠાવી છે. પરિણામે ગવર્નમેન્ટની લશ્કરી મદદથી કેટલાક ભીલોને મારી નાખવામાં આવ્યા છે. પણ ભીલો શાંત થયા નથી. છેવટે ઘણી ખરી જગાએ ભીલો સાથે

કર, વેઠ, જકાત, વગેરેમાં છૂટછાટ મૂકી સલાહ કરવામાં આવી છે. અને એક રીતે અભણ અજ્ઞાન પ્રજા સામે બળવાન રાજ્યોને નમતું આપવાની ફરજ પડી છે. પ્રજાના એકત્ર બળ આગળ બળવાનમાં બળવાન રાજસત્તા પણ ટકી શકતી નથી. તેમાં આ દેખીતો પુરાવો છે. મોતીલાલની હકીકતનો પત્ર તોફાન થતાં પહેલાં ભાઇ મહમદ હુસેન સુતારની મારફતે મારા પર આવેલો. તે ઉપરથી સાચી હકીકત મેળવવા સારૂ તેમની પાસે જવા વિચાર ચાલતો હતો. દરમિયાન સરકારે લશ્કરે મારફાડ શરૂ કરી અને મોતીલાલનો કાંઇ પત્તો ચોક્કસ ઠેકાણું ના મળ્યું પડવાથી ત્યાં જવાનો વિચાર માંડી વાળ્યો. હાલ ભીલો સાથે છૂટછાટ મૂકીને ઘણી ખરી જગાએ સુલેહ કરવામાં આવી છે.

આ નોંધ ઉપરથી તેઓ ઉમેરે છે—

ઘાલીઆ, પાલપુરમાં પણ પ્રજા સાથે તાલુકદારોને અનુભવ થયો છે. આ બધું થવામાં તાલુકદારોની દિનપ્રતિદિન ટૂંકી દૃષ્ટિ અને સ્વાર્થ પરાયણતા અને બીજી બાજુ લોકોની વિકસિત બુદ્ધિ અને સ્વતંત્રતાની લાગણી છે. પોતાની દૃષ્ટિ હજુ ટૂંકી જ જો દેશીરાજ્યકર્તાઓ રાખશે અને પ્રજાને દુશ્મન બનાવશે તો હાલ તો બ્રિટિશ નોકરશાહીના ગુલામ બનેલા છે. પણ ભવિષ્યમાં 'બ્રિટિશ હિંદ' સ્વતંત્ર થતાં તેમની સ્થિતિ કેવી થશે તેનો વિચાર કરવો ઘટે છે. તેમના માટે સૌથી સારો રસ્તો એક જ છે.

(૧) પોતાની જાગીર કે રાજ્યોનો વહીવટ પોતાની પ્રજાના ચૂંટાયેલા સ્વતંત્ર પ્રજાના આગેવાનોના હાથમાં મૂકવો. અને પ્રજાને ખાત્રી આપવી કે રાજ્ય વહીવટ તમારા લાભ થશે તમારા ચૂંટેલા પ્રતિનિધિની સલાહ પ્રમાણે ચલાવવામાં આવશે.

(૨) પોતાના અસલ અને ખરા હકો પ્રજાના પ્રતિનિધિઓ સાથે મળીને નક્કી કરવા, ઉપજ કમી હોય તો અને ખર્ચ વધારે હોય તો પ્રતિનિધિઓની સલાહ પ્રમાણે વ્યવસ્થા કરવી.

પ્રજાની બોલવાની, લખવાની અને મિલ્કત ધારણ કરવાની અને મિલ્કતનો ઉપયોગ કરવાની બાબતમાં રાજ્ય આડા આવવું નહી. સંપૂર્ણ સ્વતંત્રતા આપવી.

આ પ્રમાણે થાય તો દેશી રાજ્યો નાનાં નાનાં છે છતાં દરેક ટકી રહે અને નિર્ભય થાય. કોઇ પણ સત્તા તેમને દબાવી ગળી નહીં કે નાશ કરી શકશે નહીં.

આ નોંધ દાદાની દૂરદેશીની તથા રાજ્ય વહીવટની સમજની દ્યોતક છે વીસમી સદીના ત્રીજા દશકાના આરંભમાં (૧૯૨૨ માં) દેશી રાજ્યો માટે આવો વિચાર ધરાવવો એ કેટલું જોખમ ભર્યું હતું, તે આપણે આગળ ઉપર જોઈશું.

પરંતુ એકવાર દાદાએ નિર્ણય કરી લીધો. ઇડરનો સંપૂર્ણ ઇતિહાસ જાણી લીધો. મહીકાંઠા ડીરેક્ટરી વાંચી. ગુજરાતની અઢારમી ઓગણીશમી સદીનો વિગતવાર ઇતિહાસ જાણ્યો. ઇડરની વસ્તી વિસ્તાર, ધર્મની સંખ્યા,

ઉપજ, ખડણી, તાલુકદારોની ઉત્પત્તિ અને સ્થિતિ, ઓગણી, દેવસ્થાનો અને તેમના નિભાવના વ્યવસ્થા, રલ્વે વગેરેની વિગતો અને નિમસનો હેવાન તૈયાર કર્યો બ્રિટિશ સરકારે એજન્સીઓને માટે કરેલા જુદા જુદા કાયદાનો પણ અભ્યાસ કરી લીધા અને કાર્યનો આરંભ પણ તાત્કાલ થઈ ચૂક્યો

ભાલીડા તાલુકામા પાટિયાવેરો ઉઘરાવાયો લોકો નાસી ગયા પછી મેઘરજ પરગણામા ઉઘરાવવાના માટે અમલદારો આવ્યા મહારાજા તો મુંબઈ પડી રહેતા ને મોજમજા કરતા દાદાએ મહારાજાને મુંબઈ મુકામે કાગળ લખ્યો (સપ્ટે. ૧૯૨૪), અને નકલ ચાદરણીના રાજા ઉપરમોકલી અને જણાવ્યુ કે પ્રજા પરના આવા જુલમો ને અત્યાચારો તાત્કાલિક બંધ કરાવવા જોઇએ પત્રનો ઉત્તર ન મળતા તા ૨૮–૮–૨૪ના રોજ મહારાજાને તાર કર્યો અને મુખાવેરો નજરાણા વગેરેનો જુલમ અટકાવવા જણાવ્યુ પત્રનો જવાબ મળ્યો નહિ પરંતુ તારનો જવાબ તા ૩૦–૮–૨૪ ના રોજ મળ્યો તેમા જણાવવામા આવેલુ કે જેને ફરિયાદ કરવી હશે તે અમને કરશે, તમારે એમા દરમ્યાનગીરી કરવી નહિ

આવો ઉડાઉ જવાબ મળતા દાદાએ વર્તમાનપત્રો દ્વારા ઈડરના જુલમો બ્રિટિશ તેમજ બહાર વસતી ઇડરની પ્રજા સમક્ષ લાવવાનો નિરધાર કર્યો પહેલ વહેલા તેમણે શ્રી અમૃતલાલ શેઠના મશહૂર સાપ્તાહિક "સૌરાષ્ટ્ર' પત્રમા "ઇડર નરેશને ખુલો પત્ર ૧૫ ફકરાનો લખ્યો તા (૨૫–૧૦–૨૪) મુંબઇની રજવાડી પ્રજાનુ ધ્યાન આ પત્રે ખેચ્યુ

આ કાગળ લખ્યા બાદ એમ બન્યુ કે સાદરાના પોલીટીકલ એજન્ટ દધાલિયા મુકામે આવ્યા દાદાએ તેમની સમક્ષ ઇડરના જુલ્મોની હકીકતો રજુ કરવા નિર્ણય કર્યો પણ પ્રજામાથી કોઈ સહી કરી ફરિયાદ ન આપે મહારાજાની વિરુદ્ધ બોલવુ તે ગુનો ગણાતો ખૂબ પ્રયત્ને ટીંટોઈના લોકોને ફરિયાદ કરવા સમજાવ્યા તેમની પાસેથી મારી નાખવાની ધમકી આપીને સત્તાવાળાઓએ પૈસા કઢાવેલા આ ફરિયાદ લઈને તેમ જ બીજા જુલ્મોની હકિકત એકઠી કરીને દાદા પોલી એજન્ટ પાસે પહોચ્યા રજા મળતા તંબુમા ગયા ખુરસી આપી, બેઠા તેમનો વેશ ખાદીનો હતો પોલી

---

● પાટીઆ ખીલા મારીને તૈયાર કરેલા તે વરો ચાદરણીના રાજાએ દાખલ કરેલો પહેલા જે ગામમા જવાનુ હોય ત્યા પહેલા પોલીસ મોકલી ખબર મોકલાવાય કે અમુક રૂપિયા તૈયાર રાખો રાજાજી આવે છે લોકો ન આવે એટલે બોલાવે અગૂઠા પકડાવે અને પછી ખીલા મારેલા પાટીઆ તેમની પર ઠોકવામા આવતા આવી ક્રૂર નિર્ઘૃણ મનસ્વી પ્રથા દાખવવામા આવતી.

એજન્ટ તો સ્વાભાવિક રીતેજ અંગ્રેજ હતો ખાદી પ્રત્યે, સૂગ હેયજ. તેમણે અંગ્રેજીમાં પૂછ્યું, "શું કહેવું છે ?"

દાદા—હું અંગ્રેજી જાણતો નથી હિંદીમાં વાતચીત કરી શકીશ.

પો એજન્ટે હિન્દીમાં પૂછ્યું, "બોલો શુ કહેવુ છે?

દાદાએ કહ્યુ: ઇડર રાજ્યના આટઆટલા જુલમો છે લોકો નાસી ગયા છે. અને આ નોધ લઇને હું આવ્યો છું

પો. એજન્ટ: તમે ઇડરના વતની નથી. હું તમારું સાભળવા માગતો નથી. ઇડરના વતની હો તો સાભળું. દાદાએ બેધડક જવાબ આપ્યો, "સાહેબ, દાકતરોને દેશી કે પરદેશીનો, કાળા કે ધોળાનો ભેદ ન હોય હુ રાજદ્વારી દાકતર છું. મારે દેશી રાજ્યની કે બ્રિટિશ રાજ્યની રૈયત, એવો ભેદ ન હોય ઇડરના રાજા સામે એટલાં તહોમતનામા છે કે એ રાજા ન હોત તો, ને સાધારણ માણસ હોત તો તે ફાસીએ ચઢયો હોત કે આખી જીદગી માટે જેલમા ગયો હોત. માનવના ગુમાવી દેવામા આવી છે અમારી ફરિયાદો ધ્યાનમા લેવામા નહી આવે તો અમારે અસહકારનો આશરો લેવો પડશે"

પોલી એજન્ટે પોતાના હેડ કલાર્કને બોલાવ્યા અને દાદાને હકીકતો રજુ કરવા જણાવ્યુ તેમણે બધી હકીકતો વિગતવાર રજૂ કરી. અને કહ્યુ, "આ બાબતથી આપ અજાણ્યા હો, તે ઇડરની પ્રજા માની શકતી નથી"

બાદ દાદાએ ઉમેર્યું: "ઇડર કરતા, ગાયકવાડ, નિઝામ, વગેરે મોટાં રાજ્યો છે. તેમની સામે (સરકારને) પોતાને જરૂર પડયે પગલા લેતા મુશ્કેલી પડતી નથી જ્યારે પ્રજાની મુશ્કેલીઓની વાત આવે ત્યારે સરકાર જવાબ ન દે અને પગલાં ન લઈ શકે એ વાત પ્રજાને ગળે ઉતરી શકે નહીં. દેશી રાજ્યો સાથેના સેટલમેન્ટમા એકલા રાજાને રક્ષણ આપવાની જવાબદારી સરકારની નથી પ્રજાને પણ રક્ષણ આપવાની છે.

"પો એજન્ટોએ રાજા સારો વહીવટ કરે તે જોવાનું છે ત્યારે તેઓ રાજાઓ સાથે મળી જઇ આખો બધ કરે છે તેથી એજન્સીઓ સ્થાપવાનો મૂળ હેતુજ સરી શકે નહિ. આથી તો બ્રિટિશ રાજને કલક લાગશે"

પો એજન્ટ આથી ગુસ્સે થયા તેમણે કહ્યું "તમે એમ કહેવા માગો છો કે અમે લાચ લઇએ છીએ?"

દાદાએ ઉત્તર આપ્યો "સાહેબ, મને એવો શક હોત કે આપે લાચ લીધી છે તો હું આપની પાસે આવીને ફરિયાદ શું કરવા કરત ? પણ આપની આગળના પો એજન્ટોએ એવા કામ નથી કર્યાં એમ જાની પર હાથ

મૂકીને આપ પોતે કહી શકો તેમ છો ?"

આમ ૪૫ મિનિટ સુધી ગરમાગરમ વાત ચાલી છેવટે પો એજન્ટે કહ્યુ, "હુ બનતુ કરીશ પણ ઇડર ફર્સ્ટ કલાસ સ્ટેટ છે, માટે મુબઇ સરકારના હાથની વાત છે મુબઇ સરકારની સાથે વાટાઘાટો કરવી જોઈએ "

આમ દાદા આપમેળે જ દેશી રાજ્યોની પ્રજાના વકીલ બની, ધીમે ધીમે છતા સભાનપણે, એક અસાધારણ મોટી અને ગભીર જવાબદારી વહોરી રહ્યા હતા

## આ પછીનો આવો જ એક પ્રસગ

૧૯૨૭ ના જૂન માસમા દાદા પાસે ડાભા ગામના બ્રાહ્મણોની ફરિયાદ આવી ડાભાના ઠાકોરે ત્યાના બ્રાહ્મણો પર કર અને વેરનો નવો બોજો નાખ્યો હતો દાદાએ ઠાકોરને લખી ખુલાસો માગ્યો પણ સતોષ કારક જવાબ ન મળતા તેમણે પોલિટિકલ એજન્ટને લખ્યુ આ ખાતા તરફથી એક અમલદાર શ્રી કાદરી તપાસ માટે ડાભા આવ્યા તેમણે ડાભાના કારભારી તથા દાદાને બોલાવ્યા

કારભારીએ શરૂઆતમા જ કાદરી સાહેબને ફરિયાદ નોધાવી કે, "આ તો પોલિટિકલ બાબત છે ગજ્યની પોતાની બાબત છે મથુરભાઇ વકીલ નથી, દેશી રાજના વતની પણ નથી તેઓ હાજર ન રહેવા જોઇએ "

દાદાએ કહ્યુ "હુ સનદી વકીલ નથી પરતુ જો હુ રાજના કામમા —ન્યાયાધિશને મદદરૂપ થઇ શકુ તેમ છુ એવુ જણાય તો મને વધુ બેસવા દેજો "

કાદરી સાહેબ દાદાનુ દષ્ટિબિંદુ સમજ્યા અને ડાભાની પ્રજાની વતી બોલવાની તેમને છૂટ આપી

કારભારીએ કહ્યુ "સાહેબ, મુબઇ સરકાર નવા નવા કર નાખી શકે તો અમે કેમ ન નાખી શકીએ ?"

દાદાએ કહ્યુ "મુબઇ સરકાર કર નાખે છે, તે બજેટ માટે જરૂરી નાણા એકઠા કરવા માટે, અને નહિ કે શહેનશાહ કે ગવર્નરના અગત અને મનસ્વી ખર્ચાને પહોચી વળવા માટે .."

કાદરી સાહેબ દાદા તરફ સાશ્ચર્ય જોઈ રહ્યા એક સાધારણ શિક્ષિત આદમીને આટલો સ્પષ્ટ અને તર્કબદ્ધ તથા વ્યાજબી જવાબ આપતો જોઇ તેમને દાદા માટે માન થયુ

પછી તો કાદરી સાહેબ સ્ટેટની આવક ખર્ચની વીગતો જાણી અને પ્રજાના હિતમાં કેટલું ખર્ચ કર્યું તેની વીગતો જાણી અને તે, ભોગ ભાગના મનસી કરવેરા કાઢી નાખવા હુકમ કર્યો.

આ ઉપરાંત દવાલીઆ, ગાબટ, ચાદરણી, સાકબા, મોહનપૂરના રજવાડાની ચોકબંધ ફરિયાદો દાદાની પાસે આવી હતી. માલપુરના જપ્તીમેન્ટના જુલ્મો સામે પણ ફરિયાદો આવી હતી, જેમાં દાદાએ વચ્ચે પડી પ્રજાને રાહતો અપાવી હતી અને બીજા પણ ડઝન જેટલા દેશીરાજ્યો (લુણાવાડા સહિત) ની ફરિયાદો અંગે તેમણે આ વરસોના (૧૯૨૪ થી ૧૯૩૪) પોતાથી બનતું કર્યું હતું.

પરંતુ ભનભનાને આકરી કસોટીએ ચડાવે એવી બે લડતો–૧૯૩૪ની વાડાસીનોર રાજ્યની, અને ૧૯૨૪ થી ૧૯૪૮ સુધીની ઇડર રાજ્ય સામેની લડતોનો ઇતિહાસ દાદાના જીવનમાં ય ખરી કસોટીનો કાળ હતો.

વિચાર કરો, અંગ્રેજોને સુદ્ધાં, દેશીરાજ્યોની સમસ્યાનો વિચાર હજી નવેનવો શરૂ કર્યો હતો ત્યારે ૧૯૨૧ની સાલમાં વાડાસીનોરના નવાબની સામે માથું ઊંચકવાનો પ્રસંગ દાદાને માથે આવ્યો હતો! અને છેક ૧૯૨૪ થી તો પ્રથમ પંક્તિના ગણાતા ઇડરના દેશી રાજ્ય સામે અતિ લાંબો અને અતિ વિકટ, અતિ ધીરજ ભર્યો અને અતિ નિડર, અતિ કુનેહ ભર્યો અને અતિ જટિલ સંગ્રામ ખેલવાની જવાબદારી આવી પડી હતી! દાદાનો આ રાહ કઠોર અને કાંટાળો હતો. ખરેખર લોઢાના ચણા ચાવવાથી ય અતિ વિશેષ કસોટીનો હતો અને દાદાએ આ સંગ્રામમાં પોતાના જીવનના સર્વોત્તમ વર્ષો ગાળ્યા હતા, અને તેમની સર્વશ્રેષ્ઠ શક્તિઓનું દર્શન આ દરમ્યાન સૌએ નિહાળ્યું હતું.

## ઈડર: અગ્નિ પરીક્ષા

### અંધકાર—અત્યાચારની કહાણી

ઇડરનો પૂર્વ ઇતિહાસ આપણે આગળ જોઈ ગયા છીએ. ત્યાર પછીની હાલત તરફ એક ઊડતી નજર નાખી લઈએ. મહારાજા જુવાનસિંહનો અમલ હતો. ગુજરાત–કાઠીઆવાડના રાજાઓમાં અંગ્રેજી શીખવાની પહેલ કરનાર થોડાકનામાંના એ એક હતા. બ્રિટિશ સરકારે એમને ઇલકાબો આપ્યા હતા અને મુંબઈ ગવર્નરની લેજીસ્લેટિવ કૌન્સિલમાં સભ્ય તરીકે નીમ્યા હતા. ૨૮ વર્ષની ભરયુવાન વયે તેમનું અવસાન થયું (૨૬–૧૨–૧૮૬૮).

ને તેમની ગાદીએ મહારાજા કેસરીસિંહ આવ્યા તેઓ ધાર્મિક વૃત્તિના હતા, પ્રજાનો સારો ચાહ સંપાદન કર્યો હતો તેઓ પણ ૩૮ વર્ષની કૂળી વયે અવસાન પામ્યા ત્યારબાદ, તેમની ગાદીએ સુવેગનો અધિકાર હોવા છતા, બ્રિટિશ સરકારે પોતાની ગણત્રીએ અને હિતદ્રષ્ટિએ જોધપુરના પ્રતાપસિંહને ગાદીના સ દરા થા!

બસ આ દિવસથી ઇડરની પ્રજાને માથે પનોતી બેઠી

આ પ્રતાપસિંહે પ્રથમ વિશ્વયદ્ધ દરમ્યાન 'વીર પ્રતાપસિંહ' તરીકેના ખિતાબો પ્રાપ્ત કર્યા હતા આ પ્રતાપસિંહના અમલ દરમ્યાન પણ રાજ્યનો વહીવટ મહારાજ-કુમાર દૌલતસિંહને હસ્તક હતો ને પ્રતાપસિંહના અવસાન બાદ તો તેઓજ સર્વસત્તાધિશ બન્યા હતા પરંતુ રાજ્યની ધૂરા પોતાને હસ્તક લીધી ત્યારથી-બલ્કે ૧૯૧૦થી દોલતસિંહ બધો કારભાર એક અભણ સ્વાર્થી અને ખટપટી બ્રાહ્મણ લલ્લુભાઇને હસ્તક જ સોપી પોતે તો એશઆરામમા જીવન વીતાવી રહ્યા હતા દાદાએ ઇડરનુ સુકાન હાથ લીધુ ત્યારે દોલતસિંહજી ગાદીએ હતા

પરંતુ આપણે આ પ્રકરણની શરૂઆત તો 'વીર પ્રતાપસિંહના કુટિલ કારભારથી જ કરવી પ શે

૧૯૧૦ની સાલ છે પ્રતાપસિંહને ગાદી પર આવ્યે લગભગ એક દાયકો થવા આવ્યો છે એક એક વરસ રૈયતને માથે શાપ રૂપ વીત્યુ છે ખેડૂત બેહાલ બ યો છે જમીન મહેસૂલના દર ચામડાના કેસ ઉપર દોઢા થી બમણા થયા છે અને બીજવારના પાક ઉપર બિલકુલ કર નહતો ત્યા નવો કર દર એકરે રૂા ગા નો નાખવામા આવ્યો છે તો વળી 'ઘરથારી' અને 'ઉપરવાડીઆ નામના નવા કરો ખેડૂત પર પડયા છે આ ઉપરાત, પહેલા સૌની પાસથી વેરા લેવામા આવતો નહિ અને કેટલાકનો જ પાસથી 'વેઠ લેવામા આવતી પાછળથી પ્રતાપસિંહે એવી જાહેરાત કરી કે જે માણસો રૂા ૧૦) અથવા વધારે જમીન મહસુલ આપતા હશે તેમની પાસેથી 'વેરો લેવામા આવશે નહિ આથી ઉત્સાહિત થઇ લોકોએ વધારે જમીનો ખરીદી કે જેથી જમીન મહેસૂલની રકમ રૂ ૧૦ થાય, અને વેરામાથી મુક્તિ મળે! પણ બે વરસમા તો 'વેરાની માફી ઉડાવી દીધી! આજ રીતે જે વર્ગને વેઠ કરવી પડતી હતી તેમના પર વેરો નાખીને વે કાઢી નાખવાનો ડોળ બે વરસ ચલાવ્યો બે વરસ બાદ વેરો ને વઠ બ ને લાગુ થયા! ઢોરોના બાબતમા અગાઉ જમીનમા ઢોર ચરાવવા માટે જે ગામે રૂ ૨૫ થી ૪૦ આપવા પડતા હતા તેમની પાસેથી

હવે રૂ ૨૦૦ થી ૨૫૦ લેવામા આવ્યા.

* પ્રતાપસિંહ ગાદીએ આવ્યા ત્યારે તેમની જમીન મહેસૂલની આવક રૂા. ૧૪૦૦૦ હતી તે તેમણે વધારીને રૂા. ૩૪૦૦૦ ની કરી દીધી હતી

· તે જ રીતે, આબકારી મહેસૂલ રૂા ૩૫૦૦૦ ની હતી, તેની રૂા ૭૦,૦૦૦ કરી દીધી હતી

*આયાત દાણનો બોજો ચોખા, તમાકુ, ખાંડ ગોળ, કાપડ, તેલ, ઘાસતેલ, ઘાસ, સોનું, દાગીના—જીવનની જરૂરીઆતની આ સૌ વસ્તુઓ ઉપર ૧૫૦ થી ૫૫૦ ટકા વધી ગયો છે બીજી રીતે, તે દરેક ચીજની કિંમત ઉપર ટકા કાઢીએ તો ય ૧૬ થી ૩૦ ટકા દાણ લેવામા આવતું.

અને કેટલાક કિસ્સામાં તો ઘરના જૂના દાગીના સમરાવ્યા તેને ય નવા દાગીના ગણી તેના ઉપર દાણ લીધું હતુ!

* નિકાશ થતા માલ ઉપરનું દાણ ૧૫૦ થી ૧૮૦૦ ટકા જેટલુ વધારવામા આવ્યુ હતું ઘી, દારૂ, કપાસીઆ, રૂ, મહુડાં ને ઢોર ઉપર આ દાણ લેવાતુ

* નાકાદારની રજા સિવાય તેનો પાસ મેળવ્યા સિવાય રાજ્યના એક ગામેથી બીજે ગામ લઇ જવાની છૂટ નથી એને દાણચોરી ગણવામાં આવે છે, ને માલ જપ્ત કરી લે છે! પરંતુ કેટલાક કિસ્સામા આ રીતે પાસ મેળવવો એટલે, સામાન માથે ઊંચકી નાકાદાર જે ગામે હોય ત્યા જઇ, પાસ લઇ પાછા પોતાના ગામ આવી, જે દિશામા જવાનું હોય ત્યાં જતાં—એટલે કે પોતાના ગામથી બે માઇલ જ દૂર નાકારથી ઊલટી દિશામા જવાનુ હોય ત્યારે માલ માથે મૂકી ૧૪–૧૬ માઇલ ફરવું પડતું!

* એક અવનવો કર તો 'ટીકા વેરો' હતો રાજકુટુંબમા તો દર બે વરસે કોઇને કોઈનાં લગ્ન હોય જ! આ લગ્ન પ્રસંગે ફરજિઆત રીતે પ્રજાને વેરો આપવો જ પડે! આ જુલમી કર વસુલ કરવા ઉઘાડ જુલમ કરવામા આવતા. લગ્ન વખતે લગભગ રૂા ૨ લાખ જેટલા ઉઘરાવી લાવવાનો અમલદારોને હુકમ થતો! આ ઉપરાંત તે વખતે મફતનો માલ આપવો પડે. મરભગ કરવી પડે, વેઠ કરવી પડે તે વધારામા અરે દુધાળા ઢોર લઇને સામે ગામથી આવવુ પડતું. દળવા માટે અનેક સ્ત્રીઓને હિંમતનગર પકડી જવામા આવતી ત્યા રહેવા કરવાનું ઠેકાણું ન હોય; ખાવાપીવાની વ્યવસ્થા ય જાતે કરી લેવાની! અને 'ટીકાવેરો'ની નક્કી કરેલ અતિ મોટી રકમ હોય ને સામનો ક આનાકાની કરે તો નવુ નવુ જુલમ ગુજારવા ગામના આગેવાનોને પકડી રાખવામાં આવતા—પૂરી પણ રાખવામાં આવતા

એકાદ ગામના લોકોએ મહારાજા પાસે જઈ 'ટીકા વેરો' અતિશય ભારે હોવાની ફરિયાદ કરી, ત્યારે સામેથી હૂકમ છૂટયો: 'બે હજાર રૂપીઆ વધારે આપજો!'

* એક વણિક કોમના માણસનો તેની ન્યાતે રૂા. ૨૩૫૦ (તેણે તેની બે પુત્રીઓનાં લગ્ન ઇડર રાજ્યની બહાર વસતી તેની ન્યાતના માણસો સાથે કર્યાં—તે ગુના માટે!) નો દંડ કર્યો! મહારાજા–કુમારે પંચ પાસેથી રૂપીઆ પોતે પડાવી લઈ ન્યાય કર્યો!

પણ આટલેથી કાંઇ વાણીઓ બચી ન ગયો! લગ્ન વખતે બંને છોકરીઓને પકડી રાખવામાં આવી. અને કન્યા વિક્રય કર્યો હોવાનો આરોપ લગાવી, થનારા જમાઈઓ પાસેથી રૂા. ૧૫૦૦ કઢાવ્યા!

* ધાર્મિક બક્ષિસવાળી જમીનનું એક ઝાડ કાપી નાખવા માટે રૂા. ૫૦૦૦ પડાવવામાં આવ્યા!

* કન્યાની કિંમત લેવા માટે એક ઇસમનો ન્યાતે દંડ કર્યો. તે ઉપરાંત રૂા. ૧૩૫૧ રાજ્યને આપ્યા ત્યારે જ તેને છોડયો!

* ધાર્મિક સંસ્થા, દેવાલયો, ઇનામદારોની જમીનો એકદમ કબજે કરી ઉપજ વધારી.

અને આટલું ઓછું હોય તેમ, ૧૯૧૦ ના ઓગસ્ટથી નવા કર નંખાવાનો ઢંઢેરો પીટવામાં આવ્યો! આમાં, ૧૦૦ માણસો ઉપરાંત જમાડવા હોય તો દર પચાસ માણસ દીઠ રૂા. ૧૦ નો કર આપવાનું હતું! મેમોરેન્ડમમાં લખ્યા મુજબ કેટલીક ન્યાતોમાં ૫૦ માણસ જમાડવામાં રૂા. ૧૦ નો ખરચ પણ થતો નથી. અરજીના સ્ટાપમાં પાંચગણો વધારો કર્યો. તે ઉપરાંત જન્મ દીઠ રૂા. ૨ (અમુક ન્યાતે રૂા. ૧|) નો કર આપવો! ગાડું રાખનારે રૂા. ૧ અને ભાડે ફેરવનારે રૂા. ૫ નો કર આપવો!

* દવા લેવાની હોય તો તે પણ સરકારી દવાખાનેથી જ! ખાનગી વૈદની દવા ગેરકાયદે!

આ પ્રકારનો ઘાતકી રાજવહીવટ વીર કર્નલ પ્રતાપસિંહની છત્રછાયા નીચે વરસો થયાં ચાલતો હતો! ને હજી તો નવા નવા બોજા ઉમેરાયે જતા હતા!

દેશી રાજનાં માનવી ય છેવટે તો માણસો હતાં. ને એ પછાત ગણાતા અભણ ગણાતા, ડરપોક મનાતા, ઇ. સ. ૧૯૧૦ ના જમાનાના અણઘડ અને અસંગઠિત ગ્રામજનોમાં પણ એક દિવસ ચૈતન્ય પ્રગટયું. ઇડરના રહીશોએ પ્રતાપસિંહના દરબારમાં ધા નાખી. નવા કરો કાઢી નાખવા

પરંતુ એક વાર મૂડી નીચી કરી કે જલ્લાદની છરી ગરદન પર ફરી વળી ! આગેવાનોને વીણી વીણીને હેરાન કર્યા અને પ્રજાએ જાહેર કાર્ય માટે એકઠું કરેલું ફંડ પણ રાજ્ય ઓહિયા કરી ગયું ! અને ભય અને ત્રાસનું સામ્રાજ્ય પાથરી દીધું !

આવો વારસો અને આવી તાલીમ લઈ દૌલતસિંહ મહારાજાની ગાદીએ બેઠા હતા !

સર પ્રતાપસિંહે પ્રજાની લૂંટનો પાઠ ગળથૂથીથી શીખવ્યો હતો, અને ચાદરશીના ઠાકોર અને લંગુરામ જેશંકર જેવાએ પડખે રહી એ પાઠ ફરી ફરી ઘૂંટી આપ્યો હતો ! એમાં ઉમેરાઈ હતી—દૌલતસિંહની પોતાની પાપલીલા ! સ્ત્રીનું શિયળ એના રાજમાં સલામત ન હતું. મંદિર કે દેવસ્થાન એના ભ્રષ્ટાચારોથી મુક્ત ન હતું !

આવા આ રાજવી સામે ઇડરની પ્રજાએ ફરી એકવાર માથું ઊંચક્યું હતું.

## 'આશાના કિરણ'ની શોધમાં

આ રહ્યો એ 'ઇડર નરેશને ખુલ્લો પત્ર'. આ પત્રમાં, શરૂઆતમાં તો, દાદાએ આ પૂર્વે ઇડર રાજ્યના અંધેર કારભાર અંગે, તેમની પાસે આવેલી ફરિયાદો અને એફિડેવિટોના આધાર પર સ્ટેટને જે અરજીઓ કરેલી, અને છેલ્લે જે તાર કરેલો તેનો ઉલ્લેખ કર્યો છે અને લખે છે કે, "મને દિલગીરી થાય છે કે, ભલી નિષ્ઠાથી કરવામાં આવેલી મારી સેવાનો આપે ઈંકાર કર્યો છે. આપનો જવાબ તદ્દન નિરાશાજનક છે. આપના તાબા નીચેના અમલદારોના અન્યાયી અને ક્રૂર પગલા અંગે આપને કાને બીના રજૂ કરવામાં આવે ત્યારે આપ મને હાથ દો તેનો શો અર્થ કરવો ?

આ પછી 'ખુલ્લા પત્ર'માં રાજ્યના કાળા કરતૂકોની ટૂંકી નોંધ આપવામાં આવી છે અને અંતે વળી પોતાની આ બધા પાછળની ભાવના ફરી એક વાર વ્યક્ત કરી છે.

"આપને હું ખાત્રી આપું છું કે આપના રાજ્યમાં ચળવળ કરવાનો મારો બિલકુલ ઉદ્દેશ કે ઇચ્છા નથી. પણ મેં આપને એક અલાયદા પત્રમાં જણાવ્યું છે તેમ, હું જાહેર સેવામાં ભાગ લેનાર માણસ છું. મોડાસાની રૈયત, તેમજ આપની રૈયત વેપારી, સામાજીક અને ઇડર સંબંધથી ઘણા પ્રકારે જોડાયેલી છે. આપના સ્ટેટના દુઃખોના આર્ત ચીસો જ્યારે અસહ્ય થઇ પડી ત્યારે જ મેં પ્રજા સમક્ષ મૂકતા પહેલા આપને

તાર તથા પત્રદ્વારા નિવેદન કરેલ...છતાં પણ આપ ફેંસલો કરશો તો તેથી મને તેમજ આપની રૈયતને કાંઈક આશાનું કિરણ મળશે." ('સૌરાષ્ટ્ર': ૨૫-૧૦-૧૯૨૮)

અલબત્ત, પત્રના અંતમાં વિનંતિના રૂપમાં, સૂચનાના રૂપમાં એક જ 'માગણી' રજૂ કરી છે: નિષ્પક્ષ તટસ્થ કમિટી નીમી તપાસ કરાવવાની!

કહેવાની જરૂર નથી કે રાજ્યે આ તરફ સાવ બહેરા કાન કર્યા.

પરંતુ કંઈ વધારે સમય વીતે તે પૂર્વે તો, ઇડર તાબેની ટીંટોઈની જાગીર ઉપર ઈડરે જપ્તી બેસાડી દઈ સત્તા પોતાને હાથ કરી લીધી. ત્યાંના ઠાકોરને હદપારી ભોગવવી પડી. આનો લાભ લઈ ટીંટોઈના વેપારીઓ ખેડૂતો તથા ધાબી, કારીગરો—સૌને આગળ કરીને હજારો (રૂા ૧૩૯૦૦) રૂપીઆ ગેરકાનૂની રીતે પડાવી લીધા! અને જમીદાર સુવારાઓએ મનમાની દમન-દંડ અને જુલમની ઝડી શરૂ કરી. આ રીતે જ, અગાઉ પણ મુડેટી વગેરે ઉપર તવાઈ ઊતરી હતી, અને પ્રજા કકળી તો રહી જ હતી.

દાદાએ આ કેસ પણ હાથમાં લીધો. અને મહીકાંઠાના પોલિટિકલ એજન્ટ ઉપર ટીંટોઈની પ્રજા તરફથી ઈડરની જોહુકમી સામે વિગતવાર ફરિયાદો રજૂ કરવામાં આવી (૧૯૨૫ જાન્યુઆરી)

દાદાએ જોયું કે ઈડર અને ઇડર તાબેની જાગીરોની પ્રજા ઇડરના સાંડસામાં ગળે આવી ગઈ છે. અરજીઓ કરી કરી કંટાળી છે અને છતાં ઇડરની હદમાં રહીને અવાજ કરવાની હિંમત કરી શકે એવી સ્થિતિ નથી. પરંતુ આશરે સત્તર હજાર ઇડરવાસીઓ મુંબઈમાં વસે છે. વેપાર-ધંધા-નોકરી વગેરેને કારણે ત્યાં વરસોથી વસતા હોઈ તેમનામાં કેટલેક અંશે જાગૃતિ પણ છે. અને તેમના પોતાના જ ઘરબાર, માલમિલકત અને સગાવહાલાં-સૌ ઈડર પ્રદેશમાં હયાત છે અને અતિ રંક, અતિ પછાત, અતિ અપમાનિત જીવન ગુજારે છે. આ બધું તેમને ખૂંચે પણ છે. એટલે સંગઠનની શરૂઆત તેમનાથી કરવાના ઇરાદે દાદા મુંબઈ પહોંચી ગયા. શરૂઆતમાં તો વ્યક્તિગત રીતે ઇડરવાસીઓને મળ્યા. પરિસ્થિતિથી વાકેફ કર્યા. આ સૌએ દાદાના લેખો અને લખાણો (પહેલો લેખ ૧૯૨૪ ના ફેબ્રુઆરીમાં પ્રગટ થયેલો, ત્યાર બાદ 'સૌરાષ્ટ્ર' પત્રમાં લખાણો) તથા મહારાજ ઉપરની અરજીઓ અને તારોની વાત છાપાંમાંથી અને સીધી રીતે ય જાણતા.

મોડાસાના એક કુશળ આગેવાન તરીકે તેમને કેટલેક અંશે પિછાનતા અને એમના જેવો પુરુષ જો આગેવાની લે, તો કટિબદ્ધ થવાની વૃત્તિ

પણ સેવતા હતા આથી તા ૧૨-૨-૨૫ ને રોજ મુબઇમા હીરાબાગમા ઇડરવાસીઓની એક જાહેર સભા બોલાવી પ્રજા મડળની સ્થાપના કરવા પ્રેરાયા

દાદાએ આગલે દિવસે જ, તા ૧૧-૨-૨૫ ના 'હિદુસ્તાન' દૈનિક પત્રમા પોતાની લેખમાળા શરૂ કરી દઇ બીજા દિવસે મળનાર સભા સમક્ષ સારી એવી ભૂમિકા રજૂ કરી દીધી હતી તેમા તેમણે દેશી રજવાડાના તત્રોને 'સડેલા આપખુદ શેતાની' તરીકે ઓળખાવ્યા હતા, અને ઇડરના જેવુ રાજ્યતત્ર ભાગ્યે જ આખા હિદમા હશે એવુ સ્પષ્ટ જણાવ્યુ હતુ રાજ્યકર્તાઓના કૃત્યોનો હવાલો આપી, તેમની જવાબદારી પ્રગટ કરી ઉમેર્યું હતુ કે—"ઇડરના અત્યાચારો માટે સરકારના મહીકાઠાના આડતિયા (પોલિટિકલ એજન્ટ) ની જવાબદારી કાંઈ ઓછી ન જ કહેવાય "

તા ૨૨ ફેબ્રુઆરી ૧૯૨૫ ની રાત્રે હીરાબાગમા જાહેરસભા મળી, ત્યારે હૉલ આખો ઉભરાઈ ગયો હતો અદર ઊભા રહેવાની ય જગા ન રહેતા બહારની બાજુએ ઘણા ઊભા હતા આ સભાનુ પ્રમુખસ્થાન ગોધરાના વતની અને મુબઈમા વકીલાત કરતા શ્રી મણિલાલ હરીલાલ મહેતાએ સ્વીકાર્યું હતુ એટલુ જ નહિ પણ, મુબઈની ધારાસભાના સભ્યો પ્રોફેસર જેઠાલાલ સ્વામીનારાયણ, શ્રી વામન મુકાદમ ('ગોધરાના વીર વામનરાવ') તથા સોલિસિટર હીરાલાલ નારિયેળવાળા પણ હાજર રહ્યા હતા

દાદાએ ઈડરનો પૂર્વ ઇતિહાસ ટૂકમા રજૂ કરી, એક પછી એક ભરચક વિગતો, આકડા અને વ્યવસ્થિત દલીલો સાથે, ઈડરના કારભારી લલ્લુભાઇની કાળી કારકીર્દિનો પડદો ચીરી નાખ્યો, અને અમાનુષી અત્યાચારોની કહાણી રજૂ કરી, ત્યારે હજારો હૈયા કપી ઊઠ્યા

શ્રી વામન મુકાદમે એ જ સભામા બોલતા કહ્યુ 'આ બધી હકીકતો પછી તો પ્રજાની આખમાથી આસુને બદલે રુધીરની ધારાઓ વહેવી જોઇએ જો આવા દેશી રાજ્યમા મને લાખોની જાગીર મળે તો પણ હુ દેશી રાજ્યની પ્રજા થવા કરતા તેને ઠોકરે મારુ'

અને તેમણે દાદાની દોરવણી નીચે સગઠિત થઇ ઉત્કર્ષને પથે આગળ ધપવા સૌને હાકલ કરી આ સભામા શ્રી દુર્ગાશકર શાસ્ત્રી જેવા ગુજરાતી ભાષા અને સસ્કારિતાના મહાન વિદ્વાને વ્યાખ્યાન આપતા કહ્યુ કે, 'ઈડરમા કેળવણીને નામે મીડુ છે"

આ પછી તો એક બાજુ દાદાની લેખમાળા મુબઇ સમાચાર, હિદુ

સ્તાન, સાંજ વર્તમાન વગેરેમાં પ્રગટ થતી રહી; ને બીજી બાજુ જાહેર સભાઓની ઝુંબેશ ચાલુ રહી. આ પત્રોએ અગ્રલેખો લખીને ય આંદોલનને આરંભથી જ વધાવી લીધું. શ્રી. ઠક્કરબાપાને (શ્રી. અમૃતલાલ ઠક્કરઃ ભીલસેવા મંડળ) હાથ છાપામાં છપાયેલો દાદાનો પહેલો જ લેખ પહોંચ્યો ને તેમણે દાદાને પત્ર લખી (તા. ૨૩–૨–૨૫) બિરદાવ્યાઃ "તમો ધીરજથી, નમ્રતાથી, ખંતથી અને સત્યનો આગ્રહ રાખીને આ કામમાં મંડયા રહ્યા છો, તે માટે તમોને ધન્યવાદ આપું છું." અને ત્યારબાદ, બીજો લેખ, પ્રગટ થતાં તેમણે સલાહ પણ આપી કે, "ગુજરાતી લેખોનું અંગ્રેજીમાં ભાષાન્તર કરાવો તો સારૂં. કારણકે બોમ્બે ક્રોનીકલમાં તમારા લેખો આવે તો તેની અસર જુદી થાય..."

આ બધાથી સ્વાભાવિક રીતે જ ઇડરના રાજકર્તાઓમાં ફફડાટ મચી ગયો. અને તેમણે સૌ સત્તાંધો રમે એવો દાવ ખેલ્યોઃ "ઈડર રાજ્યની પ્રજાને સંદેશો" એ નામે તુલશીરામ રેવાશંકર ઉપાધ્યાય (મુંબઈ વાસી)ની સહીથી સરકારી ગેઝેટની રીતે છાપેલ એ ચોપાનિયું પ્રગટ થયું (૧૬–૩–૨૫), તેમાં દાદા, શ્રી. મણીલાલ મહેતા તથા બીજા ઈડરના વતની ન હતા, તે સૌને 'પરદેશી' તરીકે ઓળખાવ્યા. અને તેમને કપટી, સ્વાર્થપટુ અને ઉચ્છૃંખલ કહી, ઈડરની પ્રજાને જુદી રીતે બહેકાવનારા કહીને ભાંડયા અને ઇડરના રાજવીની ભાટાઈ કરી. 'સાંજ વર્તમાન'માં પણ તેનો સાર છપાયો.

આનો તાબડતોબ પ્રતિકાર થયો. દાદાએ છાપા જોગ જવાબ વાળ્યો (સાંજ વર્તમાન ૪–૪–૨૫); અને ઈડર પ્રજા મંડળના એક આગેવાન શ્રી. ગંગાશંકર શુકલે લાંબો લેખ લખી (હિંદુસ્તાન ૩–૪–૨૫) તેને સચોટ રદિયો આપ્યો.

આ દિવસોમાં તા. ૧૧–૪–૨૫ ને રોજ હીરાબાગમાં મળેલી જાહેર સભા મહત્ત્વની બની. તે દિવસે સભામાં સૌરાષ્ટ્રના સિંહ તરીકે ઓળખાતા રજવાડાં સામેની લડતના કટ્ટર સૈનિક અને 'સૌરાષ્ટ્ર' અઠવાડિકના તેજસ્વી તંત્રી શ્રી. અમૃતલાલ દ. શેઠ હાજર હતા. તેમણે ઉચ્ચાર્યું: "તમારી હકીકત વાંચી સાંભળીને મારા અંગમાં આગના ભડકા ઊઠી રહ્યા છે...જ્યારે પણ દેશી રાજાઓનો ઇતિહાસ લખાશે, ત્યારે ઈડરનું પાપ પહેલું નોંધાશે એમ હું માનું છું..." અને તેમણે પ્રજાને તેની સામે કટિબદ્ધ થવા હાકલ કરી હતી. આ સભામાં જ એક અતિ મહત્ત્વનો મુદ્દો—ઠરાવ રૂપે દાદાએ રજૂ કર્યો હતો કે, ઇડરના જુલ્મોની તપાસ કરવા એક "તહોમતનામું" (મેમોરેન્ડમ) તૈયાર કરવું જોઈએ—આ સભામાં જ ઈડર પ્રજાકીય મંડળની એક કામ-

ચલાઉ કમિટી ચૂંટવામાં આવી હતીઃ દાદાએ એમાં પ્રમુખ અથવા બીજા હોદ્દેદાર તરીકે રહેવા કરતાં, એક સલાહકાર અને કમિટીના સાધારણ સભ્ય રહેવાનો આગ્રહ કર્યો હતો. આથી પ્રમુખ તરીકે શ્રી. મણીલાલ મહેતા, અને મંત્રી તરીકે શ્રી. અમૃતલાલ લલ્લુભાઇ ત્રિવેદીની વરણી થઈ હતી.

આ અરસામાં વળી શ્રી. શિવશંકર કામેશ્વર યાજ્ઞિકે જાહેર રીતે બે લેખો લખી 'રાજભક્તિ'નું પ્રદર્શન કર્યું ને પ્રજામંડળને ઉતારી પાડવા કોશીશ કરી (હિંદુસ્તાન ૨૦-૪-૨૫ તથા ૨૫-૪-૨૫); ત્યારે નોંધવા જેવી બીના એ છે કે 'હિંદુસ્તાન' ના તંત્રીલેખ દ્વારા એને સણસણતો જવાબ આપવામાં આવ્યો હતો (૨૦-૪-૨૫), આ પ્રજાકીય અને પત્રકારોની જાગૃતિનું સૂચક છે.

એક એક દિવસ ઊગતો ગયો, તેમ તેમ ઇડર રાજ સામેનું તહોમ્મતનામુ તૈયાર થવા માંડ્યું. નવી નવી બાતમીઓ, નવા નવા હેવાલો મંડળની ઓફિસે ઇડરના ગામે ગામથી આવવા માંડ્યા. હવે તો પરિષદની રીતસર પત્રિકાઓ પણ પ્રગટ થવા માંડી હતી, અને ઈડરમા પહોંચી જવા લાગી હતી! એ જ દિવસોમાં તા. ૬-૫-૨૫ને રોજ મળેલી સભામાં પ્રજામંડળનુ રીતસરનુ બંધારણ રજૂ થયું, તેમાં જે ઉદ્દેશો પ્રગટ થયા તેમાં પ્રથમ બે આ પ્રમાણે હતા :

૧. ઇડર રાજ્યના અન્યાયી અને જુલ્મી નિરંકુશ અમલદારી દોરથી પ્રજાને મુક્ત કરાવવા વ્યવહારુ અને કાયદાપૂર્વકન પગલા ભરવા.

૨. હિંદુસ્તાનમાં બીજા સુધરેલા દેશી રાજ્યોની માફક, ઈડર રાજ્યના વહીવટમાં પ્રજાને હિસ્સો અપાવી, તેમા પ્રજાકીય અંકુશ દાખલ કરાવવો.

આ ઉદ્દેશોમાં ક્યાંય રાજાને ઉડાડી મૂકવાનો અથવા તો તેના અધિકારો છીનવી લેવાનો, અથવા તો રાજ્યને બિનવફાદાર બનવાનો અથવા તો સંપૂર્ણ લોક પ્રતિનિધિવાળું તંત્ર માગવાનો સવાલ ન હતો. બલ્કે, અતિ મર્યાદિત અને સર્વ રીતે પ્રાથમિક માંગ હતી. અને પ્રમુખશ્રીએ પોતાના ભાષણમાં આ સ્પષ્ટ પણ કર્યું હતું. છતાં આપણે જોઈશું કે આને પ બદનામ કરવાના પ્રયાસો સરકાર પક્ષ તરફથી ઓછા નથી થયા.

આ સભામાં દાદાએ એક આગાહી પણ કરી દીધી હતીઃ કે કારભારી લલ્લુશંકર બળજબરીથી સહીઓ કરાવવા મુંબઇ આવેલ છે, એમ સંભળાય છે; માટે સૌએ ચેતીને ચાલવું. (હિંદુસ્તાન ૯-૫-૨૫)

અહીં મુંબાઈમાં આ ચેતવણી અપાઇ રહી છે, તે જ દિવસે ઇડરમા એક નવું નાટક રચાઇ રહ્યું છે! ઈડરના રાજવીને પોતાની ઉદારતા અને

ન્યાયપ્રિયતાનું પ્રદર્શન કરવાનો એક તુક્કો સૂઝ્યો ! એમણે જાહેર ઢંઢેરો પીટાવી સૌને ખબર આપી કે, 'મહારાજા તેમના જન્મોત્સવને દિને (૫–૫–૨૫) દરબાર ભરશે. અને જેમને જે દુઃખ રડવાં હોય, ફરિયાદો કરવી હોય, તે દરબારમાં જઇ કરી શકશે.' આની સામે પ્રજામંડળે લોકોને સાચો સંગઠનનો રાહ સૂચવ્યો : "મહારાજા સાહેબ સામે પ્રજાજનોએ એમ જાહેર કરવું કે, અમારા પર ગુજરતા જુલ્મો અને હમારાં હરેક દુઃખોનો અવાજ અમારૂં મુંબઈમાં સ્થાપિત 'ઈડર પ્રજાકીય મંડળ' આપ સાહેબને જાહેર કરશે, અને એ જે જાહેર કરશે તે જ અમારી ફરિયાદ છે." (પરિષદ પત્રિકા ૯–૫–૨૫)

તા. ૧૧–૫–૨૫ ની સભામાં, દાદા હવે મોડાસા પાછા જનાર હોઇ, તેમની આજ લગીની સેવાઓની અતિ ઊંડી લાગણીપૂર્વક કદર અને પ્રશંસા કરતો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. (હિંદુસ્તાન ૧૫–૨–૨૫) અલબત્ત, પહેલી જાહેર સભા દ્વારા શરૂ કરેલા મુંબઇના આંદોલનને બરાબર ત્રણ મહિના થયા હતા. ૨૨–૫–૨૫ ને રોજ દાદાએ મોડાસા માટે વિદાય થયાં પૂર્વે જે ભાષણ કર્યું તે યાદગાર છે :

આ સભાના પ્રમુખપદે મુંબઈના જાણીતા સોલિસિટર શ્રી. હીરાલાલ ગણાત્રા હતા. ઈડરમાં આ દિવસોમાં એકાએક ભયંકર આગ લાગી. તેમાં ૧૦–૧૨ માણસોના જાન ગયા હતા, અને રૂ. ૧ લાખથી વધુનું નુકસાન થયું હતું. છતાં અમલદારી તંત્રના પેટનું પાણી સુદ્ધાં હાલ્યું નં હતું. કશી રાહત કે મદદ આપવામાં આવી ન હતી. આની સખ્ત ઝાટકણી આ સભામાં–થઈ. દાદાએ ઉગ્ર વાણીમાં ફરી ઈડરના માંધાતાઓને પડકાર કર્યોઃ "ઇડરનુ રાજ્ય એ રાજ્ય નથી, પણ તે શેતાનોનો સમૂહ છે. તેમના દિલમાં દયાનો છાંટો નથી...આ રાજ્યની બીના બ્રિટિશ સરકાર અને બીજાં સુધરેલાં રાજ્યોની જાણમાં આવે, તો આ રાજા ૨૪ કલાક પણ ગાદી પર ટકી શકે નહિ."

આમ છતાં, દાદાએ મક્કમપણે બોધ આપ્યોઃ "આપણે કાયદામાં રહીને જ લડત કરવાની છે. તેમાં સહેજ પણ ગફલત ન થાય, તેનું ખાસ ધ્યાન રાખવાનું છે."

દાદાએ લગભગ ૩ા મહિના મુંબઈ રહી પ્રજાકીય આંદોલન અને સંગઠનને જન્મ આપી, આત્મવિશ્વાસની ચીનગારી પેટાવી મોડાસા તરફ પ્રયાણ કર્યું. પરંતુ મોડાસા આવીને ય, કોંગ્રેસ અને ઇતર પ્રવૃત્તિઓ કરતાં ય ઇડર પ્રજાકીય લડત જ તેમનું વિશેષ લક્ષ અને સમય શક્તિ રોકી રહ્યાં.

દાદાને મોડાસા આ યે હજી દોઢ મહિનો થયો હશે, ત્યાં તો વળી ધડાકો થયો! "વિનાશકાળે વિપરીત બુદ્ધિ' જેવું ઇડર નોકરશાહીનું થયું. તા ૧૮-૭-૨૫ ના "મુંબઈ સમાચાર"માં "ઇડર રાજ્યની પ્રજાનો જાહેર સંદેશો" પ્રગટ થયો, તેમાં ઈડર પ્રદેશના ૬૦ ઇસમોની સહીઓ હતી. આ મહેરબાનોએ ઇડરની બે લાખની પ્રજાને અપીલ કરી હતી કે-'ઈડર પ્રજાકીય મંડળ' એ તો લેભાગુઓની મંડળી છે. એ બધા ગુજરાન અર્થે વતન છોડી પરદેશ જઈ વસેલા છે, ઇડરની રાજકીય-વહીવટી બાબતોથી અજાણ્યા છે. એમણે મોટાઈ મેળવવા ચળવળ ઊભી કરી છે, એમને ઇડરમાં ઘરબાર છે નહિ-નુકસાનની ચિંતા નથી. વગેરે—વળી એના કાર્યકરોને એમાં 'રાજદ્રોહી' અને 'ઉચ્છૃંખલ' કહી વગોવ્યા હતા.

૬૦ જણની સહીઓ હતી! ઇડરના ૧૯ ખ્ય ગામોના રહેવાસીઓના એમાં નામો હતા! ભારે જ થઈ ગઈ ને! લોકો ભરમાવામાં પડે તો નવાઈ નહિ. આંદોલન હજી કાચું હતું, બળ મુંબઈમાં હતું. મંડળ પણ નવું-સવું હતું. તાબડતોબ પગલાં ન ભરાય તો બાજી રોળાઈ જાય! કાર્યકરો આખો મામલો, તેની ગંભીરતા સમજી ગયા. "જાહેર સંદેશો" પ્રગટ થયો તેના બીજા જ દિવસે એક જાહેર સભા બોલાવી જરૂરી ખુલાસા કર્યા.

આ સભામાં એક બાજી હકીકત પણ બહાર આવી કે, "જાહેર સંદેશો" ને ટેકો આપનારાઓએ મુંબઈમાં સભા ભરવા કોશીશ કરી હતી, પરંતુ એક પણ માણસ સભામાં આવ્યો ન હતો. આમ "વફાદારો"નો પૂરો રકાસ થયો હતો.

આ, સહીઓ કરનારામાં ઘણા તો ગામના મુખીઓ, ને અમલદારોના સગાઓ છે. વધુમાં સ્પષ્ટ પણે પોતાની એવી ધારણાય ખુલ્લેઆમ સભામાં જાહેર કરી કે, "મને એમ પણ શંકા છે કે આ સહીઓ ૧૫-૪-૨૫ થી શરૂ થયેલ અમલદાર અગર અમલદારોના મિત્રોની આપખુદીનું પરિણામ કાં ન હોય? સહીઓ કરનારાઓએ પોતાની સહીઓ 'કોરા કાગળ પર' કરવી પડયાની બાબત જાહેર થઈ ચૂકી છે.

શ્રી મુકાદમે તો કહ્યું કે '૬૦ સહીઓવાળાઓએ આડ તરી રીતે તો મંડળને સરટીફીકેટ આપેલું છે! માત્ર ૩ મહિનાના મંડળની તાકાતની આ નિશાની છે."

અને ૨૩-૭-૨૫ને રોજ 'પ્રજામિત્ર' પત્રે તંત્રીલેખ લખીને આવી મેલી રમતની ટીકા કરી. અને કાર્યકર્તાઓમાંથી કેટલાકે જાહેર લખાણો

લખી બધુ વીગતે આ 'સદેશા' પાછળનો પડદો ચીર્યો. 'સૌરાષ્ટ્ર' પત્રે પણ ખુલ્લે આમ લખ્યુ "લલુ જેશકર નામના એક અમલદાર પોતાની સાથે રોઝનામ તથા કારકુન લઇ ગજને ગામડે ગામડે ફરે છે અને લોકો પાસેથી જોરાવરીથી લખાવી લ્યે છે. દિવાન સાહેબ પોતાની ઔદિચ્ય સહસ્ર જ્ઞાતિમા દબાણ કરી પ્રજામડળમા દાખલ થએલ જ્ઞાતિભાઇઓનો બહિષ્કાર કરાવવા પણ મથે છે xxx વિરોધી સહીઓ કરનારાઓ પણ પાછળથી તો કબૂલ કરે જ છે કે, જોરાવરીથી પોતાને સહી કરવી પડી છે

દાદા ડોસા રહ્યા રહ્યા બધી માહિતી મેળવી રહ્યા હતા અને 'સંદેશા' પાછળનુ પોત જાણી લીધુ હતુ તેમણે 'મુબઇ સમાચાર'મા જ રદિઓ છપાવ્યો ૩૦-૭-૨૫) અને 'હિદુસ્તાન' મા પણ લેખ પ્રક થયો (૬-૮-૨૫) તે જ દિવસોમા 'બોમ્બે ક્રોનિકલ' જેના અંગ્રેજી રાષ્ટ્રીય પત્રે 'તંત્રીનોંધ' પણ લખી (૪-૮-૨૫) આમ ઇડરનુ તંત્ર દેશ ભરમા વગોવાયુ

રાજતંત્ર તો હવે દમનના માર્ગે ચડ્યુ હતુ 'ફાટફૂટ' નિષ્ફળ ગઇ તો દડો!' એ તેનો ન્યાય હતો। એટલે નવુ જોહુકમી હુકમનામુ ન ૭૬૨૬ તા (૧૮-૭-૨૫) પ્રગટ કરીને ઇડરની પ્રજાના નેતાઓને તેમની માતૃભૂમિમા જ દાખલ થવા સામે તેણે મનાઈ હુકમ કાઢ્યો એટલુ જ નહિ પણ, પ્રજાનો અવાજ પ્રગટ કરનારા "હિંદુસ્તાન' 'સૌરાષ્ટ્ર,' 'પ્રજામત * ને ઇડર સસ્થાનમા દાખલ થવાની મનાઈ ફરમાવી

આ રીતે, પ્રજામા ફાટફૂટ પાડવાની, પ્રજાને તેમના નેતાઓથી અલગ પાડવાની, પ્રજામા ધાકનુ વાતાવરણ પેદા કરવાની અને પ્રજાને સાચી હકીકતોથી અંધારામા રાખવાની, અને સર્વ રીતે એકલા પાડી, ઘેરીને જુલ્મની ચક્કીમા ભીંસવાની દમનખોર નીતિનો આશરો રાજ્યે લીધો હતો આની સામે વડી ધારાસભાના સભ્ય શ્રી જમનાદાસ માધવજી મહેતા (બાર ઍટલૉ) ને પ્રમુખસ્થાને મુબઇમા નગી જગી સભા મળી, (તા ૨૬-૭-૨૫) અને પડકાર કર્યો કે, "ઇડરના મહારાજા અને કર્મચારીઓએ લીધેલા આ પગલા તદ્દન વ્યર્થ જશે. હજી ય તેઓ પ્રજાના અવાજને માન આપી, પ્રજાને સત્વર ન્યાય આપવાને માટે જાહેર ઢંઢેરો બહાર પાડી, જાહેર તપાસ માટે કમિશન નીમવાની જાહેરાત બહાર પાડે "

સભાના પ્રમુખે એક નવો સુદર મુદ્દો રજૂ કર્યો "બ્રિટિશ સરકારે

* 'પ્રજામત' સાપ્તાહિક મંડળના પ્રમુખ શ્રી મણીભાઇ મહેતાએ શરૂ કર્યું હતુ

હિંદુસ્તાનનાં દેશી સંસ્થાનોના રાજાઓને રક્ષણ આપવા માટે રાજ રક્ષણનો નવો કાયદો ૧૯૨૩માં પ્રસિદ્ધ કર્યો છે. રાજાઓને આટઆટલી સંપત્તિ, નોકરવર્ગ હોવા છતાં રક્ષણ આપવા માટે કાયદાની જરૂર જણાઈ છે! પણ બિચારી દેશી રાજ્યની પ્રજા કે જેમાં હિંદની લગભગ પાંચમા ભાગની વસ્તી છવે છે, તેમને રક્ષણ આપવા સરકારે કંઈ કર્યું નથી! આવો પ્રજાસંરક્ષણનો કાયદો કરાવવા દરેક રાજ્યની પ્રજાએ ચળવળ કરવી જોઈએ.

તેમણે તો વધુમાં એવી પણ સલાહ આપી કે, સરકાર પર સત્વર તાર:કરો કે, "જેમ નાભાના નરેશને પદભ્રષ્ટ કર્યો, તેમ ઈડર નરેશને સત્વર પદભ્રષ્ટ કરો..." અને તેમણે પોતાની સેવાઓ આપવાની તૈયારી દાખવી.

આ પછી ૧૪મી ઑગષ્ટે મુંબઈના જાણીતા 'હોમરૂલ'ના આગેવાન જમનાદાસ દ્વારકાદાસ મહેતાના પ્રમુખપદે એક સભા મળી.

તેમાં જે નવ આગેવાનો * ઉપર ઇડરમાં પ્રવેશ કરવાનો મનાઇ હુકમ ફરમાવાયો હતો, તેમાંના જ એક શ્રી. જટાશંકર મોતીરામ રાવળે નિર્ભયતાથી પ્રતિજ્ઞા કરી; "આ દેહમાં લોહીનું છેલ્લું ટીપું હશે ત્યા સુધી આ લડતમાં હું ઝુઝીશ અને છેવટે સત્યનો જ જય થશે."

પ્રમુખ શ્રી. મહેતાએ કહ્યું: "હું રાજ્યભક્ત છું ને દેશભક્તિ ય ચાહું છું. પણ જો રાજ્યભક્તિથી મનુષ્યત્વ હણાઈ જતું હોય, તો તેવી રાજ્યભક્તિને તિલાંજલી શા માટે ન આપવી? રાજા પ્રજા પ્રત્યેનો ધર્મ ન પાળે, તો તે રાજા થવાને લાયક નથી. પ્રજાનું રક્ષણ કરવું એ જ ખરી રાજ્યભક્તિ છે..."

આ દરમ્યાન પ્રજામંડળના આશરે ૯૦૦ સભ્યો નોંધાઇ ગયા હતા. તેમાં ખુદ ઈડર પ્રદેશમાં વસવાટ કરનારા પણ ૧૦૦ જેટલા હતા. મિટીંગો તો દર થોડે દિવસે ગાજતી હતી. અને સભ્યો પણ વધતા હતા. મુંબઇના અનેક ધારાસભ્યો, બેરિસ્ટરો, સોલિસિટરો તથા જાહેર જીવનમાં રસ લેતા કાર્યકરો અને લગભગ તમામ છાપાઓએ, લડત પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી હતી; સક્રિય મદદ આપવા માંડી હતી. હવે મંડળ તરફથી ઈડરમાં જ પ્રજાકીય પરિષદ ભરવાના વિચારો શરૂ થયા હતા. તે માટે રાજ્યને અરજી

---

*ત્રિવેદી અમૃતલાલ લલ્લુભાઇ (કુકડીઆ), ગંગારામ કિરપારામ શુકલ (ચિત્રોડા), ઉમિયાશંકર કેશવરામ ભટ્ટ (ચિત્રોડા), હરગોવિંદ હરિદત્ત ઠાકર (સુવેર), કાશીરામ માણેકેશ્વર ઠાકર (સુવેર), મહલ્લાદ કેશવરામ જાની (મુડેટી), કોદરલાલ પુ. વ્યાસ (મુડેટી), જટારામ મોતીરામ રાવલ (બડોલી), શિવશંકર કામેશ્વર જાની (બ્રહ્મપુરી), છગનલાલ સુરજરામ ઠાકર (કડિયાદરા).

પણ ક્રનામા આવી હતી પરંતુ જ્વામ ન હતો એટલે મુબઇમા પરિષદ બોલાવી તેમા મેમોરન્ડમ પસાર કરવાનુ વિચારાયુ હતુ

'જાહેર સંદેશા' ઉપર ૧૭ સદીઓ કરનાર વફાદારો દ્વારા ફાટફૂટનો જે પ્રયાસ થયો હતો, તેને નૈતિક રીતે તો શિક્સ્ત અપાઈ ચૂકી હતી પરંતુ દાદાએ પરિસ્થિતિનો તાગ લઇ લીધો હતો અને રાજ્યના આ કરતૂત ઉપર મૂળમા ઘા કરવાની પ્રયુક્તિ વિચારી રહ્યા હતા તેઓ મુબઈ જઈ પહોચ્યા અને આગેવાનોને બોલાવી, ખાનગી મસલતો કરી તેમણે એવુ સૂચવ્યુ કે, જે ૬૦ માણસોએ સહી કરી છે, તેમાના જે કેટલાક મુબઇમા જ છે, તેમના ઉપર આપણે તાત્કાલિક બદનક્ષીનો કેસ માડી દેવો જોઇએ એકવાર કોર્ટનો સમન્સ બજશે એમના તો ટાટિયા ઢીલા પડી જશે અને જે સાચેસાચુ હશે તે તેઓ પોતે જ કહી નાખશે સાથેસાથે જે 'મુબઇ સમાચાર' મા આ 'જાહેર સદેશો' છપાયો છે, તે પત્રને પણ બદનક્ષીની નોટિસ આપવી

આ પગલુ સૌને ગળે ઊતર્યુ અને મડળના મત્રી તરફથી કેસની નોટિસો બજવાઇ ગઇ

આ કેસની સુનાવણી વડા પ્રેસિડેસી મેજીસ્ટ્રેટ ગગણેકર સામે (તા ૨૫–૮–૨૫) નીકળતા જ, 'મુબઇ સમાચાર' ના અધિપતિ તરફથી મુબઇના જાણીતા વકીલ કે એફ નરીમાને (પાછળથી 'વીર નરીમાન બન્યા તે) કોર્ટમા સ્પષ્ટ એકરાર કર્યો કે, "જ્યા સુધી મારા અસીલોને લાગે વળગે છે ત્યા સુધી, તેઓનો કેસ બીજા કેસોથી તદ્દન જુદી રીતનો છે અમારૂ મુબઇ સમાચાર ડેમોક્રેટિક–નેશનાલિસ્ટ પેપર છે તે રીતે આ મડળની લડત તરફ અમારૂ પત્ર પૂરી સહાનુભૂતિ દર્શાવે છે . અમો તો ફરિયાદ પક્ષને દરેક રીતે મદદ આપવા તૈયાર છીએ × × × આ પ્રકારનું લખાણ પ્રગટ કરવાનો ઇન્કાર પણ કરી દીધો હતો પરંતુ છપાવનારાઓએ પછી જાહેર ખબર ખાતામા જઈ 'જાહેર ખબર' તરીકે તે છપાવરાવ્યુ, જેની માહિતી પણ અમને ન હતી અલબત્ત, અમે તેની જવાબદારી સ્વીકારીએ છીએ અને ફરિયાદ પક્ષ સાથે અમે સમાધાન કરી લેવા માગીએ છીએ .' આ મુજબ તા ૩૧ મી ઑગસ્ટે શ્રી નરીમાને પત્ર દ્વારા સમાધાનનો ખુલાસો લખી આપ્યો તે પ્રગટ કર્યો (મુ સ ૫–૮–૨૫)

આ રીતે, 'મુબઇ સમાચારે' એક રાષ્ટ્રીય પત્રને છાજે એવુ પ્રશસ્તનીય વલણ લીધુ

ત્યારે, બીજી સહીઓ કરનારમાથી મુબઈમા જેમના ઉપર કેસ

મંડાયા હતા, તે છ જણા તરફથી ગેલે નકાલે તો તત્કાલ એવો એકરાર કરી લીધો કે, "પેપરમા જાહેર ખબર કોણે અને કેવી રીતે પ્રગટ કરાવી તે મારા કુટુંબને ખબર નથી એટલુ જ નહિ પણ જાહેર ખબર ઉપરની સહીઓ પણ અમારી નથી"

આમ કાવતરાનો આખો ભડો ફૂટી ગયો!

દાદાએ તા ૨-૯-૨૫ની સભામા પરિસ્થિતિનુ પૂરું બયાન આપી, પરિષદની તૈયારીઓમા લાગી જવા ઉપર ભાર મૂકયો

આ જ સભામા શ્રી છગનલાલે પોતાના બડોલી ગામનુ એક પ્રેરક દૃષ્ટાંત રજૂ કર્યું: "બડોલી ગામના ધીરજરામ જાની ઉપર નિવારસી મિલકત માટે દબાણ કરતા હિંમતપૂર્વક મહારાજાને જણાવી દીધું હતું કે, અમારુ નિવારસિયુ રાજ્ય ખાશો તો રાજ્યનુ નિવારસિયુ કોણ ખાશે? આ જવાબ પરથી મહારાજા સાહેબે તેમને કેદમા પૂરવાનો હુકમ કરતા, તેમની સાથે કેદમા જવા ઘણા ભાઈઓ બહાર પડયા હતા આથી મહારાજાને પગલુ પાછુ લેવુ પડયુ હતુ..'संघे शक्ति कलियुगे'—કળીયુગમા સંઘથી ફતેહ મળી શકે.." (મુંબઈ સમાચાર ૮-૯-૨૫)

આજ દિવસોમા, તા ૧૯-૮-૨૫ને રોજ સૌરાષ્ટ્ર પેપરમા વળી જાગીરદારી જુલ્મોના વધુ સમાચાર પ્રગટ થયા: મુડેટી ઠાકોરને ૧૫ વર્ષે રોજદારી ને દિવાની અખત્યાર મળવાથી, વર્ષોની ભૂખ કાઢવી તેણે શરૂ કરી છે તે દુપટ કર ચૂસે છે બે ગામો તો આ ત્રાસથી ખાલી થઈ ગયા છે ને નાના નાના ગિરાસદારોની ગિરાસ જપ્ત થઈ રહી છે. ભૂખે મરતો ગિરાસદાર ઠાકોર પોલિટિકલ એજન્ટ પાસે કાલાવાલા કરી રહ્યો છે..તો વળી ટીંટોઇના ઠાકોર દીપસિંહજીના તાલુકા પર જપ્તી મૂકયા પછી ય દરબારને ખોલાની ધમકીઓ અપાય છે "તમે રૈયતને ઉશ્કેરી, જપ્તીના વહીવટમા ડખલગીરી કરો છો ..જપ્તીની ઉપજ કમી આવશે તો જવાબદાર તમે છો આની સામે ઠાકોરે જરાય ડબાયા વિના પોતાની ઉપરના આરોપોનો ઈન્કાર કરી, પોતાના ગિરાસ માટે લડવાનો હક્ક જાહેર કર્યો (ત્યારે તેને તોબાહ પોકરાવી દેવા ગિરાસને માથે રૂ ૧૧૦૦૦નુ દેવુ હતુ, તેને બદલે રૂ, ૪૫૦૦૦ લેણા કાઢયા!) અને જો રાજ્ય એની બદીઓ નહિ સુધારે તો રૈયતની પડખે ચડી જુલ્મો સામે ઝૂઝવાનુ આવાહન આપ્યુ."

આ સમાચાર પ્રગટ થતા ઇડરની પ્રજાએ જાહેર અને અપ્રગટ રીતે આ વીર રાજવીને ધન્યવાદ આપ્યા

હવે તો, મુંબઇ ઉપરાંત અમદાવાદમા પણ ઈડરવાસીઓનુ આંદોલન

શરૂ થયું અને એ સભામાં ઇડરવાસીઓએ રાજા અને અધિકારીઓના નીચ કૃત્યોને ખુલ્લાં પાડ્યાં. રાજ્યને થયું આ તો સળગતું અગ્નિ ઘર આગળ આવી લાગ્યું છે શું ! અને ઊગતું ડામવા માટે, તેવી એ સભામાં હાજરી આપનાર મંદિરના બ્રહ્મચારી જ્યાનંદ પરમહંસ (?) ની જગા ઉપર તાળાં મારી દેવામાં આવ્યાં ! અને આગળ વધી, ઇડર પ્રજામંડળના એક સભ્ય શ્રી પ્રહ્લાદ ભાઇશંકર પોતાના સસગાની તબિયત જોવા માટે ઇડરની હદમાં ગયા, ત્યારે એકાએક તેમને પકડી લઇ, ખુદ મહારાજાએ મોઢાના હુકમે તેમને હદપાર કર્યા. પ્રજાના પત્રોએ ત્યારે લખ્યું 'ઇડર નરેશ ઝારને પગલે ચાલી રહ્યો છે ' (સૌરાષ્ટ્ર ૩૧–૧૦–૨૫)

તા ૧૨–૧૦–૨૫ ને રો ૮ સનાતનધર્મી શ્રી નગીનદાસ પુરુષોત્તમના પ્રમુખપદે મળેલી સભામાં દાદાએ ૧૮ મી જુલાઇથી ઇડર રાજ્યે શરૂ કરેલી નાદીરશાહીનું સળગ સચોટ બયાન આપ્યું. તેમાં મંદિરો અને શિવાલયોમાં કેવો પિશાચી નાચ ચાલી રહ્યો છે ને મહાદેવના બ્રહ્મચારી ઉપર કેવા જુલમો વીત્યા છે, તેનો કમકમાં ભર્યો ખ્યાલ આપ્યો. અને શ્રી ગંગારામ શુકલે ઇડરની ક્રૂર નોકરશાહી સાથે પંક્તિભોજન અને સહભોજનનો ત્યાગ કરવાની સૂચના કરી. પ્રમુખે ઉતાવળા ને આવેશપૂર્ણ પ્રયાસોને બદલે કળપૂર્વક ઇડરના રાજાને સાપુસામાં પકડી માગ્યામાં ઉતારવાની સલાહ આપી.

પ્રજામંડળને વરસ પૂરું થયું અને વાર્ષિક ઉત્સવ બી એન મોતીવાલાના પ્રમુખપદે ઉજવાયો. તે સમયે ઇડરની મુંબઈમાં વસતી મહિલાઓનું મંડળ સ્થપાયું. અમદાવાદ શાખાનો પણ હેવાલ રજૂ થયો. દાદા મોડાસાથી આવી શકયા નહિ, પણ તેમનો સંદેશો વંચાયો —(સભાસદોની સંખ્યા ૧૫૦૦ જેટલી થઇ હતી ) પ્રમુખે રશિયાના ઝારનું ઉદાહરણ આપી, ઇડર નરેશને પોતાના પણ તેવા હાલ થાય તે પહેલાં ચેતી જવાની સલાહ આપી (મું સ ૨૪–૨–૧૯૨૬ )

આમ 'આશાના કિરણ'ની શોધમાં નીકળેલા ઇડરના પ્રજાજનોને હવે ખાત્રી થઇ ચૂકી હતી કે, ઇડર નરેશ પાસેથી કાંઈ દિલાસો, કાંઈ રાહત મેળવવાનું હવે શકય જ નથી. પોલિટિકલ એજન્ટો સામેની ફરિયાદો પણ વૃથા છે. અને જેટલા પ્રમાણમાં આંદોલન જાગ્યું છે તે જોતાં હવે આગળ પગલું ભરવું જરૂરી છે અને તેમણે 'આશાના બીજા કિરણ' તરીકે મુંબઇના ગવર્નર પાસે મેમોરેન્ડમ રજૂ કરી, બ્રિટિશ હકુમતનું દબાણ આણવા ઉપર મુખ્ય લક્ષ કેંદ્રિત કર્યું.

# આશાનું બીજું કિરણ

૧૯૨૬ ના જુલાઈની ૧૯ મી તારીખે ઈડર સંસ્થાનની રૈયત તરફથી એક મેમોરેન્ડમ મુંબઈના ગવર્નર પાસે પેશ થયું. તેમાં બહુ ખાત્રીની અને બહુ જ ચૂંટીને કેટલીક માહિતી આપવામાં આવી, જે ખાસ કરીને નીચે મુજબ હતી :

૧. મહારાજા પ્રજાના હિતનો વિચાર કરતા નથી. દારૂ અને વિલાસ પાછળ ધૂમ નાણાં ખર્ચે છે.

૨. મહારાજાને જોઇતાં નાણાં કયે માર્ગે મેળવાય છે, તેની તેઓ પરવા કરતા નથી.

૩. રાજ્યની જાગીરો અને અમલદારી જગાઓ ઉપર બિનલાયકાતવાળા સંખ્યાબંધ માનીતાઓને નીમે છે. ને તેઓ મરજી પડે તેમ નાણાં પડાવે છે.

૪. ખાસ કરીને લલ્લુ જયશંકર નામના બેપરવા અને બિન કેળવાએલા આપખુદ સખસે રાજ્યની લગભગ બધી સત્તા પોતાના હાથમાં લીધી છે. અને તેની મુરાદ, જુલમ અને ગેરવર્તન કરી, રૈયત પાસેથી ઓકાવી શકાય તેટલાં નાણાં ઓકાવવાની રહી છે.

૫. મહારાજા પોતે અનીતિખોર છે; લોભી અને લંપટ છે; એના રાજમાં સ્ત્રી જાતિની પવિત્રતાની સલામતી નથી.

૬. મહારાજા, તેમની રખાતો અને મરજીદાનો રાજ્યમાંનાં પવિત્ર સ્થાનો અને મંદિરોને ભ્રષ્ટ કરતાં અચકાતા નથી.

આ ટૂંકા મુદ્દાઓની કેટલીક વીગત મેમોરેન્ડમમાં આપવામાં આવી છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે,

* ઈડર રાજ્યમાં કર મહેસુલ ૨૦ વર્ષ પૂર્વે રૂા. ૪ લાખ હતો, તેનો હાલ રૂા. ૧૫ લાખ થયો છે. પરંતુ ગેરકાયદેસર રીતે બીજા રૂા. ૩૫ લાખ વસુલ કરવામાં આવે છે!

* ખુશામતિયાઓને જાગીરો બક્ષવામાં આવે છે; જેઓ ઉપર મુજબ વસુલાત બળજબરીથી કરી આપે છે. પોલિટિકલ એજન્ટની રજા વિના ગેરકાયદેસર રીતે આ જાગીરો અપાય છે.

* ૧૯૨૪ સુધી ભિલ વસ્તી કરવેરાથી મુક્ત હતી; તેમની પાસેથી પ વેરા વસુલ કરવા માંડયા. ભિલોએ ઇન્કાર કર્યો. પોતાનું સંગઠન કર્યું ત્યારે તે ઝઘડામાં લશ્કરી ટુકડીઓ બોલાવવામાં આવી.

* ભિલોના ઝગડામાં રાજ્યને ભારે ખર્ચ કરવું પડેલું, તે પ્રજા

વિ. સં. ૧૯૭૬ (૧૯૨૦) ની આસપાસની વાત છે: ઇડરના મહારાજા રાતના આઠ પછી સ્ત્રી પુરુષોના ૨૫ માણસોના કાફલા સાથે આવ્યા...પ્રવેશ કરતાંની સાથે જ મને બહાર નીકળી જવા આજ્ઞા કરી. શિક્ષાના ભયે મેં તત્કાળ માન્ય કરી. પછી—

આખી મંડળી આખી રાત મંદિરમાં રહી. તેમણે મંદિરને અપવિત્ર કર્યું, અને મૂર્તિઓને અભડાવી. તેમણે દારૂ પીધો અને માંસાહાર સેવ્યો. અને બધી જાતનો આનંદ માણ્યો. મદ્યપાન મંદિરના અંતર ભાગમાં પણ થયેલું. ××× રસોડું અને પ્રાર્થના ગૃહનો પેસાબખાના અને પાયખાના તરીકે ઉપયોગ કરવામાં આવેલો. ××× મહારાજા દર અઠવાડિયે ભ્રષ્ટાચારી જીંદગીનો આવો પ્રકાર હજી કરી રહ્યા છે. ××× એક વખત, મહારાજાની સૂચનાથી, તેમની કેટલીક સહચરીઓએ મને હલકી રીતે પજવીને અને વિષય સેવનને માટે મને ઉશ્કેરવાનો પ્રયત્ન કરી મારું બ્રહ્મચર્યવ્રત તોડવા મથીને ખૂબ હેરાન કરેલો. ××× મારી સગી આંખોએ મેં એકવાર નાની ઓરડીમાં સંતાઇને મહારાજાને નંદી પર બેઠેલા અને તે જગ્યાએ દારૂ પીતા અને પ્રભુ શિવની સમક્ષ અને તેમના (શિવના) સ્થાનમાં મહારાજાની સ્ત્રીઓની સાથે આલિંગન ઇત્યાદિ વિષયાસક્ત ક્રીડાઓ કરતા જોયા છે...

* કલનાથ મહાદેવના મંદિરના પૂજારી સ્વામી જયાનંદ પરમહંસ પોતાની કેફિયતમાં જણાવે છે :

વિ. સં. ૧૯૭૪ (૧૯૧૮) માં કાર્તિક વદ ૧૪ ને દિવસે ઇડરના મહારાજા દૌલતસિંહ તેમના અનુચરો સાથે કલનાથના દેવાલયોમાં આવેલા, અને ત્યાં વસતા આઠ સાધુઓને બેહાલ કરી બળાત્કારે બહાર કાઢી મૂકેલા. બીજે દિવસે આવી જોયું તો—મંદિરની ધર્મશાળામાં દારૂની અસહ્ય દુર્ગંધથી અમે ત્રાસી ઊઠયા. અને ભાંગીતૂટી દશામાં પડેલી દારૂની પ્યાલીઓ અને શીશાઓ તેમજ સિગરેટની પેટીઓ અને ખોખાંઓ જોઇ અમે કંપી ઊઠયા...આ ત્રાસને લઇને ભગવાન શિવની ઉપાસના અર્થે આવનારા શિવભક્તોની સંખ્યા ખૂબ જ ઓછી થઇ ગઇ છે. ખાસ કરીને સ્ત્રીસમુદાય તો ઇડરના નામદાર મહારાજાની મોટરના ભૂંગળાથી જ ભડકે છે, કારણ કે મહારાજા વિષયલોલુપ હોવાથી સ્ત્રીઓને તેમના જીવ કરતાંય વધારે વહાલાં તેમનાં શિયળ-આબરૂ લૂંટાવાની બીક રહ્યા જ કરે છે.

* સં. ૧૯૭૮ (ઈ. સ. ૧૯૨૨) ના અષાડ સુદ એકમને દિવસે મહારાજા અંદરના કેટલાક તરગાળાઓ અને પાંચ સ્ત્રીઓની સાથે આ મંદિરમાં આવેલા, ત્યારે હું ૭ મહિના થયાં માનવ્રત સેવતો હતો. ત્યાં અતિથી—

સત્કારના નિયમ મુજબ, મેં મહારાજને ચટાઇ બિછાવી આપી, આમ્રફળ ધર્યા : પણ મહારાજાએ બે મુઠ્ઠીઓ વતી મારા માથામાં મારવા માંડયું—મારા મૌનવ્રતને તોડાવવા ભારે પ્રયત્ન કરવા માંડયો...વધુ બેઈજ્જતી ન સહન કરવી પડે માટે નાસી છૂટી પાસેની ટેકરીમાં સંતાઇ રહ્યો. બ્રહ્મચારી છગનલાલ પણ સહન ન થવાથી નાસી છૂટયો...મારી પાસે એક ફાટેલી લંગોટી જ હતી. વરસાદ અનરાધાર હતો. એટલે મધરાતે ઇડર જવું પડયું. બીજે દિવસે ય જોયું તો મંડળીની મહેફિલ ચાલુ હતી...

આ ઉપરાંત, પોતે અમદાવાદમાં ૧૯૨૫ માં પ્રજામંડળની એક મિટીંગમાં પ્રેક્ષક તરીકે ગયા હોવાને કારણે તેમનાં વસ્ત્રો ને મામુલી મિલ્કત સ્ટેટ પોલિસે જપ્ત કરી લઇ, તેમને હદપાર કરી કાઢી મૂકયાની વીગત આપેલી છે. ૪૫ વર્ષની મંદિર–સેવા પછી આ હાલત !

આવા આ નરેશની અનીતિ લીલાના દષ્ટાંતોનો પાર નથી.

આ બધી હકીકતોથી ભરેલા 'મેમોરિયલ' પછી દેશ આખામાં ઇડરની આબરૂ ઉઘાડી પડી ગઈ હતી. સૌની સહાનુભૂતિ પ્રજા માટે ને તેમના મંડળ માટે અને તેના નીડર આગેવાનો તરફ ઢળી હતી.

ગવર્નર સર લેસ્લી વિલ્સન પરિસ્થિતિ પામી ગયો. દાદાને મુલાકાતે બોલાવ્યા.

તાબડતોબ મહારાજાને બોલાવ્યા અને વાતચીતને અંતે, મહારાજાના શાગરિત લલ્લુરામ જેશંકરને રૂખસદ આપી હદપાર કરવામાં આવ્યા. તથા ચાંદરણીના નામચીન ઠાકોરને ય ઘેર બેસાડયા.

મહારાજાની સત્તાઓ પણ મર્યાદિત બનાવી માસિક એલાવન્સ રૂ. ૧૧૦૦૦ ની રકમ ઠરાવી નવો વહીવટ નવા દિવાનના હાથ ધર્યો.

પ્રજાનો એક જબરદસ્ત વિજય થયો ! શ્રી. હરજીવન ભ. કોટકની દિવાન તરીકે ૧૯૨૬ ના ડિસેમ્બરની ૨૧ મીએ નીમણુક થઇ.

શ્રી. કોટક અગાઉ રાજકોટના દિવાનપદે હતા. ત્યાંના ઠાકોરે દિવાનની સત્તાઓ મર્યાદિત કરી દીધી હતી, ત્યારે શ્રી. કોટકે દિવાનગીરી છોડી મુંબઈમાં રૂના વેપારીઓના એસોસીએશનની રૂ. ૧૨૦૦ ના પગારે નોકરી સંભાળી હતી. ત્યાંથી ઈડરના દિવાન પદે રૂ. ૧૫૦૦ ના માસિક દરમાયા સાથે તેમની નીમણુક થઈ. અને એકવાર તો પ્રજાના આગેવાનોએ રાહતનો દમ ખેંચ્યો. જલુશાહીએ કરેલા ક્રૂર જખમો હવે આ નવા બાહોશ, અનુભવી દિવાનને હાથે રૂઝાશે એવો દિલાસો ય લીધો.

આ નવા દિવાને સત્તાનો દોર હાથમાં લેતાંની સાથે જ ઈડર

પ્રજામંડળના જે નવ આગેવાનો ઉપર મનાઇ હુકમ હતો તે પાછો ખેંચ્યો મજ વર્તમાન પત્રો સામેનો પ્રતિબંધ પણ ઉઠાવી લીધો.

વળી, પ્રજામંડળ તરફથી ઈડર પ્રજાની ફરિયાદો અને માગણીઓ જાણવા માટે એક તપાસ સમિતિને કામ કરવા દેવા અંગે દાદાએ તેમની સાથે વાટાઘાટો કરી. અને દિવાને એ માગણી પણ સ્વીકારી. તે મુજબ ૧૯૨૭ના ફેબ્રુઆરી માસમાં તપાસ કમિટી ઈડર આવી. પરંતુ ત્યારે, એ કમિટીને ઘેરી લેવામાં આવી. તેમને પાછા જવા કહેવામાં આવ્યું! દાદા આ તપાસ કમિટીના પ્રમુખ હતા. તેમણે દિવાનનો સંપર્ક સાધવા કોશીષ કરી. પરંતુ દિવાન તો, એક બાજુ કમિટીને આવવાની રજા આપી, બીજે બારણે મુંબઈ રવાના થઇ ગયા હતા! દાદાએ તારથી સંપર્ક સાધ્યો અને કમિટીને કામ કરવાની રજા મળી.

આ તપાસ કમિટિએ સેંકડો પ્રજાજનોની મુલાકાત લીધી; અને હેવાલ તૈયાર કર્યો.

ત્યાર બાદ, આના અનુસંધાનમાં જ માર્ચ માસમાં રાજ્યના સહકારથી ઇડર પ્રજાના આગેવાનોની એક કમિટી હિંમતનગર મુકામે દાણ અને રેવન્યુને લગતા વિષયો ઉપર ચર્ચા કરવા ગઇ હતી. સાથે ૫૦૦ જેટલા ખેડૂતો પણ ગયા હતા. પરંતુ રાજ્યના અધિકારીઓ કંઈ પણ ચોક્કસ નિર્ણય ઉપર આવી શકયા નહિ; તેથી વિચાર એવો કર્યો કે, સમગ્ર ઈડર રાજની એક પરિષદ ઇડરમાં બોલાવવી. પ્રજાએ ઊમળકાપૂર્વક આ વિચાર વધાવી લીધો.

આથી દાદા અને બીજા આગેવાનોએ શ્રી. કોટકને મળી આખો વિચાર સમજાવ્યો. દિવાને તેમાં સંમતિ દર્શાવી. અને તે અનુસાર ધૂળેટા દરવાજા બ ર પરિષદનો મંડપ બાંધવો શરૂ પણ થઇ ગયો. પરંતુ વળી પાછું કોકડું ગુંચવાયું. દિવાને પોતે આપેલી પરવાનગી પાછી ખેંચી લીધી! અને ઈડર તથા હિંમતનગર સિવાય બીજે સ્થળે પરિષદ ભરવાનો હુકમ છોડયો. આથી કાર્યકર્તાઓ કફોડી સ્થિતિમાં મુકાતાં અકળાયા અને મનાઇ હુકમની ઉપરવટ જઇ પરિષદ ઇડરમાં તે જ સ્થળે ભરવાનો યે વિચાર વહેતો થયો. હવે ફરી ફરી દિવાન પાસે રજા લેવા જવાનું પરિષદને, એક સંસ્થા તરીકે, યોગ્ય પણ ન લાગ્યું. ત્યારે વળી દાદાએ અંગત રીતે દિવાનને મળી કોશીશ કરવાનો તોડ કાઢયો. અને તે મુજબ તેઓ દિવાનને સમજાવી પણ શકયા. અને પરિષદ ઈડરમાં જ મળી—ધૂળેટા દરવાજાને બદલે અન્ય સ્થળે.

૧૯૨૭ના જૂનની ૧૨ માથી ૧૪મી સુધી પરિષદ પૂર બહારમાં મળી.

સ્વાગત પ્રમુખ તરીકે શ્રી. પ્રહ્લાદજી કા. મણીઆર હતા, ને પરિષદના પ્રમુખ તરીકે શ્રી. મણીલાલ હ. મહેતા. દાદા આ પરિષદના કર્તાહર્તા અને પ્રેરક હતા. તેમની સૂચનાથી મોડાસાથી શ્રી. પ્રેમજીભાઈ આડેસરા એક સ્વયંસેવક દળ લઈને દાદાની સાથે જ પહોંચી ગયા હતા. દાદાની અગમચેતીનુ આ દૃષ્ટાંત ખાસ લક્ષમાં રહી જાય એવું છે. કેમકે દાદાએ રાખેલી દહેશત સાચી પડી. પરિષદનું કામકાજ શરૂ થઇ ગયું હતું. અંધારૂં થઇ ગયું હતું. ત્યારે એકાએક હથિયારો અને લાઠીઓધારી મહારાજાના મરજીદાનોએ હલ્લો કર્યો. અને ખરેખરી વખતે દિવાન મુંબઇ ચાલ્યા ગયા હતા!

પરિષદના કાર્યકરોએ અને સ્વયંસેવકોએ અતિશય હિંમતથી મોરચો સંભાળી લીધો. કામકાજ બંધ ન જ પડવા દીધું. દાદાએ સ્નેહ અને સૂઝથી કામ લીધું. મેજીસ્ટ્રેટ તથા પોલિસનો સંપર્ક સાધ્યો. રક્ષણની માગણી કરી. પરંતુ તોફાનીઓ રાજ્યના અધિકારીઓના હુકમોને પણ તત્કાલ તાબે ન થયા. છેવટે, મામલો શાંત પડી ગયો. સૌની શાન રહી ગઈ.

પરિષદે ૧૯૧૦ની લડતના એક વીર યોદ્ધા, પ્રજામંડળના ઉપપ્રમુખ શ્રી. હરગોવિંદ હરિદત્ત ઠાકોરના અકાળ અવસાનની નોંધ લઇ, તેમને અંજલિ અર્પી પોતાનુ કાર્ય આરંભ્યું. બીજા ઠરાવોમાં—મુંબઈના ગવર્નરને પેશ કરેલ મેમોરિયલમાં જણાવેલ ફરિયાદોની તપાસ કરવા સત્વર સ્વતંત્ર કમિશન નીમવા અને પ્રજાને થયેલ નુકસાની અને અન્યાયનો બદલો આપવાની માગણી કરતો ઠરાવ હતો. ઉપરાંત જમીન મહેસુલના સુધારા અંગે, રાજ્યના ઠાકોર અને પટાવતોને આપેલી ફોજદારી સત્તાનો દુરૂપયોગ થતો હોઈ તે સત્તા પાછી ખેંચી લેવા અંગે અને વેઠ, વેરા તથા બીજા અન્યાયો દૂર કરવા અંગેના ઠરાવો હતા. વળી, ૧૯૨૯ માં મળનાર રૉયલ કમિશનની જાહેરાતને વધાવી લઈ તેની સમક્ષ દેશી રાજ્યોની પ્રજાનો અવાજ દૃઢ રીતે રજૂ કરવા માટે મુંબઇમાં મળનારી સમગ્ર દેશી રાજ્યોની પ્રજા-પરિષદમાં ભાગ લેવા અંગેનો ય ઠરાવ હતો.

આ પરિષદે ઇડર પ્રદેશમાં અનેરી જાગૃતિ આણી. આજ પૂર્વે, એક જાહેર સભા તો શું પણ એક સ્વતંત્ર પ્રવૃત્તિ કે અવાજ કદિ ઊઠી શક્યો ન હતો, ત્યાં આવી પરિષદ છડેચોક અને અનેક વિઘ્નો છતાં સફળ રીતે મળી શકી તે ઇડરના નવા ઇતિહાસની એંધાણીરૂપ હતી.

આ પરિષદ બાદ, દિવાન શ્રી. કોટકે સ્ટેટમાં જાગીરો બક્ષવાનો જે રિવાજ હતો તે બંધ કરી, આપેલ તમામ જાગીરો ખાલસા કરી, જાગીરી–

પ્રજાને રાહત આપી. નિવારસી કાળા કાયદાને હળવો બનાવ્યો. આ સિવાય તેમણે વેક બંધ કરી, પરંતુ તેના દરો નક્કી કરવા બાકી હતા. વધારેલી જકાતમાં નહિ જેવો ઘટાડો કર્યો...આ ઉપરાંત, કેટલાક ફેરફારો કર્યા.

પરંતુ કોટક-તંત્રની બીજી પણ બાજુ હતી, જે ચોંકાવનારી હતી!

* વિઘોટીમાં નવા રિવિઝનથી અસહ્ય વધારો થવા માંડયો.
* 'ઘરથારી' જમીન ઘર બાંધવા લેવાય, તેના દરમાં વધારો કર્યો.
* જંગલખાતા ઉપર બિનજરૂરી કાબૂ મૂકવા માંડયો.
* જાહેર સંસ્થાઓને ઉત્તેજન આપવાને બદલે બિનજરૂરી ઓર્ડરો કાઢી પ્રજાના હક્કો ઉપર કાબૂ મૂકવાના પ્રયાસો કર્યા.
* મોટી અને મહત્ત્વની નોકરીઓમાં પોતાના સગા સંબંધી તથા કાઠીઆવાડીઓને ઘણી મોટી સંખ્યામાં ઘુસાડયા.
* જીનીંગની મોનોપોલી અને તેને અંગેના કાનૂનોથી ભારે અસંતોષ જાગ્યો.
* પરિષદના ચોપડા જપ્ત કર્યા; પ્રજામંડળના સભ્યો ઉપર ખોટા આક્ષેપો મૂક્યા; અને પરિષદના કાર્યમાં ડખલ-અથડામણ ઊભી કરી. (ઑગષ્ટ ૧૯૨૭)
* પરિષદની નવી બેઠક બડોલી ગામે ભરવાની માગણીને નકારવામાં આવી! રીતસર મનાઈહુકમ કાઢી સભા-ભાષણો પર પ્રતિબંધ લૈકાયો! ૩ પત્રોને પણ પ્રવેશનાં અટકાવવામાં આવ્યા.
(ઓર્ડર નં. ૨૫૫૮; ૩-૯-૨૭)

આ સ્થિતિમાં પ્રજામંડળે શી રીતે આગળ વધવું તે સવાલ વધુ ને વધુ ગૂંચવાતો ગયો. એક બાજુ, દિવાન કોટક ઉપર અંગત અને બેફામ ટીકાઓ શરૂ થઈ. જાહેર પત્રિકાઓ પ્રગટ કરી તેમની રાજકોટની કારકીર્દિથી માંડી ઈડર અંગેની નીતિ પર પ્રહારો શરૂ થયા. આમાં, મહારાજાને અને જૂની અમલદારશાહીને બચાવવાનો અને તેને વળી મજબૂત કરવાનો પણ પ્રયાસ દેખાતો હતો. તો બીજી બાજુ, શ્રી, કોટકથી અંજાઈને તેમની પાસેથી ઘણું બધું મળી જવાની આશા-અપેક્ષામાં કેટલાક ઘસડાઈ રહ્યા હતા.

ઇડર-પરિષદ પની ગયા પછી જે ૧ લી પત્રિકા મંત્રી (શ્રી. શિવશંકર કા. યાજ્ઞિક) ની સહી સાથે પ્રગટ થઈ તેમાં, દિવાન પાસે હવે કેવા પ્રકારની અપેક્ષાઓ રાખવી, તેની જે યાદી આપવામાં આવી છે તેમાં પ્રજાકીય પ્રતિ-

નિશ્ચિત તથા નાગરિક સ્વાતંત્ર્ય વગેરે મહત્ત્વની અને પાયાની બાબતો પાછળ ધકેલાઈ ગયેલી જોઈ શકાય છે આમ પ્રજામંડળમાં પણ દ્વિધા જાગી હતી

આખું વર્ષ આંતરિક દ્વિધા અને વિખવાદ ભરેલું રહ્યુ

અને આનો લાભ લેવાનું કોટક જેવો કાબેલ દિવાન ચૂકે એ બને જ શાનું ? પરિષદના એક મહત્ત્વના કાર્યકરના દાદા ઉપરના પત્રમાં આ વાત સ્પષ્ટ જણાય છે " અલબત્ત, શ્રી કોટકે પરિષદથી વિરુદ્ધ પડી આપણી સત્ય હકીકતોને દાબી દીધેલી છે અને મહારાજાનો બચાવ સંપૂર્ણ રીતે શ્રી આપણને કફોડી દશામાં મૂકેલા છે મોનોપોલી, વિઘોટી તેમજ દાણની બાબતમાં આપણને થાપ ખવડાવી છે ' આમ છતાં, આ કાર્યકર લખે લખે છે કે, " શ્રી કોટક સામે લલ્લુશાહી પાર્ટી કાવતરાં કરી રહી છે, મહારાજા સુધી ખટપટ ચાલુ છે, એ વખતે કોટક ઉપરની આપણી તીવ્ર ટીકાઓથી લલ્લુશાહીના હાથ મજબૂત થાય એવું લાગે છે આથી હાલ પેપરમાં જરા નરમાશ પકડવી પડી છે વળી એમ સાભળવા મળ્યું છે કે કોટકના કારોબાર બદલ ગવર્નમેન્ટ તરફથી પણ તેમની કુશળતા બદલ સારું પ્રમાણપત્ર મળ્યું છે એટલે તેમની વિરુદ્ધ થવામાં આપણને તેમજ પ્રજાને હરકત પહોંચે "

ગવર્નમેન્ટ તરફથી પણ સરખા જવાબો આવતા નથી સરકારે વચ્ચે પડવાની અરજીના જવાબમાં સ્પષ્ટ ઉત્તર આપવામાં આવેલ છે " ધ્રાંગધ્રાની પરિસ્થિતિ છેલ્લા વરસ દરમ્યાન મહારાજા સાહેબે જે ફેરફારો કર્યા તેને પરિણામે ઘણી બધી સુધરી છે હવે પરિસ્થિતિ અસાધારણ નથી, એટલે જે કાંઈ ફરિયાદો હોય તે દરબાર સમક્ષ સીધી રજૂ કરો ' ( નવેમ્બર ૧૯૨૭ )

કેટલાક આ બધાથી કંટાળી, કોટકની વધતી જતી ત્રાસ–નીતિથી એવી સૂચના પણ કરતા થયા કે, કોટકને દૂર કરી યુરોપીઅન એડમિનિસ્ટ્રેશન ૧૦ વર્ષ સુધી સ્થપાય તેવી માગણી કરવી !

એક મહત્ત્વના કાર્યકર (શ્રી મૂળજી નાથજી કોઠારી) દાદાને લખે છે (૧૫-૧૨-૨૭) કે " કોકડુ ગૂંચવાયેલું છે અને પરિસ્થિતિ એવી દેખાય છે કે જો કાંઈ ખબરદારી ના લેવાય તો કેટલેક દરજ્જે પ્રજાને વિશેષ ભોગવવું પડે તેમ છે આપ જલદી મુંબઈ પધારો જો આપ ઢીલ કરશો તો મોટે ભાગે આપણે અત્યાર સુધીની કોશીશો નિષ્ફળ નિવડવાનો સંભવ છે તારથી જણાવશો કે ક્યારે નીકળી શકશો '

બીજો એક ઇડર પ્રદેશના સ્થાનિક ભાઈનો પણ આવા પ્રકારનો પત્ર છે.

વળી આ દરમ્યાન, અંદર અંદરનો અવિશ્વાસ પણ ઘણો જ વધી ગયો છે. કેટલાક અગન્યના કાર્યકરો જાણ્યે અજાણ્યે ય કઈ બાજુ ઢળી પડ્યા હશે—કોટકની તરફેણમાં, કે સામેની ખટપટને મદદ થાય તેરીતે, કે ઉગ્ર નીતિ અખત્યાર કરવામાં કે નરમ નીતિની તરફેણમાં—આવા સંશયોએ મોટું રૂપ લેવા માંડ્યું છે. કેટલાક આગેવાનો પ્રજાનેજ ઉતારી પાડવા પ્રયાગો કરે છે; કેટલાક અંદરથી ફૂટી ગયા છે—એટલી હદે વહેમ વધ્યો છે!

બીજી બાજુ—ફંડ, ફાળા અને ખર્ચના હિસાબો અંગે ય અંદર અંદર ચકચાર અને આક્ષેપો જાગ્યા વિના રહ્યા નથી!

વધુમાં, આંદોલનની શરૂઆતથી પ્રજામંડળના પ્રમુખ શ્રી. મણીભાઈ મહેતા તરફથી 'પ્રજામત' પત્ર પ્રગટ થતું હતું; તે પછી નવું પત્ર 'મહીકાંઠા' શ્રી ભદ્રકુમાર યાજ્ઞિકે શરૂ કર્યું હતુ; અને ત્યારબાદ તાજેતરમાં વળી, 'રાજસ્થાન કેશરી'નામનુ ત્રીજું પત્ર શરૂ થયું હતું. આથી પણ ઘર્ષણ વધ્યું હતું. (૧૯૨૮ ફેબ્રુઆરી)

સ્વાભાવિક રીતેજ દાદા ઉપર પત્રો—તરેહતરેહના હેવાલો અને સૂચનો તથા અકળામણો અને મુઝવણોથી ભરેલા—આવી રહ્યા છે. સૌનો દાદા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે; અંગત લાગણી છે. ઉપરાંત તેમની રાજકીય કુનેહ અને સ્વસ્થ દૃષ્ટિ અંગે ય શ્રદ્ધા છે. એટલે સૌ ફરી ફરીને દાદાને લખે છે, વચ્ચે પડવા જણાવે છે, તાર કરી બોલાવે છે.

દાદા આ બધામાંથી માર્ગ શોધતા જાય છે; અને સમય. અનુસાર એક એક પગલું ભરતા જાય છે.

✶ સૌથી પ્રથમ તેમણે "ઇડરનરેશને ચરણે–" એ નામનો (હિંદુસ્તાનઃ ૩૧–૧૦–૨૭) લેખ લખી પરિસ્થિતિનો ફોડ પાડ્યો. આ લેખ અનેક રીતે મહત્ત્વનો હતો. દિવાન કોટકના કારભાર અંગે જાગેલો અસંતોષ અને તેની સામે રાજ્યે કરેલા લૂલા ખોટા બચાવનો નિર્દેશ કરી દાદાએ લખ્યું હતું:

"આખું બચાવનામું વાંચતાં રાજ્ય વહીવટ સામે તથા અંગત નીતિ સામે મુકાએલા ખુલ્લા આક્ષેપોનો કાંઈ પણ રદીઓ જડતો નથી. આખા બચાવનામાનો સાર રાવબહાદૂર કોટકની પ્રશંસામાં અને ઇડર પ્રજા તથા તેના આગેવાનોને ઉતારી પાડવામાં પૂરો થાય છે...આવું બચાવનામું ફજેતીનું અને પ્રજામાં વધારે અશાંતિ ઉત્પન્ન કરનારૂં છે.

"રાવબહાદૂર કોટક એક બાહોશ રાજનીતિજ્ઞ પુરુષ છે...છતાં કહેવું જોઈશે કે ૨૦–૨૫ વર્ષથી એકસરખી રીતે રાજ્યતંત્રના અનેક જુલ્મો અને

અત્યાચારો તથા અયોગ્ય કરવેરાથી રીબાતી પ્રજાને સાંત્વન આપવા માટે જે જાહેર હિંમત અને ઉદારતા દર્શાવવાં જોઇએ, તે તેઓ હજુસુધી દર્શાવી શક્યા નથી.

"આપ નામદાર જણાવો છો કે, 'સારા હિંદુસ્તાનમાંથી ખોળી-ખોળીને દિવાન બોલાવો, પણ ઈડરની દિવાનગીરી કરી, કોઇ જશ લઇને જાય તો મારૂં માથું અને આમનું ખાસડું'—એમ આપ નામદારના એક વિશ્વાસુ શુભેચ્છકે આપને કહ્યાનું યાદ આવે છે." પણ આ કહેનાર ભૂલી જાય છે કે, સારા હિંદુસ્તાનમાંથી તો શું પણ સારી દુનિયામાંથી મહાનમાં મહાન પુરુષને દિવાનપદે નીમવામાં આવે તો પણ—**જ્યાં સુધી રાજ્ય-નીતિ બદલાય નહીં, ત્યાં સુધી તે દિવાન પ્રજાને સંતોષી શકે નહિ, તેમાં કાંઈ નવાઈ નથી; અને તે માટે પ્રજા કરતાં આપ નામદારની રાજ્યનીતિ જ વધારે જવાબદાર ગણાવી જોઈએ.** જે રાજ્યનીતિ જ આપખુદ સત્ર ઉપર રચાએલી હોય, રાજાની મરજી તે જ કાયદો બનતો હોય...પ્રજાની જરૂરિયાતો સમજ્યા સિવાય ગમે તેમ મનસ્વી રાજ્ય વહીવટ ચલાવવામા આવતો હોય...અને તેમ છતાં તે સામે ટીકા કરનારને ચળવળીઆ તરીકે ઉતારી પાડવામા આવે, કે કાયદાના સાંચા નીચે દબાવવામાં આવે, તો પછી ગમે તેવો સારો દિવાન પણ આવી રાજ્યનીતિમાં જશ ખાટવાની આશા ક્યાંથી રાખે ?

"ઈડરની પ્રજામાં શાંતિ સ્થાપવા માટે સારામાં સારો રસ્તો એ છે કે, ગઈ ગુજરી ભૂલી જઈ, હાલ નવેસરથી **પ્રજાના પ્રતિનિધિઓના સહકાર** સાથે યોગ્ય વાટાઘાટ કરીને, રાજ્યનીતિમાં સમયને અનુસાર સુધારા દાખલ કરી, રાજ્યતંત્રને મજબૂત અને સુંદર બનાવવું...સમય અનુકૂળ છે. જો આપ નામદાર ખુલ્લા હૃદયે રાવબહાદુર કોટકને આવા ઉદાર વિચારો દર્શાવો, તો તેઓ સાહેબ તેમની બાહોશી અને કાર્યદક્ષતાથી સુંદર વ્યવસ્થા કરી શકશે..."

દાદાએ આ ખુલ્લા પત્રદ્વારા બે વાત જણાવી :

એક તો, દિવાન કોટકની પોતાની કમજોરી બતાવી છે. પરંતુ મુખ્ય મુદ્દો **પ્રજાના સહકારવાળી રાજ્યનીતિનો** છે. તેવી નીતિ અખત્યાર કરવામાં આવે, અને દિવાન કોટક હસ્તક તંત્રની ધુરા રહે તો, દાદાને શ્રદ્ધા છે કે પ્રજાકલ્યાણના માર્ગે આગળ વધી શકાશે.

પરંતુ એમ જણાય છે કે, ઈડરની અંદરની રાજખટપટો દિવસે દિવસે વધતી જ ચાલી. અંદર અંદર કોટકની પોતાની અને તેમની વિરુદ્ધની

ટોળકી—એ બે ભાગમાં રાજ્યતંત્ર વહેંચાઇ ગયું. મહારાજના કાન ભંભે-
રવામાં જૂની ટોળકી સારી પેઠે સફળ થવા લાગી. અને કોટક પોતાની
સ્થિતિની રક્ષા કરવાની એક માત્ર ફિકરમાં પડયા. ચારે બાજુ ચિંતાનો
નવો વિષય ઊભો થયો! તેમાં ય આગળ જણાવી તેવી પ્રજામંડળની
આંતરિક વિખવાદની પરિસ્થિતિ પણ જવાબદાર બની.

આમ વિષ-વર્તુળ શરૂ થયું.

દાદા આ દરમ્યાન જુદા જુદા કાર્યકરોના પત્રોના જવાબમાં, પરિ-
સ્થિતિ સમજાવી, બે અનિષ્ટોમાંથી ઓછામાંઓછું અનિષ્ટ થાય તેવો વ્યવહાર
માર્ગ દાખવતા રહ્યા.

એક સ્થાનિક કાર્યકરને જવાબમાં લખ્યું. (૧૦-૧૨-૨૭):

“ઇડરની ખટપટી પરિસ્થિતિ મુંઝવનારી છે. રાવબહાદુર કોટક દિવાન-
પદ છોડે, તો લોકોની બારીક સ્થિતિ થઇ પડશે. ને લલ્લુભાઈની પાર્ટી
સત્તા પર આવે તો ભયંકર પરિસ્થિતિ થશે. રાજ્યની પણ પાયમાલી થશે.
...રાજા પ્રજા બંનેનું અહિત થશે ××× મારો હેતુ સેવા અને સંપનો
છે...... (ખોટી ઉશ્કેરણી અને ભાંગફોડની) ઉલટી દિશામાં કામ થતું
હોય તો હું તેમાં ભાગ લઇ શકું નહિ.”

અને દાદાએ આગળ ચાલતાં ઉમેર્યું કે—

“આનો ઉપાય મારી સમજમાં નીચે પ્રમાણે છે: “એક લાયક
અને પ્રજાના વિશ્વાસુ માણસના ચેરમેનપણા નીચે ચારપાંચ માણસોની
એક કમિટી નીમવી...(અહીં તેમણે ચાર નામો પણ સૂચવ્યાં: જેમાં
મહારાજ કુમાર તથા બીજા ત્રણ પ્રજાકીય આગેવાનોનાં નામો હતાં; અને
ઉમેર્યું કે) દિવાન સાહેબની મરજી હશે તો હું પોતે તેમાં જોડાઈશ......
આ કમિટી ખાલસા અને જાગીરોમાં ફરીને વેપારી, ખેડૂતો, શિક્ષિતવર્ગ,
જાગીરદારો વગેરેની જુબાનીઓ લેશે...અને સુધારાનો એક ખરડો રજૂ
કરશે. અને દિવાન સાહેબ એ ખરડા અંગે કમિટીના સભ્યો સાથે વિચા-
રણા કરીને મહારાજાની સંમતિથી સુધારાનો ખરડો પસાર કરશે.”

આ પ્રમાણે દાદાએ ‘ઓછામાં ઓછો’ અને ‘તત્કાલ’ શક્ય લાગે
એવો ઉપાય સૂચવ્યો.

તેજ અરસામાં બીજા એક કાર્યકરના પત્રના જવાબમાં લખ્યું:
(૧૮-૧૨-૨૭) “ઇડરની બાબતમાં મારું લક્ષ ઓછું થયું છે. અગર તો
હું નિરુત્સાહી કે બેદરકાર બન્યો છું એમ તો નથી જ. મારી નજર ઇડરના
દરેક સવાલ ઉપર છે. અને પહેલાંના જેટલી જ લાગણીથી વિચારું છું.

છતાં સત્તાવાળા અને કાર્યકર્તા—બંને સ્થળે કોકડું ગુંચવાયું છે. બંનેમાં અહમ્‌ભાવ અને ઇર્ષ્યા પ્રધાનપદ ભોગવે છે. ઇડરની નોકરશાહીએ કાર્યકર્તાઓની નબળાઇ જોઇ છે. સાથે સ્વાર્થાંધ બની છે. કાર્યકર્તાઓ એકતાર નથી. ટાઈમ ગુમાવ્યો છે–જ્યારે સલાહકાર બોર્ડ લોકો તરફથી નીમાય એવું સ્વીકારવા દિવાન તૈયાર હતા...હાલ દિવાન તેમ કરવા તૈયાર નથી ! દિવાન પણ વહેમી અને ઇર્ષ્યામંદ બન્યા છે...મહારાજા ને જૂના માણસો જૂની રીતે વર્તે છે. આ બધી સ્થિતિ **સંક્રાંતિ** સમયની છે...થોડો સમય રાહ જોવાનું મારા માટે ઠીક છે. પરંતુ હું નિરાશ નથી. સમય આવે અને મારી જરૂર જણાયે હું તૈયાર રહીશ, તેની ખાત્રી આપું છું...હાલ મારી જરૂર નથી ને મારું સ્થાન પણ નથી, તેથી બીજા કામે લાગ્યો છું. ભવિષ્યના પ્રોગ્રામ માટે હું વિચારમાં છું. "ખેડૂત અને કામદાર સંઘ" કે જેમાં ખેડૂતો, મજૂરો, નોકરો, કારીગરો વગેરેનો સમાવેશ થઇ શકે તેવું મંડળ મોડાસા તાલુકા માટે સ્થાપવાની તજવીજમાં છું. અને બને તો આવાં મંડળ મહીકાંઠા અને ઈડર માટે પણ સ્થાપવાં."

આમ, દિવસો નીકળી રહ્યા હતા. અને બીજી બાજુ દિવાન કોટકના દહાડા અંદરની ખટપટને કારણે ભરાઇ રહ્યા હતા. તે વખતે એક કાર્યકરના પત્રના જવાબમાં દાદાએ લખ્યું ( ૫–૯–૨૮ ):

"ઇડરની પરિસ્થિતિ વિચારણીય થઇ પડી છે. પાછા ઠેરના ઠેર જેવી સ્થિતિ ના થાય એ ખાસ સંભાળવાનું છે...બટલર કમિશન બેઠું છે. રાજાઓ હિંદી સરકારથી સ્વતંત્ર થવા મંથન કરી રહ્યા છે. તેવા સમયમાં ઇડરનું રાજકારણ કાગળના નાવ જેવું થઈ પડયું છે. બહુ સંભાળથી કામ લેવાનું છે. બ્રિટિશ પ્રજા જેવું દેશી રાજ્યોનું કાર્ય સરળ નથી, એ નિર્વિવાદ વાત છે. આપ મારામાં વિશ્વાસ રાખી, મને પુનઃ ઈડર પ્રજાનું સુકાન હાથમાં લેવા કહો છો, તે આપનો મારા પ્રત્યેનો પક્ષપાત છે–એટલે કે વધારે પડતો વિશ્વાસ છે......પરંતુ નાના સરખા રાજ્યની પ્રજામાં ભિન્નભિન્ન મત અને અવિશ્વાસ પીછેહઠનું કારણ થઇ પડે છે.

"રાવબહાદૂર કોટક નિષ્ફળ થયા, તેમાં પ્રજાના ઐક્યની ખામી મદદગાર છે. તે સાથે તેમની વિચિત્ર મનોદશા તેમની નિષ્ફળતાનું મુખ્ય કારણ માનું છું. પ્રજાની નબળાઇ અને ભિન્નતાનો લાભ તેમણે લીધો... ઇડરની પ્રજાનાં દુઃખ અને અન્યાયો ઘટાડવાને બદલે વધાર્યાં છે..."

અને ભવિષ્યની વાત કરતાં ઉમેર્યું:

"હવે નવા દિવાન આવશે...પરંતુ ઈડર રાજ્યનું સુકાન હાથમાં

આવ્યા.

૧૯૩૦ થી ૧૯૩૩ નાં વર્ષો મુખ્યતઃ અને મહત્ત્વની રીતે બ્રિટિશ સલ્તનત સામેના 'આખરી સંગ્રામનાં વર્ષો હતાં. બ્રિટને ય પોતાનો લોકશાહી બુરખો ફેંકી દઈ એ સંગ્રામને પરાસ્ત કરવા ઓછાં માથાં પછાડયાં નથી.

આવાં આ વરસોમાં દેશી રાજ્યોની તુમાખી મનસ્વી એકહથ્થુ સત્તાને તો આંખો બતાવનારું બળ પણ ન રહ્યું. એનો બેવડો લાભ ભંડારી જેવા દિવાને લીધો પણ ખરો.

શિરસ્તા મુજબ, તેમણે ય રૈયતનાં દુઃખ દૂર કરવાની અને બે વરસમાં જ પ્રજાને ધારાસભાવાળું જવાબદાર રાજતંત્ર આપવાની સુફિયાણી જાહેરાત કરી એકવાર તો પ્રજાની પ્રશંસા છતી લીધી હતી પરંતુ ધીમે ધીમે એમણે પોતાના નહોર બતાવવા માંડ્યા.

* દિવાન કોટકે ૧૯૨૭માં જાહેર કરેલ ક્રિમિનલ એમેન્ડમેન્ટ એક્ટની કલમોની નવેસરથી જાહેરાત કરી, પરિષદ અને મંડળને ગેરકાયદે ઠરાવ્યાં.

* સભાબંધી કરી પ્રજાનું વાણી સ્વાતંત્ર્ય છીનવી લીધું, જે મહા-મહેનતે ભારે ભોગ અને હિંમતને અંતે દિવાન કોટકના સમયમાં હાંસલ કર્યું હતું.

* કેટલાક આગેવાન કાર્યકરોને જેલમાં પૂરી દઈ, માફી લખાવી લીધી; અને બાકીનાને સજા કરી બ્રારકો બેસાડી દીધો. પ્રજાના માનીતા આગેવાન શ્રી. ગંગારામ શુકલ (હવે સદ્‌ગત) પણ એના ભોગ બન્યા હતા.

* રાજ્યમાં નવા નવા હોદ્દાઓ કાઢી પોતાના ભાઈ, બેટા, સગાં-સંબંધીને ગોઠવી દીધા. આખું તંત્ર આપખુદ રોળી જેવું બની ગયું.

* પ્રજામંડળના સભ્યો કે કોંગ્રેસ જેવી સંસ્થાના સભ્યો કે શ્રી. મહાદેવભાઈ સ્મારક જેવો જાહેર રાષ્ટ્રીય ફાળો થાય, તેમાં પણ પોલિસની દમદાટી અને ભય-ત્રાસનું વાતાવરણ ફેલાવ્યું.

* લાંચ રૂશ્વત અને વેઠનો ત્રાસ વધી ગયો.

* પબ્લીસીટી ડિપાર્ટમેન્ટનો ઢોંગ રચી તેની દ્વારા પ્રજામંડળની બદનામી કરી; અને રાજ્યનું બજેટ, રિપોર્ટ કે જાહેર રેકર્ડ કોઈને જોવાનો અધિકાર અપાયો નહિ.

આ બધું ઉસ્તાદ દિવાને ધીમે ધીમે અને સિફતથી કર્યું...

પોતાના બેઉ દીકરા, (રવીન્દ્ર અને રાજેન્દ્ર) ભાઈ (કેદારનાથ) તથા સગાંવહાલાંઓને સારા પગારો અને સારાં એલાવન્સો આપી મહત્ત્વને સ્થાને

ગોઠવી દઇ, જરૂરી સત્તાની જાળ પાથરી દીધી.

જાહેર બાંધકામોને નામે લાખો રૂપીઆના કોંટ્રાકટો મળતિયાઓને અપાયા.

ત્યારે બીજી બાજુ, સામાન્ય નોકરોની દુર્દશાનો પાર ન રહ્યો. યુદ્ધની જીવલેણ મોંઘવારીમાં જ તેઓ તો સબડતા રહ્યા. શિક્ષણની દિશામાં ઊલટી પીછેહઠ થઇ: ખા. બ. ફરામરોઝની કોંસિલે રૂા. ૧૯ લાખની ઉપજમાંથી રૂા. ૧l લાખ કેળવણી પાછળ ખરચવા કાઢ્યા હતા, ૩૪ નવી શાળાઓ ખોલી હતી. ત્યારે ભંડારીજીને રૂા. ૪૫ લાખની આવક કરવા છતાં, આવા ખર્ચા, પોષાયા નહિ! એટલું જ નહિ પણ પુસ્તકોની આયાત પર–શિક્ષણનાં પાઠ્ય પુસ્તકો ઉપર પણ આયાત વેરો (રૂા. ૧ ઉપર દોઢ આનો!) નાખવામાં આવ્યો.

દારૂની આવકનો ઇતિહાસ પણ જોવા જેવો છેઃ

* મહારાજા કેસરીસિંહના વખતમાં દારૂની આવક રૂા. ૩૭૦૦૦ હતી. તે ૧૯૨૭–૨૮ માં ૩ લાખ ૭૬ હજાર ઉપર ગઇ! અને ભંડારી તંત્રમાં તેની આવક, જાહેર કરવામાં આવી નથી, પરંતુ રૂા. ૧૮ થી ૨૦ લાખની હોવાનું મનાય છે!

* જકાતમાં ૫૦ ટકાથી લઇને ૬૬૨૦ ટકા સુધીનો વધારો થયો છે!

* પ્રદેશમાં ઉદ્યોગો અને વેપાર ધંધા નહિ જેવા છે: મજૂરી ને પગારનું ધોરણ નહિ જેવું છે; ત્યારે જકાતનો બોજો મધ્યમ વર્ગને માથા ભારે લાગે એ સ્વાભાવિક છે.

* નિકાસનો વધારો કરીને ખેડૂતોની કફોડી દશા કરી છે. પોતાના માલનો પૂરતો ભાવ ઊપજે નહિ, અને બહારના માલની ખરીદી કરતી વેળા વધારે ભાવ આપવાના!

* ઉદ્યોગ ધંધા વિનાના પ્રદેશમાં વેચાણવેરો નાખીને વેપારીઓ અને ખરીદનાર રૈયત વર્ગની બેહાલી વધારી મૂકી છે.

આ વેચાણવેરા અંગે અસંતોષ ઊભો થયો. થોડી હિંમત કરી મુંબઇના મશહૂર ધારાશાસ્ત્રી સર ચીમનલાલ સેતલવાડ પાસે ગયા. તેમણે તૈયાર કરી આપેલી અરજી પર સહી કરી વેપારીઓ 'રાહત' માગવા દિવાન પાસે ગયા. બસ, દિવાનજી ધૂંવાંફૂંવાં થઇ ઊઠયા. જાહેરનામું બહાર પાડયું! કેટલાક ચળવળીઆઓની ખટપટથી આ અરજી તૈયાર થઈ છે. ૨૦–૪–૪૪ સુધીમાં સેલ્સ ટેકસ નહિ ભરવામાં આવે તો કાયદેસર પગલાં ભરવામાં આવશે!

* જુના 'ઘરથારી' પરવાનાનું રિવિઝન કરવાનો હુકમ થયોઃ માણસો

એવો રચ્યો છે કે, 'જૂની સનંદો સુધારો : તે મુજબ-જમીન મોંઘા ભાવે વેચાણ રાખો, યા તો ૪૦ વર્ષનું પાછલું ભાડું આપો!' અને આ ભાડું દર ચો. વારે રૂ. ૧૫ ના વાર્ષિક દરથી ગણતાં દર ચો. વારે રૂ. ૬૦૦] ભરવાના! એટલે મૂળ કિંમતો કરતાં ભાડું જ વધી જાય !! એકલા ઇડર રાજ્યમાંથી રૂ. ૩૦ થી ૪૦ હજારની રકમ પાછલા ભાડા પેટે ઉઘરાવી લેવામાં આવી. એક જ ઝાટકે આશરે રૂ. ૩ લાખની રકમ તિજોરીમાં ઉમેરાઇ!

શરૂમાં તો પ્રજાના મુખ્ય આગેવાન મંડળે સહકાર માટે હાથ લંબાવ્યો હતો......પરંતુ મંડળને તેમનો કારોબાર નિહાળતાં જણાયું કે ઇડરની આગળ વધેલી પ્રજા દિવાનની આ નીતિથી પાછી હઠેલાય છે; અને અંધારામાં ધકેલી દેવાં જેવાં ચિહ્ન જણાતાં, દોઢ પોણા બે વર્ષના ઇડરના તેમના કારોબારની રૂપરેખા દોરી, મંડળે એક પત્રિકા તા. ૧૦-૪-૩૩ ને રોજ બહાર પાડી. જેથી દિવાન છંછેડાઈ ઉઠ્યા. અને પોતાનાં ગાણાં ગાવા અને પ્રજાકીય આગેવાનોને જુદા પાડવા ખાતર 'પ્રકાશન ખાતા'ની શરૂઆત કરવામાં આવી!

આ પ્રકાશન ખાતાએ પ્રજામંડળના ઉપરના હેવાલની વિકૃતિ કરી હાંસી ઉડાવી તેના જવાબમાં ૧૧-૬-૩૩ ને રોજ લાંબો વિગતવાર જવાબ પ્રગટ કરવામાં આવ્યો.

આ પૂર્વે, ૧૬-૫-૧૯૩૩ ને રોજ 'મુંબઈ સમાચાર' વગેરે જાહેર પત્રો દ્વારા પણ આ ખુલાસાઓ પ્રગટ કરવામાં આવ્યા હતા.

આમ ચકમક ચાલ્યા જ કરતી હતી.

સત્યાગ્રહની લડતનાં વળતાં પાણી હતાં. ૧૯૩૩ માં દાદાએ મોડાસા આવી રચનાત્મક કાર્ય શરૂ કર્યું હતું. હજી એમની તબિયત દોડાદોડી સહી શકે એવી તો ન હતી.

ત્યારે ભંડારીનો રાજવહીવટ આ રસ્તે જઇ રહ્યો હતો.

વિગતે પૂરી માહિતી મેળવી લઇ દાદાએ, ભારતવર્ષની ભાવિ આઝાદીની દૃષ્ટિએ વિચાર કરી, કોંગ્રેસના સિદ્ધાંતને અનુસરી, અનુભવને આધારે દૃઢ બનેલી વ્યવહાર નીતિ રજૂ કરતાં, પોતાના અકળાઈ ઉઠેલા સાથીઓને લખ્યું (૨૬-૫-૧૯૩૩)

"સને ૧૯૨૫ નો સમય અને હાલનો સમય સર્વોપરી સત્તાની દૃષ્ટિએ બહુ બદલાએલો છે. એટલે જ્યાં સુધી બ્રિટિશ હિંદમાં શાંતિ સ્થપાય નહિ ત્યાં સુધી સર્વોપરી સત્તા પાસે બહુ આશા રાખી શકાય તેમ નથી.

"સર્વોપરી સત્તા કેટલીક જગાએ હાલ પણ દરમ્યાનગીરી કરે છે.

પણ તેમાં તો "લેને ગઇ પૂત, ઔર ખો આઇ ખસમ" જેવી સ્થિતિ થાય છે. કારણ કે તે દરમિયાનગીરીમાં દેશી રાજ્યની પ્રજાનાં હિત કરતાં યુરોપિયન વિ ન ની ભીને સ્ટેટની સરમુખત્યારી હાથમાં લેવાનો પ્રબંધ થાય છે. અને તે રીતે કરીને ભવિષ્યમાં ફેડરલ બંધારણમાં દેશી રાજ્યોના પ્રતિનિધિ તરીકે બને તેટલા યુરોપિયનોને ઘુસાડવાનો વ્યૂહ જણાય છે... એટલે ભવિષ્યની દષ્ટિએ આવી દરમિયાનગીરીથી પ્રજાને લાભ કરતાં નુકશાન વધારે છે એમ મને લાગે છે.

"હાલ તો જે છે તે આખા હિંદનો એક પ્રશ્ન છે. બધાં દેશી રાજ્યો માટે મુખ્ય એક જ પ્રશ્ન છે. તે પ્રશ્ન એ છે કે, સત્તાવાળાઓ પ્રજાને સંપૂર્ણ રીતે જવાબદાર હોવા જોઇએ. એટલે કે '**રાજાશાહી**' કે 'નોકરશાહી' બદલે 'પ્રજાશાહી' સ્થપાવી જોઇએ ..દરેક સ્થળે પ્રજાતંત્ર જ હોવું જોઇએ......જેની સિદ્ધિ માટે બ્રિટિશ હિંદમાં ભગીરથ પ્રયત્નો થાય છે. તેની સફળતા જેટલા પ્રમાણમાં થશે, તેટલા પ્રમાણમાં દેશી રાજ્યોની પ્રજાનો માર્ગ ખુલ્લો થશે.

"આ દરમિયાન, દરેક દેશી રાજ્યનાં મંડળ, કાર્યકર્તાઓ બને તેટલાં રચનાત્મક કાર્યોથી પોતપોતાની પ્રજામાં જાગ્રતિ લાવે—તે કાર્યો જે મહાત્માજીએ દર્શાવેલાં છે. ( અસ્પૃશ્યતા નિવારણ, કેળવણી, દવાખાનાં, પછાત કોમની ઉન્નતિ, ખાદી, દેશી કાપડનો પ્રચાર, કુરિવાજો બંધ કરવા વગેરે ).

"આવાં કાર્યો ઉપાડવામાં આવે તો દેશી રાજ્યોમાં ચાલુ સત્તાનો વિરોધ આવે નહિ...અને કદાચ સહાયતા પણ થોડા ઘણા અંશે મળે. પ્રજામાં જાગ્રતિ આવે. પછાત પ્રજા મજબૂત બને અ ભવિષ્ય માટે તૈયાર થાય.'

" સ્થાનિક જનતા સાથે ભળીને રચનાત્મક કાર્ય ઉપાડી લેવામાં આવે તો જ સ્થાનિક જનતામાં થોડાઘણા અંશે લોકસત્તાની અભિલાષા ઉત્પન્ન કરી શકાય...અત્યારે તો દેશની પરિસ્થિતિ જોતાં (૧૯૩૩-૩૪ની લડતનાં વળતાં પાણી ) મંડળો અને કાર્યકર્તાઓનું કાર્યક્ષેત્ર પ્લેટફોર્મ કે જાહેર પત્રો નથી, પણ સી ' અને સરળ રચનાત્મક ાકસેવાનું કાર્ય છે, એમ મારૂં માનવું છે...હાલ મોડાસા માટે પણ આ દષ્ટિએ જ કામ કરીએ છીએ."

આ પછી થોડા જ દિવસ બાદ, દાદાએ દિવાન શ્રી. ભંડારીની મુલાકાત લીધી. (તા. ૨-૬-૩૩) અને અનેક નાગરિકો તથા અમલદારોની

અને ભારતભરમા તેનો જે બલિષ્ઠ પ્રતિઘોષ ઊઠ્યો હતો, તે હરિપુરાના આ ઠરાવને હવે અસ્થાને ઠરાવના સમર્થ હતો દેશભરના અનેક દેશી રાજ્યોમા પ્રજામંડળોની સ્થાપના થઈ ચૂકી હતી, અને જવાબદાર રાજ્યતંત્રની લડતો આરંભાઇ ચૂકી હતી

૧૯૩૮–૩૯ ના વર્ષો તો દેશી રાજ્યોના ઇતિહાસમા અતિ ઉજ્જવળ શીલા–સ્થંભ સમાન હતા આ અરસામા ઉત્તરમા કાશ્મીરથી માડીને દક્ષિણમા તાનણકોર સુધીના અને પૂર્વમા ઓરિસ્સાથી માડીને પશ્ચિમમા કાઠિયાવાડ સુધીના, અનેક દેશી રાજ્યોમા અપૂર્વ હિંમત ભરી લડતો પ્રજાએ આપી હતી ઉત્તરમા કાશ્મીર અને નાના રાજ્યમા, રાજસ્થાનમા અલવર, ઉદેપુર તથા જયપુર રાજ્યમા પ્રજાએ પોતાનુ ખમીર દાખવ્યુ હતુ ઓરીસાના ધનકેનાલ, તલચેર અને રણપુર રાજ્યોમા રાજ્યના અમાનુષી જુલ્મો સામે પ્રજાએ શહરથી માથુ ઊંચુ રાખ્યુ હતુ તલચેરની ૭૫૦૦૦ ની વસ્તીમાથી ૨૬૦૦૦ માણસોએ હિજરત કરી હતી દક્ષિણ હૈદ્રાબાદમા મૈસુર અને તાનણકોર રાજ્યમા જવાબદાર રાજ્યતંત્ર માટેના આંદોલનો ઊચી કક્ષાએ વિકસ્યા હતા દખ્ખણમા ઔધના રાજ્યે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર આપવાની પહેલ કરી, દેશી રાજ્યોની પ્રજાઓમા એક નવી જ આશા ને શ્રદ્ધા પ્રગટાવી હતી

આ શક્તિ અને શહાદતે કોંગ્રેસને તેની નીતિમા પલટો આણવાની ફરજ પાડી ગાંધીજીએ પૂર્વે તો એટલે સુધી કહ્યુ કે, "હવે એ લોકો તૈયાર થઈ ગયા છે, એટલે કાયદાની, બંધારણની, અને બીજી એવી કૃત્રિમ મર્યાદાઓનો લોપ થાય છે આજે જે રીતે કોંગ્રેસે દરમ્યાનગીરી કરવા માડી છે, તેની દરમ્યાનગીરી કરવાનો તેનો ધર્મ થઇ પડયો છે "

અને ૧૯૩૮ ના માર્ચમા મળેલી ત્રિપુરા કોંગ્રેસમા આ નવી નીતિનો પડઘો સંભળાયો

અને સરદારે ૧૯૩૮મા જેનુ સંચાલન કર્યું હતુ, તે રાજકોટની લડતના સમયે તેમણે સ્પષ્ટ કહ્યુ હતુ કે, હવે નાના નાના સુધારા અને હળવી માગણીઓનો કાળ ગયો છે હવે તો જવાબદાર રાજતંત્ર માટેની લડતનો સમય પાકયો છે

રાજકોટની લડતની મુખ્ય માગણીઓ આ વાતની સાખીતી છે

* જવાબદાર રાજ્યતંત્રનુ જાહેરનામુ કાઢો
* પ્રજાપ્રતિનિધિ સભાની ચૂંટણીની જાહેરાત કરો
* દરબારી ખર્ચની રકમ, રાજ્યની આવકના પ્રમાણમા નક્કી કરો

* ખેડૂતો ઉપરનો બોજો ૧૫ ટકા હળવો કર્યો.

* ઇજારા પદ્ધતિ રદ કરી.

અલબત્ત, રાજકોટના રાજવીને પ્રજાશક્તિ આગળ ઝૂકવું પડ્યું પરંતુ ફરી દરબારશ્રીએ સમાધાનનો ભંગ કર્યો અને ત્યારે વળી લડતની નોબત વાગી. અને ગોઝારી હિંસા, દમન અને કાળા કાયદાઓની આગમાંથી નીકળી જવા આખરે ગાંધીજીને ઉપવાસનો આશરો લેવો પડ્યો હતો!

આ જ વર્ષોના વડોદરા, લીંબડી અને ભાવનગર રાજ્યોની લડતોનું સુકાન પણ દાદાએ લીધું હતું.

સ્વાભાવિક રીતે જ, આ નવી નીતિ બાદ દેશભરમાં દેશી રાજ્યોની પ્રજાના આંદોલનોમાં નવો જુસ્સો અને નિર્ધાર વર્તાવા માંડ્યો હતો.

× × × × ×

૧૯૩૯ના બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું અને બ્રિટિશ હકૂમતે હિંદની સંમતિ વિના યુદ્ધમાં તેને પોતાને પક્ષે ઘસડ્યું. આનાથી અસંતોષ જાગ્યો. વ્યક્તિગત સત્યાગ્રહમાંથી 'ચલે જાવ'નો પડકાર જાગ્યો. વાતાવરણમાં 'કરેંગે યા મરેંગે'નો મિજાજ વ્યાપી ગયો. દાદાને કોઈ કશા કારણ કે ગુના વિના, કેસ ચલાવ્યા વિના, સરકારની કાયદા હેઠળ સાબરમતી જેલમાં ગોંધી દેવામાં આવ્યા. ત્યાં તેમની ભયંકર માંદગીને કારણે તેમને પેરોલ પર છોડવામાં આવ્યા. દાદા સારવાર માટે ઘણો લાંબો સમય મુંબઈ રહી ૧૯૪૪માં મોગાસા પાછા આવ્યા.

અને ઇડરની અધૂરી કહાણી આગળ ચાલી.

દાદાની આ ગેરહાજરી દરમ્યાન—

* ઇડર પ્રજાકીય મંડળ તરફથી પ્રવૃત્તિઓ નભતી રહી હતી અને તેમાં નાની મોટી ફરિયાદો થતી હતી.

૧૭–૯–૩૭ના રોજ પ્રજામંડળના આશ્રયે મુંબઈમાં ઇડર પ્રજાની જાહેર સભા અખિલ હિંદ દેશી રાજ્ય પ્રજા પરિષદના મંત્રી શ્રી બળવંતરાય મહેતાના પ્રમુખપદે મળી હતી અને તેમાં ઠરાવ થયો હતો કે—

'ઇડર રાજ્યમાં પ્રજાપ્રતિનિધિ સભા સ્થાપવા વિષે તાજેતરમાં જે જાહેરાત થઈ છે, અપૂર્ણ હોવાથી તેનાથી આ સભાને સંતોષ થયો નથી. અને પ્રજાને જવાબદાર હોય તેવું તંત્ર, ઇડરની પ્રજાને માટે તૈયાર કરવા, પ્રજાકીય સભ્યોની બનેલી એક સમિતિની નીમણૂક કરવા તથા તેમની તૈયાર થયેલી યોજના મંજૂર કરી, પ્રજાને સંતોષવા આ સભા મહારાજા સાહેબને વિનંતી કરે છે."

અલબત્ત, રાજ્ય તરફથી પ્રજાપ્રતિનિધિ સભાની જાહેરાત થયા પછી મહિનાઓ લગી તેના ઉપર પડદો પાડી દેવામાં આવ્યો હતો. આશરે ૬ મહિના બાદ રાજ્યના ૧૩ અને પ્રજાના ૧૨ સભ્યોની નીમાયેલી (ચુંટાયેલી નહિ) પ્રજાપ્રતિનિધિ સભાની જાહેરાતનો ઓર્ડર બહાર પડયો હતો. પરંતુ મુખ્ય વાત એ હતી કે, પ્રજામંડળને પ્રજાની પ્રતિનિધિ સભા તરીકે સ્વીકારવામાં જ આવી ન હતી! અને પ્રજાના પ્રતિનિધિઓની નીમણુક રાજ્ય પોતે જ કરનાર હતું! પણ સૌથી વધુ તાજ્જુબીની વાત તો એ છે કે, આવી આવી ય 'પ્રતિનિધિ' સભા કદિ અસ્તિત્વમાં ન જ આવી!

* આ દિવસોમાં 'ખેડૂત મંડળ' તથા 'સહકારી ખેડૂત મંડળ'ના પ્રયાસો થયા હતા.

* અને ઇડર પ્રદેશમાં દર વરસે પ્રજા પરિષદ બોલાવવાનું તથા મુખ્ય વિભાગોમાં સ્થાનિક–તાલુકા પરિષદો ભરવાનું વિચારાયું હતું.

* કેટલાક વ્યક્તિગત પ્રયાસોમાં 'ચલે જાવ ભંડારી'ની પુસ્તિકાએ ખળભળાટ મચાવ્યો હતો.

૧૯૪૪ ની મેની ૧૦ મી તારીખે દાદાએ મહારાજા હિંમતસિંહજીને પત્ર લખ્યો. અને તેમાં વધેલા કરબોજની વિગતવાર યાદી આપી. તથા સેલ્સટેક્સ જેવા નવા કરથી અને રોજની ઉપયોગની વસ્તુઓ જ્યારે યુદ્ધ-કાળમાં આમે ય મળવી મુશ્કેલ થઇ હતી, તેના ઉપર અતિ આકરા 'કર' તથા 'ડયુટી' નાખીને લોકોમાં ભારે અસંતોષ હાથે કરી પેદા કર્યાની ફરિયાદ કરી. વળી, 'કોટા' ના માલ ઉપર રાજ્ય ગેરવ્યાજબી રીતે મોટા નફા કરે. (દા. ત. ખાંડ રાજ્યને કાચા મણના રૂા. ૮–૭–૦ ના ભાવથી મળે છે; અને રૂા. ૧૦–૧૪–૦ ના ભાવથી વેચે છે, રોસીન રૂા. ૫–૧–૬ ના ભાવે મળે છે, ને રૂા ૬–૧૩–૦ લે છે!) બીજી બાજુ, પાકનાં વ્યાજબી નાણા ખેડૂતોને મળતા નથી, અને ચીજો ખરીદતી વખતે ઘણાં મોંઘા દામ આપવા પડે છે—

આ બધી હકીકતોથી પ્રજામાં અંદરખાને ભારે રોષ અને અસંતોષ દિનપરદિન વધતો જાય છે, પણ તે ફરિયાદ કરવાની હિંમત જ કરી શકતી નથી!

વિશેષમાં એ વાત પણ જણાવી કે, મરહૂમ મહારાજાના વખતમાં, દિવાન કોટકની વિદાય પછી, કૌંસિલનું તંત્ર સરકાર તરફથી મૂકવામાં આવ્યું હતું. અને મહારાજાની ઇચ્છાથી ધારાસભા દ્વારા પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર આપવાની તજવીજ થઈ રહી હતી. દરમ્યાન મહારાજાનો સ્વર્ગ-

વાસ થયો, અને હિમતસિંહ ગાદીનશીન થયા ત્યારે પ્રજામંડળે ગવર્નમેન્ટનું નીમેલું કૌંસિલ તંત્ર આવું નાખવાની માગણી કરી હતી અને ત્યારે ય નવા મહારાજા તથા નવા દિવાને (ભંડારીએ) થોડા સમયમાં ધારાસભા સ્થાપીને જવાબદાર રાજ્યતંત્રનું વચન આપેલું તે વાતને ૧૨–૧૩ વર્ષનો લાંબો ગાળો વીતી ગયો હતો! અને પ્રજાતંત્રને સ્થાને એકહથ્થુ દિવાન-તંત્ર જામી ગયું હતું!—દાદાએ આ વાત પણ સ્પષ્ટ પણે જણાવી.

જાણો છો, ભંડારીના તુમાખી તંત્રે શો જવાબ પાઠવ્યો?

જવાબમાં જણાવવામાં આવ્યું કે, તમે લખેલી બાતમીઓ તપાસ કરતાં જુદી જણાઈ છે. વધુમાં તમને જણાવવામાં આવે છે કે, હજૂર હુકમ નં. ૪૨૭૭ (તા. ૨૮–૭–૧૯૩૨) મુજબ તમારી તરફથી આવેલા કાગળોનો કશો વિચાર કરવામાં નહિ આવે, કેમકે તમારે એ બધી બાબતો સાથે કંઈ લાગતું વળગતું નથી. ઉપરના હુકમ અનુસાર, એ બધી બાબતો અંગે તમે કોઈ પ્રકારનું પ્રતિનિધિત્વ ધરાવતા નથી.

અંતર્ગત પરિસ્થિતિનું ઊંડાણ કદાચ આ વખતે ખુદ મહારાજાથી પણ અજ્ઞાત હતું. દિવાન ભંડારીએ રાજકુટુંબની અંદર પણ વેરઝેરના એવા બીજ વાવ્યા હતા, કે કયે દિવસે એ રાજકુટુંબ માટે ય સત્યાનાશી નીવડશે, તે કહેવું મુશ્કેલ હતું. વ્યવહારમાં પણ મહારાજા તથા રાજકુમાર દલજીતસિંહ પણ જાણે દિવાનના સત્તા-દમામ નીચે દબાઈ રહ્યા હતા અને રાજકુમાર દલજીતસિંહ એટલી હદે મુંઝવણમાં આવી ગયા હતા કે, તેઓ પોતે એકવાર છૂપી રીતે [illegible] આવ્યા હતા અને ભંડારીને દૂર કરવાની ઈચ્છા દાદા સમક્ષ પ્રગટ કરી ચૂકયા હતા!

આમ છતાં—

ભંડારી રાજ્યની બોન [illegible] તેની વધતી જતી કરવેરા અને માલ બજારની આવકમાં હતી. ૧૯૩૮–૩૯માં જે રાજ્યની આવક રૂા. ૧૫ લાખ ૬૦ હજારની હતી, તે ૧૯૪૩–૪૪માં રૂા. ૪૫ લાખ, ૧૨ હજાર ઉપર પહોંચી ગઈ હતી! આમ પાંચ વર્ષમાં ઉપજ ત્રણગણી વધી હતી છતાં કેળવણી અને દવાખાના જેવા જનોપયોગી કાર્યોમાં, લોકતંત્રની આવક સહિત માત્ર રૂા. ૧ લાખ ૭ હજાર ખર્ચાયા હતા!—જ્યારે રાજાએ પોતાની આવકમાંથી તો માત્ર રૂા. ૧૯ હજાર ખર્ચ્યા હતા! ઉપજનો સેંકડે પૂરો [illegible] ટકો પણ નહિ! વૈદકીય મદદ પાછળ પણ માથાદીઠ માત્ર ૦–૨–૭ પાઈ ખર્ચી હતી!

કોઇપણ સુધરેલા તો ઠીક, પણ બે લાખની વસ્તી ધરાવતા પછાત રાજ્યને ય શરમાવે એવી આ દશા હતી!

વળી પાછો વર્તમાન પત્રોમાં ઈડરની પ્રજાના પોકારોનો પડઘો ઊઠવા લાગ્યો. તેમાં ય 'જન્મભૂમિ-પ્રવાસી' અને 'ગુજરાત સમાચાર' વગેરે રાષ્ટ્રીય પત્રોએ ખાસ સહકાર આપ્યો હતો. 'પ્રવાસી'માં તો ભંડારી તંત્રની હકીકતોથી ભરેલી વ્યવસ્થિત લેખમાળા છાપવામાં આવી હતી. (૧૯૪૪ સપ્ટે-ઓકટોબર)

મુંબઇનું પ્રજામંડળ પણ વધુ પ્રવૃત્તિશીલ બન્યું હતું.

ભંડારી-રાજની આ નાગચૂડમાંથી છૂટવા પ્રજાએ ખૂબ ધમપછાડા માર્યા. ધનસુરા, ખેડબ્રહ્મામાં પ્રજામંડળની દોરવણીથી સભાઓ થઇ અને કરવેરા ઘટાડવા અનાજ ઉઠાવ્યો. મુંબઇમાં પણ વળી મોટી સભાઓ ભરાવા માંડી. વળી જુવાળ ચઢી રહ્યો હતો. પ્રજાના એક એક વર્ગમાં ભંડારીતંત્ર સામે રોષ વ્યાપેલો હતો. ઈડર અને હિંમતનગરની હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ પણ તેમના પંજાબી વિદ્યાધિકારી શ્રી ખોસલાની તોછડી અને અપમાનજનક નીતિથી ત્રાસી ઊઠી લાંબી હડતાળ પર ઊતર્યા હતા!

ઇડરના ખમીરની આ કહાણી યાદગાર બની રહેશે.

તા. ૨૦-૧૨-૪૫ ને રોજ, દાદા ઈડર પ્રજા મંડળના પ્રમુખ તરીકે, શ્રી પ્રહ્લાદ મણિયારની સાથે મહારાજાને મુંબઈમાં મળ્યા અને ભાર કુનેહથી તેમણે ભંડારી તંત્રની જોહાકી અને નિષ્ફળતા તેમના મનમાં ઠસાવી. આ દિવાને ધીમે ધીમે કરતા ખુદ મહારાજાની સામે ય પોતાનું એક હથ્થુ તંત્ર રચી લીધું હતું. જેમાં ન તો રાજા, ન તો પ્રજાનો અવાજ પ્રવેશી શકતો હતો! આ વાતનું પૂરૂં ભાન થતાં મહારાજા ચોંકી ઊઠયા અને પોતાના હાથમાંથી સરકી રહેલી સત્તાનો દોર ફરી પોતાના હાથમાં પકડી લેવા તેમણે એકાએક નિર્ણય લીધો. આ મુલાકાત પછી બેજ દિવસની અંદર દિવાન ભંડારી તથા તેના શાગરિતોને વિદાય આપી અને મહારાજકુમાર દલજીતસિંહને દીવાન બનાવી નિરાંત અનુભવી. અલબત્ત, દરેક આવા ફેરફાર વખતે કરવામાં આવે એવો ઢોંગ ફરી થયો. તા. ૪-૧-૪૬ ના રોજ મહારાજાએ દરબાર ભરી, રાજ્ય વહીવટ કૌંસિલથી ચલાવવાની અને પ્રજાકીય ધારાસભા આપવાની જાહેરાત કરી, ઈડરની પ્રજાનો ઊંચો ચઢેલો શ્વાસ ધીમો પડ્યો એટલું જ નહિ, હવે તો જાણે 'રાજા-પ્રજાના સુલેહસંપનો સૂરજ ઊગશે' એવી ઘેલી આશાએ રાજ્યના ગામે ગામે નવા દિવાન મહારાજ કુંવરને 'માનપત્રો' આપવાનો સમારંભ ચાલ્યો!

અને પ્રજાના આ હરખઘેલાપણાનો રાજ્યના કૂટનીતિજ્ઞોએ ઉપયોગ કરી લીધો. તે એટલી હદ સુધી કે આ સભાઓમાં પ્રજાની પાસે એની જાહેરાતો કરાવવામાં આવી કે, પ્રજાને કૉંસિલનો વહીવટ પણ નથી જોઇતો.

આ પછી તો 'મર્કટે મદીરા પીધા' જેવું થયું: કૉંસિલના વહીવટની જાહેરાત અને પ્રજાકીય ધારાસભા આપવાનું વચન છડેચોક ફગાવી દેવામાં આવ્યું.

અને આવી વખતે જે થતું આવ્યું છે તે જ થયું: મહારાજકુમાર એશઆરામમાં પડયા; ભંડારી તંત્રનો વધી ગયેલો ખરચો કમી થવાને બદલે ઊલટો વધ્યો; લાંચ રૂશ્વત, વેઠ ને દારૂની બદી વધી. પોલીસખાતું વધુ સડી ગયું. ભંડારીતંત્રનેય ભુલાવી દે તેવી સ્થિતિ ખડી થઈ ગઇ!

૨૧–૨૧ વર્ષની પ્રજાકીય લડતનો આ અંજામ હતો! હવે આ કાળચોઘડિયું ક્યારે ઉતરશે, તે કોઇ જાણતું ન હતું. ૧૯૩૯ માં દેશી રાજ્યોની નાડ જાણનાર સરદાર વલ્લભભાઈ પટેલે સલાહ આપી હતી:

મુંબઇ યા ઇડર પ્રદેશની બહારની લડતો અને મંડળોનાં આંદોલનોથી હવે ચાલવાનુ નથી. ઇડરના તળ પ્રદેશને જ મુખ્ય કર્તવ્ય અને પ્રવૃત્તિનું ક્ષેત્ર બતાવ્યા વિના આરો નથી. પ્રજામાં રહેલો ડર અને સ્વાર્થ–સંકુચિતતા એ વિના દૂર થવાનાં નથી. અને ત્યાં લગી કોઈ એમનો ઉદ્ધાર કરી શકનાર નથી.

આને માટે માર્ગ પણ એક જ છે: રાજ્ય સાથે ઓછામાં ઓછી અથડામણે રચનાત્મક કાર્ય કરવાનો!

બીજી બાજુ, એવો સમય નજીક આવી રહ્યો હતો કે, બ્રિટિશ સત્તાને કોંગ્રેસના હાથમાં તંત્ર સોંપી દઈ ઉચાળા ભરવા પડે. એટલે કોંગ્રેસે પણ પોતાનો વ્યૂહ બદલ્યો હતો. ૧૯૩૮થી જ તેણે દેશી રાજ્યોની બાબતમાં વધુ ને વધુ દૃઢ (ઉગ્ર નહિ પણ દૃઢ) નીતિ અખત્યાર કરવા માંડી હતી. અને ૧૯૪૫ પછી તો કોંગ્રેસે વધુ સક્રિય રીતે દેશી રાજ્યોની લડતોનું સંચાલન કરવા માંડયું હતું. તે રીતે ઇડરની લડત અંગે પણ તેમનુ વધુ ધ્યાન આટલે લાંબે વરસેય દોરાયું હતું. બીજી બાજુ, દાદાએ પણ હવે પ્રજામંડળના પ્રમુખપદનો સ્વીકાર કર્યો હતો. અને મુબઇમાં ૨૧ વર્ષથી ચાલતા પ્રજામંડળની મુખ્ય પ્રવૃત્તિ ઇડર પ્રદેશમાં પ્રસરે, તેના પ્રયાસો પણ શરૂ થઇ ગયા હતા. અને ઇડર પ્રજાકીય મંડળની મધ્યસ્થ સમિતિનું મુખ્ય કેન્દ્ર ઇડર–હિંમતનગર રહે, એવો પણ નિર્ણય લેવાઈ ગયો હતો. તે મુજબ જે નવી મધ્યસ્થ સમિતિની રચના થઇ, તેમાં ઇડર, વડાલી, ખેડબ્રહ્મા, જાદર, ભિલોડા, સબલપુર, મેઘરજ, બાયડ વગેરે મુખ્ય કેન્દ્રોના પ્રતિનિધિ-

ઓનો સમાવેશ કરવામા આવ્યો—જેમા વર્ષો થયા પ્રજામડળનુ કાર્ય જાનમાનના તમામ જોખમો ખેડીને લગાતાર કરતા આવેલા (સદ્દગત) શ્રી ગગાગામ શુકલ તથા નવયુવાન કાર્યકર શ્રી કનુભાઇ ગગન, લક્ષ્મીશકર જોષી (વડાલી) વગેરે હતા

આ મધ્યસ્થ સમિતિએ ૧૯૪૬ના આરભમાજ (૨૦-૧-૪૬) બેઠકમા મુકામે નીચેની મતલબના ઠરાવો પસાર કર્યા હતા તે મુજબ—

* મહારાજાએ ૪-૧-૪૬ ને રોજ દરબાર ભરી પ્રજાપ્રતિનિધિ સભાનુ ધ્યેય જાહેર કર્યું હતુ, તેને માટે તેમને ધન્યવાદ આપવામા આ યા હતા

* આ દિવસની (દરબારની) જાહેરાતમા કૌસિલના એક પ્રજાકીય સભ્ય તરીકે શ્રી પ્રહલ્લાદજીને નીમવાનું જાહેર કર્યું હતુ, તે જાહેરાતને વધાવી લીધી હતી

* પ્રજાપ્રતિનિધિ સભા એટલે કે ધારાસભા અમલમા આવતા સુધીના સમય દરમ્યાન, દર મહિને તાલુકા સમિતિઓના પ્રમુખો દિવાનને મળીને વાટાઘાટો કરે, એવો પ્રબધ કરવા વિનતિ કરી હતી

* રાજ્યની અદર અસ્તિત્વ ધરાવતી જાગીરોનો વહીવટ ખાલસાના ધોરણે ચાલે, એવી વ્યવસ્થા કરવા વિનતિ કરી હતી

આ ઉપરાત એક અગત્યનો ઠરાવ એ હતો કે, રાજ્યનો તમામ વહીવટ ગુજરાતી ભાષામા ચાલે, અને અગ્રેજીમા પ્રસિદ્ધ થતા ગેઝેટ ગુજરાતી તરજુમા સાથે પ્રગટ કરવામા આવે એવી સૂચના કરવામા આવી હતી

આ ઉપરાત યુદ્ધના દિવસો હોઇ, ઘઉંની અછતના સમયમા કાળા બજાર ચાલતા, તેને રોકવા અને ખેડૂતોને પરિસ્થિતિ મુજબ વધુ ભાવ મળે તેવી સૂચના કરવામા આવી હતી

આ બેઠકમા એ પણ વિચારવામા આવ્યુ હતુ કે, રાજ્યતત્ર અને પ્રજામડળ વચ્ચે કેવા પ્રકારનો સહકાર શકય છે, તે બાબત મડળના તાલુકાના નવે પ્રમુખો તથા મડળના પ્રમુખ (દાદા) અને ઉપપ્રમુખ (ગગાગામ શુકલ)નુ બનેલુ પ્રતિનિધિ મડળ દિવાનને મળે અને આ વખતે દાદાએ આઠ દિવસ ઇડરનો પ્રવાસ કર્યો

આ ઠરાવો લઇ કાર્યકરો ખરેખરા ઉત્સાહ અને વેગથી આખા પ્રદેશમા ફરી વળ્યા અને સભાઓ ઉપર સભાઓ ભરી, નવા સભાસદો નોધી પ્રદેશમા જાગ્રતિનુ પ્રથમ મોજુ આણ્યુ

તેના પરિણામરૂપ—આપણે જોઇએ છીએ કે, માર્ચના અતમા મળેલી (૨૪-૩-૪૬) મધ્યસ્થ સમિતિની કારોબારીની સભાના સમય સુધીમા તો,

કુલ ૭૬૦૦ સભ્યો નોંધાઈ ગયા હતા—જેમા ભિલોડા તાલુકામાંથી જ ૨૦૦૦ જેટલા સભ્યો નોંધાયા હતા બાજા સ્થળોમા હિંમતનગર અને વડાલી કેન્દ્ર—એ દરેકમા ૧૦૦૦ સભ્યો નોંધાઈ ગયા હતા.

જો કે, પ્રજામંડળના સભ્યોની આ નોંધણીથી જ ભડકી ઊઠીને રાજ્યે કેટલાક કાર્યકરોની ધરપકડો જુદા કરી હતી પરંતુ તે વિષે દિવાન મહારાજા-કુમારને ફરિયાદ થતા, તેવું ફરી નહિ થાય, તે પ્રકારની ખાત્રી પણ આપવામા આવી હતી તો વળી પ્રજામંડળના એક મુખ્ય કાર્યકર કનુભાઈ ગવળીની વારંવારની અરજીઓ છતા, વારંવાર પ્રયાસો કરવા છતા, "અમે મંડળના અસ્તિત્વનો જ સ્વીકાર કરતા નથી" એવો જવાબ આપીને વરઘોડા માટે પરવાનો આપવાનો ઇન્કાર કર્યો હતો !

આ પછી ૪૬ ના અંતમા (૧૧-૧૨-૪૬) ખેડબ્રહ્મા મુકામે મળેલી મધ્યસ્થ સમિતિની બેઠક મહત્ત્વની હતી એમા મંડળના નવા બંધારણ માટે બંધારણ—કમિટી નીમાઇ હતી

પરંતુ એક મહત્ત્વનો ઠરાવ તો એ હતો કે—"આ સભા દેશી રાજ્યોના સબંધમા, હાલની રાજકીય પરિસ્થિતિ ઉપર ગંભીરતા પૂર્વક વિચાર કરતા એવો દૃઢ અભિપ્રાય ધરાવે છે કે, જ્યારે સમગ્ર હિંદ એક સાર્વભૌમ લોકશાહી સમવાયતંત્ર રાજ્ય બનવાની તૈયારીમા છે, તે સમયે, સમવાય તંત્રના હિંદના ભાગરૂપ લોકશાહી અવિભાજ્ય એકમના ભાગ તરીકે ઈડરનું જોડાણ, તેની આર્થિક, ભાષા વિષયક, વ્યાપારિક અને ભૌગોલિક અવિભાજ્યતાને કારણે ગુજરાત સાથે જ થવું આવશ્યક છે"

આમ, આ દિવસોથી જ કાર્યકરોના દિમાગમા સ્વતંત્ર ભારતનો નવો નકશો તૈયાર થઇ ગયો હતો—જેમા ઇડર જેવા દેશી રાજ્યોનું કોઈ સ્થાન ન હતું. એટલું જ નહિ, તેનું ગુજરાતમા વિલીનીકરણ થવાની પણ સ્પષ્ટ સમજ હતી

આ બેઠકમા મંડળ તરફથી સેવાસમિતિની સ્થાયી કમિટી નીમવામા આવી હતી—જેના જવાબદારી દાદાને હસ્તક રાખવામા આવી હતી

હવે, ૧૯૪૭ના વર્ષનો આરંભ થઈ ગયો હતો અને પ્રવૃત્તિએ નવું જોશ પકડવા માંડ્યું હતું ૪-૧-૪૭ને રોજ ગુજરાતના એક વિરામ નેતા શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકને આમંત્રવામા આવ્યા હતા. તો બીજી બાજુ શ્રી. સતવાજી જેવા સાધુ-કાર્યકરનો પ્રવાસ શરૂ થઇ ગયો હતો ! હવા ઝડપભેર પકડાઇ રહી હતી

તંત્ર સાથે અથડામણમાં ન આવવું પડે અને સુમેળ શાંતિથી લોકોનું વ્યાજબી હિત સચવાય તે રસ્તે કામ લેવું પણ જો રાજ્યના પોલિસ અમલદારો અને જાગીરદારો તણી ઉશ્કેરીને ખોટી લડતો ઊભી કરશે, તો તેની જવાબદારી અને જોખમદારી પ્રજામંડળના કાર્યકર્તાઓને શિરે નહિ રહે, એટલું હું નમ્રપણે જણાવવાની રજા લઉં છું ”

આનો જવાબ ન આવ્યો દાદાએ રિમાઈન્ડર તા ૭-૩-૪૭ ના રોજ લખ્યો ને તેમાં બીજી કેટલીક નવી ફરિયાદો પણ ઉમેરી આ પછી ય જવાબ ન મળતા દાદા મુંબઈ પહોંચ્યા ( મહારાજા મોટે ભાગે-લગભગ કાયમ મુંબઈ રહેતા હતા, અને મહારાજકુમાર જ બધો કારભાર ચલાવતા હતા ), અને રૂબરૂ મળવાની મુલાકાત માગી પરંતુ તા ૯-૪-૪૭ ને રોજ સમય આપ્યા છતા મુલાકાત ન થઈ શકી મહારાજાના સલાહકાર શ્રી માધાતા સાથે મુલાકાત થઈ પરંતુ કાંઈ પરિણામ આવ્યું નહિ

વળી મહિનાઓ વીત્યા

અને ત્યાં તો ભારતના ભાગ્ય નિર્માણની શુભઘડી-૧૫ મી ઓગષ્ટ લાગી બ્રિટિશ શાહીવાદની નાગચૂડમાંથી ભારતવર્ષ પોણા સો વર્ષે મુક્ત થયો ! હિંદનું સાર્વભૌમત્વ હિંદની પ્રજાના હાથમાં સુપ્રત થયું !

આમ છતાં, હજી ઇડરના રાજ્યતંત્રની સિકલ સંપૂર્ણ એવી ને એવી જ રહી ગઈ હતી !

દાદાએ ૭-૮-૪૭ ને દિવસે પ્રગટ કરેલી પત્રિકામાં એનું દર્દ વ્યક્ત કર્યું હતું અને એક માત્ર ઉકેલનો રાહ ચીંધ્યો હતો

“ આ બધા દુઃખ અને અન્યાયના નિવારણ માટે લોકશાહી પદ્ધતિનું પ્રજાને જવાબદાર રાજતંત્ર એ જ એક માત્ર સાચો ઉપાય છે ” અને ચીમકી ય આપી ‘આજના જમાનામાં, જ્યારે સમગ્ર દેશ બ્રિટિશ નાગચૂડમાંથી છૂટીને આઝાદ થાય છે, ત્યારે રાજસ્થાનોની પ્રજા મૂંગે મોઢે આ બધું સહન કરે, એમ ધારવું, એ સમયને નહિ પિછાનવા જેવું છે રાજવીઓએ પોતાની ફરજ અને ઈજ્જત સાચવવી હશે, તો વહેલામાં વહેલી તકે પ્રજાને જવાબદાર રાજતંત્ર સોંપીને, પોતે બંધારણીય રાજકર્તા તરીકે જ રહેવું, એ જ તેમના માટે સાચો અને માનભર્યો રસ્તો છે ”

અને સ્પષ્ટતા કરી “સમાચાર મળે છે કે, ઇડર રાજ્ય નવું બંધારણ ઘડવા માટે મિ નાણાવટીને રાજ્યે રોકયા છે પરંતુ પ્રજાના પ્રતિનિધિઓની સંમતિ વગરનું બંધારણ હાલના પ્રજાકીય જમાનામાં આવકારદાયક થશે નહિ . ”

અલબત્ત, આ બ્લાફનો તત્કાળ અમલ કરે એવું શક્ય તે એવી

સમજ ઈડર રાજવીને હતી નહિ ને નાણાવટીનું ઘડેલું બંધારણ પ્રગટ થાય ને ચર્ચાય, તે પૂર્વે તો ભારતના નકશામાં પીળા—જાંબુડા પ્રદેશ—દેશી રાજ્યોનું અસ્તિત્વ જ રહે નહિ, એવી પરિસ્થિતિ પાકી રહી હતી.

આમ છતાં, અંધ સ્વાર્થ બહુ દૂરનું ભાવિ તો શું પણ તત્કાલ વર્તમાનને ય નથી જોઈ શકતો!

અને ઈડરનું અંધ સ્વાર્થમય તંત્ર હતું તેનું જ જીવવા ને ટકી રહેવા ડચકાં ખાતું હતું ' બ ' હજી નામોશી ભર્યા ધમપછાડા માગતું હતું!

૧૯૪૮ નું વર્ષ શરૂ થતાં થતાંમાં તો ભારતના મોટાં દેશી રાજ્યોનું ભાવિ પણ નિશ્ચિત બની રહ્યું હતું. ફેડરેશન કે વિલીનીકરણ ?—નો સવાલ બ્રિટિશ પ્રતિનિધિઓ ગૂંચવી ગયા હતા, કોઈ પણ પ્રકાર સ્વતંત્ર ભારત સામે ગમે ત્યારે ભડકો કરી શકાય તેવી પેરવીઓમાં, મોટાં દેશી રાજ્યોનું અલગ અને સબળ અસ્તિત્વ રહે, તેવી રમતો રમાઈ રહી હતી.

પરંતુ સરદાર પટેલની દીર્ઘ દૃષ્ટિ અને કુનેહ આગળ એ બધી રમતો, વાવાઝોડાં આગળ વાદળાં વિખરાઈ જાય, તેમ વિખરાઈ ગઈ.

દાદાને પ્રમુખપદે મળેલી ઈડર પ્રજામંડળની કારોબારી સભાએ (તા. ૧૫–૧–૪૮) મોડાસા મુકામે સ્પષ્ટ શબ્દોમાં ઠરાવ કર્યો:

"આજના સ્વાતંત્ર્ય યુગમાં સમગ્ર પ્રજાહિતનો સર્વતોમુખી વિકાસ થાય, એ સૌથી પહેલી આવશ્યકતા છે. આ દૃષ્ટિએ જોતાં ઈડર જેવું પૂરતાં સાધન વિનાનું રાજ્ય પોતાનો સર્વાંગી વિકાસ કરી શકે તેમ નથી, તેથી તે હિંદ સરકારના મુંબઈ પ્રાંતમાં ભળી જાય, એ જ ઈષ્ટ છે.

"આ હેતુ સિદ્ધ થાય તે દરમ્યાન, સંપૂર્ણ સત્તા સાથેની પ્રજાકીય સરકાર અસ્તિત્વમાં આવે અને નામદાર મહારાજા સાહેબ બંધારણીય વડા તરીકે રહે, એવું રાજતંત્ર, આ સભાનું ધ્યેય છે. નામદાર મહારાજા સાહેબે આ જાતના પ્રજાકીય તંત્રના ધ્યેયની જાહેરાત કરવી જોઈએ, અને હાલ તુરત માટે, જો નિમંત્રણ મળે તો, મંડળના પ્રમુખ સાહેબે મહારાજા સાહેબની મુલાકાત લેવી અને વચગાળાની પ્રજાકીય સરકાર રચવી. આ સરકાર પુખ્ત વયના મતાધિકારના ધોરણે પ્રજાના પ્રતિનિધિઓને બોલાવશે. રાજ્યનું નવું બંધારણ ઘડશે અને નવા બંધારણ પ્રમાણેની પ્રજાકીય સરકાર રચાતાં સુધી, આ વચગાળાની સરકાર સર્વ સત્તા સાથેના મહારાજાની છત્રછાયા નીચે રાજ્યનો તમામ કારભાર કરશે અને વ્યવસ્થા સાચવશે તથા તેને લગતા તમામ પ્રબંધ કરશે."

ઝડપી ઝડપે ફેરફારો થઈ રહ્યા હતા! રાજ્યહીત માટે આપખુદ

દિવાનને સ્થાને કૌંસિલ (એક બે પ્રજાકીય ગણાતા સભ્યો સાથે!) નીમવાની હજી થોડા જ માસ પૂર્વેની વિનતીઓ ને આજીજીઓ ક્યાં ને ક્યાં આ દૃઢ નિશ્ચયી સર્વ સત્તાધારી વચગાળાની પ્રજાકીય સરકારનો નિરધાર!

ભારત વર્ષની રાષ્ટ્રીય જાગૃતિ ને અસ્મિતાનો જ આ પડઘો હતો—કોંગ્રેસની રાષ્ટ્રીય નેતાગીરીની સિદ્ધિઓ અને સરદાર પટેલના આ પ્રભાવ હતો—સરદાર પટેલનો આ અપૂર્વ વિજય હતો.

આ વાતની પ્રતીતિ થવામાં હવે બહુ દિવસ બાકી ન હતા . .

અને છતાં-ગડથૂથીમાંથી આધળા નકીરવી રેવાએના ગજકર્તાઓના ...હ ઊંચાં જ હતા!

દાદા તેમના પ્રજામંડળના કાર્યકર શ્રી હરિશંકર રાવલ જોડે મહારાજાને હિંમતનગર પેલેસમાં મળ્યા હતા (૨૨-૧-૪૮) વચગાળાની સરકાર રચવાનો નિર્ણય મહારાજાએ સ્વીકાર્યો હતો. પરંતુ એ નિર્ણયને નિષ્ફળ બનાવવાની પેતરણ શરૂ થઈ ગઈ હતી. તેમણે રાજ્ય તરફથી કોમી અને ધંધાદારી મંડળોના પ્રતિનિધિઓને બોલાવી વાટાઘાટો શરૂ કરી. આથી દાદાએ પ્રજામંડળના પ્રમુખની રૂએ વિરોધ દર્શાવ્યો (૨૭-૧-૪૮) આમ છતાં, ૧૯-૨-૪૮ ને રોજ ઉપર મુજબના પ્રતિનિધિઓની સભા મહારાજાએ બોલાવી. તેમાં તેમની નેમ ફળી નહિ. તેમાં ઠરાવ થયો કે "વચગાળાની સરકારના સઘળા સભ્યો પ્રજાકીય હોવા જોઈએ." આ પછી તો વિલંબ માટે કોઈ જ કારણ રહ્યું નહિ. આથી દાદા તથા ઉપપ્રમુખ શ્રી ગંગારામ શુક્લ મહારાજાને મળવા તા. ૨૫-૨-૪૮ના રોજ મુંબઈ ગયા. મુલાકાત માટે ફરી ફરી રૂબરૂ માગણી કર્યા છતાં, મુલાકાત ન આપી ને તા. ૨૭-૨-૪૮ ના પત્રથી એવું જણાવવામાં આવ્યું કે, "રાજાઓની એક સભા ૨૯-૨-૪૮ ને મુંબઈ મુકામે બૃહદ્ ગુજરાતની રચના અંગે વિચારણાર્થે મળવાની છે. નામદાર મહારાજા સાહેબ તે સભામાં હાજરી આપવાના છે અને જ્યાં સુધી એ સભાના નિર્ણયો જણાય નહિ, ત્યાં સુધી નામદાર મહારાજા સાહેબ આપને મળવાનું-સમય પાકયા પૂર્વેનું-માને છે. વળી તમને જણાવવાનો મને હુકમ થયો છે કે, જવાબદાર રાજ્યતંત્ર આપવા બાબતમાં મહારાજા સાહેબ કબૂલ છે."

આની સામે પ્રજામંડળની મધ્યસ્થ સમિતિએ (૫-૩-૪૮) મહારાજાને એલ્ટિમેટમ-આખરીનામું આપી દીધું કે, "તા. ૧૫-૩-૪૮ પહેલાં મુંબઈ પ્રાંત સાથે ભળી જવાની સત્તાવાર જાહેરાત કરવી. અને મુંબઈ સરકાર રાજ્યનો વહીવટ સંભાળી લે, ત્યાં સુધીના ગાળા માટે પૂર્ણ પ્રજાકીય વચગાળાની

સરકાર નીમની, અને જો તેમ નહિ કરવામા આવે, તો પ્રજાને નાકરની લડત અને અહિંસક સત્યાગ્રહનો આદેશ આપવાની પ્રજામંડળને ન છૂટકે ફરજ પડશે અને તે અંગે નીપજનાર દરેક પરિણામની જવાબદારી નામદાર મહારાજાની સરકારને શિર રહેશે ''

આ ઠરાવને સમસ્ત પ્રજાનુ પીઠબળ મળે, તે માટે તાબડતોબ તા ૧૭ તથા ૧૮ મી માર્ચે ભિલોડા મુકામે સમસ્ત પ્રદેશની પરિષદ ભોલાવવાની તૈયારીઓ થઈ ચૂકી

તા ૧૭ અને ૧૮ મી માર્ચ ૧૯૪૮ ને રોજ ભિલોડા મુકામે સમસ્ત ઇડર રાજ્યની પ્રજાકીય પરિષદ મળી પ્રમુખપદે દરબાર શ્રી ગોપાળદાસની વરણી થઇ હતી પરંતુ તેઓ આવી ન શકતા, આ પ્રદેશ (ગામડ) ના જ વતની અને મુંબઇની કોંગ્રેસના એક મુખ્ય આગેવાન ( હવે તેના પ્રમુખ ) અને બાહોશ ધારાશાસ્ત્રી શ્રી કે કે શાહ પ્રમુખપદે હતા

પરિષદમા દાદા માવનકર, શ્રી ઢેબરભાઈ, શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક, શ્રી નગીનદાસ માસ્તર, શ્રી કનૈયાલાલ મુનશી, વીર મોતીલાલ તેજાવત, શ્રી ગણપતિશંકર દેસાઇ ( મુંબઇના કોંગ્રેસી આગેવાન ), શ્રી ઉમાશંકર જોષી ( ઇડર પ્રદેશના ભિલોડા તાલુકાના બામણા ગામના વતની-અને ગુજરાતના અગ્રણી સાહિત્યકાર હાલ ગુજરાત યુનિવર્સીટીના ગુજરાતી વિભાગના અધ્યક્ષ તથા શ્રી મુરલી ઠાકુર (આ પ્રદેશના એક સાહિત્યકાર) વગેરેના સંદેશા આવ્યા હતા

સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી નાથાલાલ મૂળજી ત્રિવેદી હતા અને મં ત્રી શ્રી રમણલાલ સોની હતા

આશરે ૧૦ હજારની જંગી મેદની સમક્ષ ઇડર પ્રજામંડળના પ્રમુખ તરીકે દાદાએ છેલ્લા ૫૦ વર્ષનો ઇતિહાસ આલેખ્યો પ્રજાકીય આંદોલનના એક નિખાલસ અને માહિતીપૂર્ણ બયાન તરીકે-આંદોલનની તવારીખ છાપડી, રાજ્યકર્તાઓની ઇરાદાપૂર્વક વચનો આપવાની અને ઇરાદાપૂર્વકના વચન ભંગની નીતિ, અને પ્રજાકીય નેતાઓની અતિ વિશ્વાસની અને પ્રજાની અતિ ભોળા દિલની ભાવના !-આ બધુ વાચતા ઘડીભર સ્તબ્ધ બની જવાય છે અને આવી કઠોર અને કપરી સ્થિતિમાથી, ૧૯૪૬ પછી પલટાતી જતી ભારતની સ્વાધીનતાની પૂંઠે પૂંઠે પ્રગટતી અને ઘાટ ધરતી શકયતાઓ, અને ઇડરની ધરતી પર વજ્રની પેઠે ખોડાઇને જનસેવા કરવાના પ્રયાસોના મીઠા પરિણામો-બ કે ઇડરની આઝાદીને કિનારે આવીને ઊભા હોઈએ એવી પ્રતીતિ કરાવે છે

શ્રી ? કે શાહે પ્રમુખપદથી બોલતા જણાવ્યું "છેલ્લા પચાસ વરસ દરમ્યાનની પ્રજાની વિતકકથાનું બયાન મથુરદાસ પાસેથી સાંભળતા મારા રુંવાટા ઊભા થઈ જાય છે ૧૫મી ઓગસ્ટ પછી પણ પોતાની નાગચૂડમા પ્રજાને જકડી રાખવાનો રાજવીઓ શા માટે પ્રયાન કરતા હશે, સમજાતુ નથી હવે તો અગાઉની માફક રાજ ચાલે એમ નથી પ્રજા જે ભરણપોષણ આપે, તે લેવાનું છે બાપદાદાનો જીતેલો ગઢ ન સચવાયો હોય તો, પ્રજાના દિલનો ગઢ જીતી લો. લોહીનું ટીપું પાડ્યા વિના, પૂજ્ય બાપુજીના દોરવણી હેઠળ, ૩૦ વર્ષના ટૂંકા ગાળામા બ્રિટિશ સામે વિજય મેળવનાર હિંદી જનતા સામે રાજાઓ વિસાતમા નથી "

અને રંગવોમા ય હવે નવગાળાની સરકાર નીમવાની વાત પરિષદે જ પડતી મૂકી, સરદાર સાહેબના સમતિ અનુસાર વર્તવાની વાત કરવામા આવી તથા જો ઈડર રાજ્ય મુબઈ પ્રાંત સાથે ન જોડાય, તો સત્યાગ્રહ શરૂ કરવાની ય વાત ઉચ્ચારવામા આવી !

પરંતુ—

બરાબર આજ સમયે રાજાશાહીનો સૂર્ય અસ્ત થઈ રહ્યો હતો મુબઈમા તેની રાજવીઓ થઈ રહી હતી ભારતના ઈતિહાસમા, અને ખુદ ઈડરના ઈતિહાસમા અપૂર્વ પ્રસંગ બની રહ્યો હતો ઈડરના નરેશ ઈડર રાજ્યને મુબઈ પ્રાંતની સાથે જોડી દેવાના ખતપત્ર પર પોતાની સહી સ્વેચ્છાએ કરી રહ્યા હતા !

દાદાએ ભિલોડા પરિષદમાથી જ મહારાજાને પરિષદના ઠરાવની જાણ કરતો અને સાચી સલાહ આપતો તાર કર્યો હતો તેના જવાબમા મહારાજાનો નીચે મુજબનો તાર દાદાને મળ્યો ઈતિહાસનો જાણે એક ચમત્કાર જ બન્યો !

મહારાજાએ દાદાને ઈડર પ્રજામંડળના પ્રમુખ તરીકે સંબોધી તારમા લખ્યું હતુ

"આપની સમર્થ અનુભવી દોરવણીથી જ થઈ શકે એવા, આપના મંડળના ડહાપણ ભર્યા અને દીર્ઘ દૃષ્ટિભર્યા ઠરાવની જાણ આપતો આપનો તાર આજે સવાર અહીં મળ્યો, તે બદલ આભાર માનુ છુ આ યોજનાની મહાન અગત્ય પ્રત્યે પૂરા માનપૂર્વક, અને એમા જ નિશ્ચિત રીતે આપણી મહાન માતૃભૂમિનુ ઉત્તમોત્તમ હિત સમાયેલુ છે એવી પૂરી શ્રદ્ધા સાથે, મે શક્તિશાળી મુબઈ પ્રાંતની સાથે મારા રાજ્યને જોડી દેવા માટે, મારા રાજ્યની વતી, જોડાણખતમા રિયાસતી ખાતાને સહી કરી

આપી છે. હું આશા રાખું છું, કે મારી પ્રજા આ ભોગની ખૂબ કદર કરશે. હવે મારી એજ પ્રાર્થના છે કે સર્વશક્તિમાન પ્રભુ નેતાઓના હાથને વધુ મજબૂત કરે, અને આપણા સદા મહાન અને સદા પ્રિય આગેવાન સદ્ગત પરમ પ્રિય પૂજ્ય મહાત્માજી શ્રી. ગાંધી મહારાજના સદા મહાન સિધ્ધાંતોને અનુસરીને દુનિયાનાં રાષ્ટ્રોમાં સદા સર્વદા આપણી મહાન માતૃભૂમિને આગેવાની ભર્યો ભાગ ભજવવા શક્તિમાન બનાવવાનો, તેઓ હજી વધારે દઢ અને ન્યાયપૂર્ણ પ્રયત્ન કરે ! પ્રજા મંડળના તમારા ભાવિ માર્ગદર્શનમાં તમને બધી વાતે કૃતેહ ઇચ્છું છું.

લિ.

તમારો સહૃદયી મહારાજા ઇડર"

કેવું અજબ અને અકળ કાળજાનું કામ છે?

દાદાએ તરત જ (૨૨-૬-૪૮) તારથી જવાબ મોકલ્યો.

"આપનો પ્રકાશ પાડતો ઉમદા તાર આજરોજ સાંજે મળ્યો, તે બદલ હું મારી તરફથી અને પ્રજામંડળ તરફથી આપ નામદારને ખરા હૃદયપૂર્વક અભિનંદન પાઠવું છું. તે કૃપા કરી સ્વીકારશો. આપ નામદારે લીધેલો ભવ્ય અને ઐતિહાસિક નિર્ણય સુખપૂર્વક આપની પ્રજાની સર્વાનુમતિ ઇચ્છાને અનુકૂળ છે, એ હકીકત, આપ નામદાર પ્રત્યે ઊંડા માન અને આદરપૂર્વક હું નિવેદન કરું છું. આપણી પ્યારી માતૃભૂમિના ઉત્તમોત્તમ હિતાર્થે આપ નામદારે જે ભવ્ય ત્યાગ કર્યો છે, તેની હું ખરા હૃદયથી કદર કરું છું. અને આપણા મહાન રાષ્ટ્રપિતા પૂજ્ય ગાંધી મહારાજ પ્રત્યેના આપના પ્રેમ અને સદ્ભાવનું દર્શન કરી ખૂબ જ સુખ અનુભવું છું."

આ બેઉ તાર પ્રગટ કરવાની સાથે જ દાદાએ દારૂબંધી, પ્રૌઢ શિક્ષણ, વેઠ બંધી, ગ્રામસેવા સંરક્ષણ દળ, અને દલિતોધ્ધારનો કાર્યક્રમ પણ જાહેર કરી દીધો.

અને આમાં ગ્રામ સંરક્ષણ દળનો મુદ્દો અસાધારણ અગત્યનો હતો, તે હવે પછી બનેલા બનાવો ઉપરથી સમજાઇ જશે.

બીજી બાજુ દાદાએ શ્રી. દરબાર ગોપાળદાસ ને પત્ર લખી જાણ કરી કે, ઇડર રાજ્યની ઉપજમાં ૪૦થી૫૦%ટકા ઉપજ જકાત અને દારૂની છે. તે બંધ થઇ જશે—આ વાત ધ્યાનમાં રાખી મહારાજાને આપવાની સાલિયાણાની રકમ નક્કી થાય જોશે.

આ બનાવો રહ્યાં સહ્યાં રજવાડી તત્ત્વોના છેલ્લા હવાતિયાં જેવા હતા!

નાના નાના ઠાકોરો અને જાગીરદારોએ ઠાકરડા અને બીજા ખેડુતોના

તથા જાગીરદારોને ફૂટી બાળવા પડશે; કોંગ્રેસ સામે-ધરિ-સ્ટેટ લડવા તૈયાર થશે, તો આપણેજ તેને ઉંઘાવીશું-" વગેરે.

તો બીજી બાજુ, કેટલાક ઠાકોરોની અરજીઓ દાદા ઉપર (પ્રજામંડળના પ્રમુખને નામે) આવવા લાગી કે, તમારા કાર્યકરો અમારે ત્યાં આવી અમારી વિરુદ્ધ બેફામ ઉશ્કેરણી કરે છે...અમારી નિંદા કરે છે; ને જુઠ્ઠા આરોપો મૂકે છે...અને ગંભીર અશાંતિ ફેલાવે છે. (દા.ત. મોટી મોરીના ઠાકોર તથા ટાકાટૂકાના ઠાકોરની અરજી)

તો વળી વિજયનગરથી (તા. ૩૧-૫-૪૮) પત્ર આવે છે: "અહીં થોડો વખત 'એકમ' બનાવવા માટેનો પ્રચાર રાજ્ય તરફથી થયો હતો; પણ તેમાં તેઓ ફાવ્યા નહિ......"

કેટલાક અભણ લોકોએ તો "પ્રજા કોંગ્રેસના રાજા મથુરદાદા"ને નામે પત્રો લખ્યા હતા.

"જુવો આ કોંગ્રેસી શાસનનો નમૂનો"—એ નામની સાઈક્લોસ્ટાઈલ પત્રિકા નનામી પ્રગટ થઈ હતી.

છેવટે, જેની અપેક્ષા રાખવામાં આવી હતી, તે દિવસ આવી પહોંચ્યો:

એ તારીખે નાનું શું છમકલું શરૂ થયું:

"દેશ આઝાદ થઇ ગયો છે, આપણે સૌ આઝાદ છીએ,...આપણી જમીન પર આવી વસેલા (કંપાવાળાઓ ખાસ કરીને) 'પરદેશી'ઓને હાંકી કાઢો......"ના પોકાર ઊપડ્યા; ઠાકરડાઓની ટોળીઓ હાથમાં હળ લઈ નીકળી પડી, અને જ્યાં જે ખેતરમાં હળ ખેડે, એ ખેતર આઝાદ થઈ ગયું—એવી ધારણાથી ઘૂમવા લાગી.

કાવતરાખોરોએ પણ હોશિયારીથી કામની શરૂઆત કરી હતી. આ પ્રદેશમાં છેલ્લા પચીસેક વર્ષથી કચ્છી—ચરોતરી અને બીજા ખેડૂતો આવીને વસ્યા હતા. પડતર જમીનો ખરીદીને તેમણે કંપા—લાટ (ખેડૂતોના જૂથ) શરૂ કર્યાં હતા. અને એવું ય બન્યું હતું કે, મહેનત કરનાર મૂળ ખેડૂની જમીનો ધીમે ધીમે દેવાં વગેરે પેટે, ઘણે ભાગે જમીનદારો, જાગીરદારો, ગરાસદારોને હાથે ઝૂંટવાઈ પણ ગઇ હતી. એટલે એક બાજુ શોષાયાનો અસંતોષ હતો, બીજી બાજુ 'અમારી જમીન ઉપર પરદેશીઓ પેઠા છે' એવી લાગણી હતી, અને ત્રીજી બાજુ 'હળ નાખે તેની જમીન' જેવું સરળ સૂત્ર આપવામાં આવ્યું હતું—અને 'હવે સૌ આઝાદ છીએ'—એટલે કોઇ સરકારનો સવાલ રહ્યો નથી—એવી વાતોથી પણ તેમને ઉત્તેજવામા આવ્યા હતા.

આજથી ગુજરાતના જે દેશી રાજ્યો, તેમની કૃત્રિમ સરહદો ભૂંસી નાખીને મુંબઈ પ્રાંતમાં ભળી જાય છે, તે પૈકી ઇડર રાજ્ય અને ૨૭ બીજાં રાજ્યોનો એક નવો મહીકાંઠા જિલ્લો બને છે. જિલ્લાનું ક્ષેત્રફળ સુમારે ૨૫૦૦ ચો. માઇલ અને વસતી ૪,૭૫,૦૦૦ના આશરે છે. આ નવા જિલ્લાના પહેલા કલેક્ટર તરીકે શ્રીયુત ઈશ્વરન્ સાહેબને, અને પહેલા ડી. એસ. પી. તરીકે શ્રીયુત પ્રધાન સાહેબને સન્માનતા અને મુબારકબાદી આપતાં મને આનંદ થાય છે. અને તેમના શીરે મૂકાયેલી મહાન જવાબદારીને સંપૂર્ણ સફળતા ઈચ્છું છું.

તા. ૧૫ ઑગષ્ટ ને ૧૯૪૭થી બ્રીટીશ સત્તા ચાલી જતાં આપણો મહાન અને પ્યારો હિંદ દેશ આઝાદ થયો છે. પણ લગભગ છસો જેટલા ભિન્નભિન્ન દેશીરાજ્યોની પ્રજા તો એક ઠિંગુ "આપખુદ સત્તા નીચે જ દબાયેલી હતી. જે હિન્દની કુલ વસતીના ૧/૩ ભાગ એટલે આશરે દસક્રોડ" જેટલી છે. આટલી વિશાળ જન સંખ્યા ગુલામીમાં સબડે તો બાકીના હિંદની આઝાદી અર્થહીન બની જાય. હિંદમાં લાલ અને પીળા—એટલે ખાલસા જિલ્લા અને દેશી રાજ્યોના જે કૃત્રિમ વિભાગો પાડવામાં આવ્યા હતા, તે તો બ્રિટીશ શાહીવાદી સલ્તનતની નીપજ હતી. પણ વાસ્તવિક રીતે તો હિંદ એક અખંડ અને અવિભાજ્ય દેશ છે. અને રહેવો જોઈએ, તો જ તે, પોતાની આઝાદી સાચવી શકે, અને દુનિયાનાં બીજાં આઝાદ રાજ્યોમાં પોતાનું ગૌરવવંતુ સ્થાન શોભાવી શકે. સમગ્ર હિંદની દ્રષ્ટિએ દેશીરાજ્યોનું જોડાણ આવશ્યક હતું. તે વસ્તુસ્થિતિ આપણાં મહાન નેતાઓ સારી રીતે જાણતા હતા. અને તે માટે શરૂથીજ પ્રયત્નશીલ હતા. પણ બ્રિટીશ સરકારની કૂટ નીતિ—"**ભાગલા પાડો અને રાજ્ય કરો**". એ નીતિ તેમ થવામાં અંતરાય રૂપ હતી. અને છેલ્લે છેલ્લે જતી વખતે પણ તેમણે તે નીતિ ચાલુ જ રાખી! પણ શકિતશાળી નહેરૂ સરકાર અને રિયાસતી ખાતાના માનનીય પ્રધાન આપણા પૂજ્ય સરદાર સાહેબની કુનેહથી ટૂંક સમયમાજ સરળતાપૂર્વક આ પ્રશ્નનો ઉકેલ આવી ગયો, તે માટે તેમને જેટલી મુબારકબાદી આપીએ અને આભાર માનીયે તેટલો ઓછો છે. આ બાબતમાં રિયાસતી ખાતાના મુખ્ય સેક્રેટરી શ્રીયુત મેનન પણ એક મહાન શકિતશાળી રાજપુરુષ તરીકે બહુ માનને પાત્ર છે. અને તેમને પણ, આ પ્રસંગે આ ભવ્ય સિદ્ધિ માટે મુબારકબાદી આપીએ છીએ. તે સાથે રાજવીઓએ પણ સમય ને પિછાણીને સમગ્ર માતૃભૂમિના અને તેમની પ્રજાના ઉત્તમોત્તમ હીતમાં પોતાની સત્તાનો ત્યાગ કરીને જે મહાન ભોગ આપ્યો છે, તેની કિંમત પણ ઓછી આંકવી જોઈએ નહીં. સ્વતંત્ર હિંદના ઇતિહાસમાં તેમનાં નામ પણ દેશ નેતાઓ સાથે સ્વતંત્ર હિંદના નવસર્જન માટે અમર થઈ જશે.

આપણા ઈડરના નામદાર મહારાજા હિંમતસિંહજી સાહેબે સત્તા

ત્યાગના ખતપત્ર પર સહી કર્યા બાદ તુરતજ મારા ઉપર જે તાર સંદેશો પાઠવ્યો છે, તેમાં માતૃભૂમી પ્રત્યેનો પ્રેમ, પૂજ્ય મહાત્મા ગાંધીજી પ્રત્યેની પૂજ્ય ભાવના, તેમ જ દેશ નેતાઓ અને કોંગ્રેસ સરકાર પ્રત્યેનો સદ્‌ભાવ ભારોભાર તરી આવે છે. તેઓશ્રીએ તાર સંદેશો તમોને નામદારના જ શબ્દોમાં જણાવું છું:

## ના. ઇડર નરેશનો તાર

**મથુરાદાસ લાલજીભાઇ ગાંધી, પ્રમુખ, ઈડર પ્રજા મંડળ : મોડાસા**

આપની સમર્થ અને અનુભવી દોરવણીથી જ થઈ શકે એવા, આપના મંડળના ડહાપણભર્યા અને દીર્ઘ દ્રષ્ટીભર્યા ઠરાવની જાણ આપતો આપનો તાર આજે સવારે અહીં મળ્યો, તે બદલ આભાર માનુ છું. આ યોજનાની મહાન અગત્ય પ્રત્યે પૂરા માનપૂર્વક અને એમાજ નિશ્ચયપણે આપણી મહાન માતૃભૂમિનું ઉત્તમોત્તમ હિત સમાયેલું છે, એવી પૂરી શ્રદ્ધા સાથે, મેં શક્તિ-શાળી મુંબઈ પ્રાતની સાથે મારા રાજ્યને જોડી દેવા માટે, રિયાસતી ખાતાને, મારા રાજ્યની વતી જોડાણ ખતમા સહી કરી આપી છે. હું આશા રાખું છું કે, મારી પ્રજા આ ભોગની ખૂબ કદર કરશે. હવે મારી એજ પ્રાર્થના છે કે, સર્વ શક્તિમાન પ્રભુ નેતાઓના હાથને વધારે મજબૂત કરે, અને આપણા સદા-મહાન અને સદા-પ્રિય આગેવાન, સદ્‌ગત પરમ પ્રિય પૂજ્ય મહાત્માજી શ્રી. ગાધીમહારાજના સદા-મહાન સિધ્ધાંતોને અનુસરીને દુનિયાના રાષ્ટ્રોમા સદા સર્વદા આપણી મહાન માતૃભૂમિને આગેવાની ભર્યો ભાગ ભજવવા શક્તિમાન બનાવવાનો, તેઓ હજી વધારે સખત અને ન્યાય પૂર્વકનો પ્રયત્ન કરે! પ્રજા મંડળના તમારા અભિનમ્ર દર્શનમા તમને બધી વાતે ફતેહ ઈચ્છુ છું.

લી તમારો સહૃદયી,

**મહારાજા, ઇડર**

આ ઉપરથી જોઇ શકાય છે કે 'નામદાર ઇડર નરેશ' જે અપૂર્વ દેશપ્રેમ અને લાગણીથી સત્તાનો ત્યાગ કર્યો છે, તે એક સાચા દેશ સેવકને શોભે તેવો છે. તેમના આ મહાન ભોગની સઘળા પ્રજાજનો સહર્ષ કદર કરે છે, તેઓને મુબારકબાદી આપે છે, અને આશા રાખે છે કે, તેઓ નામદારનો તેવો જ દેશપ્રેમ સદા સર્વદા ચાલુ રહે, અને માતૃભૂમિ આઝાદ હિંદના ઘડતર અને વિકાસમા તેમની સર્વ શક્તિ અને લાગવગનો ઉપયોગ કરે. તે માટે પરમકૃપાળુ પરમાત્મા તેઓ નામદારને ધૈર્ય તક અને બળ આપે.

રાજા પ્રજા બંનેની સંમતિથી થએલા આ ભવ્ય જોડાણથી સર્વને ખુશી આનંદ થાય છે. ત્યારે કેટલાક સ્વાર્થી અને સ્થાપિતહિત ધરાવનારા ટૂંકી બુદ્ધિ અને ગેરસમજથી અંગત હિતના દ્રષ્ટીએ આ જોડાણનો વિરોધ કરી રહ્યા છે, કેટલાક તો ઠાકરડા, ભરવાડ, આદિવાસી જેવી અજ્ઞાન લોકોને

ઉશ્કેરી રહ્યા છે. તેમ કરીને તેઓ કાંઇજ લાભ મેળવી શકે તેમ નથી. પણ પ્રજા દ્રોહી અને રાજ્ય દ્રોહી બનીને નામદાર મહારાજા સાહેબના મહાન ભોગને ઉતારી પાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે. તે ભાઇઓ એટલી સાદી અને સીધી વસ્તુ પણ સમજી શકયા નથી કે-દેશમા જ્યારે સાર્વભૌમ પ્રજાસત્તાક રાજ્યતંત્ર ચાલતું હોય, ત્યારે વ્યક્તિગત સત્તા કે અધિકારને સ્થાન રહી શકે નહી. આ ભાઈઓ આ સત્ય જેટલા વહેલા સમજે, અને વિરોધભાવના છોડી દે, તેટલું તેમના પોતાના જ હિતમાં છે. કોઇપણ પ્રજાકીય સરકાર ગુંડાગીરીને ચલાવી લેશે નહીં.

આ પ્રદેશ મુંબઇ પ્રાંતમા જોડાવાથી મુંબઇ પ્રાંતના તમામ ફાયદાઓ અને વહીવટી તંત્રનો લાભ અહીંના પ્રજાજનોને મળશે. જકાત અને બીજા અરોગ્ય કરવેરા કે જે ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગને રૂંધનારા છે, તેનો સત્વરે અંત આવશે; આ પછાત પ્રદેશમાં ઇરીગેશન અને ખનીજ દ્રવ્યની, તેમજ વીજળીકબળ ઉત્પન્ન કરવાની સગવડો છે. તેની શોધખોળ કરીને વિકાસ થશે.

એક હથ્થુ સત્તામાં પ્રજાના કરનો ઉપયોગ મનસ્વીપણે-મોટા ભાગે અંગત હિતમા થતો. તેથી કરીને પ્રજા-ઉપયોગી કાર્યો યોગ્ય રીતે થઇ શકતા નહોતા. હવે પ્રજાના કરનો પૂરેપૂરો ઉપયોગ પ્રજાનાં હિતની દ્રષ્ટિએ થશે. જેવા કે: પ્રાથમિક શિક્ષણ, પ્રૌઢશિક્ષણ, સ્ત્રી કેળવણી, ઔદ્યોગિક શિક્ષણ, અને આરોગ્ય, પીવાનાં પાણી, ઇરીગેશન, રસ્તા, ખેતીવાડી સુધારણા. અને ગ્રામ્ય વિકાસ વગેરે પ્રવૃત્તિઓમાં થશે. તેમજ અખિલ હિંદ અને મુંબઇ પ્રાંતની પુનર્યોજનાનો લાભ પણ મળશે. અને જો પ્રજા આ પ્રવૃત્તિઓને પૂરતો સાથ આપશે, તો દશ વર્ષમાં આ પછાત પ્રદેશની શીકલ બદલાઇ જશે. અને આ જિલ્લો દેશનું એક મજબૂત અને આબાદ અંગ બનશે. સાથે સાથે દારૂનાં પીઠા, કાળા બજાર, અને લાંચ રૂશવતનો પણ અંત લાવવો જોઇએ કે જે પ્રજાના જીવનને કોતરી રહ્યાં છે.

આ સઘળાં કાર્યો માટે જિલ્લા. લો. બોર્ડ, સ્કૂલ (કેળવણી) બોર્ડ, મ્યુનિસિપાલિટીઓ, ગ્રામ્ય વિકાસ મંડળ, અને બીજી કમીટીઓ રચવી પડશે. તેમાં પ્રજાના સેવાભાવી અને બુદ્ધિશાળી ભાઇઓની જરૂર પડશે. પ્રજાના સર્વ કોમ અને વર્ગના ભાઇઓ અંગત સ્વાર્થ અને અંગત લાભ લેવાની દ્રષ્ટિ છોડી દઇને, સર્વ પ્રજાના સમાન હિત માટે સરકારને પૂરેપૂરો સાથ આપશે, તો ધાર્યા કરતાં પણ વહેલાં ઇચ્છિત સિદ્ધિ પ્રાપ્ત કરી શકાશે.

કોંગ્રેસ સરકાર પ્રજાકીય સરકાર છે. અને તેનું ધ્યેય સર્વ કોમ અને ધર્મ માટે એક સરખી રીતે ન્યાયથી વર્તવાનું છે. એટલે કોઇને પણ ગેરવ્યાજબ હાની થવાની નથી. પણ સ્થાપિત હિતવાળાઓની સત્તા નીચે ખેડૂતો, મજુરો, દલિતો વગેરેનું જે શોષણ થઇ રહ્યું છે, તેમાંથી તેમનો છૂટકારો કરવામાં આવશે. અને તેમ કરતાં જે જમીનદારો, જમીનતદારો, અને મુડીદારોને જરૂરની

ભાગ આપવો પડે તેનો તેઓ દેશહિત અને માનવતાની ખાતર સહર્ષ સ્વીકાર કરીને તેમના હૃદયની ઉદારતા અને બંધુભાવની સાબીતી કરી આપશે તો તેમને પણ ધન્યવાદ ઘટશે

રાજ્યના અમલદારો અને નોકર વર્ગ પણ નવા તંત્રને અનુકુળ થશે અને પ્રજાનુ હિત નજર સામે રાખીને કામ કરશે તો તેમનુ સ્થાન પણ સલામત છે પણ જેમણે ભૂતકાળમા લાચ રૂશ્વત, ત્રાસ અને જૂલમ ગુજાર્યો છે તેમના માટે સ્થાન હોઈ શકે નહી

આ પ્રદેશમા આદીવાસી ગરાસીયા અને ઠાકરડા કોમની વસ્તી મોટા પ્રમાણમા છે તેમને શિક્ષણ અને યોગ્ય તાલીમ આપવામા આવશે તો દેશના સંરક્ષણ માટે તેમજ હુન્નર ઉદ્યોગ માટે લાયક માણસો એના પ્રમાણમા મેળવી શકાશે સરકાર તે માટે જરૂરી પગલા ભરશે અને તે દિશામા કામ કરતા સેવાભાવી ભાઓને પૂરતો સાથ આપશે તેવી વિનતી કરુ છુ

આ પ્રસંગે પધારેલા આપણા માનવંતા નેતાઓનો આભાર માનુ છુ અને ફરીને જાતે હાજર નહી રહી શકવા માટે તમો સવની ક્ષમા ચાહુ છુ આજના ભવ્ય પ્રસંગે સર્વ રીતે સફળતા ઈચ્છુ છુ

તમારો વિશ્વાસુ સેવક
**મથુરાદાસ ગાંધીના**
જય હિંદ

આ પરિષદમા પસાર થયેલો ઠરાવ

"મહીકાંઠા જિલ્લાના નાગરીકોની આ જાહેરસભા ઈડર રાજ્ય તથા ૨૮ રાજ્યોના રાજવીઓએ, દેશહિતના વિશાળ અને ઉમદા હેતુને લક્ષમા રાખી, જે અપૂર્વ હિંમત અને આત્મભોગ બતાવ્યા છે, તે માટે ઇડરનરેશ તથા અન્ય રાજવીઓનુ ગૌરવ કરે છે, અને તેમને અભિનંદન આપે છે આ જાહેરસભા મહીકાંઠા જિલ્લો રચવાના મુંબઈ સરકારના નિર્ણયને હર્ષભેર વધાવી લે છે અને પૂરો વિશ્વાસ પ્રગટ કરે છે કે, અમારા જિલ્લાની પ્રજા હિંદ સરકારના કુશલ તંત્ર હેઠળ સર્વાંગી વિકાસ પામશે, અને સુખી સમૃદ્ધ થશે

"આ ઐતિહાસિક પ્રસંગે અમે હિંદ સરકારના વડાપ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂ તથા નાયબ વડા પ્રધાન સરદાર શ્રી વલ્લભભાઈ પટેલને કૃતજ્ઞતા પૂર્વક યાદ કરે છે, અને તેમની કુશળ રાહબરીથી આપણો દેશ જગતની પ્રજાઓમા માનભર્યું સ્થાન પ્રાપ્ત કરશે એવી શ્રદ્ધા પ્રગટ કરે છે"

આમ, ઈડરના દેશી રાજ્યની પ્રજાની, અને તેના કાર્યકરો તથા દાદાની પૂરા ચોવીસ વર્ષની એકધારી સાધના ભારતવર્ષની મુક્તિના સહારાથી આખરે ફળી !

# વાડાસિનોરની વ્યથા

સૌ કોઇ દેશીરાજ્યોની જેમ વાડાસિનોરમાં વેઠનો સીતમ બેફામ વધ્યો હતો. ખેડૂતોને માથે કરવેરા બેશુમાર વધ્યા હતા. અને પોતાના માનીતાને હસ્તક વેપારના ઇજારા સોંપી દઈ, સર્વ સાધારણ વેપારની પાયમાલીનો રાહ લેનામાં આવ્યો હતો. પરંતુ વાત આટલેથીજ અટકી ન હતી. નવાબ સાહેબની અને એમની બેગમની ને એમના ફરજંદની સાલગીરા આવતી, ને ફરજીયાત નજરાણાં અને વેઠની ઝડી વરસી રહેતી; નવાબની બેગમને યા રખાત રાણીને સીમંત આવતું ને ફરજીયાત નજરાણાં ને વેઠની ઝડી વધુ કઠોર બનતી.

અહીંના નાટકજીવી નવાબનો શોખ, રોમ નગરીને આગ લગાડી ફિડલ વગાડનાર નીરો પાદશાહથી જરા ય ઉતરતો ન હતો. ત્રણ ત્રણ નાટક શાળાઓ તેણે ઊભી કરી—જેના પાયામાં સેંકડો ખેડૂતો અને કારીગરોની દબાયેલી હાય દટાઇ હતી. કોઈ પણ જાતનું વળતર આપ્યા સિવાય એ નાટક શાળાઓ બાધવા માટે, કારીગરો પાસે રાત દિન કામ લેવામાં આવતું. ૧૯૩૦ માં આવી એક નાટક શાળાની ઈમારતનું કામ ચાલતું હતું. ત્યારે અરધે પેટ, અરધ ઊંઘે અધમૂઆ જેવા સુતારો બબ્બે મહિના થયાં વેઠે કામ કરી રહ્યા હતા: વાત સાદી હતી: 'અમુક સુનારને સારી કારીગીરી આવડે છે, તો પકડી લાવો એને અને લગાડો મજૂરીએ!' પછી તે સાલૈયાનો હોય, સરોડીનો હોય, કે રળિયાતનો હોય—ઊભો હોય ત્યાંથીઘસડી લાવો એને વીરપુરમાં નાટકશાળા બાંધવા! દિવસમાં એક શેર ખીચડી ને રૂપિયા સાર ઘીં' આ એની રોજી છે! અઠવાડિયું વીતે, પખવાડિયું વીતે ને મહિનો બે મહિનાય વીતી જાય—ઘેર એકાદ આંટો મારવાની પણ રજા મળી તો મળી! કારીગરી જાણે એ કરમફૂટયો

એવી જ હાલત હરિજનો ને હાકરડાની હતી. એવી જ હાલત કડિયા અને લુહારોની હતી. કોઈ આ નાટકશાળાની વેઠમાંથી બચતું નાહે. અરે, વીરપુરની નાટકશાળાની મેડીએ જ ચૂનેલા નવાબ મધરાતે જાગે: કોન્ટ્રાકટરને જગાડે, પોતાનો કોઇ નવો જ હુકો ફરમાવે: કોન્ટ્રાકટર પાસે સીમેન્ટની નવી ગુણો મંગાવે: કુંભારો પાસે નવી ઇંટો મંગાવે: હરિજનો ને હાકરડાને નવી મજુરી ને કારીગરોને નવી કારીગરી સોંપતાં નવાં ચણતર શરૂ કરાવે: ને મજૂરો ઉપર છૂપના પોલિસોનો પહેરો બેસાડી દે! મહેનત ન કરી શકે એ મૂઓ જ સમજો!

આમ નાટકશાળા તો થઈ ગઈ હવે રોજ નવા નવા રંગના ને નવી નવી ફેશનના પડદા જોઈએ છે ઉંઘતા દરજીડાને પકડી લાવો ગરભરના ઉસ્તાદ દરજીઓને કાલે સીવડાવેલા પડદા આજે ઉકેલાવે છે ને આજે ઉકેલેલા પાછા કાલે સીવડાવે!

અને નાટકજીની નટો માટે શું ના જોઈએ? અનાજ જોઈએ ને મરઘા જોઈએ, મટકા જોઈએ ને પાણી જોઈએ, લાકડા જોઈએ ને ઘાસ જોઈએ, સીધા સામાન જોઈએ, ખાટલા ને ગોદડા જોઈએ ને વળી ખેડૂતોથી માડી, વેપારીઓથી માડી, અદના' ફુલાર હરિજન- ફરડાને માથે મોત ઊતરે

'હવે નાટકશાળા થઈ ગઈ, ને નટોને ય આરામ થઈ ગયો, પણ નાટક જોનારા તો જોઈશે! જો રાજીખુશીથી ના જુવે તો બળજબરીથી દેખાડો ને ના જોવા હોય તો ભલે ના જુવે, પણ નાટકની ટીકીટો તો ખરીદવી જ રહી! આ ટીકીટોને માટે હજારો ગરીબો ઉપર બળજબરી રનામા આવતી ટીકીટ માટે તો બળજબરી ખરી જ, પણ પછી તો ટીકીટોને નામે ય બળજબરીથી નાણા ઉઘરાવાતા! ને આનાકાની કરનારને સાચા જૂઠા બહાને ફોજદારી કેસ ઊભો કરી સતાવવામા આવતા

આ નાટકની લીલાથી ન તો ખેડૂત બચી શકતો કે ન વેપારી અનાજ ને ગાડા, કાપડ ને લાકડુ—કામમાળ તો આમની પાસેથી જ પડાવવાના ને ટકીટો પણ ખરીદાવવાની' અરે, નવાબી નાટકના પડદા, ડામચિયા, ગોદડા ને પેટીપટારા તથા એકટરો ને મહેમાનો સુધ્ધા સૌને વીરપુર લઈ જવાના ને રાતે મધરાતે પાછા વાડાસીનોર પહોંચાડી આવવાના! ગાડા દીઠ રૂ ૪ા ની બાધણી તો ખરી, પણ પાઈ ચૂકવવાની વાત કેવી! ગાડુ રાખે એ જ ગુનેગાર!

આમ ય ખેડૂત બધી રીતે રિબાતો ઘરની વાડમાથી એક કાંટો કાઢી ખેતરનુ છીંડુ પૂરવાનો એને હક્ક નહિ ઘરની સીતાફળીનુ ફળ ચાખવાનો એને અધિકાર નહિ જલાઉ કાઠીનુ લાકડુ ખેડૂત વાઢીને માગી શકતો નહિ જંગની પૂવાડાના છોડથી આખો વગડો, રસ્તો આખો ઉભરાઈ રહ્યો હોય, પણ ઊભા રસ્તે એક તણખલુ ય તોડવાનો કાયદો નહિ પૂવાડાનો એક પૂળો વાઢવા બદલ કેટલાને રૂ ૧૧)નો દડ ભરવો પડ્યો છે!

આવા સાવ એક હથ્થુ અંધેર રાજમા વેપારીની હાલત સારી ક્યાથી જ હોય? જકાતના દર જીવલેણ વેપાર પોસાય જ નહિ ફરિયાદોના જવાબમા, નવાબ તો જે એને વધુ રકમ આપે, એને વેપારનો ઇજારો આપે રૂ ૧૯૦૦૦ નુ નૈવેદ લઈ ઇજારો આપે છે અને દર મહિને

રૂ ૨૨૦૦૦)ની રકમનો હપ્તો માગે છે!

બીજું તો ઠીક પણ, સ્ટેટ તરફથી અંગ્રેજી ગુજરાતી તથા ઉર્દૂ શીખવા એક નિશાળ બાંધવામાં આવેલી છે રાજના માજી દિવાન પ્રેમચંદભાઈનું એ સ્મરણ છે તેમાં સુધારો વધારો તો બાજુ પર રહ્યો, પણ જ્યાં નાટકિયો રસ જીવનનો મુખ્ય રસ હોય, ત્યાં કેળવણી મંદિરની શી પડી હોય? આ નાટકિયા નવાબને પોતાના નવચોકિયા મહેલનું સમારકામ કરતાં રેલિંગની જરૂર પડી! બીજે નજર નાખવાની શી જરૂર? તરત શાળાના કઠેરાની રેલિંગ કઢાવી મંગાવી!

આવા બધા સિતમો સામે પ્રજા નિરાધાર બની કેવળ હાય-પોકાર કરતી જીવી રહી હતી! પણ એમ તે માણસ કેટલાં વરસ જીવી શકે? એટલે કદિક ઉકળાટ નીકળી જતો કદિક મોટે અવાજે ફરિયાદ થઈ જતી કદિક ઊંચે અવાજે ઇનકાર સંભળાઈ જતો અને ત્યારે—ડેભારીના કુંભારોનો જ દાખલો લો—એક સવારે ઊઠી એમણે વેઠવેતર કરવાની ના પાડી દીધી તો એમાંના બે બોલકણાને હાથે લોખંડી બેડીઓ જકડી પંદર દિવસ લગી પહેરા નીચે ગેરપર બેસાડી રાખ્યા, મારથી દેહ બધી સુજાડી દીધી, હાડકાં ખોખરાં કરી નાખ્યાં ને જેલમાં તો ૧૨ થી ૧૪ ઔંસના બે રોટલા દર ટંકે મળે, તે ય અહીં તો ન મળે! અહીં તો, પોલિસોના પહેરા નીચે ગામમાં ફરી, ભીખ માગીને જે કાંઈ મળે, તેથી જ પેટ ભરવાનું મરેલી માટીમાંથી જીવતું જગત ઘડનાર 'પ્રજાપતિ'ની આવી અધમ નિત દશા હતી! તો વળી, રાત દિવસ નાટકના પડદા સીવી જેની આંખો સૂઝી ગઈ હતી, ને ઉજાગરા સહેવાતા નહિ, એવો વીરપુરનો દરજી, હાય પોકારતો, કુટુંબ સહિત રાતોરાત ૨૫ ગાઉ દૂર, બ્રિટિશ હદના મોડાસા તાલુકામાં પહોંચી જતો

નવાબના સિતમો અને ઉડાઉગીરીથી કાંઈ પોલિટિકલ એજન્ટ અજાણ ન હતા એમના ઉપર અરજીઓ પહોંચી હતી અને રાજ્યતંત્રમાં સુધારો થાય એવી અપીલો થઈ હતી પરંતુ બ્રિટિશ સરકારની નીતિ, આવી બધી બાબતોમાં, શક્ય હોય ત્યાં સુધી આંખ આડા કાન કરવાની હતી એટલે જ્યારે નવાબની ઉડાઉગીરીને કારણે તિજોરીઓ તદ્દન ખાલીખમ થઈ ગઈ અને આબરૂ ઢૂંપી વળી ગઈ, ત્યારે જ તેને "અન્ડર કન્ટ્રોલ" મૂકી નવાબને રૂ ૧૬૦૦)નો દરમાયો બાંધી આપ્યો હતો

પરંતુ આથી કાંઈ પ્રજાનો દા'ડો વળ્યો ન હતો નવાબે તો એક નહિ તો બીજે માર્ગે, કાયદેસર ને ખુલ્લી રીતે નહિ, તો ગેરકાયદે ને આડી રીતે

એની એ લૂંટનું રાજ ને ઉડાઉગીરી ચાલુ જ ગણ્યા હતા

પ્રજા આખી ત્રાહિ ત્રાહિ પોકારી ઊઠી દાદાને કાને એના ઉના આસુભીના ઉચ્છ્વાસ ફૂંકાયા કરતા દાદાનુ હૈયુ બળી ઊઠતુ દાદાએ એક પછી એક માહિતી ભેગી કરવા માંડી ને વાડાસિનોરની વીરપૂર હદ પાસે, સારબાને અડીને ઊભેલા બોઢાના ગાંધી મંદિરના કાર્યકરોને દાદાએ સાબદા કરી દીધા તેમની દ્વારા વીરપુર મહાલના પ્રજાજનોની ફરિયાદો—ગૂંગળાવતી છાપવાળી અરજીઓ ને માહિતીઓની ફાઇલો તૈયાર કરાવવા માંડી

આમ દાદાએ પૂરો કેસ તૈયાર કરી લીધો પરંતુ તેમની કાર્યનીતિ એવી હતી કે એકદમ છાપાઓ સુધી દોડી જવુ નહિ એકદમ 'લડત'નુ રણશીંગુ ફૂંકી દેવુ નહિ સૌથી પ્રથમ તો તેમણે કપડવંજના કોંગ્રેસી આગેવાન શ્રી માધુભાઇ નાથાભાઈને નવાબની મુલાકાત લેવા જણાવ્યુ પરંતુ નવાબ તો ધોળી ટોપીવાળા જોઇને પોતાની હદમા દાખલ જ થવા દેવા તૈયાર નહિ! એ સમાચાર મળતા જ, દાદાએ ઠાસરા તાલુકા સમિતિના મંત્રી શ્રી છોટાલાલ મુખીને તથા બોઢા ગાંધી મંદિરના માર્ગદર્શક નરહરિ ભટ્ટને પોતાની સાથે લઈ, તા ૮-૮-૧૯૩૧ને રોજ, નવાબની મુલાકાત માટેનુ બીડુ ઝડપ્યુ, અને વાડાસિનોરના દરવાજે જઈ ઊભા રહી ગયા

દાદાના આવવાના સમાચાર મળતા જ નવાબ વાડાસિનોર છોડી વીરપુર જતા રહ્યા અને દાદાને દાખલ ન કરવાનો હુકમ અમલદારોને આપતા ગયા તે અનુસાર—

દાદા અને તેમના સાથીઓ વાડાસીનોરમા પ્રવેશ કરે, તે પહેલા તો મૌખિક 'મનાઈ હુકમ' તેમને ફરમાવવામા આવ્યો

દાદાએ કહ્યુ "જુઓ આ રસ્તો પબ્લિક છે ને પબ્લિક રસ્તે જવાનો દરેક માણસને કાયદેસર હક્ક છે મારે કયા કારણસર આ રસ્તે ન જવુ તેનો કાયદેસરનો લેખી મનાઇ હુકમ મને મળ્યો નથી તમે મને અટકાવી શકશો નહિ

ફોજદાર "મને તો હુકમ છે કે, આપને દાખલ ન થવા દેવા"

દાદાએ તરત જ દરવાજા આગળ બેસીને અંદર દિવાન પર ચીઠ્ઠી લખી મોકલી કે 'આપની મુલાકાતની જરૂર છે'

તે વખતે વીરપુર અને વાડાસિનોર વચ્ચે નવાબનો ખાનગી ફોન વ્યવહાર હતો, દિવાને ફોનથી નવાબને વાકેફ કર્યા "મથુરભાઇ આવ્યા છે મને મળવા માગે છે"

નવાબે ગુસ્સો કરી ના પાડી દીધી ને "ઉસકો નિકાલ દો'નુ ફરમાન કર્યું

ફોજદારે આવો હુકમ ફરમાવ્યો. અને "નહિ જાવ તો બળજબરીથી કાઢવામાં આવશે" એમ ઉમેર્યું.

દાદાએ કહ્યું : "ગાડા કે મોટરમાં નાખી હદપાર કરશો તો રસ્તે જ કૂદી પડશું...પણ પાછા જનાર નથી."

ફોજદાર ફરી દિવાનને મળ્યા. દિવાને ફરી નવાબને ફોન કર્યો. નવાબે કહ્યું : "તમે જઈને એમને મળો—એમને ગામમાં આવવા ન દેશો."

દિવાન આવ્યા. મોટરમાં બેસાડી ગામ બહાર દૂરના બંગલામાં લઈ ગયા. ત્યાં વાતચીતો થઈ. દિવાને સાચું ને સ્પષ્ટ જણાવી દીધું કે, એમની પાસે કોઈ સત્તા નથી. એટલે દાદાએ પત્ર લખીને આપવાની વાત કરી. તે દિવાને સ્વીકારી.

રાતે દાદા તથા તેમના સાથીઓ વાડાસીનોરની સરહદ પરના મેનપુર ગામે આવીને રહ્યા. એક લાંબો પત્ર તૈયાર કર્યો. ને નવાબને કહેવડાવ્યું કે "હું મેનપુર મુકામે તમારા જવાબની રાહ જોઉં છું." વળી એ પત્રમાં એમ પણ જણાવ્યું કે, "મુલાકાત નહિ આપો તો, તમારા જુલ્મોની હકીકત જાહેર કરવી પડશે અને સરકારને પણ લખવું પડશે."

દિવાને આ આખો પત્ર ફોન ઉપર નવાબને વાંચી સંભળાવ્યો. દાદાની ધગશની લગન અંગે નવાબ જાણકાર હતા જ. તેમને લાગ્યું કે દાદાને મળવું તો પડશે જ.

અને આમ, તા. ૧૦–૯–૧૯૩૧ ને રોજ પાંડવા મુકામે દાદા સાથે નવાબ તથા દિવાનની મુલાકાત થઇ. અને સમાધાનના મુદ્દા બંને પક્ષે સ્વીકારાયા.

મુદ્દાં આ પ્રમાણે હતા :

## સમાધાની

(૧) વેઠ કરવાની ના પાડવા બદલ જે ઘાંચી લોકોનો દંડ કરવામાં આવ્યો હતો તેની બાબતઃ—

તેમની લેખી અરજી રજુ થવાથી તેમનો દંડ માફ કરવામાં આવશે.

દંડ પેટે જપ્તીમાં લીધેલો માલ પાછો સોંપવામાં આવશે.

તેમનાં ઘરનાં સીલ કાઢી નાંખીને ઘર તેમને પાછાં સોંપવામાં આવશે.

(૨) નવાબ સાહેબની સાલગ્રેહ તા. ૨૩–૯–૩૧ના રોજ આવે છે, ત્યારે વેઠની બાબતમાં નીચે પ્રમાણે જાહેરાત કરવામાં આવશે.

વેઠની બાબતમા જા ન ૧૭૮ તા ૨૦-૫-૩૧ના સરકયુલર શ્રી હજૂરના હુકમથી પ્રસિધ્ધ કરવામા આવ્યો છે, તે સબધમા નીચે પ્રમાણે સુધારો વધારો કરવામા આવે છે

(૩) આખા વાડાસિનોર રાજ્યમાથી ગાડાની મફત મજૂરી-(વેઠ) સદતર બધ કરવામા આવે છે સરકારી કામ, મોટર લારીઓ અને સરકારી ગાડા રાખીને, અગર જ્યા શક્ય હોય ત્યા કોન્ટ્રાકટથી નભાવવાનો હુકમ કરવામા આવશે. તેમ છતા ખાસ જરૂર પડે તો નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામા આવશે

—જ્યા લોકોના ગાડા ભાડે લેવામા આવશે, ત્યા પાકી સડક-મેટલ રોડ માટે દર માઇલે રૂ ૦-૩-૦ પ્રમાણે ભાડુ આપવામા આવશે

—વાડાસિનોર અને વીરપુર વચ્ચે જ્યા સુધી પાકી સડક-મેટલ રોડ ન થાય, ત્યા સુધીની કાચી ૧૮ માઇલની સડક માટે દર ગાડે, કોરી ઋતુમા રૂ ૪) ભાડુ આપવામા આવશે ને ચોમાસાની ઋતુમા રૂ ૪-૪-૦ નો દર રાખવામા આવશે

—ચોમાસાની ઋતુમા સરક્યુલર ન ૧૭૮, તા ૨૦-૫-૩૧ ના ઠરાવ પ્રમાણે, ખેડૂતોના ગાડા જોડવામા આવનાર નથી પરતુ સાલગ્રેહ જેવા અગત્યના પ્રસગે, જરૂર પડે અને રસ્તામા પાણી કાદવ ભરાયા ન હોય-રસ્તો ગાડા ચાલી શકે તેવો હોય, તો જ ગાડા ભાડે લેવામા આવશે

—વાડાસિનોર અને વીરપુરની વચ્ચેના કોઇપણ ગામે ગાડા લઇ જવામા આવશે, તો અતરના પ્રમાણમા ઉપરના દર મુજબ ભાડુ આપવામા આવશે

—તે સિવાયના કોઇપણ કાચા રસ્તા માટે દર માઇલે રૂ ૦-૪-૦ લેખે ભાડુ આપવામા આવશે

—ગામમા ગાડાની જરૂર પડે તો—ટૂકા ફેરા માટે કામ લેવાનુ હોય તો વાજબી ભાડુ આપવામા આવશે

—ઉપર જણાવ્યા કરતા બજારમા ભાડાનો દર ઓછો હશે, તો ગાડાનુ ભાડુ તે પ્રમાણે આપવામા આવશે

—એક ગાડામા ૩૨ મણ કરતા વધારે વજન ભરવામા નહિ આવે

—સરકારી કામે જતા ગાડાના ટોલ માટે મફત પાસ આપવામા આવશે અથવા સરકાર-ટોલ આપવો પડે તો આપશે

—જો કોઇ ગાડુ ભાડે મોકલવામા આવે અને વળતી વખતે તેમા ભાર ભરવામા આવે, તો તેનુ ભાડુ ઉપર જણાવ્યા પ્રમાણે, બાજુ ફેરા માટે વધારાનુ આપવામા આવશે

—ગાડાનું ભાડું નાની રકમનું હોઇ, ગાડાવાળાએ હજૂર ઑફિસમાંથી ચિઠ્ઠી રજુ કરતાં વહેલામાં વહેલી તકે રૂકવ્વાની વ્યવસ્થા કરવામાં આવશે.

(૪) ભાડે ગાડું લેવા માટે, બનતા સુધી ૨૪ કલાક અગાઉથી ખબર આપવામાં આવશે.

(૫) ગાડાં ફરજિયાત ભાડે લેવા કરતાં મરજિયાત લેવાનું ધોરણ પસંદ કરવામાં આવે છે, પરંતુ આ રાજ્યમાં તે પ્રમાણે ગાડાં મળવાં મુશ્કેલ હોવાથી, હાલ વારા પ્રમાણે ગાડાં જોડવાનું ધોરણ ચાલુ રાખવું પડે છે.

(૬) ગાડાં સિવાય–મજૂરો, કારીગરો વગેરે દરેક જાતનું કામ કરનારાં લોકોને, સરકારી કામે મફત મજૂરીએ– (વેઠે) લઇ જવામાં આવશે નહિ પરંતુ ગામના રિવાજ મુજબ વાજબી દર આપવામાં આવશે—અઠવાડિયા કરતાં ઓછા દિવસ માટે મજૂર કે કારીગરને કામે લગાડયો હશે, તો તેની મજૂરીના પૈસા દરરોજ ચૂકવી આપવા વ્યવસ્થા કરવામાં આવશે, પરંતુ અઠવાડિયા કરતાં વધારે વખત મજૂર કે કારીગર કામે રોકાયો હશે, તો રિવાજ મુજબ તેનાં દામ ચુકવાશે.

(૭) પબ્લીક વર્ક્સનાં કામ બનતા સુધી કોન્ટ્રાક્ટરથી કરાવવામાં આવે અથવા ડિપાર્ટમેન્ટથી કરાવવામાં આવે, તો તે માટે રોકાયેલાં ગાડાંનો દર અથવા મજૂરો અને કારીગરોને બજાર ભાવે દર આપવામાં આવશે.

(૮) વાલાસિનોર અને વીરપુરનો રસ્તો કાચો હોવાથી ગાડાં અને બળદને મુશ્કેલી ઘણી પડે છે. અને તેથી રૈયતને પણ ઘણો ત્રાસ વેઠવો પડે છે. માટે પાકી સડક વહેલામાં વહેલી તકે તૈયાર કરાવવાના પ્રયત્નો આદરવામાં આવશે.

(૯) પટેલ કોદરલાલ નાથુભાઇ સામાજિક કામ કરતા હતા, તેમને હદપાર કરવામાં આવેલા. એમની સામેનો પ્રતિબંધ પાછો ખેંચી લેવામાં આવશે.

(૧૦) મહાસભાના માણસો સામેનો પ્રતિબંધ દૂર કરવામાં આવે છે.

ઉપર પ્રમાણે સમાધાન થયું છે, અને બન્ને પક્ષો તે પ્રમાણે વર્તે, અને રાજા–પ્રજા વચ્ચેનો મીઠો સબંધ જાળવે એવી પ્રાર્થના છે.

પરંતુ રાજાઓ અને નવાબો આપ્યાં વચન પાળતા હોત તો અરધો કજીઆ ઓછા થઇ ગયા ના હોત? હજી તો; પૂરો મહિનો ય થયો નહિ ત્યાં તો નવાબનું તંત્ર પાછું હતું તેવું બની ગયું. અને દાદાને જ્યારે પૂરી માહિતી બાદ ખાત્રી થઇ કે, નવાબે તો માત્ર એક તક વટાવી જવા માટે

જ આ રમત આદરી 'સમાધાન' કર્યું હતું, ત્યારે તેમણે તા. ૨૪-૧૦-૩૧ ને રોજ લાંબો વીગતવાર પત્ર લખ્યો : આ આખો પત્ર પરિસ્થિતિ ઉપર યોગ્ય પ્રકાશ પાડવા અહીં રજુ કર્યો છે:

મોડાસા
સ્ટે. તલોદ
૨૪-૧૦-૩૧

નામદાર મહેરબાન જમિયતખાનજી નવાબ સાહેબ.
સ્વ. વાડાસીનોર.

વહાલા સાહેબ,

આપ નામદારની તાજગી હંમેશાં ચાહું છું.

સવિનય નિવેદન કરવાની રજા લઉં છું કે, આપ નામદારની **છેવટની મુલાકાત પ્રસંગે,** પ્રજામાં શાંતિ અને સમાધાની સ્થાપવા માટે, આપ નામદારે દર્શાવેલા ઉદાર વિચારો માટે, મને આપ નામદાર પ્રત્યે સ્વાભાવિક માન ઉત્પન્ન થયું હતું. પણ મને હાલ જે સમાચાર મળ્યા છે, તે ઉપરથી તો લાગે છે કે, આપ નામદારની શુભ ઈચ્છાઓ હશે, તો પણ, ખટપટીઆ અને સ્વાર્થી નોકરોની જાળમાં આપ નામદાર ફસાયા છો. અને તે લોકો પોતાના સ્વાર્થ માટે ઊંધે રસ્તે દોરવણી કરી રહ્યા છે. તેથી પ્રજામાં અશાંતિ વધતી જ જાય છે. જે હકીકતો મળી છે, તે બહુજ ગંભીર છે અને રાજ્યવહીવટને કલંક લગાડનારી છે. ગેરવહીવટ અને અંધેર રાજકારોભારની પૂરેપૂરી સાબીતી રૂપ છે, અને તેથી ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ એક્ટ પ્રમાણે, બ્રિટિશ સરકારને દરમીઆનગીરી કરવા માટે ફરજ પાડનારી છે. તેથી તે **જાહેર રીતે પ્રસિદ્ધ કરતા પહેલાં,** એક વખત આપ નામદાર ને જ જણાવવાનું પસંદ કરું છું, જેથી તે ઉપર પૂરતો વિચાર કરવાની અને યોગ્ય ખુલાસો પ્રસિદ્ધ કરવાની આપ નામદારને વ્યાજબી તક મળે.

(૧) ગાડાં મોડાં આવવા માટે, મહાલકારી ચુનીલાલનો રૂા. ૧૧૭ + ૨૨૫ દંડ કરવામાં આવ્યો છે આ એક એવી બાબત છે કે જેથી અમલદારો ખેડૂતો ઉપર જુલમ ગુજારવાને ઉશ્કેરાય. મહાલકારી જેવા અમલદારને આવી રીતે દંડ કરવાથી રાજ્યની પ્રતિષ્ઠા પણ ઘટે. ચુનીલાલ રાજ્યને વફાદાર છે, અને પ્રજાને સમજાવીને કામ લે છે, તેથી પ્રજા પણ તેમને ચ્હાય છે. ચોમાસાની મોસમને લઈને ગાડાં આવતાં થોડી દેર થાય તેટલા માટે, આવી ભારે રકમનો દંડ કરવાથી પ્રજામાં અવિશ્વાસ અને અશાંતિ વધે, માટે આ દંડ માફ થવો જોઇએ.

(૨) મણિશંકર વિદ્યારામ જોષી, કે જે કંઈપણ સ્વાર્થ વગર ખેડૂતો અને લોકોની સેવા કરે છે નામાજીક સુધારા અને શિક્ષણનો પ્રચાર કરે છે તેવા પ્રજાના સાચા સેવક ને પકડવાની અને હેરાન કરવાની કોશીશ ઉમરાવમીયા અને પોલીસ તરફથી થઇ રહી છે, તેવા સમાચારથી પ્રજામા ભારે અસતોષ ફેલાયો છે ઉંબારીમા રુખ્ખા સિપાઇઓનુ થાણુ મૂકવામા આવ્યુ છે તે લોકો અને જમાદાર, મણિશંકરને ગાળો આપે છે, ધમકાવે છે, અને અપમાન કરે છે તેમજ લોકોને પણ ધમકાવે છે, રંગાવે છે પોલીસનુ આ કૃત્ય પ્રજાને ઉશ્કેરવાનુ અને રાજ્યના અહિતનુ છે આ બાબતમા કદાચ આપ નામદારને માહીતિ પણ ના હોય, છતા ઉમરાવમીયા જેવા ખટપટી અને સ્વાર્થી અમલદાર માટે કાઇ નવાઇ ના કહેવાય

(૩) વીરપુ મા સરકારી ધોરીયામાં પાણી છૂટી જવાથી જગામા ગાયો ઉભી હતી તેને પકડાવીને દરેક ગાયની ડબા ફી તરીકે રૂા ૫] પાચ પ્રમાણે લેવામા આવ્યા આ બાબતમા આપ નામદારને મે રૂબરૂમા પણ વિનતિ કરેલી કે, ખુલ્લી જગામા જાનવર પેસી જાય તે માટે લોકો જવાબદાર નથી વળી ત્યા રસ્તો પણ છે, તો ખુલ્લી જગાને મજબુત વાડ કરવી લેવી જોઇએ, અને ખોટી રીતે લીધેલી ડબા ફી લોકોને પાછી આપવી જોઈએ આપ નામદારે આ સ્વીકાર્યા છતા હજી તેમ થયુ નથી, અને લોકોને ત્રાસ તો ઉભો જ છે ડબા ફી પણ તદ્દન ગેર કાયદે છે ડબા એક્ટ પ્રમાણે ૦-૪-૦ ડબા ફીના લઇ શકાય તેના બદલે પાચ રૂપીઆ સુધીની રકમ લેવી એ અનીતિ અને જુલમ જ છે

(૪) વાડાશીનોર અને વીરપુરમા મ્યુનિસિપાલીટી હોય તો, લોકસંસ્થા તરીકે તેમનો વહીવટ ગામ લોકોના ચૂટેલા પ્રતિનિધિઓના હાથમા રહેવો જોઇએ પણ આપને ત્યા તો રાજ્યના અમલદારો જ મનસ્વી રીતે વહીવટ ચલાવે છે આ મ્યુનિસિપાલીટીના નામે લોકો પાસેથી ખોટી રીતે પૈસા કઢાવવામા આવે છે આ તો પૈસા મેળવવાનુ એક વ્યવસ્થિત રીતે લૂંટનુ સાધન થઈ પડ્યુ છે જ્યારે સુધરાઇના કામનુ તો નામનિશાન દેખાતુ નથી

વીરપુર ગામમા મ્યુનિસિપાલ વહીવટને નામે લોકોના ગંદુ પાણીના ખાળ બંધ કરાવવાની નોટીસો કાઢવામા આવી છે જ્યારે પાણીના નિકાલ માટે કંઇ જ કરતો મ્યુનિસિપાલીટી તરફથી કરવામા આવ્યો નથી. તો લોકો ખાળ બંધ કરીને પાણીનો નિકાલ

શી રીતે કરી શકે,' તેનો વિચાર થવો જોઇતો હતો.

પહેલાં વીરપુર ગામના મેમ્બરો મારફતે મ્યુનિસિપાલીટીનો વહીવટ ચાલતો હતો. કારકુન દર માસે હિસાબ તૈયાર કરીને મેમ્બરોની સહીઓ લેતો હતો. તે પ્રથા પણ મહાલકારી શંકરલાલના વખતથી બંધ કરવામાં આવી છે, અને અમલદારો મનસ્વીપણે વહીવટ કરે છે.

**મ્યુનિસિપાલીટીઓનો** આવો વહીવટ તદ્દન ગેરકાયદેસર છે. મ્યુનિસિપાલીટીઓ રાખવી હોય, તો તેનો વહીવટ લોકોને સોંપાવો જોઇએ, અને તેનો જુદો હિસાબ લોકો મારફતે રહેવો જોઇએ.

(૫) શ્રી. હજુર હુકમ નંબર $\frac{૪૭૯}{\text{તા. ૭-૧-૨૫}}$ ના જાહેરનામાથી જાળીઓ અને બારણું મૂકવાનો ટેક્સ કાઢી નાખવામાં આવ્યો છે. છતાં એ ટેક્સ લેવાની નોટીસ વીરપુરના ચુનીલાલ વૃંદાવનદાસ ઉપર કાઢવામાં આવી છે. આવી પધ્ધતિ આપ નામદારના હુકમનું અપમાન કરનારી અને પ્રજામાં અવિશ્વાસ ઉત્પન્ન કરનારી છે.

(૬) વીરપુર મહાજનના સદાવ્રતનો વહીવટ, મહાજનના પ્રતિનિધિઓની મંજુરી વગર, મહાલકારી મનસ્વીપણે કરે છે. તેમ કરવાનો તેમને કંઈ અધિકાર નથી. તે વહીવટ મહાજનને સોંપી દેવો જોઇએ.

(૭) શેઠાણી બાઇ મહાકોરે રૂા. ૧૫૦) લુણાવાડાના રસ્તા ઉપરના કૂવાની દુરસ્તી માટે, ધર્માદા વાપરવા માટે રાજ્યને આપેલા છે. લાંબી મુદત થયા છતાં કૂવો દુરસ્ત કરાવવામાં આવ્યો નથી. તેમ તે રકમ પણ પાછી આપવામાં આવી નથી. સાર્વજનિક ધર્માદાની રકમ આવી રીતે ખોળંબે પડે, એ દિલગીર થવા જેવું છે.

(૮) નાટકશાળાએ તો લોકોનું સત્યાનાશ વાળ્યું છે. અને તેટલીજ રાજ્યની અપકીર્તિ અને પાયમાલી કરી છે. આપ નામદાર જો ખુદાની ખાતર પણ વિચારો, તો હવે આ બાબતમાં અવધિ આવી ગઈ છે, થોડા દાખલા નીચે આપું છું.

—કહે છે કે, એક ઢેડ અને બે ભોઇ, ત્રણ તો બિચારા વેઠે કામ કરતાં ચગદાઇને મરણ પામ્યા છે. આ ત્રાસ ગમે તેવાનું હૃદય કંપાવે તેમાં શું નવાઈ?

—ઘણા લોકોનાં ઘરો અને જમીનો વગર કમ્પનસેશને પડાવી લીધાં છે, અને જમીનદોસ્ત કરી નાખ્યાં છે. લોકો લાચાર બનીને સહન કરી રહ્યા છે.

વાડાસિનોરના ડિસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટની અરજી
ક્રીમીનલ પ્રોસીજર કોડ કલમ ૧૪૪ આધારે

આ ઉપરથી પ્રસિદ્ધ કરવામા આવે છે કે, બાલાશીનોર સ્ટેટની હદમા હાલ ગ્રામ્ય સમિતિ મડળો હિંદુ વગેરે ગામમા ઉપસ્થિત થએલા છે જેમા આ સ્ટેટની હદ સિવાયના, બીજા બહારના મડળના આગેવાનો વગેરે માણસો, આ રાજ્યની હદમા આવી, અહીંના લોકો સાથે એકત્ર મળી, નામદાર બ્રિટિશ સરકાર, તેમજ આ રાજ્યની વિરૂદ્ધના અને પ્રજા ઉશ્કેરણીના ભાષણો, તેમજ પ્રજામા રાજ્યવિરૂદ્ધ ખોટી બેદિલી ઉત્પન્ન થાય તેવી ચળવળ કરી, તેઓને રાજ્ય વિરૂદ્ધ દોરવી, રાજ્યની કુનેહ ન જળવાય તેવુ વર્તન ચલાવી, રાજ્ય કારોબારી બાબતોમા ખલેલ પહોચાડી, રાજ્યની ઉપજ વગેરેને નુકસાન કરવાનો તેમનો બુરો ઇરાદો પાર પાડવાની તજવીજો, પત્રિકાઓ વગેરે દ્વારાએ કરતા હોઈ, તેવા મડળ એકત્ર થઈ, ભાષણો વગેરે કરવાના આ રાજ્યની હદના જાહેર સ્થાનોને આથી બધી કરવામા આવે છે તેમજ તેમા ભાગ લેવા આવતા આ હદના અને આ હદ સિવાયના બહારના મડળોના માણસોને સ્ટેટની હદમા આવતા આ જાહેરનામાથી બધ કરવામા આવે છે તેમજ રાજ્ય વિરૂદ્ધની અને ખોટ બેદીલી પ્રજામા ઉપસ્થિત થાય તેવી કોઈ પણ પ્રકારની ચળવળ કરનાર માણસને તેમજ આ જાહેરનામાનો ભગ કરનાર હરકોઈ માણસને, અથવા તેની તજવીજ કરનાર હરકોઈ માણસને કાયદેસરનો ગુનેગાર ગણી તેનો દડ અને સજા બન્ને કરવામા આવશે તે જાણવુ આજ તા ૧ નવેમ્બર ૧૯૩૧

સહી. આર. એન. સુરતી
ડિસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ

## ખુલ્લો પત્ર

વાડાસિનોરની લડતના આગેવાન શ્રી મથુરદાસ ગાંધીએ લખેલો ખુલ્લો પત્ર

મોડાસા તા ૫-૧૧-૩૧

વહાલા મી આર એન સુરતી
ન્યાયાધીશ, વાડાશીનોર

તમારા તા ૧-૧૧-૩૧નો ક્રી પ્રો કોડ કલમ ૧૪૪ પ્રમાણેનો ફતવો અજાયબી સાથે વાચ્યો અજાયબી એટલા માટે કે, આપના જેવા બુઝર્ગ અને ખાનદાન વિદ્વાન ન્યાયાધીશના હાથે આવો ઢગધડા વગરનો ફતવો

બહાર પડયો છે નારૂ સાહેબ, એ ફતના બાબત નીચેનો ખુલાસો કરશો તો ઘણો આભારી થઇશ

(૧) તમારા ફતનામા જણાવવામા આવે છે કે, બ્રિટિશ રાજ વિરૂદ્ધ તેમજ નાડાશીનોર રાજ્ય વિરૂદ્ધ પ્રજા ઉશ્કેરણીના ભાષણો કરવામા આવે છે, તો કઇ તારીખે, કઇ જગાએ, કયા શખસોએ તેવા ભાષણો કર્યા હતા, તેની નોધ આપને મળી છે? જો મળી હોય તો જણાવશો? તમારા ફત વામા એ સબધી કાઇ જણાવવામા આવ્યુ નથી

(૨) છે'ની મહાન પ્રજાકીય લડતના બ્રિટિશ સરકારના મોટામા મોટા વિરોધી તો સમાધાની કરીને અત્યારે લડનમા નામદાર શહેનશાહના મે'માન બન્યા છે, અને બ્રિટિશ પ્રધાન મડળ તથા બ્રિટિશ પ્રજાના નેતાઓ સાથે ગુફતેગો ચલાવે છે ત્યારે તમારા એક ખૂણે પડેલા નાનકડા રાજ્યમા, બ્રિટિશ સરકાર વિરોધી બનીને, તેને ઉથલાવી પાડનાર એવો કોણ ફૂટી નીકળ્યો છે, કે તમારે સરકારની દાઝ જાણીને તેની કુમકે દોડવુ પડવુ છે? પણ બાવા, એ તો કાઇ નહિ, આવા જોહુકમો કાઢવા માટે કાઇક કુનેહ તો વાપરવી જ જોઇએ ના? "ઓખરી હાડી ખાતરને મોઢે" એ કહેતી પ્રમાણે, બિચારી બ્રિટિશ સરકારનુ નામ તૈયાર જ છે "બ્રિટીશ સરકાર" "બહારના ચળવ ળીઆ અને "રાજ વિરોધ" બસ, આ ત્રણ શબ્દો શોધવા જવા પડે તેમ નથી જ્યારે જરુર પડે, ત્યારે તેનો ગમે તેમ ઉપયોગ થઇ શકે, એ પણ કુનેહ જ છે ને?

(૩) વળી તમારા ફતવામા જણાવવામા આવ્યુ છે કે "તમારા રાજ્યની કુનેહ ન જળવાય"એવુ વર્તન ચલાવાય છે કુનેહ એટલે તો પ્રપચ, કાવા દાવા, છળકપટ, યુક્તિ પ્રયુક્તિ, એવા અર્થ થાય ખરેખર જો એમ ધારતા હો તો, તે માટે જ્યાસુધી નવાબ સાહેબને પેલા ખટપટીઆ અને સ્વાર્થી નોકરોનો સાથ છે, ( કે જેમને બ્રિટિશ સરકારે દૂર કરવા જણાવ્યુ છે) ત્યાસુધી તો તમારે લગારે ચિતા કરવાની નથી આ ફતવો પણ એ કુનેહ માથી ફૂટી નીકળ્યો હશે નહિ તો તમારા જેવા વયોવૃદ્ધ, ખાનદાન અને તરતના નવા આવેલા અમલદારને આવા ધાળા પર માળા કરવાનુ સૂઝે જ કયાથી? પણ સભાગને બાવા, એ કુનેહમાથેથી જ રાજ્યની અને પ્રજાની પાયમાલી થઇ છે અને બાકી હશે તે પૂરી થશે ત્યાર સુધી

(૪) આપ જાણતા હશો કે, વાસિનોર રાજ્યના ૧૦૫ ગામડામા ફકત એક જ ગામમા રાજ્યની સ્કૂલ છે બાકીના ગામોમા તો મીડુ જ આવી સ્થિતિમા લોકો ખાનગી રીતે શિક્ષણનો અને સમાજ સુધારાનો પ્રયત્ન કરે,

છે આશરે ૧૦ નાગ્યનો શુમાર છે ત્યા એમાએ છાવણી પર બદૂકની ગોળીઓ છૂટી છાવણી બહાર બાધેવા બે બળદો ઘવાઇને ત્યા ને ત્યા મરી ગયા છાવણીમા ગભરાટ ફેલાયો ફાનસો બોલી નાખે તો છાવણીમા ગોળીઓ સાધી નસે એવો ભય હતો છતા દાદાએ કઈક વિચારી, સૌને ધીરજ બધાની, સનાહ આપી કે, ‘ફાનસો બોલી નાખો મ નાની ઘડી આની પૂગી છે, તો સામી છાતીએ મન્થ ’

દાદાની અપ્રતિમ નિર્ભયતા અને જુસ્સાભર્યા વાણીથી સૌમા હિમ્મત આવી ફાનસો બોલી નાખવામા આવ્યા

મનુ પણ એવુ કે, છાવણીમા ગેસન લાઇટ ચાલુ હતુ બાણ ખૂલતા તેનો પ્રકાશ બદૂકધારીઓ તરફ પડ્યો ને તેમને ઓળખાઈ જવાનો, બ્રિટિશ હદમા આવીને ગોળીબાર કરી પકડાઇ જવાનો ભય લાગ્યો કે શુ —કે તેઓ નાસી ગયા

આ બનાવ પછી દાદા મુબઇ ગયા મુબઇ સરકારના ચીફ સેક્રેટરીને તમામ હકીકતથી વાકેફ કર્યા અને મુલાકાત માટે સમય માગ્યો અને તા ૧૬મી નવેમ્બરને દિને મુલાકાત નક્કી થઈ

પરતુ આગલે દિવસે જ દાદાની તબિયતે ઉથલો ખાધો એમનુ મૂત્રકૃચ્છનુ દર્દ એટલી હદે ઉગ્ર બન્યુ કે તાત્કાલિક ઓપરેશનની જરૂર ઊભી થઈ અને તેમને તરત હોસ્પિટલમા દાખલ કરવામા આવ્યા

દાદાએ આ ઠક્કર બાપા (શ્રી અમૃતલાલ ઠક્કર)ને તારથી ખબર આપી તેઓ આવી પહોચ્યા દાદાએ બધા હકીકતો વર્ણવી બતાવી અને ઠક્કર બાપા ચીફ સેક્રેટરીની મુલાકાત માટે પહોચી ગયા

આ પછી તો, દાદા લાબો સમય પથારી વશ રહ્યા પરતુ હવે ઠક્કર બાપાની દોરવણી નીચે, વાડાસિનોરના મુંબઇમા વસતા વતનીઓએ તથા ઓડા મડળના કાર્યકર્તાઓએ સઘનને આગળ ધપાવવા કમર કસી એમા ય વાડાસિનોર રાજ્યના વીરપુર વિભાગના ખેડૂતો હિજરત કરી સાર બા —ઓડ વિસ્તારમા આવે, એવી યોજના પણ વિચારાઈ, અને ઓડા મુકામે વીરપુર તાલુકાના રહેવાસીઓની એક પરિષદ ઠક્કરબાપાના પ્રમુખપદે તા ૨૮–૧૧–૩૧ને રોજ બોલાવવામા પણ આવી આ પરિષદે નવા વેરા સામે, ખેડુ ગુનાઓના નિકદન માટે, અન્યાય અત્યાચારના સામના અર્થ, અને ૧૪૪મી કલમ અને ધરપકડો સામે શાતિમય સત્યાગ્રહના એક માત્ર માર્ગને અપનાવી ને ૧૪૪મી કલમનો ભગ કરી સભા સરઘસો કાઢી પકડાવાને માટે પૂરેપૂરી તૈયારી જાહેર કરી અને જ નહિ

પણ, એમણે એકી અવાજે પ્રતિજ્ઞા કરી કે—

"અમે ઘરબાર, જમીન, ઊભોપાક, ઢોર ઢાંખર અને અમારુ સર્વસ્વ છોડી દેવાનુ સાહસ ખેડીને પણ હિજરત કરતા બિલકુલ આંચકો ખાઇશુ નહિ"

તથા "ના કરની લડત ના પૂરપૂરા દુખો અને જોખમો સામી છાતીએ સહન કરીશુ"

વળી "સત્યાગ્રહની શરૂઆત થતા જ, અમે નનામી સરકારની મુખી મતાદારી કરી, પાપનીતિમા ભાગીદાર થવા કરતા રાજીનામા આપી દઇ, પ્રજાને પડખે ઊભા રહીશુ"

ઉપરાત "અમારા સરદાર અમને સત્યાગ્રહનો જે કોઇ માર્ગ દાખવશે તે માર્ગે જતા, અમે તેના ભયકર અત્યાચારના પ્રસગે પણ અમે માફી માગીશુ નહિ, લડત બધ કરીશુ નહિ, કે હિસાના તોફાની માર્ગે જઇ અમારા પ્રદેશની આબરૂને બટ્ટો લગાડીશુ નહિ"

આ પરિષદમા જ જે મહત્ત્વની માગણીઓ રજુ કરવામા આવી તે આ મુજબની હતી—

ઠરાવ ૬.

આ પ્રજાપરિષદ મક્કમ નિરધાર જાહેર કરે છે કે, જ્યાસુધી અમારી નીચેની ઓછામા ઓછી માગણીઓનો પૂરપૂરો સ્વીકાર કરવામા નહિ આવે, ત્યાસુધી પ્રજાનો અસતોષ કદી દૂર થનાર નથી—

(૧) ૧૪૪ મી કલમની જાહેરાત પાછી ખેચી લઈ મહાસભા અને દેશોન્નતિની પ્રવૃત્તિ કરનાર કોઇપણ મડળ તથા વ્યક્તિ સામેના પ્રતિબધ પાછા ખેચી લેવામા આવે

(૨) શ્રી મણિશકર જોષી તથા શ્રી. કેશરભાઇ પટેલને બિનશરતે છોડી મૂકવા

(૩) લોકોને બ્હીવરાવવા તથા ત્રાસ આપવા રાખવામા આવેલા વધારાના ગુરખા સિપાઈઓ પાછા ખેચી લેવામા આવે

(૪) વેઠ જે ખેડૂતો, અત્યજો, ભોઇભગી તથા સર્વ કારીગર વર્ગો પાસેથી લેવામા આવે છે, તે સદતર-એટલે મફત અને ફરજિયાત બને નાબૂદ કરવામા આવે અને, છેલ્લી બીજી સધિ પછી જેમની પાસેથી મફત વેઠ કરાવવામા આવી છે, તેમના બાકી લેણા પૈસા તાકીદે ચૂકવી દેવામા આવે

(૫) વાવેટીનો પહેલો હપ્તો, દર વર્ષની જેમ પોષ મહિનાથી શરૂ કરવામા આવે

# ૫

# વડલાની શીળી છાયા

—દાદાની કાર્ય પદ્ધતિ અને સાથીદારો

—સદ્‌ગત મોહનલાલ વિ. ગાંધી

—સદ્‌ગત પુરુષોત્તમદાસ ગો. શાહ

—સદ્‌ગત ચંદુલાલ શંકરલાલ બુટાલા

—કોંગ્રેસ પ્રવૃત્તિના ઇતર સાથી-કાર્યકરો

—સિદ્ધિઓનું સરવૈયું.

—વડલાની શીળી છાયા (કૌટુંબિક)

—અંતઘડી

—અંતિમ-યાત્રા

# દાદાની કાર્યપદ્ધતિ અને સાથીદારો

૧૯૪૨-૧૯૪૩ દરમ્યાનની જેલમાં જ દાદા મૂત્રકૃચ્છના દર્દના ભોગ બની, ગંભીર માંદગી ભોગવી છૂટયા હતા અને ત્યાર બાદ, કોંગ્રેસની ઇડરની તથા અમદાવાદ જિલ્લા લોકલ બોર્ડની પ્રવૃત્તિઓમાં તેઓ રચ્યા પચ્યા રહેતા હોવા છતાં, ધીમે ધીમે આ જીવલેણ રોગ તેમને વારંવાર પછડાટો ખવડાવી રહ્યો હતો.

આ વરસો દરમ્યાન ધીમેધીમે પ્રવાસની દોડાદોડી અસહ્ય બનતી જાતી હતી. આમ છતાં, ભાંગેલા દેહે પણ, અને ખોરાકમાં સખત ચરી પાળવી પડે, એ સ્થિતિમાં પોતાની સાથે જ 'સત્તુ' (ઘઉંનો શેકેલો કરકરો લોટ) લઈ, એના જ ઉપર (દૂધ સાથે) દિવસોના દિવસો ગુજારતા દાદા અવિરતપણે કર્મયજ્ઞે પ્રવૃત્તમાન રહ્યા હતા. સ્વરાજ્ય આવ્યા પછીની સ્વરાજ્ય ઘડતરની પ્રવૃત્તિઓ, રચનાત્મક પ્રવૃત્તિઓ ચાલુ જ રહી હતી—અને ધીમે ધીમે કરતાં દાદાને છેક જ પથારી વશ થઈ જઈ, 'નિવૃત્ત' બનવું પડયું (૧૯૫૧) ત્યાં સુધી તે ચાલુ જ રહી હતી.

અગાઉ આપણે દાદાની રાજકીય પ્રવૃત્તિઓ (૧૯૨૦થી માંડી ૧૯૩૦-૩૨, ૧૯૪૨ ની લડતો, અને ઈડર તથા બાલાસિનોર રાજ્યની લડતો) અંગે વિગતે જોઈ ગયા છીએ, પરંતુ આ વિવિધ લડાયક પ્રવૃત્તિઓ દરમ્યાન અને તે પૂર્વે તથા ત્યાર બાદ પણ, દાદાએ મોડાસા ગામની અને પ્રદેશની અનેક રચનાત્મક પ્રવૃત્તિઓને પોતાના કાર્યક્ષેત્રનો પાયો બનાવી હતી. તેને પ્રતાપે તો પ્રદેશ ભરમાં અનેક સંસ્થાઓની સુગંધ પમરી ઊઠી હતી.

આ સંસ્થાઓમાં સૌથી મહત્ત્વની હતી 'મોડાસા કેળવણી મંડળ,' 'મોડાસા પ્રદેશ સેવા સંઘ' હસ્તકની ખાદી પ્રવૃત્તિ, હરિજન પ્રવૃત્તિ, તથા હોસ્પિટલની પ્રવૃત્તિ ઉપરાંત પણ મ્યુનિસિપાલિટી, બ્રધગૃહ, સંસ્કૃત પાઠશાળા, બાલમંદિર, મહિલા મંદિર, વ્યાયામ પ્રવૃત્તિ અને શામળાજી અને મેશ્વજ કેન્દ્રની વિશિષ્ટ પ્રવૃત્તિઓ.

આ ઉપરાંત વળી, એક છેડે મુસ્લિમ પ્રજાને હિતકર થઈ શકે તેવાં પ્રયાસો અને બીજે છેડે 'શુદ્ધાદ્વૈત સંસદ' જેવી વૈષ્ણવપંથી પ્રવૃત્તિમાં ય તેઓ સક્રિય રસ લેતા રહ્યા હતા.

આ તમામ પ્રવૃત્તિઓ દરમ્યાન દાદાની કાર્યપદ્ધતિ અનોખી હતી છે આમ તો તેઓ આ પ્રદેશના કોંગ્રેસી આગેવાન હતા. અને દાદાની કોંગ્રેસ પ્રત્યેની શ્રદ્ધા અનન્ય હતી. ગાંધીજી અને સરદાર પટેલ પ્રત્યેની તેમની

પૂજ્યભાવના અસ્ખલિત હતી. અને તેમણે પોતાની 'આપમેળે' 'આપસૂઝ' થી કોંગ્રેસ અને દેશી રાજ્યોની લડતોનાં ભગીરથ કાર્યો પાર પાડ્યાં હતાં; જ્યાં 'આદેશ' અને 'દોરવણી' તો તેમણે કોંગ્રેસની જ સ્વીકારી હતી. સરદાર પટેલ, દાદા માવલંકર અને શ્રી. મોરારજીભાઇની સલાહ અને સૂચના સુધ્ધાંને તેઓ એક 'સૈનિક' ની જેમ માથે ચઢાવી લેતા. આમ કરવા જતાં, જે કાંઇ વેઠવું પડે અથવા જે કાંઇ ઘર્ષણ આવે, તેને તેઓ કેવળ કર્તવ્ય સમજી અપનાવી લેતા. આમ છતાં, એમણે દેશી રાજ્યોની લડતોથી માંડી સ્થાનિક અને વૈષ્ણવપંથી પ્રવૃત્તિઓ સહિતનાં ક્ષેત્ર તેમની પોતાની આગવી રીતેજ કાર્ય કર્યું છે. તેમના સેંકડો સાથી કાર્યકરોના વિવિધ પ્રકારના વિચારો, માન્યતાઓ, આચારો અને સિદ્ધાંતભેદોને મોટે ભાગે સાચવી લઇ, નભાવી લઇ, તેમને અનુકૂળ કાર્યો તેમને હસ્તક સુપ્રત કરી, ભાવનાની એકરૂપતાવાળી સદર ટીમ ઊભી કરી દીધી હતી. તે એટલે સુધી કે, જુદા જુદા ક્ષેત્રે પોતપોતાનાં રસશક્તિ અને પદ્ધતિએ કાર્ય કરી રહેલો કોઈ એવો કાર્યકર નહિ હોય, જેણે પોતાને દાદાની સેવક-ટુકડીના એક અદના સેવક સમજી, દાદા પ્રત્યેની વફાદારીથી તેમને સાથ નહિ આપ્યો હોય.

એટલું જ નહિ, ઈતર જાહેર કાર્યમાં સાધારણ રસ લેનારા અને કેટલેક અંશે દાદાની કોંગ્રેસ પ્રવૃત્તિ પ્રત્યે ઉદાસીન રહેલા વેપારીઓ, અને ઇતર નાગરિકો સુદ્ધાંને, દાદાએ તેમની મર્યાદાઓ સમજીને તેમને જીતી લીધા હતા. એથીય આગળ વધી, એમ કહી શકાય કે, કોંગ્રેસી વિચારસરણીથી જુદા પડેલા અને જુદા રહેલા કાર્યકરો સાથેય તેમણે જવલેજ ઘર્ષણના પ્રસંગો આવવા દીધા હતા.

મોડાસા જેવા વેપાર-પ્રધાન ગામમાં અને અરધો અરધ મુસ્લિમ વસ્તીવાળા કસ્બામાં, ન્યાત જાતો અને વિવિધ વર્ગહિતોના સંઘર્ષના પ્રાથમિક કક્ષાના વાતાવરણમાં દાદાએ અતિ ધીરજ, અતિ કુનેહ અને અતિ દીર્ઘદૃષ્ટિથી જાહેર કાર્ય કર્યું હતું. એટલે જ તો તેમની હયાતિ દરમ્યાન 'કોંગ્રેસી અને બિન કોંગ્રેસી કાર્યકરો' એવો ભેદ જન્મ્યો ન હતો; તથા વિવિધ પ્રવૃત્તિઓ વચ્ચે પણ એકતા અને સંકલના સચવાઇ હતી. ઘણી ખરી વાર તો ભેદો પાડવા પણ મુશ્કેલ અથવા અશક્ય હતા.

હવે આપણે દાદાની વિવિધલક્ષી જાહેર પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત બની ચમકેલા એવા બે અનન્ય આધારસ્તંભોનો ટૂંકો પરિચય કરીએ.

પૂજ્યભાવના અસ્ખલિત હતી. અને તેમણે પોતાની 'આપમેળે' 'આપસૂઝ' થી કોંગ્રેસ અને દેશી રાજ્યોની લડતોનાં ભગીરથ કાર્યો પાર પાડયાં હતાં; જ્યાં 'આદેશ' અને 'દોરવણી' તો તેમણે કોંગ્રેસની જ સ્વીકારી હતી. સરદાર પટેલ, દાદા માવલંકર અને શ્રી. મોરારજીભાઇની સલાહ અને સૂચના સુધ્ધાંને તેઓ એક 'સૈનિક'ની જેમ માથે ચઢાવી લેતા; આમ કરવા જતાં, જે કાંઇ વેઠવું પડે અથવા જે કાંઇ ઘર્ષણ આવે, તેને તેઓ કેવળ કર્તવ્ય સમજી અપનાવી લેતા. આમ જ્યાં, એમણે દેશી રાજ્યોની લડતોથી માંડી સ્થાનિક અને વૈષ્ણવપંથી પ્રવૃત્તિઓ સહિતનાં ક્ષેત્રે તેમની પોતાની આગવી રીતે જ કાર્ય કર્યું છે. તેમના સેંકડો સાથી કાર્યકરોના વિવિધ પ્રકારના વિચારો, માન્યતાઓ, આચારો અને સિદ્ધાંતભેદોને મોટે ભાગે સાંખી લઇ, નભાવી લઇ, તેમને અનુકૂળ કાર્યો તેમને હસ્તક સુપ્રત કરી, ભાવનાની એકરૂપતાવાળી સદ્ધર ટીમ ઊભી કરી દીધી હતી. તે એટલે સુધી કે, જુદા જુદા ક્ષેત્રે પોતપોતાનાં રસશક્તિ અને પદ્ધતિએ કાર્ય કરી રહેલો કોઈ એવો કાર્યકર નહિ હોય, જેણે પોતાને દાદાની સેવક-ટુકડીના એક અદના સેવક સમજી, દાદા પ્રત્યેની વફાદારીથી તેમને સાથ નહિ આપ્યો હોય.

એટલું જ નહિ, ઇતર જાહેર કાર્યમાં સાધારણ રસ લેનારા અને કેટલેક અંશે દાદાના કોંગ્રેસ પ્રવૃત્તિ પ્રત્યે ઉદાસીન રહેલા વેપારીઓ, અને ઇતર નાગરિકો સુદ્ધાંને, દાદાએ તેમની મર્યાદાઓ સમજીને તેમને જીતી લીધા હતા. એથીય આગળ વધી, એમ કહી શકાય કે, કોંગ્રેસી વિચારસરણીથી જુદા પડેલા અને જુદા રહેલા કાર્યકરો સાથેય તેમણે ભાગ્યેજ ઘર્ષણના પ્રસંગો આવવા દીધા હતા.

મોડાસા જેવા વેપાર-પ્રધાન ગામમાં અને અરધો અરધ મુસ્લિમ વસ્તીવાળા કસ્બામાં, ન્યાત જાતો અને વિવિધ ધર્મપંથિતોના સંઘર્ષના પ્રાથમિક કક્ષાના વાતાવરણમાં દાદાએ અતિ ધીરજ, અતિ કુનેહ અને અતિ દીર્ઘદૃષ્ટિથી જાહેર કાર્ય કર્યું હતું. એટલે જ તો તેમની હયાતિ દરમ્યાન 'કોંગ્રેસી અને બિન કોંગ્રેસી કાર્યકરો' એવો ભેદ જન્મ્યો ન હતો; તથા વિવિધ પ્રવૃત્તિઓ વચ્ચે પણ એકતા અને સંકલના સધાયાં હતી. ઘણી ખરી વાર તો ભેદ પાડવા પણ મુશ્કેલ અથવા અશક્ય હતા.

હવે આપણે દાદાની વિવિધલક્ષી જાહેર પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત બની ગયેલા એવા બે અનન્ય સાથીદારોનો ટૂંકો પરિચય મેળવીએ.



શ્રી પુરુષોત્તમ ગોકળદાસ શાહ

જન્મ : વિ. સં. ૧૯૫૨ પોષ વદ ૭

[ ૧૮૯૬ જાન્યુઆરી ૭ ]

હરિશરણ : સંવત ૨૦૧૪ શ્રાવણ વદ ૧૦ (તા ૯–૮–'૫૮)

# સ્વ. શ્રી. મોહનભાઈ વિ. ગાંધી

શ્રી મોહનભાઈ એ ૧૯૧૫માં એલ. એલ. બી. થઈ અમદાવાદમાં વકીલાત શરૂ કરી હતી. તે અરસામાં મોડાસાની એ. વી. સ્કૂલ જેમ તેમ ચાલતી હતી. ને મહાલકારી તેના પ્રમુખ તરીકે સામાન્યતઃ રહેતા. હવે પછી શ્રી મોહનભાઈ તેના પ્રમુખપદે નિયુક્ત થયા. અને તેમણે સ્કૂલના વિકાસાર્થે પ્રયત્નો કરવા માંડયા. મોડાસાની એ. વી. સ્કૂલમાં તેમણે પણ શિક્ષણ લીધું હતું. અને આજીવિકાર્થે અમદાવાદ–મુંબઈ રહેતા હોવા છતાં, સ્કૂલનો વિકાસ અને વતનની સેવા કરવાનુ ધ્યેય તેમના દિલમાં રહ્યા કરતું હતું. એ અંગે એમણે દાદા સાથે લાંબો પત્રવ્યવહાર કર્યો. ૧૯૧૯માં એ. વી. સ્કૂલને હાઈસ્કૂલમાં ફેરવવા આંદોલન ઉપાડયું અને તા. ૩૦–૬–૧૯૧૯ ના રોજ મો. કેળવણી મંડળની સ્થાપના થઈ. શ્રી. મોહનભાઈ તેના પ્રથમ પ્રમુખ થયા.

શ્રી મોહનભાઇના ચિંતનશીલ સ્વભાવને વકીલાત રુચતી ન હતી. તેઓશ્રી કૉલેજમા હતા, ત્યારથી તેમને વાચનમનનનો ખૂબ શોખ હતો. તેમણે કાવ્ય, સાહિત્ય વાંચ્યું હતુ ને ખાસ કરીને "કલાપીના કેકારવે" તેમને આકર્ષેલા. કવિ જગન્નાથ ત્રિપાઠી 'સાગર' સાથે તેમની ગાઢ મૈત્રી બંધાઈ હતી. "હજારો રાત વાતોમાં ગુમાવી તે કમાઇ છે," એનો પ્રત્યક્ષ અનુભવ તેઓ કરતા. એમની અસરને પરિણામે સ્વીડન બોર્ગ, એમર્સન વગેરે પશ્ચિમી ફિલસૂફોનો, તેમજ જલાલુદ્દીન રૂમી વગેરે સૂફી સંતોના સાહિત્યનો અભ્યાસ કર્યો. તેમણે થોડાક કાવ્યો ને ગઝલો પણ લખેલાં, અને ગુજરાતી ગઝલીસ્તાનમાં 'પરિન્દા' નામથી એમની કેટલીક ગઝલો છપાયેલી. તેમણે બાબા પ્રેમાનંદ ભારતીનુ "krishna the lord of love" વાંચ્યું અને તે પુસ્તકે તેમના ચિત્ત પર બહુ ગહન અસર કરી. માનસિક રીતે તેમને ગુરુ તરીકે પણ સ્વીકારેલા. તેમના વિષે વધુ જાણવા માટે તેઓ મધર લલિતા જોહનસનના પરિચયમાં પણ આવેલા. અલવરના એમ. વાય સનગ નામે રીટાયર્ડ એન્જુ. ઇન્સ્પેકટર થીઓસોફિકલ સોસાયટીના પ્રમુખ હતા. તેમના સમાગમથી તેમણે થીઓસોફીનો પણ અભ્યાસ કર્યો. આમ તેમની વૃત્તિ અંતર્મુખ બનતી જતી હતી. જગતના જુદા જુદા સંપ્રદાયોનો પણ તેમણે અભ્યાસ કર્યો. ખ્રિસ્તી ધર્મ પ્રત્યે તેમનું ખૂબ આકર્ષણ થયેલું, આથી તેમના પિતાશ્રીને દુઃખ થયેલું. તેમ છતાં પિતાની ઇચ્છા ફળી : મોહનભાઈ તેમનાં પાછલાં વર્ષોમાં અટંકી વૈષ્ણવ બની ચૂકયા હતા.

વકીલાતનો ધંધો કરતા કરતા તેમણે પોતાનું વાચન ખૂબ વધારી દીધું હતું. તેમનું કાયદાનું જ્ઞાન પણ સૂક્ષ્મ ને વિશાળ હતું. એક ખૂનકેસમાં ન્યાયાધીશ શ્રી કેનેડીએ તેમની ખૂબ પ્રશંસા પણ કરી હતી. વકીલ તરીકેની તેમની પ્રતિષ્ઠા જામતી હતી. પરંતુ તેમના દિલને એ વ્યવસાય રૂચતો નહોતો. સને ૧૯૧૮ ની સાલમાં એમનું મનોમંથન વધતું જતું હતું. દેશમાં એ સમયે વાતાવરણ ડહોળાએલું હતું. જલિયાંવાલા બાગની કતલથી દેશમાં રોષ ભભૂકી ઊઠયો હતો. મહાત્માજીએ અસહકારની ઘોષણા કરી. તેમણે વકીલોને વકીલાત છોડવા, વિદ્યાર્થીઓને ને શિક્ષકોને શાળા-કોલેજો છોડવા આદેશ કર્યો. મોહનભાઇએ એ આદેશને અનુસરી, તેમજ વકીલાતના ધંધામાં પ્રવર્તતા અસત્યને લીધે વકીલાત છોડી. ૧૯૨૩ ની નાગપુર કોંગ્રેસમાં તેમણે પોતાના સુમિત્ર શ્રી વિષ્ણુભાઈ ત્રિવેદી સાથે હાજરી પણ આપી.

આ અરસામાં, શ્રી વિષ્ણુભાઇ તથા દ્વારકાપ્રસાદ ગાંધીના સહકારમાં તેઓ મુંબઇમાં ગાંધી એંડ કું. માં જોડાયા. પરંતુ એ વેપારમાં ય તેમનું દિલ ચોંટતું ન હતું. મંડળના કામ અંગે તેઓ અવારનવાર મોડાસા આવતા. ૧૯૨૧ માં રૅાલેટ ઍકટ સામે હિંદભરમાં ભયંકર ઉહાપોહ થયો. એ કાળા કાયદા સામે જનતાએ બંડ પોકાર્યું. મહાત્માજીએ સરકાર સામે સત્યાગ્રહ કરવાની ઘોષણા કરી. મોડાસા એ આંદોલનથી અલિપ્ત ન રહ્યું. મોહનભાઈએ આ સમયે વેપાર છોડી મોડાસામાં કાયમી નિવાસ કર્યો અને સ્થાનિક શૈક્ષણિક અને રાજકીય પ્રવૃત્તિઓમાં સમય આપવા માંડયો. દાદા પણ તે સમયે મોડાસા આવી ગયા હતા. મોડાસામાં રાજકીય પ્રવૃત્તિ વિકસતી જતી હતી. મોહનભાઇએ કોંગ્રેસની રાજકીય પ્રવૃત્તિમાં પણ દાદાને ઘણો સાથ આપ્યો. પરંતુ રાજકીય પ્રવૃત્તિ તેમના દિલને લંબો સમય ન રુચી. તેમના પોતાના શબ્દોમાં કહીએ:

> થોડા જ અનુભવથી હું જોઇ શકયો કે મારા દિલના અવાજને વધારે વફાદાર નીવડું હોય તો મારો માર્ગ રાજકીય નથી પણ કેળવણી વિષયક વધારે છે. એક સુશિક્ષિત દેશજન તરીકે રાજકીય પ્રવૃત્તિમાં કોને રસ ન હોય? પણ રસ હોવો એ જુદી વાત છે. તેને જીવનમાં ધ્યેય તરીકે અનુસરવું એ બીજી વાત છે. હું તરત જ જોઈ શકયો કે એ મારો માર્ગ નથી. મારો માર્ગ તો શિક્ષણ વિષયક છે. છતાં તે માટે હું યોગ્ય છું કે કેમ તે મારે જોવું જોઇએ ને? એટલે મે શાળાના શિક્ષણ કાર્યમાં સક્રિય ભાગ લેવો શરૂ કર્યો. મે બે ત્રણ વર્ષ એ કાર્ય કર્યું. અને મને ખાતરી થઇ કે એ કાર્ય મારું જીવનકાર્ય થઇ શકશે.

આ પછી તો શિક્ષણની પ્રવૃત્તિમાં તેઓ પ્રાણપણે ખૂંપી ગયા. લાલજી

વિદ્યાર્થી ભવન શરુ થયું, ત્યારથી શ્રી મોહનભાઇ તેના ગૃહપતિ તરીકે રહ્યા અને વિદ્યાર્થીઓના વધુ નીકટ સંપર્કમાં આવ્યા. ત્યાં તેઓ છાત્રાલયમાં સવારે પાંચ વાગે પ્રાર્થના કરાવતા, અને શરીરની તાલિમ માટે આગ્રહ સેવતા, તથા તેમની નાની મોટી બાબતોમાં માર્ગદર્શક બનતા. ધાર્મિક ચિત્તવૃત્તિ, શિક્ષણોત્સાહ અને વિદ્યાર્થીઓ પ્રત્યેના પ્રેમને કારણે તેઓ વિદ્યાર્થીઓમાં અતિશય પ્રિય બન્યા. અને શાળાના વિકાસમાં તેમના જીવનની સુવાસે અગ્રગણ્ય ભાગ ભજવ્યો. મોડાસાની આસપાસના ૪૦ માઇલના પ્રદેશમાં આ એક આદર્શ અને અભિનવ સંસ્થા બની રહી. કેળવણી ખાતાના અમલદારો, સ્થાનિક ઓફિસરો અને નિમંત્રિત મહેમાનો આ સંસ્થા અને એના કાર્યકરોને જોઇ ભારે આશ્ચર્ય ને આનંદ વ્યક્ત કરતાં થયાં.

ધર્મનીતિના શિક્ષણ વિના વિદ્યાર્થીનું ચરિત્ર-ગઠન થઇ શકે જ નહિ, એમ શ્રી મોહનભાઈ દૃઢપણે માનતા. આથી તે અવાર નવાર ધર્મ, નીતિ, રાજકારણ વગેરે વિષયોના શિક્ષણ માટે અભ્યાસ વર્ગો ચલાવતા અને વિદ્યાર્થીઓને વિવિધ વિષયોનુ જ્ઞાન સંપાદન કરવા પ્રેરતા. તેમનુ પોતાનુ વિશાળ ને વિવિધ વાચન સાચી પ્રેરણારૂપ બનતું. ધાર્મિક સહીષ્ણુતા કેળવાય, અને વિદ્યાર્થીઓમાં ધર્મનીતિ પ્રેમ ખીલે, તે માટે તેમણે શાળાના અભ્યાસક્રમમાં નીતિ શિક્ષણનો વિષય ઉમેર્યો. આ માટે ધ્યેયલક્ષી વાચનમાળાઓ પ્રાપ્ત કરવી એ મુશ્કેલ કાર્ય હતું. તેમણે જુદાં જુદાં ધોરણો માટે જુદા જુદા સંપ્રદાયોના સંતોના જીવન પ્રસંગોનાં પુસ્તકો પસંદ કર્યાં અને શાળાની કારકીર્દિ દરમિયાન વિદ્યાર્થી મુખ્ય ધર્મો અંગે ઠીક ઠીક માહિતી પ્રાપ્ત કરે એવી ગોઠવણ કરી. એમની પ્રેરણાથી શ્રી. રમણલાલ સોનીએ "ઉપનિષદ કથા મંગળ" અને "ભાગવત કથામંગલ" રચ્યાં, જે તેમણે હાઈસ્કૂલ તરફથી છપાવીને વિદ્યાર્થીઓને મફત વહેંચ્યાં.

તેવી જ રીતે તેમણે શરુઆતથી જ શાળામાં રાષ્ટ્ર ભાષાના શિક્ષણનો પ્રબંધ કરેલો. વિદ્યાર્થીઓ જાહેરમાં વિના સંકોચે બોલી શકે, તે માટે ઉપલાં ધોરણોમાં તેમણે ચર્ચા સભાઓ શરુ કરી. ધ્યેયલક્ષી નાટકો લખવા શ્રી રમણલાલ સોનીને પ્રેર્યા અને શુદ્ધ અને સાત્વિક મનોરંજનના આગ્રહી રહ્યા.

શિક્ષણ અને સંસ્કાર પ્રચારના એમના ઊંડા પ્રેમને લીધે તેઓ અમદાવાદ જિલ્લાની સ્કુલબોર્ડના ઘણા વખત સુધી સભ્ય રહ્યા હતા. સારાએ જીલ્લામાં એક આદર્શ શિક્ષક અને શિક્ષણ શાસ્ત્રી તરીકે તેઓ પંકાએલા. તેમના જીવનની સુવાસ ઘણા વિદ્યાર્થીઓ પર જાદુઈ અસર કરી ગઇ. ઘણા

વિદ્યાર્થીઓએ તેમની પાસેથી જીવનનું ભાથું બાંધ્યું. વિદ્યાર્થીઓમાં તેઓ કેવળ આદરપાત્ર નહોતા, તેમના દિલમાં તેમણે દૃઢ સ્થાન પણ લીધું હતું. તેમની મધુર પ્રતિભા અને સૌમ્ય મુખાકૃતિ પહેલી નજરે જ વિદ્યાર્થીના માનસમાં અચૂક છાપ મૂકી જતાં. વિદ્યાર્થીઓ તેમને "ફિરસ્તો" કહેતા. શાળાના ઉપલે મજલેથી તે સફેદ ખાદીના નિષ્કલંક લેબાસમાં નીચે ઉતરતા હોય, ત્યારે કોઇ દૈવી ફિરસ્તાનું અવતરણ થતું હોય એમ વિદ્યાર્થીઓ અનુભવતા. વિદ્યાર્થીઓ સાથેના વ્યવહારમાં તેમને કદી કોઇએ કઠોર કે ગુસ્સે થએલા જોયા નથી. દબાણથી કામ ન લેતાં તેઓ સમજાવટ અને પ્રેમથી કામ લેતા. એમના પ્રેમને સૌ વશ થઇ જતાં.

સમૃદ્ધ પુસ્તકાલય એ શાળાની મહત્વની આવશ્યકતા છે. શાળામાં તેમણે વિદ્યાર્થી ઉપયોગી ઘણાં પુસ્તકો વસાવ્યાં. ૧૯૩૯ માં શ્રી. છો. કા. છુટાલાએ પોતાનાં સ્વર્ગસ્થ ધર્મ પત્ની સૌ. ધનલક્ષ્મીબેનના સ્મરણાર્થે હાઇસ્કૂલને એક વાંચનાલય ને લાયબ્રેરી બંધાવી આપ્યાં ને હાઇસ્કૂલની એક મોટી જરૂરિયાત પૂરી પાડી. ત્યારે મોહનભાઇએ પોતે તેમાં ઘણાં પુસ્તકો ભેટ આપ્યાં.

૧૯૪૪ સુધી તેઓ હાઇસ્કૂલના આચાર્ય પદે રહ્યા. નિવૃત્તિ લીધા પછી પણ તેમણે શિક્ષણ-સંસ્કારનું કામ બંધ ન કર્યું. "શુદ્ધાદ્વૈત સંસદ" સ્થાપી, શ્રી. વલ્લભાચાર્યજીના સાહિત્ય અને સંપ્રદાયના પ્રચાર માટે આમરણ પ્રયાસ કર્યો. તેમની આ શિક્ષણ-સેવા ધ્યાનમાં લઈ વિદ્યાર્થીઓ અને કેળવણી મંડળે તેમના સ્મરણમાં 'મોહનભાઈ પ્રાર્થના મંદિર' હાઈસ્કૂલની પાસે જ બંધાવ્યું. દાદાની પ્રતિભા એક રાજકારણ અને સમાજ સેવકની હતી, તો મોહનભાઇની પ્રતિભા એક આધ્યાત્મિક પુરુષની હતી. જેટલો વતનપ્રેમ દાદાના દિલમાં ઉભરાતો હતો, તેટલું જ માદરે વતનનું હિત મોહનભાઇને હૈયે હતું. દાદાનાં ત્યાગ અને સમાજ સેવાની પ્રવૃત્તિઓ મોડાસાને જીલ્લામાં ખ્યાતનામ બનાવતાં હતાં. તો મોહનભાઇનું સૌજન્ય માનવ્ય ભાવના ને નિર્મળ વ્યક્તિત્વ પણ મોડાસાનું આકર્ષણ હતું. રાજકારણ અને સમાજસેવા. શિક્ષણ અને સંસ્કારનાં ક્ષેત્રોમાં આ બંનેની જોડલીએ મોડાસાના હૈયે અક્ષય સ્થાન પ્રાપ્ત કર્યું છે.

## શ્રી. પુરૂષોત્તમ ગો. શાહ (દાસભાઇ)

મોડાસાના સર્વાંગી વિકાસમાં, દાદાના સાથી તરીકે એક બીજી વ્યક્તિએ એકનિષ્ઠ એકાગ્રતાથી, સંસ્થાના આરંભકાળથી, પોતાની સર્વ શક્તિઓનું સિંચન કર્યું હોય, તો તે શ્રી. પુરુષોત્તમ ગો. શાહ (જેને સૌ દાસભાઈ કહે

છે) છે દાદાના લગભગ તમામે તમામ ક્ષેત્રના સાથી અને સહકાર્યકર્તા–જોડીદાર તરીકે જો કોઇ એક વ્યક્તિનુ સ્થાન દર્શાવી શકાય, તો તે શ્રી. દાસભાઇનુ દાદાની ગેરહાજરી (જેલવાસ તથા બિમારી અને બીજી પ્રવૃત્તિઓમા રોકાણ) મા દાદાની છાયામા પાંગરેલી અનેકવિધ પ્રવૃત્તિઓના સંચાલનમા જો કોઇ એક વ્યક્તિ સતત સેવારત રહી હોય તો તે શ્રી. દાસભાઈ છે.

શ્રી દાસભાઇ ૧૯૪૮ મા સંપૂર્ણત પથારીવશ બન્યા, ત્યા સુધીનાં ૨૦ વર્ષ દરમ્યાન તેમણે મોડાસા પ્રદેશ સેવાસઘ, મોડાસા કોંગ્રેસ સમિતિ, મોડાસા છાત્રાલય, મોડાસા કેળવણી મંડળ, મોડાસા મહિલા મંદિર, ખાદી પ્રવૃત્તિ, હરિજન પ્રવૃત્તિ, રાહત અને સેવા કાર્યો પાછળ, તે તે કમિટિઓના કોઇને કોઇ હોદ્દેદાર તરીકે–મોટે ભાગે,–અને તે સિવાય તેમણે પોતાનુ તન ઘસી નાખ્યું છે.

અલબત્ત, દાસભાઇનો સ્વભાવ રાજકારણી ક્ષેત્રો કરતા રચનાત્મક કાર્યોને વધુ અનુકૂળ રહ્યો છે. અને તેમા તેમની શક્તિઓ વધુ દીપી ઊઠી છે

દાસભાઇનો જન્મ ૧૮૯૬ ના જાન્યુઆરીની ૭ મી (સં ૧૯૫૨ પોષ વદ ૭) ને રોજ થયો હતો તેમના વડીલોનુ મૂળ વતન બામણા* તા ભીલોડા) પિતાજી પહેલા શિક્ષક અને બાદ બ્રિટિશ રાજ્યમા તલાટી હતા તેમણે ૧૯૧૧ મા વર્નાક્યુલર ફાઇનલ પાસ કરી, મોડાસામા અંગ્રેજી ૪ ધોરણ પૂરા કરી, આગળ અભ્યાસ માટે નડિયાદ ૧૯૧૩ માં ભણવા ગયેલા, અને સાતમુ અંગ્રેજી ધોરણ અમદાવાદમા પૂરૂ કરેલું અમદાવાદમાં ખડાયતા છાત્રાલય ખૂલ્યુ, ત્યારે તેના પ્રથમ વિદ્યાર્થીઓમા દાસભાઈ હતા. પરંતુ ગરીબ સ્થિતિને કારણે, અર્ધી માફીનો પ્રયત્ન કરવામા નિષ્ફળતા મળતા ના છૂટકે અભ્યાસ છોડી, તેમણે મુંબઈ જઇ નોકરી શરૂ કરી–શેરબજારમા દાખલ થયા.

દાદાની જેમ દાસભાઈ પણ અતિ નાની વયથી રાષ્ટ્રસેવાનું સ્વપ્ન સેવતા થયા હતા ૨૪ મી વર્ષગાંઠે જ (૧૯૧૯ મા) લખેલી તેમની ડાયરી જુઓ "૨૩ વર્ષ માતૃભૂમિના પૃષ્ઠ ઉપર પસાર થયા પણ માતાની સેવા કરી શકયો નથી, તેથી હીનભાગી છુ......"

દાસભાઇની આ વેદનાના મૂળ કેટલા ઊંડા છે! આ શબ્દો જ્યારે તેઓ લખી રહ્યા છે, ત્યારે તેમની આર્થિક સ્થિતિ અત્યંત કફોડી છે પિતાજીનું હજી હમણા જ અવસાન થયું છે, અને માથે દેવું ઊભેલુ છે

* ગુજરાતના અમણી સાહિત્યકાર શ્રી ઉમાશંકર જોષી આજ ગામના વતની છે.

પરંતુ પ્રભુમાં આસ્થા રાખી, તેમણે પોતાનાં જીવન-આદર્શો માત્ર ૨૩ વર્ષની વયે જ, પાન કરી લીધાં હતાં !—(૧) માતૃભૂમિની સેવા (૨) જરૂરિયાતો ઓછી કરી સાદું જીવન ગુજારવું (૩) આર્થિક ઉન્નતિ માટે સત્યપંથનો આગ્રહ (૪) ચોક્કસ વિષયોનું જ્ઞાન મેળવવું (૫) ગોકુલાશ્રમ ફંડ (અંગત ધર્માદા ફંડ ખાતે આવકની ૧૨॥ ટકા રકમ જુદી કાઢવી

હજી તો માથે દેવું ઊભું છે ને આર્થિક ભીંસ ગળે વીંટળાઈ રહેલી છે, ત્યારે આ નીતિના નિર્ણય તેમની ઉચ્ચ કક્ષાની જાગ્રતિની દ્યોતક નથી શું ?

અલબત્ત, દાસભાઈની રાજકીય જાગ્રતિ ૧૯૧૬ થી નક્કર રૂપ ધરી રહી હતી. ૧૯૧૬ ની સાલ હતી. તિલક મહારાજ અમદાવાદમાં પધારવાના હતા. લાખ-લાખ માનવીથી અમદાવાદનો રાજમાર્ગ ઉભરાઈ ગયો હતો. ખુદ ગાંધીજી અને બીજા દેશનેતાઓ તથા કાર્યકરોએ તિલક મહારાજની ગાડી (ઘોડા છોડી નાખેલી બગી) ની ધુરા પોતાને ખભે ઊંચકી લઈ, તેમને આખા શહેરમાં ફેરવ્યા હતા. અને ત્યારે કોઈપણ જુવાન હૈયું એ ઊર્મિ સાગરમાં કૂદી પડ્યા વિના રહે તો એ જુવાન નહિ—અને દાસભાઈ દોડી પહોંચ્યા. તિલક મહારાજની ગાડીની ધુરા વહેતા પોતાના જીવનની ધન્યતા અનુભવી.

આ દિવસોમાં અમદાવાદમાં ઉપરાઉપરી પરિષદો હતી. ગાંધીજી, તિલક મહારાજ, જનાબ ઝીણા, બેકર વગેરેનાં ભાષણો થયાં. બીજે દિવસે શ્રી ગોકુળદાસ પારેખને પ્રમુખપદે "મદ્યનિષેધક પરિષદ" મળી. ત્રીજે દિવસે શ્રી સતમાલને પ્રમુખપદે "કેળવણી પરિષદ" મળી. એ જ દિવસે શ્રી પરાંજપેના પ્રમુખપદે "સોશિયલ રિફોર્મ કોન્ફરન્સ" મળી.

દાસભાઈએ આ પરિષદોમાં સ્વયંસેવક તરીકે કામ કરેલું.

આ પછી તો તેમણે અવારનવાર જુદા જુદા વિષયો ઉપર લેખ-લખાણો છાપા જોગ લખવા માંડેલા. "થિઓસોફી અને સમાજભાવના", "વિજ્ઞાનશાસ્ત્ર અને ઈશ્વરશાસ્ત્ર" વગેરે (૧૯૧૭ માર્ચ).

૧૯૧૯ સુધીમાં આ રીતે દાસભાઈનું ઘડતર થયું હતું. અને તેમણે તેમની નોંધપોથીમાં જે આદર્શોની નોંધ કરેલી આપણે ઉપર જોઈ ગયા તે ઠાલી ન હતી.

આ દિવસોમાં તેઓ 'હોમરૂલ' ની પ્રવૃત્તિથી આકર્ષાયા હતા. તેમણે ૨-૧-'૧૯ ના રોજ નોંધપોથીમાં ટપકાવ્યું છે "સ્વરાજ્ય, આત્મનિર્ણય, અને હોમરૂલના ભણકારા દરેક કેળવાયેલા હૃદયમાં અત્યારે ઝણઝણી રહ્યા છે—"

અને દાસભાઈ આ દિવસોથી મુંબઈ ઇલાકા અને ગુજરાતમાં કામ

કરવાની યોજના વિચારતા હતા અને કાગળ ઉપર ટપકાવતા હતા.

પરંતુ, ૧૯૧૯ના એપ્રિલની ૬ ઠ્ઠીએ, સરકારે રાઉલેટ બિલ કાળો ખરડો પ્રગટ કરેલો, તેનો વિરોધ દેશ ભરમાં ઉજવાયો—સરઘસ, સભા, ઉપવાસઃ તેમાં દાસભાઇએ ભાગ લીધો. તા. ૭ મીએ સત્યાગ્રહનાં પુસ્તકોનું વેચાણ કર્યું.

અને ૨૫ મી વર્ષગાંઠે—કેવળ એક જ વર્ષ વીતતાં તેમણે નોંધ કરી.

"સાદાઈ અને સત્યપંથે અર્થ પ્રાપ્તિ તો ઠીક ઠીક સધાઇ છે.. પણ માતૃભૂમિની સેવાનો આદર્શ હૃદયમાં હરહમેશ હોવા છતાં તેમાં જરા પણ આગળ વધાયું નથી......"

અલબત્ત, ધર્માદા ફંડની રકમ આશરે રૂ. ૪૦૦ જેટલી થઈ હતી; અને તેજ રીતે ૧૨½ ટકાનો નિયમ ચાલુ રાખ્યો.

૧૯૨૦ માં દાસભાઇએ મુંબઈથી નવજીવનના તંત્રીને પત્ર લખેલો અને ૧૯૨૨ માં સવિનય ભંગ કમિટિને પત્ર લખેલો. આ રીતે પત્રો દ્વારા તેઓ પોતાની શંકાઓ અને સૂચનાઓ રજૂ કરતા હતા.

અમદાવાદની નોકરી બાદ આર્થિક સ્થિતિ જરાક ઠીક થતાં, વળી દાસભાઇ મોડાસા આવવા ને સ્થાયી થવા તલસી રહ્યા હતા. ત્યાં તો ભારતના સમસ્ત પ્રાણને ઉછાળે ચઢાવે એવો ૧૯૩૦નો વિરાટ સત્યાગ્રહ—દાંડી કૂચ (૧૨ માર્ચ ૧૯૩૦)થી આરંભાયો...અને ૯-૪-૩૦ને રોજ નોકરીનું રાજીનામુ આપી દઈ, ૧૨-૫-૩૦ના રોજ દાસભાઇ મોડાસા આવીય પહોચ્યાં.

પરંતુ તરત જ 'કિડની'ની બિમારીમાં પટકાયા. ત્રણેક માસે દર્દ મટયું. અને ઓગસ્ટ ૧૯૩૦ માં તેઓ પોતાના પ્રિય ખાદીકાર્યમાં લાગી ગયા.

પણ દાદા અને શ્રી. ચંદુલાલ શં. બુટાલાની ધરપકડ બાદ, દાસભાઇ મૂંગા ન રહી શકયા. 'ત્રીજા સરમુખત્યાર' તરીકે તેમણે પણ જેલવાસ અપનાવ્યો. અઢી માસની જેલ પૂરી કરી છૂટીને આવ્યા બાદ વળી ખાદી-કામમાં લાગી ગયા.

હવે તો દાસભાઈ જનસેવાના ધોરી માર્ગ પર ઊલટભેર દોડી ચૂકયા હતા. ગાંધી-અરર્વિન કરાર મુજબ સમાધાન થતાં, તેમણે વળી ખાદી કાર્ય તથા ખડાયતા મંડળની પ્રવૃત્તિ (મંત્રી)માં ઝુકાવ્યું.

અને ૧૯૩૨ ની બીજી લડત (૪-૧-૩૨) ઊપડતાં, ૧૩-૧-૩૨ ને રોજ તેઓ પહેલા ડિકટેટર તરીકે મોડાસામાંથી ગિરફતાર થયા. આ વખતે તેમને ૧૧॥ માસની સજા થઈ. અને 'યરવડા' જેલમાં લાંબો સમય ગાળવાનો આ વખતે જે પ્રસંગ મળ્યો તેને દાસભાઇ તેમની વીગતવાર

યમાં પૂજ્ય વલ્લભભાઈ-એના સંશોધનથી) પત્રવ્યવહાર પણ કરેલો અને પોતાની તેને અંગેની યોજના રવાના કરેલી

આ જ વર્ષમાં ગુજરાત વિદ્યાપીઠમાં મહા માજીના પ્રમુખપદે ભરાયેલી પરિષદ મળેલી-તેમાંય તેમણે હાજરી આપેલી

એટલું જ નહિ પણ ૧૯૨૪માં જ્યારે મોડાસામાં જ દાદાની પ્રેરણાથી ચુનીકાકાએ કુમાર મંદિરનું કાર્ય ઉપાડયું, ત્યારે દાસભાઈએ ૧ વર્ષ તેમાં સેવા આપી

૧૯૨૫માં પુસ્તકાલય પરિષદમાં પણ તેમણે રસ લીધો હતો

બીજી બાજુ, છેક ૧૯૧૯ થી તેમણે ખડાયતા પરિષદ (ડાકોરના વાર્ષિક અધિવેશન)માં રસ લેવા માંડેલો અને તેમાં તેમણે કોંગ્રેસની જેમ (૧૯૧૯ પૂર્વેની કોંગ્રેસ) ૩ દિવસ મળી, ભાષણો ને ઠરાવો કરી વિખરાઈ જવાને બદલે સંગીન કામ કરવાની સૂચના આપી, ગામડામાં ભાઈઓના ઉત્કર્ષ માટે કામ ઉપાડવા જણાવેલું અને ૧૯૨૦ માં તેમણે "ખડાયતા વિદ્યોત્તેજક મંડળ"નું બંધારણ ઘડયું હતું

અને આ વરસોમાં જ મોડાસા બધરહુડના મંત્રી તરીકે કામ દીપાવ્યું સંસ્થાને ઘણા વરસે સારા પાયા પર આણી

આ દિવસોમાં જ તેઓ લખે છે "ત્યાગમય જીવન ગાળવા અનેક પ્રકારના અખતરા કર્યા—મનોમંથન-અતિશય થતું "

અલબત્ત, આ બધો સમય દાસભાઈને આજીવિકાનો સવાલ સતાવતો હતો જ અને તેમણે ખેતીનો ધંધો કરવાનો નિષ્ફળ પ્રયાસ પણ કરેલો (૧૯૨૫) પરિણામે તેઓ લખે છે "૧૯૨૩માં મુંબઈ છોડયું તે પછીના વર્ષો અનેક પ્રકારની ચિંતા, દુઃખો અને વ્યગ્રતામાં જવા માંડયા માનસિક અશાંતિ વધતી જ ચાલી. "

આ માનસિક અશાંતિ પાછળ આર્થિક હાલત ઉપરાંત, સંતતિ ન હોવાને કારણે ફરીથી લગ્ન કરવા અંગે તેમના ઉપર આવતું દબાણ પણ હતું પરંતુ તેઓ લખે છે "કુટુંબનો આગ્રહ અને મારા સિદ્ધાંત-આ બે વચ્ચે દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું છેવટે સિધ્ધાન્તની જીત થઈ"

(દાદાના જીવનમાંય આવો પ્રસંગ આવેલો આપણે જોઈ ગયા છીએ)

બીજી બાજુ આપણે જોઈએ છીએ કે, દાસભાઈ આ વરસોમાં ઢીલા પડવાને બદલે, 'સેવા" માર્ગે જ જીવન વ્યતીત કરવા વધુ ને વધુ દૃઢ નિશ્ચય કરતા રહ્યા છે

અને ૧૯૨૬-૨૭ માં ગુજરાતમાં જળપ્રલય થતાં તેઓએ મોડાસા

પ્રદેશમાં ગામડાં ખૂંદી રાહત કાર્ય કર્યું.

પરંતુ–દાસભાઈના "સેવા માર્ગ" માટેના અથાગ પ્રયાસો છતાં, આખરે એમની આર્થિક સ્થિતિએ વળી એમને ભીંસમાં લીધા. અને લાચાર બની એમને ૧૬–૧–૨૮ ને રોજ અમદાવાદ જઈ એક પારસી વેપારીને ત્યાં મેનેજર તરીકે નોકરી લેવાનો વારો આવ્યો!

અને જોવા સમજવા જેવી વાત તો એ છે કે, આવે વખતે ય તેમણે "વાર્ષિક બચતમાંથી ૨૫ ટકા ધર્માદા કાઢવા નિર્ણય કર્યો હતો."

વળી તેઓ નોંધે છે: "અમદાવાદના આ વસવાટ દરમ્યાન કમાવુ એજ મુખ્ય ધ્યેય નહોતું. સેવાનું ક્ષેત્ર ફરી મેળવવા સારૂ **ઊણપ પૂરી કરવા** પૂરતુ જ હતું......અમદાવાદમાં જ મહાત્માજીનો આશ્રમ હોવાથી કંઈક વધારે જાણવા મળ્યું."

આમ દાસભાઈની સ્થિતિ દાદા કરતાં આર્થિક દૃષ્ટિએ પણ ઘણી જુદી હતી. અને વરસો લગી જીવનના આદર્શોને વ્યવહારમાં ઉતારવા તલસતા અને મથતા છતાં, બબ્બેવાર "સેવા માર્ગ"નો નિર્ણય કરી નોકરી છોડી મોડાસા આવી પહોંચ્યા હોવા છતાં, તેમની પરિસ્થિતિએ તેમને શિકસ્ત આપી હતી!

પરંતુ માનવીનું અડગ નિશ્ચયબળ પાછો સ્થિતિ **જરાક અનુકૂળ** થતાં કેવો કૂદકો મારે છે, તેનું દાસભાઇનું જીવન ઉત્તમ દૃષ્ટાંતરૂપ છે.

## સ્વ. ચંદુલાલ શં. બુટાલા

દાદા અને શ્રી મોહનભાઈના સાથી સહકાર્યકર્તાઓમાં દાસભાઈની જેમ શ્રી ચંદુલાલ શં. બુટાલા (દાદાની આગળની પેઢીના મોડાસાના બાહોશ અને અગ્રણી કાર્યકર્તા શ્રી. શંકરકાકાના પુત્ર) નુ નામ ઉપર્યુક્ત સર્વ પ્રવૃત્તિમાં સંકળાયેલું રહ્યું છે. મોડાસા કેળવણી મંડળ, બધર હુડ અને બીજી સામાજિક ઉપરાંત, કોંગ્રેસની પ્રવૃત્તિઓની ધુરા તેમણે એક યા બીજા હોદ્દા-પરથી ઉઠાવી છે. શ્રી બુટાલાએ તેમના પિતાના વારસ તરીકે મહાજનની પ્રવૃત્તિમાં પણ આગળ પડતો ભાગ ભજવ્યો છે. અને સત્યાગ્રહોમાં જેલ પણ વેઠી છે.

તેજ રીતે, મોડાસાની બિન રાજકીય પ્રવૃત્તિઓ કેળવણી મંડળ, દવાખાનુ, છાત્રાલય, પાઠશાળા, વગેરેના વિકાસ અને ઉત્કર્ષ પ્રસંગે દાદા અને શ્રી મોહનભાઈના અંગત સલાહકાર અને નાણાં એકઠાં

# સિદ્ધિઓનું સરવૈયું

દાદાના અંગત જીવનની ચાવી જો સમજાી હોય તો આપણે તેમની નિઃસ્વાર્થ કર્તવ્ય-નિષ્ઠામા જોઇ શકીએ છીએ

* દાદા હજી તો છેક કિશોર અવસ્થામા હતા કુટુંબ ગરીબ ભાઇઓ નાના પિતાને માથે પડેલો બોજ પૂરો હતો દાદા આ બધુ જોતા ને નાની વયે ય સમજતા હતા પ્રથમ કર્તવ્યની સ્પષ્ટ ભાવનાએ ત્યારે જ તેમને ટકોરી મૂક્યા બીજુ બધુ પછી, સૌથી પ્રથમ મારા આ પિતાનો બોજ હળવો કરૂ, મારા કુટુંબને દુશ્ચિંતામાથી બહાર કાઢુ •

અને દાદા જેવો અતિ તેજસ્વી વિદ્યાર્થી અભ્યાસ ત્યજી દઈને કુટુંબનો આર્થિક બોજો હળવો કરવા નોકરીએ ચઢી ગયો!

* હવે નોકરી દરમ્યાનની દાદાની નિષ્ઠા જુવો શિક્ષકની નોકરી છે, તો તેમા 'નિષ્ણાત અને સેવા ભાવિ શિક્ષક' નો એમનો આદર્શ રહ્યો રજ-વાડામા કારભારી બન્યા ત્યારે, ઠાકોર અને તેમના કુટુંબ પ્રત્યેની વફાદારી જાળવીને પ્રજાનુ દુ ખ હળવુ કરવાના પ્રયાસમા તેમણે તેમની કર્તવ્યશીલતા દાખવી અને લુટારૂ-ધાડપાડુઓના જુલ્મો સામે, બીજા રજવાડા અને ઉપરી અમલદારોના તુમાખી વર્તન સામે, કારભારી તરીકે પોતાનુ તથા પોતાની ઠકરાતનુ રક્ષણ કરવામા અને સ્વમાન સાચવવામા તેમણે અસાધારણ હિંમત, કુનેહ, અને ત્યાગના દૃષ્ટાંતો પૂરા પાડયા બાદ મુંબઇમા નોકરી કરતા તે દરમ્યાન પણ તેમણે પોતાના સ્વાર્થ કરતા પોતાના માલિક-શેઠની વફાદારીને હમેશા આગળ ધરી શેઠની ગમે તેવી કફોડી પરિસ્થિતિમા તેનુ હિત વિચારીને પોતાનુ કર્તવ્ય બજાવ્યુ

અને પોતાના સાથીદારો ગુમાસ્તા-મુનીમને પોતાને કારણે કાંઈ પણ આચ આવવાના પ્રસંગો ઊભા થતા તેમણે હમેશા સ્વાર્થત્યાગના ઉજ્જ્વળ દૃષ્ટાંત પૂરા પાડયા

* સ્વતંત્ર વેપારમા પડયા, ત્યારે પોતાના ભાગીદારો સાથે નિ સ્વાર્થ વ્યવહાર, અને તેમની મુશ્કેલીઓમા તેમનુ હિત વિચારીને વર્તવાની શુભ કામના તેમણે કદી અળગી કરી નથી કોઇ પણ વેપારી માટે આ અતિ ઉદાર વ્યવહાર શુદ્ધિ અનુકરણીય બની જાય તેવી છે

* એક નાગરિક તરીકે તેમણે યુવાનવયથી જાગ્રત કર્તવ્યનિષ્ઠા દાખવી છે કુટુંબના બાળકો માટે શિક્ષણ ફંડ, જ્ઞાતિ માટે જ્ઞાતિ ઉત્તેજન ફં

અને તો તેમણે પ્રાથમિક સહજ કર્તવ્ય ગણ્યાં; પરંતુ કુટુંબમાંથી જ્ઞાતિ અને જ્ઞાતિમાંથી ગામ, ગામમાંથી પ્રદેશ, અને પ્રદેશમાંથી ભારત દેશ પ્રત્યેની વિકસતી જતી ભાવનાની સાથે તદ્રુપ બની, તેમણે જીવનનું જે જાગ્રત રીતે ઘડતર કર્યું છે, તે કોઈ પણ નાગરિક માટે પ્રેરણારૂપ છે.

* ૧૯૧૯ થી તો દાદાએ જે મહાન રાષ્ટ્રયજ્ઞમાં પોતાની જાતને અર્પી દીધી, ત્યારથી તો તેમના પ્રચંડ પુરૂષાર્થ અને કર્તવ્ય નિષ્ઠાનાં સતત દર્શન થતાં રહ્યાં છે.

* એક સન્નિષ્ઠ નાગરિક, એક જાહેર કાર્યકર્તા, એક કુશળ વ્યવસ્થાપક, એક બાહોશ આગેવાન: આ બધા ગુણો પાછળ દાદાની સંસ્કારી અભ્યાસ વૃત્તિ અને ચિંતનશીલતાનો જેવો તેવો ફાળો નથી. સાવ ટૂંકા ભણતરવાળા એક નાગરિકની અંગત લાયબ્રેરી તો જુવો! આજથી ૫૦ વર્ષ પૂર્વેથી આરંભી આજ લગી ભલભલા અભ્યાસીને આકર્ષે એવી એ સમૃદ્ધ છે! સેંકડો પુસ્તકો: ચિંતન, ધર્મ (ઉપનિષદો, સ્મૃતિઓ, પુરાણો, રામાયણ, મહાભારત, ગીતા, ભાગવતની વિવિધ આવૃત્તિઓ તથા પુષ્ટિ માર્ગીય શાસ્ત્રીય ગ્રંથોસહિત) વૈદકીય, કાયદા કાનૂન, ઇતિહાસ, જીવનચરિત્રો, રાજકારણ અને ઈજનેરી, ખેતીવાડી, બાગાયત તથા ઇતરજ્ઞાન માહિતિના સેંકડો ગ્રંથો છે! અને આમાં ભાગ્યેજ એવું પુસ્તક હશે જેનો દાદાએ અભ્યાસ ન કર્યો હોય. -

દાદાની જ્ઞાન પીપાસા તથા સંસ્કારી જીવન માટેની તાલાવેલી કોઈ પણ નાગરિકને ઓછી પ્રેરક નથી.

* પોતાની સામે જ્યારે જ્યારે, જે કાંઇ કર્તવ્યો ઉપસ્થિત થયા, ત્યારે ત્યારે દાદાએ કોઇ પણ પ્રકારની હિચકિચાહટ કે દીર્ઘસૂત્રીપણા વિના, બ્રિટિશ કે દેશી રાજ્યોની સરહદોના કૃત્રિમ ભેદોનો લવલેશ વિચાર કર્યા વિના, પોતાની સર્વશક્તિ એકાગ્રપણે એમાં સમર્પી દીધી છે: કોઈ પણ રાષ્ટ્રપ્રેમી નિઃસ્વાર્થ સેવક માટે આ પ્રેરણા જેવી તેવી નથી.

* અને નવાં નવાં ક્ષેત્રો ખેડવાનાં આવ્યાં (રાજકીય-કાનૂની ઉપરાંત વૈદક, ખેતીવાડી, બાગાયત, નાના ઉદ્યોગ અને મકાનનું ઇજનેરી બાંધકામ સહિત) ત્યારે ત્યારે તે તે વિષયનો શકય તેટલો અભ્યાસ કરી લઈને, ઉચ્ચ કક્ષાની કાર્યદક્ષતાની તાલિમ લઇને, આપસૂઝથી જે અસાધારણ કાર્યો, તેમણે લગભગ એકલે હાથે પાર પાડયાં છે તે કોઇ પણ પ્રદેશના અને ક્ષેત્રના કસેવકને માટે પ્રેરણા રૂપ બનવા સમર્થ છે.

* કર્તવ્ય પ્રત્યેની દાદાની સમજ અને કક્ષામાં જુદે જુદે સમયે જુદાં

જુદા સ્તર હોવા છતાં, જીવન પર્યંત સ્વાર્થત્યાગ, અડગ નીડરતા, અસાધારણ આપસૂઝ અને અથાગ પરિશ્રમ દ્વારા દાદા પુરુષાર્થની પ્રતિમારૂપ બની સૌને પ્રેરણા દઈ રહ્યા છે

* કુટુંબ—વ્યવહારની બાબતમાં જેમ આપણે જોયું કે, દાદા અને તેમના ધર્મપત્નીમાં આવનાર કુટુંબી જનો વચ્ચે કોઈ અંતરાય કે પરાયાપણું પ્રવેશી શક્યું નથી તે જ રીતે દાદાના જાહેર સેવાના લાંબા વર્ષો દરમ્યાન પણ કોઈ વાર તેમનાથી કોઈને અન્યાય થયો હશે, કોઈ વાર કોઈ દુભાયું હશે, કોઈ વાર દાદાની કૂનેહ અને મુત્સદ્દીગીરીમાં કોઈને 'ઉચ્ચ મૂલ્યો'નો હ્રાસ દેખાયો હશે, ને કોઈ વાર કોઈ સંઘર્ષમાં વધુ પડતી ઉગ્રતા પણ આવી હશે—છતાં દાદા માટેની લાગણી, ભાવના, પૂજ્ય—આદર વૃત્તિમાં ક્યાંય કશી ઊણપ આવી નથી અને દાદાને પોતાને પણ કોઈના પ્રત્યે દ્વેષ કદી જાગ્યો નથી

બાકી તો, દાદા માનવી હતા, ને એક માનવીને શિરે આવી પડેલી ફરજો ય અપરંપાર હતી! આખી જીંદગી એક કર્તવ્ય—નિષ્ઠ કર્મવીરને શિર—સામાજીક, શૈક્ષણિક, સહકારિક, ધાર્મિક, રાષ્ટ્રીય અને ઈતર ક્ષેત્રે સંખ્યાબંધ સંસ્થાઓ જાતે સર્જવાનું, આંદોલનો ચલાવવાનું આવી પડ્યું હતું તેમાં ય જ્યારે પોતાની રાજકીય વફાદારી એક પક્ષે સ્થિર થઈ ચૂકી હોય, અને સર્વત્ર (સાથીદારોમાં ય) અપરંપાર વિચાર ભેદો, આદર્શ ભેદો, પદ્ધતિ ભેદો, હિત સંઘર્ષો, કક્ષા અને સ્વભાવના ભેદો પ્રવર્તતા હોય, ત્યારે નાવ સીધું હંકારી જવું, એ નાની સૂની નહિ, પણ ઘણી કપરી કસોટી ગણાય એમાં ક્યાંક નાનીમોટી ક્ષતિઓ આવી ય હોય તોય નક્કર સિદ્ધિઓના પ્રકાશમાં એ ક્ષતિઓ ને મર્યાદાઓ નહિવત્ બની જતી નથી શું? મોડાસા જેવા એક અતિ પછાત પ્રદેશમાં આજથી ૮૪ વર્ષ પૂર્વે, એક અતિ સાધારણ સ્થિતિમાં જન્મેલા અને અતિ સાધારણ ગુજરાતી શિક્ષણ સુધી પહોંચેલા એક પુરુષનો જે વિકાસ આપણે જોઈ ગયા છીએ તે સૌ સાધારણ માનવીને માટે પ્રેરણારૂપ નથી શું?

## વડલાની શીળી છાયા

દાદા જેવા કર્મવીર—પુરુષાર્થની જીવંત પ્રતિમા સમા લોક સેવકનું 'અંગત જીવન' એમ તો જાહેર જીવનનું પાનું, એક બોધપાઠ સમું ગણાય આવા જીવનનો વિકાસ સમજવો એ તો લોકશિક્ષણ છે

દાદાનું લગ્ન નાની વયે થયું હતું. 'ગૃહ પ્રવેશ' થતાંજ પત્ની પાર્વતીબાને માથે નાની ઉંમરથી કુટુંબની જવાબદારી આવી પડી હતી. વધુમાં ગરીબ ઘરનાં આર્થિક પાસાં મેળવવા માટે ઘેર દુઝાણું રાખવું પડતું, તેનો ય બોજો ઉપાડવાનો હતો. અને દાદાનાં માતુશ્રી સંતોકબા તો સં. ૧૯૫૨ માં ગુજરી ગયાં હતાં. દાદાના નાના ભાઇ ચુનીભાઇ અમદાવાદ શિક્ષક તરીકે કામ કરતા હતા. બીજા બે ભાઇ મોહનલાલ અને મગનલાલ અનુક્રમે ૧૪ અને ૬ વર્ષના હતા. એટલે તેમની ય જવાબદારી પાર્વતીબાને શિર હતી. દાદા કહેતા: "માતાના મરણ પછી અમારે સાથે રહેવાનું બહુ ઓછું બનતું". દાદાને આર્થિક જવાબદારી પૂરી કરવા બહાર ગામ વસવાટ કરવો પડતો. કુટુંબ સેવાને દાદાએ બચપણથી જ પોતાનું કર્તવ્ય લેખ્યું હતું. અને કુટુંબની સુખાકારી માટે દાદા અને પાર્વતીબાએ વર્ષો સુધી પોતાના સહજીવનનો આનંદ ત્યજ્યો હતો.

એ જમાનામાં—અરે હજી આજે ય, સંતાન વગરની સ્ત્રીનું સ્થાન આદરપાત્ર નથી. પાર્વતીબાને મોટી ઉંમરે બે સંતાન થયાં હતાં, પણ દુર્ભાગ્યે તે ન જીવ્યાં. છતાં કુટુંબમાં તેમણે 'માં'નું આદરણીય સ્થાન પ્રાપ્ત કર્યું હતું. તેમણે પોતે જ દાદાને ફરી લગ્ન માટે આગ્રહ પણ કરેલો. દાદાના પિતાજીએ પણ બીજા લગ્ન માટે આગ્રહ કરેલો. પિતાજીએ તો એ બીજા લગ્ન અંગે ગોઠવણ પણ કરી હતી. પરંતુ દાદાએ બંને પ્રસંગોએ આદર્શ દૃઢતા દાખવી હતી: તેમણે પત્નીને કહ્યું: "હું ફરીથી પરણું ને સંતાન થાય, તે તમારું પોતાનું તો નહિ જ હોય! અને આ તમારા ઘરમાં જ તમારી સ્થિતિ કેવી થશે એ ય વિચારો......એના કરતાં આપણે ચુનીભાઇનો એક પુત્ર ખોળે લઇએ તો શું ખોટું?"

માને આ વિચાર ગમ્યો. અને દેરાણીને ગળે ય આ વાત ઊતરી. મા આઠ વર્ષના હરિભાઈને ખોળે લઇ મુંબઇ ગયાં (સં. ૧૯૭૨); અને તે દિવસથી તેમનો વાત્સલ્યનો પ્રવાહ સહજ બની વહ્યો; બંને વચ્ચે માદીકરા જેવું અખંડ હેત ઝરતું રહ્યું.

બાદ, પ્રસંગો ય એવા બન્યા કે, ચુનીભાઇનાં પત્ની યુવાનવયે ગુજરી ગયાં હતાં, અને દાદાએ ચુનીભાઈને શિક્ષકની નોકરી છોડાવી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ખેંચી લીધા, ત્યારથી (૧૯૨૨ થી) તો ચુનીભાઈ અને તેમના નાના દીકરાને ય માએ પોતીકાં કરી અપનાવ્યાં.

મા ઊંચાં અને કદાવર હતાં. હિંમત પણ રાજપુતાણી જેવી. રજવાડી નોકરીનાં વરસો દરમ્યાન તેઓ દાદાની સાથે રહેતાં, ત્યારે હિંમત, ધીરજ

અને સ્વમાન પૂર્વક વર્તતાં. દાદાને રજવાડી અંધાધૂંધી કે લૂંટફાટને પ્રસંગે અનેક વખત મારતે ઘોડે ઓચિંતા બહાર ગામ જવું પડતું; પરંતુ માની ચિંતા તેમને કરવી ન પડતી. હિંમત અને સમયસૂચકતા માનાં આગવાં લક્ષણ હતાં.

એક પ્રસંગ; એક સમયે હિંદુ–મુસ્લિમ સંબંધો તંગ થતાં ગામમાં હુલ્લડની અફવા ફેલાઇ. પોતાના મકાનને આગ લગાડી બાળી નાખવાની અને ઘરનાં માણસો બહાર નીકળી ન શકે તેવી યોજના વિષે દાદાને બાતમી મળી, ત્યારે સ્વરક્ષાના ઉપાયો અંગે માએ દાદા જેટલી જ સમય સૂચકતાથી તૈયારીઓ કરી; મરચાંની ભૂકી, પથ્થરો અને કકડતા તેલની કઢાઇઓ!

સદ્‌ભાગ્યે કંઇ બન્યું નહિ......

બીજો એક પ્રસંગ; ૧૯૩૦ની અસહકારની લડતના આરંભમાં ચુનીભાઇના પુત્ર ભોગીભાઇ પકડાઇ જેલ ગયા હતા. ત્યારે ફોજદાર પોલિસ પલટણ લઈ જાતી કરવા ને દંડ વસૂલ કરવા દાદાને ઘેર મોડાસે આવી પહોંચ્યા. ઘેર મા એકલાં હતાં, પણ જરાય ડઘાયા અથવા ગભરાયા વિના તેમણે તો ફોજદારની ખબર લઇ નાખી: "આ ભોગીલાલનું ઘર નથી......" વગેરેથી ન પત્યું ત્યારે છેવટે, ફોજદાર–પોલિસને પટવામાં એમ ને એમ બેઠેલા મૂકી માએ તો ઘરને તાળું મારી ચાલતી પકડી! તેમની વાણી અને સ્વમાની ચાલ આગળ અમલદારશાહી ભોંઠી પડી.

દાદાને પાર્વતીબા પ્રત્યે પહેલેથી જ આદર હતો. અને પાછળનાં વરસોમાં તો, દાદાએ નવી નવી અને કેટલીકવાર જોખમ ભરેલી, તો કેટલીકવાર માને અણગમતી પ્રવૃત્તિઓમાં ઝંપલાવ્યું ત્યારે, કડક સ્વભાવનાં મા જે સલુકાઈથી એને અનુકૂળ થઈ રહ્યાં હતાં, તે અનુભવ્યા બાદ તો તેમનો આદર ઘણો જ વધી ગયો હતો. અયોગ્ય અપમાનિત વર્તાવ તો નહિ જ, પરંતુ માની લાગણીઓ બનતાં લગી ન દુભાય તેવી કાળજી પણ તેઓ રાખતા; અને સર્વત્ર તેમનું સન્માન, જળવાઇ રહે એમ વર્તતા.

દાદાનો પોતાના ભાઇઓ પ્રત્યેનો સ્નેહ તો અસીમ હતો. 'પ્રથમ મારા ભાઇ, તે પછી બીજું બધું'–લગભગ એવું તેમનું કુટુંબ સૂત્ર હતું.

દાદા કહેતા: "હું ને ચુનીભાઇ તો ૮–૯ વર્ષના થયા ત્યાં સુધી એક જ થાળીમાં જમતા; એક જ પથારીમાં સૂતા; એક બીજા વિના ચેન ન પડતું."

મૂળ તો આખું કુટુંબ શિક્ષકનો વ્યવસાય કરનારૂં. દાદાના પિતા શિક્ષક, દાદા પોતે શિક્ષક, તેમના બધા જ ભાઇઓ શિક્ષક. પરંતુ દાદાએ

સન્માર્ગમાં ભૂરેના કુટુંબને ઊંચે લાવવા પુરુષાર્થ આદર્યો. મુંબઈમાં વેપાર આરંભ્યો, ને બધા ભાઈઓને કશી જુદાઈ વિના, સરખા હિસ્સેથી એક પછી એક એમાં આમન્યા-સાથે લીધા. અલબત્ત, ચુનીભાઈની જીવન દિનચર્યા જુદી હતી. તેમણે સાદાઈ ને ગરીબી વધુ પસંદ કર્યાં અને તેઓ મુંબઈ ન જ ગયા. વળી બીજી બાજુ જ્યારે દાદાએ ચુનીભાઈ પાસે પેન્શન માટે પાંચ ગોરેની નોકરીમાંથી (બે વરસ બાકી હતા) અસહકારના આંદોલનને સહાયરૂપ થવા રાજીનામાની માગણી કરી, ત્યારે તેમણે રાજીનામું આપી, મોટાભાઈ એવા દાદાનો સાથ સ્વીકાર્યો અને દાદાએ તે દિવસથી તેમની આર્થિક જવાબદારી પોતાને માથે લીધી ને પેઢીમાંથી નાનકડો પણ નિશ્ચિત ભાગ આપવા માંડ્યો.

કુટુંબનું કોઈ પણ બાળક, આર્થિક સ્થિતિને કારણે પૂરતો વિદ્યાભ્યાસ ન કરી શકે—એવી કલ્પનાને જ દેશવટો દેવા, દાદાએ ધંધાની શરૂઆતથી જ 'કુટુંબ કેળવણી ફંડ'ની યોજના અમલી બનાવી હતી. એવું કે દરેક કમાનાર ભાઈ પોતાની કમાણીના ૧૦ ટકા આપે ને, સૌ ભાઈઓનાં બાળકો સરખી રીતે અભ્યાસ કરી શકે તેવી યોજના હતી!

અને આ ભાઈઓને મન પણ દાદાની આમન્યા સાચવવી, એ પવિત્ર કર્તવ્ય જેવું હતું. પોતાની ઇચ્છા-અનિચ્છાનો સવાલ ગૌણ બનાવી દઈ દાદાના આગ્રહને વશ થઈ તેઓ સહજ ભાવે વર્તતા.

ભાઈઓનાં કુટુંબ-પત્નીઓ, બાળકો પ્રત્યેની દાદાની મમતા અને લાગણી પણ દૃષ્ટાંતરૂપ હતી. ગંભીર માંદગીનાં છેલ્લાં વરસો દરમ્યાન પણ, ભાઈઓની દીકરીઓ અને દીકરાઓ સૌની (ખાવાપીવાની, સૂવા કરવાની, સાધારણ દવા ઉપચારની અને ઇતર) નાની મોટી સગવડ-અગવડો જોતા, સૌની કૌટુંબિક સમસ્યાઓનો અને સૌની આર્થિક તથા ઇતર જરૂરિયાતોનો પ્રશ્ન તેઓ પોતે થઈ વિચારતા અને બનતાં બધું સહાયરૂપ થવા મથતા.

ઘરના નોકરચાકરો અને પેઢીના ગુમાસ્તા-મુનીમો સૌની સાથે કુટુંબીજનોની લાગણીથી દાદા વ્યવહાર-વર્તાવ રાખતા.

કોઈપણ પ્રવૃત્તિ હો—રાજકીય, સામાજિક, યા આર્થિક જીવનની—દાદા કુટુંબનાં બાળકોને તેમની રીતે આગળ વધવામાં મહદંશે મદદરૂપ થતા. રાષ્ટ્રીય લડત, રાષ્ટ્રીય શિક્ષણ અને સર્વસાધારણ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં તેઓ તેમને ઉત્તેજન આપતા. શરૂઆતનાં વરસોમાં તો ભાઈઓને એમ પણ લાગતું કે, "દાદા છોકરાંને વધારે પડતી છૂટ આપી બગાડે છે ..." અને ક્વચિત આ માટે તેમને કુટુંબીઓનો રોષ પણ વહોરી લેવો પડતો.

પરંતુ એવું ય બનતું કે, કુટુંબના બાળકો દાદાની આ શીળી છાય-ડીમાં ઊછરતા વિકસતા, રાજકીય માન્યતાઓ, પ્રવૃત્તિઓ અને સામાજિક સુધારા વગેરેની બાબતમાં દાદાથી જુદા પડતા—આગળ વધી જતા ને સંઘર્ષ જાગી જતો! સંબંધીઓમાં બાળલગ્નનો પ્રસંગ ઉપસ્થિત થયો હોય, ઘરના જ સુધારક છોકરાઓ સમજાવટથી કામ ન પતતાં, તે લગ્ન અટકા-વવા હાયકોર્ટ પગના બજતા સુધી પહોંચે અમદાવાદથી બેલિફ લાવી કોર્ટનો મનાઇ હુકમ બજાવવાની હિંમત કરે, ઝગરો ગોર્ટ સુધી પહોંચે. આવા બાળલગ્ન સામે કોર્ટ અટકાયતનો હુકમ છોડે... ..અને દાદા બાળલગ્નના વિરોધી છતાં, પોતાના ભાઇઓની લાગણીને જ લક્ષમાં લઈ, કુટુંબના સુધારક છોકરાઓને હડધૂતે—ખાલી હાથે ઘર છોડી જવાનું ફરમાવે! તો વળી બીજા કોઈ પ્રસંગમાં—સ્નેહીસંબંધમાંથી કોઇ આધેડ વયના પુરુષ, જેની પત્નીએ સંતાન ન હોવાને કારણે ફરી બાળકન્યા સાથે લગ્ન કરવાનું વિચારે, અને વળી કુટુંબમાં જ ઉગ્ર મોરચો ઊભો થઈ જાય—છાપાઓ સુધી ચર્ચાપત્રો પહોંચે! ત્યારે દાદા—(પોતે આવી જ સ્થિતિમાં ફરી લગ્ન ન કરવા અંગે આદર્શ વર્તન દાખવ્યું હોવા છતાં,) સંબંધોના સ્નેહને વશ થઈ છોકરાઓની આવી પ્રવૃત્તિને ઉતારી પાડે!

આ બધું હોવા છતાં, દાદાના દિલમાંથી તે રોષ ઘડીનાર રહીને સરી જતો, અને તેમનો જ વિરોધ કરનાર તેમનાજ કુટુંબી-પુત્રોના જીવનની અનેક સમસ્યામાં તેઓ અંગત રસ લઇ તેમને માર્ગદર્શન કરતા, સહાયરૂપ બનતા

કવચિત આ પ્રકારના સમાજ-સુધારાના પ્રસંગોમાં દાદા મોટે ભાગે સુધારા તરફનું વલણ ધરાવતા હોવા છતાં, 'સ્થિતિચુસ્ત' વલણ અખત્યાર કરે . એવુંય બનતું

તો વળી, સાધારણ પ્રકારના સામાજિક રિવાજોની બાબતમાં ય દાદા કેટલીક જૂનવાણી રૂઢિઓને અનુરૂપ બની 'નભાવી લેતા, 'સહી લેતા', અથવા કવચિત 'ટેકો' પણ આપતા

રાજકીય ક્ષેત્રે ય દાદાના વિચિત્ર લાગે એવા કેટલાક વલણોનો ઉલ્લેખ અગાઉના પ્રકરણોમાં આવી ગયો છે

સામાજિક અને રાજકીય ક્ષેત્રે દાદાના આ વલણો 'વિચિત્ર અને કવચિત 'આઘાત જનક' પણ લાગે પરંતુ દાદાના જીવનમાં મુદ્રાલેખ જેવી બની ગયેલી કેટલીક નિષ્ઠાઓના પ્રકાશમાં આ વાતો સમજવા જેવી છે.

દાદાના જીવનની બે મુખ્ય નિષ્ઠાઓ કુટુંબની બાબતમાં ભાઇઓ પ્રત્યેની નિષ્ઠા કુટુંબના છોકરાઓને હાથે પણ એ ન લોપાવી જોઈએ—

# અંતઘડી

દાદાની અસાધારણ એકાગ્રતા, સહનશક્તિ અને આધ્યાત્મિક નિષ્ઠાનું દર્શન તો તેમના જીવનકાળનાં છેલ્લાં સાડાપાંચ વર્ષની અખંડ તપસ્યાએ કરાવ્યું.

દાદાને મૂત્રકૃચ્છનું દર્દ હતું. તેમના લાંબા કર્મયોગ દરમ્યાન તથા જેલવાસ દરમ્યાન આ ભયંકર દર્દે તેમની તાવણી વારંવાર કરી હતી. પરંતુ એ બધું સહજ કરી લઇ, દાદાએ પોતાના શરીર પાસે ધાર્યું કામ લેવાની કળા સાધી લીધી હતી. પરંતુ જેટલું ખડતલ ને કસાયેલું આ શરીર હતું, એટલો જ આકરો આ રોગ હતો! છેવટે, ૧૯૫૧માં દાદાને મૂત્રાશયનું ઓપરેશન કરાવવું પડ્યું ને પેશાબનો નૈસર્ગિક માર્ગ બંધ થઇ જવાથી પેટમાં કાણું પાડી રબરની નળી મૂકીને પેશાબનો માર્ગ કરવામાં આવ્યો.

આ કૃત્રિમ માર્ગ હતો; અને પરિણામે વારંવાર વેદના ઊપડતી હતી. અમુક સમયને અંતરે નળી ખેંચી કાઢી સાફ કરવી પડતી, અથવા તદ્દન કાઢી નાખી નવી દાખલ કરવી પડતી. આ પ્રક્રિયા પણ વેદના ભરપૂર હતી; અને છેવટના દિવસોમાં તો, મૂત્રાશયમાં મોટા મોટા કાંકરા જેવી 'પથરી' જામી જતાં વેદનાએ માઝા મૂકી હતી!

આ ઑપરેશન પછી દાદાની એકધારી પ્રવૃત્તિ પર અંકુશ મુકાઇ ગયો. હરવું ફરવું નો સંપૂર્ણ બંધ જ થઇ ગયું; પણ ચોવીસે કલાક પથારીમાં લગભગ એક પડખે પડયા રહેવાની સ્થિતિ આવી પહોંચી, ને તેય વરસો લગી–જીવનના અંતકાળ લગી!

દાદાના પ્રવૃત્તિશીલ સ્વભાવ અને શરીર બંનેની આ આકરી કસોટી હતી. જેણે જીવનભર 'પ્રવૃત્તિ' જ કરી છે, એવો યોદ્ધો ફરજિયાત 'નિવૃત્તિ' માં ઝડપાઈ ગયો હતો!

શરૂઆતમાં, આવી કેદ દાદાને કડવા વિના ન રહી; પરંતુ તેમણે તો આ સ્થિતિનેય પોતાની ઉપરવટ જવા દેવાને બદલે, ધીમે ધીમે નાથવા માંડી, ને વશ કીધી: 'પ્રવૃત્તિ' 'નિવૃત્તિ' ની સમસ્યા જ પલટાઈ ગઈ! દાદાએ આવી પડેલી પરિસ્થિતિની લાચારી ભોગવવાને બદલે બાહ્ય દોડધામ-વાળી પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ લઈ, ચિત્તને અંતર્મુખ બનાવી દેતાં જાણે ચમત્કાર સરજાઈ ગયો!

૪૦–૪૫ વર્ષ લગી જાહેર પ્રવૃત્તિના વાવટોળમાં એક કુનેહબાજ ઉન્માદની જેમ વધેરછ ઘૂમનાર—રાજકીય, સામાજિક, શૈક્ષણિક આદિ પ્રવ

ત્તિઓમાથી નારેય જોઈ બીજા કશા માટે અવકાશ જેને મળ્યો નથી, એના કર્મવીરના જીવનમા આ ફરજિયાત નિવૃત્તિના સાડાપાચ વર્ષમા જાણે એકાએક આધ્યાત્મિક સ્ફૂરણ થયુ !

આમ તો, દિવસના સમયે અવારનવાર ખેડૂતો, અન્ય પ્રજાજનો, કાર્યકર્તાઓ, મહેમાનો, મિત્ર-સ્વજનો અને અજાણ્યા અતિથિઓ આવી ચઢતા દા । સૌની સાથે રસપૂર્વક અને સ્વસ્થતાપૂર્વક વાતચીત કરતા . પરન્તુ આ સિવાયનો સમય ધાર્મિક વાચનના શ્રવણમા, અથવા તો જાતે વાચન અને ચિતનમા—ગીતા, ભાગવત, વૈષ્ણવ ગ્રન્થોના અભ્યાસમા ગાળતા છતા કેમ જાણે, પોતાની ૪૦-૪૫ વરસની કર્મયોગની સાધના દરમ્યાન કઇક એવુ અધૂરૂ રહી ગયેનુ તે એમને સતત કઠવા લાગ્યુ, ને તેમની આકરી તાવણીનો કાળ શરૂ થઈ ગયો

કલાકોના કલાકો તેઓ અ તરાભિમુખ બની ચિ તનમગ્ન રહેવા લાગ્યા જાણે તેમના અ તરની કોઇ અણુખીવડી બારી, ચિ તનના ઝપાટામા ઊઘડુ-ઊઘડુ થઇ રહી તેમના અ તર ગની કોઇ સૂક્કી રહી ગયેલી ભૂમિ આ ચિ તનના વારિથી ભીજુ-ભીજુ બની રહી ! – જાણે ઈશ્વરના સાન્નિધ્યનો એક માત્ર તલસાટ એમના અ તરનો કબજો લઇ બેઠો !

પથારીમા પ ડ્યા પડયા ઘાસતેલના દીવાના આછા પ્રકાશમા વાચન, ટીપ્પણ અને ધીમે ધીમે કરતા ભ જનોના ગુ જનમા જાગ્રતિનો સુદીર્ઘકાળ પરોવાઈ ગયો દેહની યાતના ધીમે ધીમે વધી રહી છે, દેહની શક્તિ ધીમે ધીમે ક્ષીણ થઈ રહી છે, તેમ તેમ આ નવો નાદ તો વધતો જ જાય છે! અને તેમ તેમ દાદાની નવી નવી શક્તિઓ નવાકુરિત બની પ્રગટી રહી છે!

૮૦ વર્ષની પરિપક્વ વયે, ભ જનો, પદો, ગીતોનુ મૌલિક સર્જન શરૂ થઈ ગયુ-સેકડો ભજનો લખાયે ગયા ! અને એકવાર પ્રગટેલો આ ભાવો દ્રેક એવો તો વેગીલો બની ઊઠ્યો કે શ્રીમદ્ ભગવદ્ ગીતાનો તેમણે પોતાની રીતે છદબદ્ધ ભાવાનુવાદ ('લોકગીતા') તૈયાર કરી નાખ્યો, ને તેમા હયોગી બેસના શ્રીમદ્ ભાગવતના આધારે પદ્ય બદ્ધ રીતે 'શ્રીકૃષ્ણ જીવન દર્શન' પણ તૈયાર કર્યુ ! અને છે ના દિવસોમા 'ષાડશ ગ્ર થ'નોય પદ્ય અનુવાદ કર્યો

અધ્યાત્મ-ચિતનના ઉ નામે દાદાના સમસ્ત અ તરિક્ષને કેટલી હદે વ્યાઈ દીધુ હતુ, તેની શુ આ જ્વલત પ્રતીતિ છે!

૨

હજી છેલ્લી કસોટી બાકી હતી! ને તે ય બહુ ટૂંકડી હતી.

ગીતામાં પ્રબોધેલો અનાસક્તિ યોગ ગમે તેટલો અગત્ય હોય, પણ જેની જામત ગતિ એ તરફ વળી ચૂકી છે, એનો એ માટેનો પુરુષાર્થ બીજા કોઇ પણ ક્ષેત્રના પુરુષાર્થને મુકાબલે ઓછો પ્રેરક નથી હોતો.

અને માનવીનું મન યે કેવું અજાયબ છે! એની શક્તિય કેવી અદ્‌ભુત છે!

પાંત્રીસેક વર્ષ પૂર્વે દાદાએ, પોતાના પિતાના અવસાનને દિવસે જ જાણે અંતરમાં એવો કોઈ સંકલ્પ કરી લીધો હતો કે, 'મારોય દેહોત્સર્ગ મારા પિતાની જેમ જ થજો...'

અનેક વર્ષો આ અસ્ફુટ સંકલ્પને ય વીતી ગયાં હતાં. છતાં, દાદાને જેમ જેમ પોતનો અંત નજીક દેખાતો હતો, તેમ તેમ એમનો એ સંકલ્પ વધુ સ્ફુટ બનતો જતો હતો.

છેલ્લી ગંભીર અને લાંબી માંદગી દરમ્યાન, જ્યારે જ્યારે દાદાને પોતાનો અંત નજીક હોવાનો આભાસ સરખો થયો હતો. ત્યારે ત્યારે તેઓ પોતાના પિતાની માફક અંતકાળે અન્નજળનો ત્યાગ કરી, કેવળ હરિનિવેદનમાં એકાગ્ર ચિત્ત બની, દેહ અને આત્મા માટેની શુદ્ધિ માટેનો આખરી પુરુષાર્થ આરંભી દેતા; અને 'અંત આવી નથી પુગ્યો'ની ખાત્રી થતાં તેઓ એ વખતે ધીરજ બાંધી, બીજીવાર એવડા વેગથી ઝૂઝતા. દિવસો વીતતા ગયા, તેમ તેમ તેમના મનમાં વસેલો આ 'સંકલ્પ' વધુ દૃઢ અને નિશ્ચિતરૂપ ધરી દાદાનાં આંતરબાહ્યને જકડી બેઠો.

*દાદાના પિતાએ એકધારા પૂરા ૧૮ દિવસ સુધી અન્નજળનો ત્યાગ કરી, શ્રાવણની શુક્લ પક્ષી પવિત્ર એકાદશીના મહાપર્વે દેહોત્સર્ગ સાધ્યો હતો—તે જ રીતે, તેવા જ ૧૮ દિવસના અન્નજળના ત્યાગને અંતે, પોતાનો ય દેહ એ જ મહાપર્વને દિને વિલય થાય—દાદાની આ ઝંખના હવે અટલ સંકલ્પમાં ફેરવાઈ ગઈ હતી!

એથી જ તો, દાદાએ અષાડ વદ ૭ (તા. ૧૭-૭-૫૭)થી અન્નજળનો ત્યાગ કરી, છેલ્લા અજાયબ ને પ્રખર પુરુષાર્થમાં ઝંપલાવ્યું. જેમ જેમ ઉપવાસ વધતા ગયા, દેહ જેમ જેમ વધુ ક્ષીણ થતો ગયો, તેમ તેમ શરીરની યાતના વધુ અસહ્ય બનતી ગઈ, સ્વજનો કુટુંબીઓ અને સ્નેહી દાક્તરોએ દાદાને વિનવ્યા: "દેહને આ રીતે રીબાવો મા, દેહને એના સ્વાભાવિક ક્રમે



અતિમદર્શન

વિલય પામવા દો..." દાદાએ આ સ્વજનોની વિનવણીથી દ્રવીને ચમચી બે ચમચી પાણી તો લીધું ય ખરું-પરંતુ ત્યારે એમનો આત્મા એક જ પોકાર કરી રહ્યો હશે : 'મને મારા સંકલ્પને માર્ગેથી વારો છો શું કામ?' અને વળી ફરીથી તેઓ જળનોય સ્પર્શ કરવાનો ઈન્કાર કરી દેતા.

અલબત્ત, દાદાય કેવળ દેહદમનમાં માનતા ન હતા. વ્યાધિ ઉગ્ર બનતો જતો હતો, અસહ્ય બનતો હતો ને એથી ચિત્તની એકાગ્રતાને આંચ આવતી હતી. દાદાયે ઇચ્છતા હતા કે શરીરની યાતના કાબૂમાં રહે, એવી રીતે દેહ પડે તો સારું. અને તેની મથામણમાં અમદાવાદથી જાણીતા હરડેવૈદ્ય દાક્તર શ્રી રસિકલાલને તેડાવવામાં દાદા સંમત થયા. તેમણે દાદાને ઘણાં આગ્રહપૂર્વક અન્નજળ ત્યાગનો પ્રયોગ ત્યજી દેવા કહ્યું ને અંતકાળ ઘણો દૂર હોવાનીય ખાત્રી આપી.

પરંતુ દાદાને હવે ઊલટી ખાત્રી થઈ ગઈ હતી—તે અંતકાળની. દાદાનો એ સંકલ્પ પણ અફર હતો કે, 'મારા પિતાજીએ ૧૮ દિવસના અન્નજળ ત્યાગને અંતે શ્રાવણની શુક્લપક્ષી પવિત્ર એકાદશીએ દેહોત્સર્ગ કર્યો હતો. તે જ દિવસે મારોય દેહોત્સર્ગ થાવ.' એટલે સ્વજનો અને દાક્તરોની વિનવણીઓ અને સમજાવટો છતાં દાદાનું ચિત્ત તો એકજ નિષ્ઠાને અનુસરતું રહ્યું.

કેટલી એકાગ્રતાથી ને હોંશથી તેઓ એ અંતઘડીને સત્કારવા ઉત્સુક હતા! ! કેટલી સ્પષ્ટ રીતે ને સ્વસ્થતાપૂર્વક એમણે એની કલ્પના વરસો પૂર્વે કરી લીધી હતી! અંતઘડી—તેય કેવી? જ્યારે અંતર ક્ષુબ્ધ ન હોય, ને જ્યારે દેહ પણ મળમૂત્ર વિનાનો સ્વચ્છ ને શુદ્ધ હોય!

બસ. દિવસ તો નિશ્ચિત હતો...ચિત્તમાં હરિનિવેદનની ઝંખના હતી... ને દેહની સ્વચ્છતા શુદ્ધિનો આગ્રહ હતો!

૩

છેલ્લા બોંતેર કલાક! આ સંકલ્પો પાર-પાડવાની દાદાની તાલાવેલી હૈંયે તાવનારી હતી.

ખરેખર શું 'અંત ઘડી' પાસે આવી હતી? છેલ્લાં ચોવીસ કલાક પૂર્વે યે દાક્તરો તો કહેતા હતા : 'દાદાનું હૃદય, ફેફસાં ને નાડીમાં રોગ નથી. દાદા સંકલ્પ કરે તો ઘડી ફેરવાઈ યે જાય!'

દાદા કદાચ આનો મર્મ સમજતા હશે—એમનો મૂળ સંકલ્પ ફેરવવાની જે તો આ સૂચના હતી!

સ્વજનો કહેતા : "દાદા ! થોડું જળ લો, દાક્તરે આપેલાં ઔષધ લો…રોગ ધીમો પડશે, ચિત્તની એકાગ્રતા વધશે…"

દાદાને હવે આવી વાતોમાં રસ જ ન હતો. મળમૂત્ર વિનાના સ્વચ્છ દેહનું નૈવેદ્ય ધરવાની એમની તમન્ના આગળ આ બધી વાતો નકામી જેવી હતી !

ખરેખર શું અંતકાળ હવે નિશ્ચિત હતો ?

ગામ આખામાં સન્નાટો વ્યાપી ગયો હતો. સેંકડો સ્ત્રીપુરુષોનાં ટોળાં– હિંદુ મુસ્લિમના ભેદ વિના દર્શનાર્થે ઊમટતાં હતાં. દાદા હજી તો પૂરા સાનભાનમાં હતા. વધતી જતી આંખની કમજોરીને કારણે આવનારને ઓળખી લેતાં મુશ્કેલી પડતી એટલું જ. પણ સૌને આવકારતા. બહારગામથી આવનાર સ્નેહી–પરિચિતોની યોગ્ય સરભરા અંગે કશી ખામી રહી જવા ન પામે, તેની ચિંતા કરી વીગતે પાકી સૂચનાઓ આપતા.

૪

શ્રાવણની શુકલપક્ષી અગિયારસનો પ્રાતઃકાળ હતો. દાદાના ચિત્તની સચેતનતામાં કશી ઊણપ ન હતી તેઓ બધું સમજતા, બરાબર વિચારી શકતા…જીભ ધીમે ધીમે અસ્પષ્ટ બની હતી, તો હથેળીમાં લખતા, કાગળ પર અક્ષરો પાડતા, હોઠ ચલાવી સ્પષ્ટતા કરતા…સંપૂર્ણ સચેતનતા !

દાક્તરો વળી કહેતા : 'હાડમાં રોગ નથી. દાદા સંકલ્પ કરે તો કશું જોખમ નથી !' પરંતુ દાદાએ તો સંકલ્પ કરી લીધો હતો. એ સંકલ્પ એક યોદ્ધાનો હતો ને તેવો જ એક સાધકનો હતો. ધારેલી જ ઘડીએ મૃત્યુને ભેટવાનો પુરુષાર્થ !

જીવન પર્યંત અપરંપાર પુરુષાર્થોના સાધક દાદાનો જાણે આ આખરી પુરુષાર્થ હતો !

અષાડ વદ ૭ ( તા. ૧૭–૭–૫૭ ) ને રોજ આરંભેલા સંકલ્પના ૧૮ દિવસ આજે પૂરા થતા હતા. શ્રાવણની શુકલપક્ષી એકાદશીનાં ઘડી પ્રહરો પૂરવેગે વહી રહ્યાં હતાં. દાદાએ એના વેગને પડકાર કર્યો. ઘડી પ્રહરોય ધીમાં પડયાં ! દાદાની નાડીની સાથે એમણેય તાલ સાધ્યો…!

છેક છેલ્લા ત્રણચાર કલાક દરમ્યાન દાદાએ ફરી ફરી હાથ ઊંચા કરી સૌને વંદ્યા, એકવાર–છેલ્લીવાર તકિયાને અઢેલી આરામથી બેસી લેવાની 'સાહ્યબી'ય ભોગવી ! પેશાબની નળીમાં રજમાત્ર પેશાબ રહી ન જાય તેની ચાંપતી તકેદારી રાખી…ને ઘા આગળના મલમપટ્ટા ફરી એકવાર

અદલાવ્યા. સામી ભીંત ઉપર લટકતી શ્રીકૃષ્ણ-રાધાની ચિત્ર-આકૃતિ તરફ મીટ માંડી. કદાચ નયણાંનું આ છેલ્લું જ મટકું હતું...ધીમે ધીમે લોચન-દીપ ઝાંખા પડ્યો...પણ શ્રવણ, સમજ અને ચિત્તની ચેતના એવી ને એવી હતી...

છેક છેલ્લો કલાક હશે...' શ્રીકૃષ્ણ શરણંમમ ' ની ધૂન સેંકડો મુખે રટાવી શરૂ થઈ. એકાદવાર તો આ અવાજથી તેમની આંતરિક એકાગ્રતાને સ્ખલન પહોંચ્યું કે શું, તેમણે સૌને શાંત થવા સૂચવ્યું. વાતાવરણ વળી હળવું બન્યું.

અરધો કલાક માંડ રહ્યો હશે. છેલ્લી વારની વિદાય લેતા હોય એમ, હોઠો ફફડાવી પોતે ' જય શ્રી રહ્યા 'નું સૂચવ્યું; અને ફરી બેઉ હાથ ઊંચા કરી, ' દર્શનાર્થે ' ભેગા થયેલા સેંકડો ગ્રામજનો અને સંબંધી-પરિચિતોને વંદ્યા, વિભુને વંદ્યા અને ' ઓ નાથ ! 'ના આર્દ્ર ઉદ્ગાર સાથે એના મિલનની વાટ પકડી લીધી !

## અંતિમ-યાત્રા

શ્રાવણ સુદ અગિયારસ ને રોજ દાદાનો દેહ પડ્યો......૮૨ વર્ષની વયે દાદાએ જીવનની અને જગતની અંતિમ વિદાય લીધી, ત્યારે લોક જીભે દાદાના ધન્ય જીવનનો મહિમા રટાઇ રહ્યો હતો. આ પ્રદેશને લગભગ ચાર દાયકા લગી શિરછત્રની જેમ છાઈ રહેલા દાદાની આ અંતિમ વિદાય શું ગૌરવવંતી ન હતી ? તરતજ ભવ્ય સ્મશાન યાત્રાની યોજના વિચારાઇ ગઈ. બજારો ટપોટપ બંધ થઈ ગયાં. ત્રણ દિવસની 'પાખી' જાહેર થઇ. હિંદુ મુસ્લિમો સૌ સ્મશાન યાત્રાએ ઊમટ્યાં. મોડાસાના ઈતિહાસમાં પ્રથમ વાર હજારો માનવીઓએ-ધર્મ, કોમ અને જ્ઞાતિના ભેદ વિના, અંતિમ શૈયા પર પોઢેલા દાદાનાં દર્શન કરી, શબ શૈય્યાને ખાંધે ચઢાવી, પોતાની જાતને ધન્ય માની. સેંકડો માનવીઓએ આખે રસ્તે, આખરી દર્શન કરી, છેલ્લી ભાવાંજલિ અર્પી. સૌને હોઠે ને હૈયે એક જ રટણ હતું : દાદા વિરલ પુરુષ હતા....! ચાલ્યા ગયા! સૌને દાદાની વિરલતાનો હરખ હતો, ને ચાલ્યા ગયાનું દુઃખ હતું! વાત કેટલી બધી સત્ય હતી!!

આ ગામનો ટીંબે ટીંબો, પ્રત્યેક રસ્તો, પ્રત્યેક ઓટલો, પ્રત્યેક ઝરૂખો, તસુ તસુ ધરતી દાદાની વિરલતાની સાક્ષી પૂરી રહી હતી. એક તસુ એવી ખાલી જમીન ન હતી, એક હૈયું એવું ધબકતું ન હતું

મોડાસામાં દાદાના સ્થાયી નિવાસ પૂર્વે કેટલીક સંસ્થાઓ પાંગરવા માંડી હતી, અને તેમણે મોડાસાને કર્મભૂમિ બન તે દરમ્યાન દાદાની પ્રેરણાએ લોક સહકારથી આ પ્રદેશમાં અનેક સંસ્થાઓ ફાલીફૂલી. આ સંસ્થાઓના જન્મ અને વિકાસનું ટૂંકુ બયાન હવે જોઈ લઈએ.

## મોડાસા પ્રવરહુડ

મોડાસા એ સમસ્ત પ્રદેશનું એક મહત્ત્વનું વેપારી કેન્દ્ર છે. એટલું જ નહીં પણ સાર્વજનિક પ્રવૃત્તિઓ તથા સત્તાનાં ક્ષેત્રો અને રાજકીય આંદોલનોની દષ્ટિએ પણ તે સૌથી મોખરે રહ્યું છે. આની વીગતો જુદે જુદે સ્થળે આપણે જોઇ છે, ને જોઈશું. પરંતુ છેક ૧૯૧૨માં ડબલ્યુ-એ-એલોક નામના અમલદારે તેની તારીફ કરતાં લખ્યું હતું: "મોડાસા એક જૂની ધાટીનું ઉપનગર છે અને જાહેર કાર્યો પ્રત્યેનો તેનો ઉત્સાહ ગણનાપાત્ર છે."

૧૯૧૨ સુધીમાં જ મોડાસાએ આવું પ્રશંસા-પત્ર પ્રાપ્ત કરી લીધું ત્યારે નીચે મુજબ તેનો (સંસ્થાગત) વિકાસ થઇ ચૂકયો હતો:

૧૮૫૦ : મ્યુનિસિપાલિટી સ્થાપવાનો ઠરાવ: અને સરકારની, નીમેલી કમિટી.

૧૮૫૮ : (એપ્રિલ ૨૯ મી) ગુજરાતી મુખ્યશાળાની સ્થાપના.

૧૮૫૯ : (નવેમ્બર ૧ લી) મ્યુનિસિપાલિટીની સ્થાપના. (અમદાવાદમાં ૧૮૫૭માં જ સ્થાપના થયેલી)

૧૮૬૬ : (ઓકટોબર ૧ લી) કન્યાશાળાનો આરંભ.

૧૮૭૯ : મ્યુનિસિપાલિટીમાં ચૂંટેલા સભ્યો હોવાનો કાયદો.

૧૮૯૬ : મોડાસા એંગ્લો વર્નાક્યુલર સ્કૂલની સ્થાપના. (૧૯૧૨ થી તે મોડાસા કેળવણી મંડળને હસ્તક આવી, હાઈસ્કૂલ બની)

૧૮૯૮ : કસરતશાળા તથા ડિકસન લાયબ્રેરી (જે ૧૯૨૫ માં પ્રવરહુડ સાથે જોડાઇ ગઈ.)

૧૯૦૨ : એડવર્ડ ગાર્ડન.

૧૯૦૩ : ઉર્દૂશાળા.

૧૯૦૪ : અંત્યજો માટેની શાળા.

૧૯૧૦ : નદી કાંઠે [illegible] બાંધ્યો.

૧૯૦[illegible] [illegible] કાળ પ્રવર્ત્યો, તેના ખપ્પરમાં

એમ્બા મોગાસામાથી ૧૫૮૬ માણુમો હોમાઇ ગયા હતા। ઉપરાંત ૧૯૧૮મા પ્લેગ ફાટી નીકળ્યો, ત્યારે પણુ ઘણી જનહાની થયેલી

દાદાએ મોડાસાને પોતાનુ માર્ગક્ષેત્ર બનાવ્યુ, તે પૂર્વે મોડાસાનો વિકાસ તે જમાનાને અનુરૂપ રીતે થઇ ગયો હતો, તે ઉપરની હકીકતોથી વિદિત થાય છે અંતર્ગત એ ન મામા સૌથી મોટા ફાગા મ્યુનિસિપાલિટીનો હતો પરંતુ ખાસ નોંધપાત્ર તો એ છે કે, આ સમય સુધી સર્વસાધારણ જાહેર પ્રવૃત્તિનુ વાહન બ્રધરહુડ હતુ।

આમ તો છેક ૧૮૮૮-૮૯મા ડિમ્સન લાયબ્રેરીની સ્થાપના થઇ હતી સંસ્કાર પ્રવૃત્તિના આ શ્રી ગણેશ ગણાય પરંતુ તેની એકમાત્ર પ્રવૃત્તિ પુસ્તકાલય પૂરતી જ હતી ઉપરાંત તેના આખો મામ્ભાર સરકારી-મહાલકારી હસ્તક હતો આથી તેનો વિકાસ વર્ષો સુધી રૂંધાયેલો હતો અને પુસ્તકો તથા મકાન સારી અવદશાએ આવી પહોચ્યા, ત્યા લગી તેનો ઉદ્ધાર ન જ થયો છેવટે, ૧૯૧૦, ડિસેમ્બરની ૧૨ મીએ ગામમા રહેતા અને કોલેજમા ભણતા મોડાસાના શિક્ષિત યુવકોએ એકત્ર થઈ મોડાસા બ્રધરહુડ (મોડાસા બંધુસમાજ) * ની સ્થાપના કરી અને ૧૯૧૨ મા તો આ સસ્થાને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હવે ગુજરાત વિદ્યાસભા)મા રજીસ્ટર્ડ કરાવવામા આવ્યાનુ તેના ૧૯૨૮ ના છાપેલા હેવાલ ઉપરથી જણાય છે આ પછીના તેના હેવાલો ઉપરથી જાણવા મળે છે કે, આ સસ્થા કેવળ વાચનાલય પૂરતી રહી ન હતી હકીકતે તો કેળવણી મંડળ, સેવાસંઘ-અર્થાત્ યુવક અને સસ્કાર મંડળોએ કરવાની પ્રવૃત્તિઓનો આરંભ છેક ૧૯૧૦-૧૨ ના જમાનાથી આ સસ્થાએ કરી દીધા હતો ૧૯૧૨-૧૩ ના હેવાલ મુજબ જ, મંડળ તરફથી અંગ્રેજી શાળા (એ વી શાળા) ના વિદ્યાર્થીઓને છાત્રવૃત્તિ આપવાનુ જાહેર ભાષણોના વ્યવસ્થા કરવાનુ, લાયબ્રેરી ચલાવવાનુ, ગરીબ વિદ્યાર્થીઓને મફત પુસ્તકો તથા એવી બીજી મદદો દ્વારા કેળવણીમા આગળ વધારવાનુ, ચોપાનિયા છપાવી તેના મફત પ્રચાર દ્વારા સમાજમા વિચારની છૂટ કેળવવાનુ, વનિતા વિશ્રામ રાત્રીશાળા, અને વાચન વર્ગ ચલાવવાનુ, મફત દવા વહેચવાનુ વગેરે અનેક કામો શરૂઆતમા એક સામટા ઉપાડી લેવામા આવ્યા હતા

* હવે મોડાસા બ્રધરહુડ એવુ અંગ્રેજી નામ બદલીને મોડાસા બંધુ સમાજ રાખવાનુ તેના સંચાલકો વિચારશે? ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી માતૃ સસ્થા એ જ પોતાનુ નામ ગુજરાત વિદ્યાસભા રાખીને દષ્ટાંત રજૂ પણ કરી દીધુ છે

વળી મોડાસા પ્રદેશનું પ્રથમ સામયિક પત્ર 'સુત્રાંજના' પ્રગટ કરવાનું માન આ સંસ્થાને જ જાય છે. અને તેના પ્રથમ સંપાદક તરીકેનું માન અતિ સહજ રીતે મોડાસાના સંસ્કાર-આત્મા શ્રી. મોહનલાલ વિ. ગાંધીને ફાળે જાય છે.

૧૯૧૩ થી ૨૦ સુધીનાં વર્ષોમાં આ સંસ્થાની પ્રવૃત્તિ ઘણે અંશે મંદ રહેલી જણાય છે. પરંતુ ૧૯૨૦ થી દાદાની તથા શ્રી. મો. વિ. ગાંધીની સીધી દોરવણી હેઠળ, આ સંસ્થામાં નવો પ્રાણ રેડાવાનું શરૂ થયું. અને ૧૯૨૩ થી મોડાસા પ્રદેશના એક બીજા નિષ્ઠાવાન સેવક શ્રી. પુરુષોત્તમ ઓકળદાસ શાહને હસ્તક આ સંસ્થા પાંગરતી થઇ. ૧૯૨૩થી આ મંડળ તરફથી સ્વયંસેવક દળ ઊભું કરવામાં આવ્યું હતું. ૧૯૨૫ માં કેટલાક લાંબા સમય સુધી દર રવિવારે કોઇને કોઇ સભા યોજવાનું, આસો સુદ પૂનમે 'રઢિયાળી રાત'ના વાંચન સાથે 'ચંદ્રિકા સંમેલન' ઉજવવાનું, તથા તેજ વર્ષમાં 'પડઘમ' નામની પત્રિકા પ્રગટ કરવાનું, તેમજ ત્યાર બાદનાં વર્ષોમાં 'કવિ નાનાલાલ જન્મ મહોત્સવ', "સ્વામી શ્રદ્ધાનંદ" "દેશબંધુ દાસ", ની અવસાન સભાઓ, ઉપરાંત ઈંડિની રાજકીય પરિસ્થિતિ (૯-૧-૨૭), હૈડિયામણના સરકારી દર' વગેરે પ્રકારના વિષયો ઉપર વ્યાખ્યાનો યોજાયાં હતાં. વ્યાખ્યાન પ્રવૃત્તિ, સ્કાઉટ પ્રવૃત્તિ, સામાજીક સડા દૂર કરવા અને પછાત કોમોમાં શિક્ષણનો પ્રચાર કરવો-વગેરે તરફ કાર્યકરોનું લક્ષ ૧૯૨૮ થી દોરાયું હતું. એમાં તે સમયના મંત્રી શ્રી. ચુનીલાલ વિ. હુટાલાનો ઉત્સાહજનક ફાળો હતો. અલબત્ત, આ સમય સુધીમાં તો મોડાસા કેળવણી મંડળ અને કોંગ્રેસ દ્વારા આમાંની કેટલીક પ્રવૃત્તિઓ શરૂ થઇ ગઈ હતી. વ્યાયામ મંદિર પણ અસ્તિત્વમાં આવી ગયું હતું. ૧૯૩૧થી આજ દિન સુધી મોડાસા હાઇસ્કૂલના પ્રિન્સિપાલ શ્રી ઓચ્છવલાલ દેસાઈને હસ્તક લાયબ્રેરીનું કાર્ય સુવ્યવસ્થિત થતું રહ્યું છે; છતાં, નગરજનો અને ખાસ કરીને યુવાનો માટે સાહિત્યિક અને સાંસ્કારિક પ્રવૃત્તિની, જ્ઞાન આદિનીના વર્ગો અને ચર્ચા સભાઓની ઊણપ હજી આજ લગી વરતાઇ રહી છે.

## મોડાસા કેળવણી મંડળ

કેળવણીના ક્ષેત્રે, બીજા પ્રદેશોની સરખામણીમાં મોડાસા પછાત રહ્યું નથી. ૧૮૫૮ ના એપ્રિલની ૨૯ મીએ ગુજરાતી મુખ્યશાળાની શરૂઆત થઈ હતી; અને ૧૮૬૫ ના ઓકટોબરની ૧ લીએ કન્યાશાળાનો આરંભ થયો હતો.

પરંતુ આ આખા પ્રદેશમાં અંગ્રેજી શિક્ષણનો આરંભ ૧૮૮૬ માં એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ દ્વારા (માત્ર અંગ્રેજી ત્રણ ધોરણ સુધી) મોડાસામાં થયો હતો. તેના જન્મથી માંડી, ૧૯૧૮ સુધીની લગભગ એક પચીસી દરમ્યાન, આ એ વી સ્કૂલના સંચાલન અને વિકાસની મુખ્ય જવાબદારી મોડાસાના માનનીય નગરશેઠ શ્રી શંકરલાલ પી ભગવાનને ખભે રહી હતી અને શ્રી નરભદાસ દેસાઇ તથા ખાનબહાદુર ખાનનો તેમને ધરખમ ટેકો મળી રહ્યો હતો

પરંતુ, ૧૯૧૮માં દાદા તથા શ્રી મો વિ ગાંધી મોડાસાને પોતાનું કાર્યક્ષેત્ર બનાવવાનું વિચારતા હતા તે દિવસોમાં જ, સંપૂર્ણ જવાબદારીના સંકલ્પ સાથે તેમણે શાળાના વિકાસની યોજના રજૂ કરી ૧૯૧૮ ના જૂનની ૨૬ મીએ શ્રી મો વિ ગાંધીના પ્રમુખપદે એક જાહેર સભા થઇ તેમાં કેળવણી મંડળની સ્થાપનાનો ઠરાવ કર્યો અને એ વી સ્કૂલનો વહીવટ તેને હસ્તક સુપ્રત કરી, તેને હાઇસ્કૂલના રૂપમાં ફેરવવાનો નિર્ણય લેવામાં આવ્યો હતો બાદ તરતજ ૧૯૧૮ ના નવેમ્બરની ૧ લી તારીખે તો અમદાવાદની સરકારી ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં વર્ષોથી કામગીરી બજાવી રહેલ શ્રી ભાઇચંદભાઇ માધવલાલ શાહ મોડાસા પ્રત્યેના ભક્તિભાવથી પ્રેરાઇને, પોતાની ચાલુ નોકરીનું રાજીનામું આપી, સ્વયંસેવક તરીકે, ૧૫ વર્ષની ગેરંટી સાથે, હેડમાસ્તરના સ્થાન માટે આવી પહોંચ્યા હતા, અને એ દિવસથી માંડી ૧૯૩૦ માં તેઓ છૂટા થયા ત્યાં સુધીના ૧૦–૧૧ વર્ષની તેમની કારકીર્દિ દરમ્યાન શાળાને સંગીન પાયા પર ચઢાવવામાં તેમણે કદીય પાછું વાળી જોયું ન હતું

હાઇસ્કૂલના વિકાસમાં નવા મકાનો માટેનું મોટું ફંડ ભેગું કરવામાં દાદાને તથા શ્રી મો વિ ગાંધીને શ્રી છોટાલાલ કાળુટાલા (તે વખતે ઈન્કમટેક્સના અમલદાર)નો સુંદર સાથ સહકાર મળી ગયો હતો

પરંતુ ૧૯૨૦–૨૧ ના વર્ષો જુદાં જ હતા સરકારી શાળાઓ, સરકારી નોકરીઓ, સરકારી કોર્ટો અને સરકારી પદવીઓના બહિષ્કારનો અને અસહકારનો યુગ ઊગ્યો હતો એનો પડઘો મોડાસામાં પણ પડયા વિના ન રહ્યો દાદા અને શ્રી મોહનભાઇની અભિલાષા ફળી અને કેળવણી મંડળ ઠરાવ પસાર કર્યો કે—

ગુજરાત રાજકીય પરિષદ તથા કલકત્તા ખાતે મળેલી મહાસભાએ કરેલ અસહકારના ઠરાવને માન આપી તથા તે સંબંધમાં મોડાસાના સમસ્ત હિંદુ મુસલમાન ભાઇઓએ જે ઠરાવ કર્યો છે, તે ધ્યાનમાં લઇ તથા

કેળવણીના સંબંધના રાષ્ટ્રીય કેળવણીનો વિકાસ સ્વતંત્ર રીતે થઈ શકે તે સારુ, શાળાનો સરકારી કેળવણી સાથેનો સંબંધ બંધ કરવો અને સરકારી મદદ લેવી બંધ કરી (તા ૩૦-૧૧-૨૦)

આ ઠરાવ રજુ કરનાર માન શ્રી શંકરલાલ તથા શ્રી ભોગીલાલ સાંકળચંદ શાહ (મોડાસાના વકીલ) ને ફાળે જાય છે

આમ ૧૯૨૦ ના અંતથી મોડાસાના જીવનમા રાષ્ટ્રીય શિક્ષણનો નવો તબક્કો શરૂ થયો અને સ્વાભાવિક રીતે જ "વિદ્યાર્થીઓમા રાષ્ટ્રમાનની જાગ્રતિ આણી, શિક્ષણમા નવીન દૃષ્ટિ અને નવીન પ્રયોગો પ્રત્યે સહાનુભૂતિ આણી, હિંદી સંસ્કૃતિ અને હિંદી વિદ્યાકળા પ્રત્યે આજ જમાનામા એણે મદદ કરી પુખ્તોના શિક્ષણ ઉપર, જીવન પર કાયમની છાપ મૂકી જાય તેવા શિક્ષણનું, સ્વાતંત્ર્યનું અને ઉત્સાહનું વાતાવરણ તેણે પેદા કર્યું" (૨૦ વર્ષનો હેવાલ)

૧૯૨૨ મા અંગ્રેજી સાત (હાલના અગિયાર) ધોરણો પસાર કરી પ્રથમ ટુકડી ગુજરાત વિદ્યાપીઠની 'વિનીત' પરીક્ષા માટે પહોંચી ગઈ હતી

શાળામા રેંટિયા વર્ગો શરૂ થયા હતા અને શ્રી પૂનમચંદ દોશીને કાંતણની કળા શીખી લાવવા સત્યાગ્રહ આશ્રમ—અમદાવાદ મોકલવામા આવ્યા હતા

આ વરસોમા એક નવી પરિસ્થિતિ ઊભી થઈ ગઈ હતી કેળવણી મંડળનું ભંડોળ નાનું હતું અને ૧૯૨૧-૨૨ મા સખત તંગી જણાવા માંડી હતી ગુજરાત વિદ્યાપીઠ તરફથી રૂા ૨૫૦૦) ની મદદ પણ મળી પરંતુ એ મદદ મેળવવા માટે વિદ્યાપીઠના નિયમ અનુસાર શાળાના સમયનો ત્રીજો ભાગ ફરજિયાત રેંટિયા શિક્ષણ ખાતે આપવો જોઈએ તેમ કરવું યોગ્ય ન લાગવાથી નાણાની મદદ લેવાનું ખીન્ન જ વર્ષથી બંધ કરવું પડ્યું જો કે ફરજિયાત રેંટિયા શિક્ષણ ચાલુ જ હતું

વળી નાણાની ખેંચથી હતાશ બન્યા વિના ૧૯૨૧ થી મંડળે પોતાની પ્રવૃત્તિનો વિસ્તાર કરવા માંડ્યો સ્ત્રીઓને ધાર્મિક શિક્ષણ આપવા માટે 'વનિતા વિશ્રામ' નામની સંસ્થા ખોલી, તથા હાઈસ્કૂલમાં જ ૧૯૨૨ મા ગુજરાતી ચોથું ધોરણ શરૂ કર્યું, અને વિનય મંદિર (હાઈસ્કૂલ) મા વ્યાપારી શિક્ષણનો વર્ગ પણ શરૂ કર્યો

આમ છતાં, પરિસ્થિતિ એવી પેદા થઈ કે, ૧૯૨૫ ના માર્ચમા હાઈસ્કૂલને વિદ્યાપીઠ સાથેનો સંબંધ પૂરો કરી, મુંબઈ યુનિવર્સિટી સાથે ફરી જોડી દેવાનો નિર્ણય લેવાયો અને મંડળનું સંચાલન પ્રમુખ તરીકે

શ્રી ભોગીલાલ દા શાહ ( જાણીતા વકીલ ) તથા ઉપપ્રમુખ તરીક શ્રી ચુનીલાલ જે ગાંધી ( જાણીતા વેપારી ) એ ઉપાડી લીધુ

તો બીજી બાજુ મંડળ તથા શાળાના પ્રાણ અને પ્રેરણા સમા શ્રી મો નિ ગાંધી જેમણે છેલ્લા અઢી વર્ષથી વગર વેતને શાળાને સેવા આપી હતી, તેમણે કાયમનુ સ્વયસેવ પદ સ્વીકારી, પ્રિન્સિપાલની નવી જવાબદારી અપનાવી લીધી

આમ ચારેક વર્ષના પ્રયોગ બાદ, કેળવણી મંડળના સચાલકોએ વ્યવહારુ દષ્ટિએ વિચારીને રાષ્ટ્રીય વિનય મંદિરને વળી સંસારી યુનિવર્સીટી સાથે સંલગ્ન થયેલી હાઈસ્કૂલના રૂપમા ફેરવી નાખી ત્યારે 'મકાન એનુ એ રહ્યુ શિક્ષકો એના એ રહ્યા, વિષયો લગભગ એના એ રહ્યા, ફેર શો પડી ગયો છે?' એવી વ્યવહારુ દલીલો અને શિખામણોનો અનાદર કરી, શાળાના અઢીસોમાથી એક વિદ્યાર્થી (ભોગીલાલ ગાંધી)–સરકારી છાપ લાગી સસ્થામા આગળ અભ્યાસ કરવાનો ઈન્કાર કરી, ગામ છોડી અજાણી દૂરની–ભરૂચની રાષ્ટ્રીય શાળામા જઈ પહોચ્યો, એ બીના બદલાતી જાગ્રતિના દષ્ટાન રૂપ છે

હવે, હાઈસ્કૂલનો ત્રીજો તબક્કો શરૂ થયો હતો અને આ તબક્કો વધુ કસોટીનો હતો નાણા ભીડની ભીસ ચિંતા જ માગી રહી હતી ચાલુ ખર્ચને પહોચી વળવા કાયમી ફડમાથી નાણા ઉપાડવા પડતા હતા, અને ભડોળ નાનુ થઈ ગયુ હતુ ત્યારે ૧૯૨૮ મા શાળાના શિક્ષકોના પ્રોમોશન (પગાર વધારો) તથા પ્રોવિડડ ફડ બધ કરવામા આવ્યા ઉપરાત દરેક શિક્ષકનો પગાર– માસિક રૂ ૫) કમી કરવામા આવ્યો સ્વયસેવકનો–શિક્ષકોનો પગાર રૂ ૧૦૦) નો ઘટાડી રૂ ૮૦) કરવામા આવ્યો ને કોઈ પણ સસ્થાને અને કેળવણી મડળને ગૌરવ અપાવે એવી હકીકત તો એ છે કે, આ ત્યાગ શિક્ષકોએ સ્વેચ્છાએ અને હસતે મોએ સૂચવ્યો હતો અને વધાવી લીધો હતો એટલુ જ નહિ, શિક્ષકોની સ્વયસેવક ટુકડીઓએ ગામડે ગામડે ફરી વિદ્યાર્થીઓ વધારવા પ્રયાસ કર્યા હતા

બીજી બાજુ કાયમી ફડ જાળવી રાખી, આખા મડળને પુન આર્થિક સદ્ધરતા ઉપર મૂકી દેવાની જવાબદારી, પાચ વર્ષ માટે દાદાને માથે સૌએ નાખી, ત્યારે તેમણેય સ્વેચ્છાએ સ્વીકારી લીધી

શાળાનો વીસ વર્ષનો હેવાલ એ હકીકત જાહેર કરે છે, શિક્ષકોનો ત્યાગ અને દાદાએ લીધેલો શ્રમ અને ત્યાગ ઊગી નીકળ્યા ભડોળ વધ્યુ, વિદ્યાર્થીઓની સખ્યા પણ ૧૯૨૮મા ૧૦૨ હતી, તેની ૧૯૩૪મા ૨૩૩

થઈ ને ૧૯૩૯ માં ૩૦૨. વળી શિક્ષકોનો પગાર કાપ પૂરો થયો; અને પ્રોમોશન શરૂ કર્યાં. ધીરે ધીરે કરતાં શાળાના છાત્રાલયમાં પણ નવાં મકાનોનો ઉમેરો થયો; જેમાં દાદાનો પોતાનો ફાળો મુખ્ય હતો.

એ વિષે શંકા નથી કે, આ વર્ષો દરમ્યાન કેળવણી મંડળની આર્થિક સદ્ધરતા અને મકાનો વગેરેની વ્યવસ્થાની બાબતમાં 'દાદા વિના અંધારું' એવી પરિસ્થિતિ પ્રવર્તતી હતી. તો બીજી રીતે, શાળાનાં આંતરિક શિક્ષણ અને વાતાવરણની બાબતમાં 'શ્રી મોહનભાઈ ગાંધી વિના પ્રાણ નહિ' એવી પ્રતીતિ સૌ કોઈને થઈ રહી હતી. અલબત્ત શ્રી ભાઈચંદભાઈ (૧૯૧૯ થી ૧૯૩૦)નો ત્યાગ અને અનુભવ, શ્રી નર્મદાશંકર પંડ્યા 'ભરત' જેના શિક્ષકની સાહિત્યિક રુચિ, અનુભવસિંચિત શિક્ષણની હથોટી તથા અન્ય શિક્ષકોના ઉમંગ, ઉદ્યોગ અને સેવાવૃત્તિ વિના કશું જ બની શક્યું ન હોત. તેમ છતાં, એ પણ એટલું જ સત્ય છે કે, શ્રી મોહનભાઈએ મોડાસાના શૈક્ષણિક અને સંસ્કાર ઘડતરમાં, આરંભમાં 'બંધરકુડ' દ્વારા રોપેલાં અને બાદ હાઈસ્કુલ દ્વારા વિકસાવેલાં અને ત્યારબાદની તેમની સાહિત્યિક-ધાર્મિક, આધ્યાત્મિક લેખન ચિંતનની પ્રવૃત્તિ દ્વારા સંસ્કારેલાં બીજ અપૂર્વ હતાં. બલ્કે મોડાસાના 'અતિ વ્યાપારી' 'અતિ વ્યવહારિક' માનસના વિશાળ ઘડતર માટે જ જાણે શ્રી મોહનભાઈ જન્મ્યા હતા. અને મોડાસાને પોતાની સંપૂર્ણ શક્તિ સમર્પી ચિરંજીવ ફોરમ પસરાવી ગયા.

૧૯૪૪ માં શ્રી. મો. વિ. ગાંધી નિવૃત્ત થયા બાદ તરત જ, ૧૯૪૫ માં દાદા તેમની તબીયતને કારણે મોડાસા કેળવણી મંડળના પ્રમુખ પદેથી નિવૃત્ત થયા. અને વળી શ્રી. ભોગીલાલ દા. શાહે જવાબદારી ઉપાડી આ સમયે તેમણે હાઈસ્કૂલનાં નવા મકાનો વગેરેના ફંડ અંગે અતિ જહેમત ઉઠાવી હતી. તો વળી શ્રી. ચંદુલાલ શં. બુટાલાનું અવસાન થતાં શ્રી. છબીલદાસ બી. શાહ સદ્દગંતી બન્યા. શ્રી પુરષોત્તમદાસ ગો. શાહ લાંબી બિમારીને કારણે નિવૃત્ત થતાં, તેમની જગ્યાએ શ્રી ચુનીલાલ કે. બુટાલા અને બાદ તેમની જગ્યાએ શ્રી ધીંગલાલ વ. દેસાઈ ચુંટાયા. અને પ્રમુખપદે શ્રી. ભોગીલાલ દા. શાહને સ્થાને શ્રી હરિલાલ મ. ગાંધી ચુંટાયા.

હાઈસ્કૂલના સંચાલનમાં પણ મોટા ફેરફારો થયા. ૧૯૪૪માં હાઈસ્કૂલના સુકાની શ્રી. મોહનભાઈ નિવૃત્ત થયા. ત્યાર બાદ શ્રી. ઓગડલાલ દોશી અને શ્રી. રમણલાલ નોનીએ હેડમાસ્ટર તથા પ્રિન્સિપાલની જવાબદારીઓ ઉપાડી લીધી હતી. હાલ, પ્રિન્સિપાલ તરીકે શ્રી. ઓ. શુ. દોશી

છે, અને હેડમાસ્તર શ્રી કાંતિલાલ વાસોરી છે

શાળામાં ૧૯૪૪–૪૫માં ૩૮૭ વિદ્યાર્થીઓ હતા, તેમાંથી ધીમે ધીમે, આજે વર્ષે તેણે સંપૂર્ણ યૌવન પ્રાપ્ત કર્યું છે શાળાનું ભવ્ય મકાન, વ્યાયામ શાળા, ૨૨ એકર જમીન પર ઊભેલા વિશાળ મેદાનો, છાત્રાલયો, પાણીની ટાંકી, ગૃહપતિ નિવાસ ને તાજેતરમાં બંધાએલું "મોહનભાઈ પ્રાર્થના મંદિર –આ બધું આ સંસ્થાને એક અજોડ સંસ્થા બનાવે છે આજે આસપાસ ધનસુરા, માલપુર, મેઘરજ, ગાબટ, બાયડ, ચોઈલા, સાઠંબા, દહેગામ, તલોદ, વગેરે સ્થળોએ હાઈસ્કૂલો ( સાબર કાંઠા જીલ્લામાં ૧૨ પૂરી અને બીજી ૧૨ અધૂરી હાઈસ્કૂલો ) અસ્તિત્વમાં આવી છે છતાં મોડાસા હાઈસ્કૂલમાં વિદ્યાર્થીઓની સંખ્યા લગભગ ૮૦૦ સુધી પહોંચી ગઈ છે, એકલા એસ એસ સી વર્ગમાં સવાસો વિદ્યાર્થીઓ છે

આ સંસ્થાના વહીવટ અને વિકાસને લક્ષમાં લઈ, સરકારે બે વર્ષ પર આ શાળાની સાથે જ ટેક્નીકલ અને કોમર્સ કોર્સ શરૂ કર્યો છે જ્યાં એસ એસ સી પરીક્ષા માટેનું આવશ્યક જ્ઞાન આપવામાં આવે છે અને સરકારે તે માટે મકાનો બંધાવી આપ્યા છે

એક ખાસ ખૂંચે એવી બીના એ છે કે, હરિજનો અને શિડયુલ પછાત કોમના તથા મુસલમાનોના માત્ર ૫૦ (ગામમાં મુસલમાનોની વસ્તી લગભગ અર્ધો અરધ છે) વિદ્યાર્થીઓ જ હાઈસ્કુલની કેળવણી લઈ રહ્યા છે તો વળી કન્યાઓની સંખ્યા કેવળ ૭૬ જેટલી છે બીજી રીતે, આશરે ૭૮૦ વિદ્યાર્થીઓમાં બહારગામથી આવેલા આશરે ૩૫૦ છે તેમાંના ૨૫૦ જુદા જુદા છાત્રાલયોમાં રહે છે આમાંથી આશરે ૪૦ વિદ્યાર્થીઓ હાઈસ્કૂલના પોતાના છાત્રાલયમાં વસે છે અને શાળાના પ્રિન્સિપાલ શ્રી એ ચુ દોપી એકધારી રીતે વર્ષો થયા, છાત્રોની સાથે જ રહીને એક સુંદર દૃષ્ટાંત પૂરું પાડી રહ્યા છે અને તેમના પત્ની શ્રી મણીબેન બાળકો પ્રત્યે વાત્સલ્ય પૂર્ણ સેવા આપતા રહ્યા છે

• ૧૯૫૦થી વર્ધા રાષ્ટ્રભાષાના વર્ગો શરૂ થયા છે

• ૧૯૫૨–૫૩થી મોડાસા ખાતે એસ એસ સી વાર્ષિક પરીક્ષાનું કેન્દ્ર થયું છે આ કેન્દ્ર વખતે મોડાસાના વેપારીઓની મદદ બહાર ગામના વિદ્યાર્થીઓને રહેવા ઊતરવા અંગે મળતી રહી છે

• હાઈસ્કૂલ તરફથી પર્યટનો, તથા દારૂનિષેધની ટુકડીઓ અને બીજા સરકાર કાર્યક્રમો થતા રહ્યા છે 'અરુણ' (વાર્ષિક) પ્રગટ થતું રહ્યું છે

મોટી લડત વખતે નોકરીમાંથી બરતરફ પણ કરવામાં આવ્યા હતા. ૧૯૩૦ અને ૪૨ની લડતોમાં જેલ જનાર આ એક માત્ર શિક્ષક હતા.

શિક્ષણ અંગેનું આ પ્રકરણ પૂરું કરતાં, મોડાસાના પ્રાથમિક શિક્ષણમાં જો કોઈ એક સન્નિષ્ઠ શિક્ષકનો ઘણો મહત્ત્વનો ફાળો રહ્યો હોય તો તે શ્રી મનસુખભાઈ દ. મહેતાનો છે. તેઓ ૧૯૧૦થી (૨૦ વર્ષની ઉંમરથી) ૬ વર્ષ ધોળકા તાલુકામાં અને ત્યાર બાદ, ૧૯૪૫માં નિવૃત્ત થતાં સુધીનાં બીજાં ૩૦ વર્ષ મોડાસામાં જ (૧૯૦૬ થી હેડમાસ્તર તરીકે) ગાળી, અનેક વિદ્યાર્થીઓના ઉત્કર્ષના નિમિત્ત રૂપ બન્યા છે.

## સંસ્કૃત પાઠશાળા

આપણી મંડળની પ્રવૃત્તિની પૂરક જેવી, છતાં સ્વતંત્ર રીતે ચાલતી સંસ્કૃત પાઠશાળા છે. દાદાએ મોડાસાને કેન્દ્ર બનાવ્યું તે પૂર્વેથી, ૧૯૧૫માં વડાલીના શાસ્ત્રી શ્રી ગણપતિશંકરના ખાસ પ્રયાસોના પરિણામ રૂપે આ સંસ્થાનો આરંભ થયો હતો. અને શ્રી જોઈતારામ ભટ્ટ (હાલ સ્વર્ગસ્થ)ની પ્રશંસનીય ત્યાગવૃત્તિ, ઉદ્યમ અને ખંતથી આ સંસ્થાનો વિકાસ થયો હતો. બન્યું એવું કે, શ્રી જોઈતારામ ભટ્ટ ભીનાડના પીરોજશાહ શેઠને ત્યાં નોકરી કરતા હતા. ધીમે ધીમે તેઓ મેનેજરના પદ સુધી પહોંચ્યા હતા. પ્રથમ વિશ્વયુદ્ધ સમયે શેઠે સારું એવું ધન સંપાદન કર્યું હતું. તેમણે શ્રી જોઈતારામને સારી એવી રકમ આપવાની ઈચ્છા દર્શાવી. પરંતુ શ્રી જોઈતારામ ઉદાર અને સંતોષી વૃત્તિના હતા. વળી તેમને મોડાસાની સંસ્કૃત પાઠશાળાના વિકાસની ચિંતા રહેતી હતી. એટલે તેમણે અંગત બક્ષિસ લેવા કરતાં પાઠશાળા માટે મકાન વગેરે બાંધી આપવા સૂચના કરી. શેઠ દાદાના પરિચિત હતા. એમણે દાદા સાથે વાત કરી ને દાદાની પણ સંમતિ મળી, એટલે શ્રી વિકાજી શેઠ છેક મોડાસા આવી જમીન જોઈ ગયા અને આશરે દશેક હજાર રૂપિયા ખર્ચીને જમીન ખરીદી, મકાન તથા કૂવો બંધાવી આપ્યો (૧૯૨૨). દાદા આ સંસ્થાના ટ્રસ્ટી તરીકે લાંબો સમય રહ્યા હતા.

આમ, ભીનાડના પારસી શેઠ વીકાજી પીરોજશાની આર્થિક સહાયને પ્રતાપે જ આ સંસ્થાનો જન્મ અને અસ્તિત્વ શક્ય બન્યાં હતાં. આ સંસ્થાનો મૂળ હેતુ અંગ્રેજી શાળામાં ભણતા વિદ્યાર્થીઓ માટે નિવાસસ્થાન બનવાનો હતો, તે ઉપરાંત તેનો બીજો હેતુ બ્રાહ્મણ સંતાનોને વેદ, વ્યાકરણ, સાહિત્ય, જ્યોતિષ અને વૈદિક કર્મકાંડનો અભ્યાસ કરાવવાનો હતો.

અનેક વર્ષો સુધી શાસ્ત્રી મૂળશંકર પંડ્યા (હાલ સદ્‌ગત) આ સંસ્થાના અભ્યુદય અર્થે અત્યંત ઉમળકા પૂર્વક સેવા આપતા રહ્યા હતા. એમના સંચાલન દરમ્યાન વર્ષો સુધી, સવાર સાંજ નિત્ય ઉદ્દઘોષાતી વેદની ઋચાઓ અને ગાયત્રી મંત્રનો પરિપાઠ સ્વયં આ સંસ્થાનું એક આગવું આકર્ષણ બની ગયું હતું. પાઠશાળાના વિદ્યાર્થીઓ સિવાયના હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ પણ આ સંસ્થામાં સંસ્કૃતના ખાસ અભ્યાસ અર્થે વહેલી પરોઢે શાસ્ત્રીજીને વીંટળાઇ વળતા હતા. શાસ્ત્રીજી હાઇસ્કૂલના એક ઉત્તમ શિક્ષક હતા. અને પાઠશાળાના અધ્યક્ષ તરીકેનું તેમનું પ્રદાન મોડાસા પ્રદેશને અવિસ્મરણીય છે.

શ્રી મૂળશંકરના અવસાન બાદ, શ્રી રામશંકર શાસ્ત્રીએ આ સંસ્થાનું સંચાલન કર્યું હાલ શ્રી મગનલાલ ભાઇશંકર ઉપાધ્યાય તેના ગૃહપતિ છે.

## બાલ મંદિર

કેળવણી મંડળને પૂરક એવી બીજી પ્રવૃત્તિઓમાં, હાઇસ્કૂલના પોતાનાં છાત્રાલય ઉપરાંત, ખડાયતા છાત્રાલય, પાટીદાર છાત્રાલય, ભરવાડ છાત્રાલય, વગેરે કેળવણીના વિકાસમાં સહાય રૂપ બન્યાં છે. અને તે પછી શરૂ થયેલ સરસ્વતી બાલમંદિર મોડાસાનાં શિશુ–બાળકોના સંસ્કારી શિક્ષણ અને વિકાસનું એક નવું આકર્ષણ બની રહ્યું છે, જેની પાછળ તેનાં સંચાલિકા શ્રી. અરવિંદાબેન દેસાઇનો અથાગ ઉત્સાહ અને પરિશ્રમ દેખાયા વિના રહેતાં નથી. કેળવણીના ક્ષેત્રે થયેલા અન્ય સ્વતંત્ર પ્રયાસોમાં ૧૯૨૧માં શરૂ કરવામાં આવેલ કુમારમંદિર, ૧૯૩૪ થી શરૂ થયેલ મોડાસા મહાજન મહિલા મંદિર નોંધપાત્ર છે.

## મહિલા મંદિર

મોડાસામાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ માટે હાઇસ્કુલ સુધીના શિક્ષણની સારી સગવડ હતી, પરંતુ મોટી ઉંમરની સ્ત્રીઓને માટે અક્ષરજ્ઞાન, સંસ્કાર કે ઉદ્યોગનું કાંઇ જ સાધન ન હતું. મોટે ભાગે કારીગર વર્ગની સ્ત્રીઓ બહાર કામે જતી, અને કોઇ ને કોઇ ઉદ્યોગમાં રચ્યાપચ્યી રહેતી. ત્યારે મહાજનની જ્ઞાતિઓની મહિલાઓ માટે ન તો જ્ઞાન સંસ્કારની સગવડ હતી, ન ઉદ્યોગની. દાદાને આ ઘણું ખૂંચતું હતું. પોતાની પંચાવનમી વર્ષગાંઠે તેમણે જે નોંધ કરી હતી, તેમાં સ્ત્રી શિક્ષણ અને ખેડૂત મંડળના પ્રબંધનો ઉલ્લેખ મળે છે. એવામાં જ તેમના ઉપર એક બહેનનો નનામો

પન આ ો, તેમા આ પ્ર ા ની જ લાગણી હાલરી હતી આથી આવી સસ્થા સ્થાપવાનુ સૂચન તેમણે 'બ્રધરહુડ' અ ગે મળેની એક સભામા કર્યું, ને શ્રી ભોગીભાઇ દા શાહના પ્રમુખ પદે એક કમિટિ નીમી, 'મહિના મ દિર'ની યોજનાનો પાયો નાખ્યો

લગભગ ૨૩ વર્ષ દરમિયાન મહિના મ દિર તરફથી નીચે મુજબ મુખ્ય પ્રવૃત્તિ થતી રહી છે અન ાત્ત આ સસ્થા 'મહાજન મહિના મ દિર' હોવા છતા સૌને માટે ખુ ી રહી છે અને તેમા, કનાન, સગર, ભાવસાર, માળી, બારોટ, સુનાર, કડિયા, સોની જ્ઞાતિની તથા જૈન બેમની અને અપવાદ રૂપ મુસ્લિમ બેમની પણ બહેનો ભાગ લેતી રહી છે કેટલીક બહેનો ગામ ગામાથી આવી અહી અભ્યાસ કરે છે સરેરાશ કુલ ૬૦ થી ૮૦ બહેનો આ સસ્થાનો લાભ લે છે

* મોટી ઉમરની બહેનો માટે અક્ષરજ્ઞાન સામાન્યજ્ઞાન,
* ધાર્મિક શિક્ષણ સુરતમા લેવાતી પુષ્ટિમાર્ગીય પરીક્ષાની તૈયારી સુધી
* ધાર્મિક ઉત્સવો, શરદ પૂર્ણિમા, તથા ગાધી સપ્તાહ જેવા રાષ્ટ્રીય ઉત્સવો
* ઔદ્યોગિક વર્ગો શીવણ (સચા), ગૂથણ, ભરત–(પરીક્ષાઓ અને ઇનામો) ખાસ નોંધપાત્ર વસ્તુ એ છે કે અનેક બહેનો (૧૯૫૧–૫૨થી) શીવણના વ્યવસાય દ્વારા માસિક રૂ ૨૦) થી ૭૦–૭૫) સુધીની આવક કરતી થઇ છે
* નારીજીવન, સ્વચ્છતા, ગૃહઉદ્યોગ અને સ્ત્રી કેળવણી, ગાધીજીનો જીવન સ દેશ–વગેરે પ્રકારના વ્યાખ્યાનો
* વાચનાલયમા આશરે ૬૫૦ પુસ્તકો
* રાષ્ટ્રભાષા હિ દુસ્તાનીનુ શિક્ષનુ પરીક્ષા

આ સસ્થાને સ્વર્ગસ્થ પાર્વતીબેન જેવા ઉમ ગી, ઉદ્યમી અને અનુભવી બહેનની સેવા વર્ષો સુધી મળા હતી એ એનુ સદ્ભાગ્ય છે તથા છેલ્લા પ દરેક વર્ષથી, વિશેષ કરીને શ્રી પુરષોત્તમદાસ ગો શાહની બિમારી અને નિવૃત્તિ બાદ શ્રી લક્ષ્મીચ દ વ બુટાલા (મ ત્રી)ના ઉત્સાહ અને સેવા સસ્થાને પ્રાપ્ત થયા છે આ સસ્થાના સ ચાલન અ ગે, મોડાસા કેળવણી મ ડળ તરફથી અમુક વર્ષો સુધી ગ્રાન્ટ મળતી રહી છે, તથા સરકાર તરફથી (૧૯૪૩–૪૪થી) ગ્રા ટ મળતી રહી છે તે ઉપરાત ગામની મદદથી આર્થિક ત ત્ર નભાવાય છે આ સસ્થાની સદ્ધરતા માટે દાદા તથા સુનીકાકા તરફથી રૂ ૧૫ હજારનુ ટ્રસ્ટ કરવામા આવ્યુ છે

સુધારણા, ગૌસેવા અને ઢોર ઉછેરનાં કાર્યો, આરોગ્ય માટે દવાખાનાં ઉપ- રાંત, ખાસ લક્ષ ખેંચે એવી બીજી બાબતો પણ હતી : આર્થિક સુધારણાર્થે સહકારી ધોરણ (કોઓપરેટિવ ની પ્રવૃત્તિઓ; તથા આ પ્રદેશમાં જંગી મોટી સંખ્યામાં વસતા ભીલસમાજ તથા અન્યજેની સુધારણાનો પણ ખ્યાલ શરૂઆતથી કરવામાં આવ્યો હતો. (બંધારણ પા. ૩-૪) તેની પ્રવૃત્તિના ૧૯૪૨ સુધીના હેવાલો બતાવે છે કે, એક દાયકા દરમ્યાન પછાત પ્રદેશોમાં શાળાઓ ખોલવી, ખાસ રોગ ફાટી નીકળતાં દવાઓ વહેંચવી, આરોગ્ય પત્રિકા દ્વારા પ્રચાર કરવો, ગ્રામોદ્યોગને ઉત્તેજન આપવું, ખાદીનું ઉત્પાદન અને વેચાણ કરવું, જાહેર તીર્થનો જીર્ણોદ્ધાર કરવો, (દા. ત. ધારેશ્વર મહાદેવ), હરિજન બાળકોને ભણવા પુસ્તકોની મદદ આપવી, આગ રેલ સંકટ વગેરે આપત્તિના (દા. ત. બિહાર રેલ સંકટ) પ્રસંગે મદદ કરવી—જેવાં કામો કર્યાં છે. વળી ૧૯૪૦ માં વરસાદની તાણ પડતાં ઘાસચારાના અભાવે રબારી અને ભરવાડો સંકટમાં આવી પડ્યા, ત્યારે મોડાસા, દહેગામ તથા ધનસુરામાં મથકો ખોલી, રૂ ૧૨૩૧ જેટલી રકમનું ઘાસ આપી, તેમને તત્કાલ રાહત આપવામા આવી હતી, વળી ૧૯૪૨માં સસ્તા અનાજની દુકાનો ખોલી ગરીબ પ્રજાને મોટી રાહત આપી હતી.

આ ઉપરાત, ખાસ નોંધપાત્ર બીના એ છે કે, મોડાસા મ્યુનિ. ના ભંગી કામદારોની સોસાયટી સ્થાપી, ગુજરાત હરિજન સેવક સંઘના પ્રમુખ શ્રી. પરીક્ષિતલાલ મજમુદારના સહકાર અને પ્રયાસથી, ભંગી કામદારોનું આશરે ૪ હજારનું દેવું દૂર કરવાનો ઘણે અંશે સફળ પ્રયાસ કરવામાં આવ્યો હતો. આનો લાભ ૨૨ ભંગી, ૨ મુસલમાન, ૧ ઠાકરડાભાઇને મળ્યો હતો.

પરંતુ (આ સંઘ દ્વારા સંચાલિત) મોડાસા પ્રદેશને ગૌરવ અપાવે તેવી કેટલીક પ્રવૃત્તિઓમાં, 'મોડાસા હરિજન નિવાસ' નોંધ યોગ્ય છે.

## મોડાસા હરિજન નિવાસ

મોડાસા ગામમાં જ હરિજનોનાં આશરે ૭૦ ઘર છે. તે પૈકી ભંગી -હરિજનોનાં ઘર ૩૦ છે. આમાંના ઘણા ખરા મોડાસા મ્યુનિમાં સફાઇ નોકરો તરીકે નહિ જેવા પગારે નોકરી કરે છે (હરિજન નિવાસ યોજના: પા. ૩) અને તેમની સ્થિતિ અત્યંત કંગાળ. ખાસ કરીને તેમનાં રહેવાનાં છાપરાં તદ્દન નાનાં, ગંદાં અને કોઈપણ જાતની મર્યાદા ન સચવાય એવાં છે...

,, આ શરમજનક પરિસ્થિતિ ટાળવા 'હરિજન નિવાસ'ની યોજના

દાદાએ તથા દાનભાઈ (શ્રી પુ. ગો. શાહ)એ તૈયાર કરીને દાદા સાહેબ માવળંકર (વડી ધારાસભાના પ્રમુખ) તથા ગુજરાત હરિજન સેવક સંઘના મંત્રી શ્રી પરીક્ષિતભાઈ સમક્ષ રજૂ કરી હતી. આમાં શ્રી માવળંકર દાદા તથા હરિજન સેવક સંઘ તરફથી સારી એવી સહાય મળી પણ ખરી. ઉપરાંત દાદા અને ધનસુરાવાળા શ્રી શિવલાલ તારાચંદની આર્થિક સહાય ઉમેરાતા, મોડાસા–તાયગ રસ્તા ઉપર (રૂ. ૧૭૫૧ ના ખર્ચે ૧૨૪૦૦ ચોરસવાર જમીન ખરીદી) સ્વચ્છતા અને સગવડવાળા નિવાસ સ્થાનો તૈયાર કરવામાં આવ્યા હતા. આખા મુંબઈ રાજ્યમાં જનતાના સહકારથી હરિજન નિવાસની કોઈ યોજના થઈ હોય તો આ પહેલી છે. મુંબઈની ધારાસભામાં ભીલ સેવા મંડળના તે વખતના પ્રમુખ અને હાલ [illegible] અને આદિવાસી પ્રજાના ખાતાના અધિકારી શ્રી લક્ષ્મીદાસ શ્રીકાંત શેઠે મુક્ત કંઠે આ કાર્યના વખાણ કર્યાં હતા (ઈ. સ. ૧૯૫૪). હરિજન નિવાસ માટે મોડાસામાં જનતાએ ભારે ખર્ચે જમીન ખરીદી હરિજનોને ભેટ આપી છે, તેવી રીતે જમીન પાછળ મોટી રકમ ન ખરચવી પડે, એટલા માટે સરકારે હરિજન નિવાસ માટે હવે જમીન પોતે ભેટ આપવાનું જાહેર કર્યું છે.

આ હરિજન નિવાસનું સંચાલન શ્રી મણીભાઈ ઠાકર કરી રહ્યા છે.

## ખાદી પ્રવૃત્તિ

સેવા સંઘનું બીજું મહત્ત્વનું કાર્ય ખાદી–પ્રવૃત્તિનું છે.

મોડાસામાં ખાદી અને રેંટિયા પ્રવૃત્તિનો ઝોક દાદાના પોતાના આગ્રહને કારણે સતત રહ્યો છે. છેક ૧૯૨૦–૨૧ માં તેમના નાના ભાઈ શ્રી ચુનીભાઈ દ્વારા તે પ્રવૃત્તિનો આરંભ થયો હતો, ત્યારબાદ, શ્રી પુનમચંદ દોશી, શ્રી પુરુષોત્તમદાસ ગો. શાહ, શ્રી નટવરલાલ મો. ગાંધી, શ્રી નિરંજન શેઠ વગેરે રચનાત્મક કાર્યકરો દ્વારા આ પ્રવૃત્તિ જીવંત રાખવાના ફરી ફરી પ્રયત્નો થયા છે. વળી ગામના કેટલાક સેવાભાવી વેપારી–[illegible] (શ્રી ચુનીલાલ ગો. શાહ, શ્રી વલ્લભરામ જે. [illegible], શ્રી નટવરલાલ ચુનીલાલ મહેતા) એ પણ અવારનવાર ખાદી ભંડાર ચલાવવામાં મદદ આપી છે.

પરંતુ આ પ્રવૃત્તિ ૧૯[illegible]૧ પછી ફરી પ્રાણવાન બની ૧૯૪૦ માં, જેનું શ્રેય શ્રી મોહનભાઈ ચિ. ગાંધીના પુત્ર શ્રી નટવર ગાંધી તથા હાલ સર્વોદય કેન્દ્રના સંચાલક શ્રી નિરંજનને ફાળે જાય છે.

શ્રી નટવર ગાંધી મુંબઈની તેમની સારી એવી [illegible] નો વ્યવસાય છોડી, મોડાસાને પોતાની માનેલી કર્મભૂમિ બનાવવાની અને આદર્શ [illegible]

જીવન ગાળવાની તમન્નાથી એ સર્વના ઉત્કટ આત્મિક સંઘર્ષને અંતે, ૧૯ ૮ મા મોડાસા આવી પહોંચ્યા હતા તેમણે આવુ પગલુ ભરતા પહેલા મહાત્મા ગાંધીજીની અંગત સલાહ પણ લીધી હતી અને મોડાસામા આવી દાદાની સલાહથી ખાદી કેન્દ્રના વિકાસ અર્થે તેઓ તાલિમ માટે બોચાસણ વલ્લભ વિદ્યાલયમા, શ્રી શિવાભાઈ ગો પટેલની પાસે ૪ માસ ગાળી પાછા આવ્યા હતા અને માત્ર રૂ ૩૦) થી ૪૦) ના માસિક વેતનથી તેમણે શ્રી દાસભાઇની દોરવણી નીચે ખાદી કેન્દ્ર કાર્ય શરૂ કર્યું હતુ

તે દિવસોમા, મોડાસામા ૧૨૫—૧૫૦ રેંટિયા ફરતા હતા મુખ્યત્વે મોડાસામા મુસ્લિમ બહેનોમા, અને સરડોઈમા રાજપુત બહેનોમા ઉપરાત મોડાસા અને સરડોઇમા વણાટ કેન્દ્રો પણ ચાલતા હતા

૧૯૪૦ ની અતિવૃષ્ટિની આપત્તિના દિવસોમા શ્રી નટવર ગાધીએ ઇડર રાજ્યના પ્રદેશમા રોજના ૧૫—૨૦ માઇલ પગે ચાલી, મુખ્યત્વે હરિજનો અને પછાત કોમોમા થયેલા નુકસાનની ભરપૂર માહિતી મેળવી હતી ત્યાર બાદ દાદાની સાથે ફરી રાહત કાર્યનો અનુભવ મેળવ્યો હતો બાદ ૧૯૪૨ મા 'ભારત છોડો' ના આદોલન વખતે તેઓ બે વાર પકડાયા હતા અને જેલની અંદર જ ગભીર માદગી ભોગવતા ૭ માસને અંતે તેમને મુક્ત કરવામા આવ્યા હતા

ત્યારે શ્રી નટરાજને ૧૯૩૮ મા ચનાના (સૌરાષ્ટ્ર) જઈ ખાદી ઉદ્યોગના તાલિમ લઇ પાછા આવી આ ક્ષેત્રે ઝંપલાવ્યુ હતુ /

બાદ ૧૯૪૩ થી ૪૭ દરમિયાન શ્રી નટરાજને મોડાસામા ખાદી ભડાર ચલાવ્યો હતો અને ૧૯૪૮ થી 'શામળાજી' કેન્દ્ર ને તેમણે પોતાનુ સેવા ક્ષેત્ર બનાવી દીધુ છે

આ ખાદી પ્રવૃત્તિ દરમિયાન એક નોંધ પાત્ર પ્રસગ બન્યો હતો શ્રી નટરાજન હરિજનવાસમા પ્રાર્થના—ભજનનો કાર્યક્રમ રાખતા હતા અલબત્ત, આભડછેટને એમણે તો ખુલ્લીરીતે ફગાવી દીધી હતી* એવે વખતે કોઇકે વાત ચલાવી કે નટરાજન હરિજનોને ઘેર જઈ તેમના માટલામથી પાણી પીએ છે આ વાત ફેલાતા મહાજન આખુ ઊચુ નીચુ થઇ ગયુ હતુ ને તેમને ન્યાતબહાર મૂકવાની ધમકીઓ સુદ્ધા અપાઇ હતી પરતુ શ્રી નટરાજનની સિદ્ધાન્ત નિષ્ઠા આગળ બધુ ઠંડુ પડી ગયુ હતું

તેજ રીતે ૧૯૪૧ મા હિદુ—મુસ્લિમ વાતાવરણ તગ થયુ, ત્યારે

આ ભાઈઓએ કશા જ ભય કે સંકોચ વિના મુસ્લિમ લત્તામાં ખાદી–પ્રવૃત્તિ અંગે જવાનું ચાલુ રાખી કાર્યનિષ્ઠા દાખવી હતી.

## સાર્વજનિક દવાખાનું

'સાર્વજનિક દવાખાનું' તો આટલાં વરસોમાં એક જબરજસ્ત આરોગ્ય અને રાહતનું કેન્દ્ર બની ગયું છે.

આ પ્રદેશના મોડાસા, બાયડ, મેઘરજ તાલુકા અને માલપુર મહાલ, જે એકબીજા સાથે સંકળાયેલા છે. તેની આશરે અઢી લાખની વસ્તીમાં આજે પ્રવર્તી રહેલું અનારોગ્ય તથા સર્વ સાધારણ અને ગંભીર પ્રકારની બિમારીઓનો ખ્યાલ કરતાં કમકમાં આવે એવી સ્થિતિ છે.

મોડાસાની હાઈસ્કૂલના આશરે ૫૦૦–૫૫૦ વિદ્યાર્થીઓના આરોગ્યની કેટલાંક વરસથી થયેલી તપાસનું પરિણામ તેના હેવાલોમાં નોંધાયું છે, એ જ ઓછું ચોંકાવનારૂં નથી.

* આંખોની ખરાબી, દાંતની ખરાબી તથા ટોન્સિલ–આ દરેકનું પ્રમાણ સરેરાશ ૪૦ ટકા (૫૦૦ માંથી ૨૦૦ વિદ્યાર્થીઓ)નું રહ્યું છે.

અને જો મોડાસાના વિદ્યાર્થીઓની આ હાલત છે, તો મોટા ભાગે અજ્ઞાન, નિરક્ષર પ્રજા જેને સામાન્ય સ્વચ્છતા અને આરોગ્યના નિયમોની કશી સમજ સુદ્ધાં નથી, (કાળજીની તો વાત જ શી!), અને બીજી બાજુ મોટા ભાગની પ્રજાને પૂરતો અને પૌષ્ટિક ખોરાક મળવો દુર્લભ બની ગયો છે–એવી પરિસ્થિતિમાં પ્રજામાં રોગોના પ્રમાણની કલ્પના કરવી અશક્ય નથી.

આ પ્રદેશના મુખ્ય રોગોમાં રોજીંદાં બનેલાં મેલેરિયા, મરડો ને ગંભીર પરિણામ વાળા ટાયફોઈડ, અને ક્ષય, તથા પાયોરિયા (દાંતનો રોગ) આગળ પડતા છે. દમ અને ડાયાબિટિસ પણ મોટા પ્રમાણમાં પ્રવર્તે છે. વળી ચામડીના રોગોમાં દાદર, ખરજવું, ખસ, ગુમડાં, અને ભયંકર ત્રાસદાયક એવો વાળાનો રોગ પારાવાર વિસ્તરેલો છે. તો, બાળકોને જીવલેણ એવો ડિપ્થેરિયા, અતિશય જોખમી એવા બળિયા તથા ઉટાંટિયું અને સર્વ સાધારણ ન્યુમોનિયા અને કૃમિ (કરમ), ટોનસિલ વગેરે રોગોનું પ્રમાણ પણ ઘણું છે; એટલું જ નહિ દિવસે દિવસે વધતું જ જાય છે. ઉપરાંત અવાર નવાર ફાટી નીકળતા રોગો જુદા જ. જો કે આ બધાંના આંકડા અને પ્રમાણનું સંશોધન કરવું હજી બાકી છે.

તેજ રીતે, સ્ત્રીઓ ખાસ રોગો પ્રસુતિ અને તેને લગતા રોગો; થા કસમાનો, કસુવાવડ, મરેલું બાળક જન્મવું, અસાધારણ પ્રસુતિ–વગેરે તો

ઘર ઘરના કિસ્સા બની ગયા છે અલબત્ત, આનીય વિગતો ને આંકડા ખરા પાકા નથી એકંદરે ઉટાંટિયું, લોહીના, અને ક્ષયના જેવા જીવલેણ દર્દોનું પ્રમાણ નવતું જતું જણાય છે એક તો મોડાસા ગામના દર્દીઓનો અંદાજ લઈએ તોય, રોજ આશરે ૨૫૦–૩૦૦ કેસ તો દાક્તર-વૈદ્યને ત્યાં નોંધાતા જ હશે. અને દાક્તર વૈદ પાસે જનાર સરેરાશ દર્દીઓની સંખ્યા વસ્તીમા ૩૦ થી ૩૫ ટકા થી તો ઓછી નહિ જ હોય. મોડાસા પ્રાંત (પ્રાંતિજ સિવાયના)ની આશરે અઢી લાખની વસ્તીમા, આ બધા રોગોના જડબામા દિવસો અને મહિનાઓ લગી ચુસાઈ નીચોવાઈ રહેતા ગ્રામવાસીઓની સંખ્યા તથા દાઝનું, પડી જવું, અને કૂતરાના કરડવાના કિસ્સા (એકલા મોડાસા તાલુકામા વરસે ૩૦૦ કેસ થી વધુ નોંધાતા હશે) તથા બીજા અકસ્માતો અને લડાઈ ટંટાના ઘા અને હાડકા ઊતરી જવા —વગેરેના કિસ્સાની વિશાળ સંખ્યાનો અંદાજ તો કંપવો જ રહ્યો

અલબત્ત આ બધા રોગો મૃત્યુની દ્રષ્ટિએ ભયજનક હોતા નથી, પરંતુ શરીરને તોડી નાખનારા અને ઉદ્યોગ-વ્યવસાય માટે શરીરને બિનકામેન બનાવી દેનાર, ખેતીની ખરી મોસમ વખતે જ ખેડૂતના તનને તોડી નાખનાર તો છે જ આ બધા રોગોના શારીરિક, માનસિક અને આર્થિ- પરિણામો તો કેટલા વિઘાતક હશે!

અને છતા અઢી લાખની વસ્તી માટે, સરકારે કરેલી દવાખાનાની સગવડોમા સો સવાસો વર્ષ પહેલા સરકારે મોડાસામા સ્થાપેલ ત્રીજા વર્ગનુ દવાખાનુ મુખ્ય ગણાય ત્યા દર્દીઓ માટે રહેવાની સગવડ ભાગ્યે જ બે ચાર ખાટલા પૂરતી સરેરાશ હોય છે– એટલો જ આધાર છે! બીજા કવોલિફાઇડ સરકારી કે ખાનગી ડોકટરોની સંખ્યા આજે એકાદ ડઝન માડ હશે, નર્સો તો શોધવી રહી!

આવી સ્થિતિમા ૧૯૩૪ થી 'મોડાસા પ્રદેશ સેવા સંઘ' તરફથી એક દવાખાનું શરૂ કરવામા આવ્યુ આ દવાખાનુ શરૂ થયુ ત્યારે તો ઉપર દર્શાવ્યા તેમાના ઘણા દવાખાના, દાક્તરો તેમજ બીજી સગવડો ન હતી અને રોજ દી તથા ગભીર પ્રકારની બિમારીઓની સારવાર અંગે આજના કરતાં અનેક ગણી ખરાબ સ્થિતિ—પ્રવર્તતી હતી

એ વરસોમા, આજથી ૧૪ વર્ષ પૂર્વે, દાદાના અથાગ પરિશ્રમ અને સતત શક્તિ તથા દ્રવ્યના પ્રતાપે મોડાસા પ્રદેશને ગૌરવરૂપ બને એવી એક 'હોસ્પિટલ' નો (શરૂમા નાના સ્વરૂપે) જન્મ થયો

આજે આ સંસ્થા ૨૬૦૦ ચો વારની દાદાએ આપેલી જમીન ઉપર

સાધારણ નાના મકાનોમાં આઉટડોર દવાખાનું, દરદીઓને રહેવા માટે દર્દીનિવાસ, પ્રસૂતિ ગૃહ, એક્સરે, દર્દીને સુવાડીને લઈ જઈ શકાય તેવી જીપ (સ્ટેશન વેગન) મોટર તથા ઓપરેશનો વગેરેના અનિવાર્ય સાધનો સાથે તેનું અનનું સેવાકાર્ય કરી રહી છે

કુલ મૂડી રોકાણ આશરે ૧ લાખ રૂપીઆનું થઈ ચૂક્યું છે, જેમાં દાદા એકલાએ રૂ ૪૦ હજાર (જમીન સહિત) આપ્યા છે, અને પ્રોજેક્ટ તથા વેલ્ફેર કેન્દ્ર તરફથી રૂ ૪૦ હજાર મળ્યા છે, પ્રસૂતિ ગૃહ માટે સ્વ હીરાલાલ જે શેઠ તરફથી રૂ ૧૦॥ હજાર અને મોડાસા–મુંબઈ તથા બહારના ફંડો દ્વારા રૂ ૧૦ હજાર ભેગા થએલા છે પરંતુ આ બધા ઉપરાંત, આ સંસ્થાની પ્રેરક સિદ્ધિ તો એ છે કે, ૧૯૫૨ થી ૫૪ ના ૩ વર્ષ દરમ્યાન, આજુબાજુના લગભગ ૨૫૦ ગામડામાં, ૬ થી ૭ હજાર માઈલનો પ્રવાસ ખેડીને, આશરે ૪૦૦૦ ગ્રામજનો પાસેથી રૂ ૧૦ હજારની રકમ એકઠી કરવામાં આવી હતી!

આ સંસ્થામાં છેલ્લા નવેક વરસથી તો સરેરાશ ૬૦ થી ૬૫ હજાર દરદીઓ વાર્ષિક લાભ લે છે, તેમાં બહાર ગામથી આવનારનું પ્રમાણ ૩૦–૩૩ % હોય છે એમાં પણ આજુબાજુના ૨૫ થી ૫૦ માઈલના અંતરેથી દરદીઓ આવે છે, અને આ સંસ્થાના દાકતરો ૮–૧૦ માઈલના વિસ્તારમાં નિયમિત રીતે દોડા–દોડ કરતા હોય છે

કૂતરા કરડયાના ઉપચાર, એક્સ રે ની સગવડ, ઓપરેશન વગેરે માટે તો હજી આજ દિવસ સુધી આખા મોડાસા પ્રાંતમાં (પ્રાંતિજ સિવાય) આ જ એક માત્ર કેન્દ્ર છે અગાઉ આવી બધી સાધારણ અને ગંભીર બિમારી માટે ય પ્રજાને પારાવાર ખર્ચ અને મુસીબતો વેઠીને, દરદીને લઈ અમદાવાદ દોડવું પડતું હતું ! આજે આ સંસ્થા ધીખતા રણમાં મીઠી વીરડી જેવી રાહત આપી રહી છે

આ સંસ્થા તરફથી આજ સુધીમાં અવારનવાર બીજા વૈદકીય તાલિમ અને રાહત કેન્દ્રો માટે પ્રયાસ કરવામાં આવ્યો છે

* ગ્રામ વૈદકીય તાલિમ વર્ગમાં ૩૮ ભાઈઓએ તાલિમ લીધી હતી, અને ૩૨ ગામોને તેનો લાભ અગાઉ મળ્યો છે

* ચોમાસાના દિવસોમાં મેલેરિયાના ઉપદ્રવમાં રાહત આપવા કવીનાઈનની લાખો ગોળીઓ ગામડામાં વહેંચવામાં આવી છે

* તાજેતરમાં આશરે ૩૦૦૦ દૂધ-પાઉડરના ટીન (એટલે ૩૦૦૦ મણ દૂધ) અને ૧૫૦૦ મણ અનાજ 'કેર' તરફથી ભેગ મળતા ગામડાની

પ્રજાને અપાયુ છે આ દ્વારા ૨ મહિને મોગરા પ્રદેશના એક હજાર જેટલા ગરીબ અને નિરાધાર કુટુંબોને મફત અનાજ વહેંચણીની યોજનાનો લાભ મળી રહ્યો છે તથા ૮૦ દુધ કેંદ્રો દ્વારા આશરે ૨૫૦૦ બાળકોને દૂધ જેવુ પૌષ્ટિક પીણુ મળે છે

આ સંસ્થાની બાજી વિશેષતાઓ એ છે કે,

* કાર્યકરો પોતાના ગુર્જગન અને આનંદ અનુસાર સાધારણ રકમ લઇ પોતાનો સમગ્ર સમય અને સમગ્ર શક્તિ સંસ્થાને આપે છે

* વિઝિટ ફી તથા એને અંગેની બીજી રકમો સંસ્થાને જ ધરી દેવામા આવે છે

## ડૉ. રસિકલાલ શાહ

આ સંસ્થાનુ સંચાલન શ્રી ડૉ. રસિકલાલ છ. શાહ શરૂઆતથી કરતા રહ્યા છે આજ સુધીમા તેમને સેવા સઘના સંચાલકો, દવાખાનાના ટ્રસ્ટીઓ અને અન્ય નાગરિકો તથા સખાવતો આપનાર ગૃહસ્થોનો સાથ સહકાર પ્રાપ્ત થયો છે ઉપરાંત આ સંસ્થાના કાર્યમા શ્રી હરિભાઇ તથા (૧૯૫૫ થી સર્જન તરીકે જોડાતા) સુજનતાની મૂર્તિસમા પોતાના ક્ષેત્રે કુશળ ડૉ નવનીતલાલ શાહનો સહયોગ મળ્યો છે, એ પણ જેવી તેવી ખુશનસીબી નથી દવાખાનાના અન્ય કર્મચારીઓ પણ નિષ્ઠા પૂર્વક સંસ્થાને પોતાની સેવા આપી રહ્યા છે

આમ છતા, આ સંસ્થાના જો સંયોજક અને પ્રેરક દાદા હોય, તો એના સાચા સંચાલક અને પ્રાણ ડૉ રસિકભાઇ છે, એ સુવિદિત છે ડૉ રસિકભાઇએ તેમની વિદ્યાર્થી અવસ્થામા મોડાસા હાઇસ્કૂલમા બે એક વર્ષ ગાળ્યા હતા, ત્યારે તેમના પિતાશ્રી મોડાસામા અવલકારકુન હતા મોડાસાની હાઇસ્કૂલ અને તેમાય શ્રી મોહનભાઈ વિ ગાંધીના સરદારી વ્યક્તિત્વનુ આગવુ આકર્ષણ, એમના બાલ્યકાળમા ય એટલુ પ્રબળ બની ગયુ હતુ કે, ૧૯૨૮ મા તેમના પિતાની પ્રથમ બદલી થતા રસિકભાઇએ મોડાસા છોડવાના ઉદ્વેગમા તથા પાછા મોડાસા જવાના આગ્રહમા ૩ દિવસ લગી અનત્યાગ કર્યો હતો !

બાદ, અમદાવાદમા દાકતરી પદવી (૧૯૩૬ મા એલ સી પી એસ) પ્રાપ્ત કરી તે દરમ્યાન જ તેમણે થિયોસોફિકલ સોસાયટી અને રામકૃષ્ણ મિશન જેવી સેવાભાવી સંસ્થાઓમા સામાજીક સેવાની પ્રેરણા પીધી હતી એમના જીવનના નક્કર ઘડતરના આ વર્ષો, આ રીતે જનસેવા અને રાષ્ટ્રભક્તિના

એટના રગાસા હતા કે, ૧૯૩ મા જ્યારે તેઓ ખેડા જીલ્લામા દાક્તરી ી કરતા હતા, ત્યારે ય ગ્રામજીવન રચનાત્મ કાર્ય તથા સેવાના ક્ષેત્રને તેમણે જરા ય વિસારે પાડયુ ન હતુ ૧૯૪૧-૪૨ મા ભાઇ મહેતા જેવા ગ્રામ સેવ ના સાનિધ્યમા તેમને ખેડાજીલ્લાના ામા રહેવાનુ પ્રાપ્ત થયુ હતુ ૧૯૪૨ ના ' કરેંગે યા મરેંગે' ના ળે એમને જ પીને જેલના નજ દીધા—જે પ્રસગ મોડાસાને મા ઉપકારક બની ગયો

૧૯૪૨ ની જેલ દરમ્યાન, શ્રી ડૉ રવિ ભાઇને સાબરમતી જેલમા , શ્રી મોહનભાઈ ગાંધી, દામભાઈ વગેરેના સહવાસમા ફરી લાંબો સમય ાનુ પ્રાપ્ત થતા, મો ામા માટેની તેમના પ્રીતિ અને જીવનને એમાગ્ર રીતે સેવાના માર્ગમા પરોવી દેવા ી તમન્ના જલદ બની ઊઠી, નક્કર રૂપ ઇ શકી એનુ પરિણામ એ આવ્યુ કે, ૧૯૪૩ ના અતમા તેઓ ાસામા પોતાને માટે જેલવાસ દરમિયાન નિયત થયેલા સ્થાને આવી ા રહી ગયા ત્યારથી એકાગ્ર મનની તન્મયતાથી તેમણે આ પ્રદેશની ામા જીવન સમર્પી દીધુ છે

૧૯૫૨ થી ૫૪ ના જ વર્ષમા, આપણે આગળ જોઇ ગયા તેમ, પાળા ને જીપ્તા ા ૨૫૦ ગામ નિ ૬૦૦૦ થી ૭૦૦૦ માઇલિનો ાસ (વારવાર જવા આવવાના ગણતા) ખેડો-ગ્રામજનોમા વેપારીઓથી ી સ્વાવલબી ખેડૂતો, અ ય નાના ધવાદારીઓ તથા વણકરો, હામરડા, ા પાસેથી નાની મોટી રકમો થઇ રૂ ૬૦,૦૦૦ જેવી મોટી રકમનો ળો મેળવવો—એ સર્વથા અસાધારણ ગણાય એવી સિદ્ધિ છે

વળી તેમનો મુખ્ય વ્યવસાય દવાખાનાની પ્રવૃત્તિ હોવા છતા, તેમણે ાડાસાના અન્ય જાહેર કાર્યોમા સારો એવો રસ લીધો છે શ્રી જયપ્રકાશ ાથા રવિશકર મહારાજ આ તાલુકામા આવ્યા ત્યારે ભૂમિ અને સપત્તિ ાન અપાવવા તેમણે સારો ફરી ઉત્સાહી ભાગ ભજવ્યો હતો વળી મોડાસાની મહિલાઓ માટે ગૃહવ્યવસાયની શકયતા અગેની તપાસ તેમ જ કોમ્યુનિટિ પ્રોજેક્ટના કાર્યમા ય તેમણે સારી ફરી સેવા અર્પી છે

એથી જ તો આજે આ પ્રદેશના અતિ લોકપ્રિય કાર્યકર તરીકે તેમનુ સ્થાન અનન્ય છે

આવી આ સસ્થા અને તેના કાર્યકરોનો પ્રત્યક્ષ પરિચય જેમને જેમને થયો છે, તે સૌનો (ની ધારાસભાના પ્રમુખ સ્વ શ્રી માવળ કર દાદા,

શ્રી મોહનભાઈ, શ્રી નંદલાલ રવિશંકર મહારાજ, મતીલાલ, બબલભાઈ વગેરેની શુભેચ્છાઓ અને કસ્તૂરબા ગાંધી રાષ્ટ્રીય સ્મારક ટ્રસ્ટના માર્ગદર્શક શ્રી સરલાદેવી સારાભાઈ, નારગોળ છાત્રાલયના કેન્દ્રના શ્રી ઈશ્વરન્, અમદાવાદ છાત્રાલયના કુલપતિ શ્રી કુમારી તથા અન્ય આગેવાનો અને કાર્યકરોનો) ઉત્સાહભર્યો આવકાર આ સંસ્થાને પ્રાપ્ત થયો છે, તે સહજ છે

## વ્યાયામ પ્રવૃત્તિ

મોડાસામાં વ્યાયામ-પ્રવૃત્તિના બીજ તો એક રીતે,૧૯૦૮ માં ડિક્સન લાયબ્રેરીની સાથે જ કસરતશાળાની સ્થાપનાથી નખાઇ ગયાં ગણાય પરંતુ ડિક્સન લાયબ્રેરીની જેમ જ આ કસરતશાળા પણ અમલદારી તંત્ર નીચે જન્મતાં પરંતુ લગભગ મૃતપ્રાય બની રહી હતી।

પરંતુ ત્યારબાદ, એ. વી. શાળામાંથી હાઈસ્કૂલની સ્થાપના (૧૯૧૯) થઇ ને શાળાને શ્રી પ્રેમચંદભાઈ આડેસરા જેવા ચિત્ર શિક્ષક મળ્યા (૧૯૨૧), જે વ્યાયામ ક્ષેત્રે પણ કુશળતા ધરાવતા હતા આથી તેમને ૧૯૨૨માં અમલનેરમાં વૈદ્યધામ વાળા શ્રી કુવલયાનંદ સ્વામી (ગુણે સાહેબ) ના તાલિમ વર્ગમાં તાલિમ માટે મોકલવામાં આવ્યા અને તે પછીથી મોડાસા હાઈસ્કૂલના વિદ્યાર્થીઓને એમને હાથે વ્યાયામની તાલિમ આપવાનું ૧૯૨૨-૨૩ થી જ શરૂ કરી દેવામાં આવ્યું

ગામની અંદર પણ યુવાનોમાં વ્યાયામ-તાલિમનો રસ જાગ્યો હતો અને શ્રી પ્રેમચંદભાઈના ઉત્સાહને પ્રતાપે ૧૯૨૫થી ગામમાં પણ વ્યાયામની પ્રવૃત્તિનો આરંભ થયો તેમાં તેમને શ્રી પૂનમચંદ પંડ્યા જેવા ગુજરાતી શાળાના શિક્ષકની સાથીદારી મળી ગઈ

આ પછીના વર્ષોમાં, ૧૯૨૮ માં 'હિન્દુ વ્યાયામશાળા' સ્થપાતાં આ પ્રવૃત્તિને કેટલેક અંશે 'કોમી ઝોક મળ્યો, એ પ્રકારના તત્ત્વો તેમાં વિશેષ રસ લેતા પણ થયા અને કાશી વિશ્વનાથ મહાદેવની નજીકમાં અખાડો વગેરે શરૂ કરવામાં આવ્યો આ પ્રવૃત્તિમાં હિંદુ મહાસભા તરફથી આગળ પડતો રસ લેનાર શ્રી નાનુભાઇ હતા અને શ્રી ગિરિશકુમાર વ્યાયામ પ્રવૃત્તિ અને દવાખાનું ચલાવતા આ પ્રવૃત્તિ એ દિવસોમાં ધનસુરા, મેઘરજ, બાયડ, વગેરે સ્થળે પણ પ્રસરી રહી હતી

*આ પ્રવૃત્તિ સાથે શ્રી પ્રેમજીભાઈ સંકળાયેલા હોવા છતા, તેમનો પોતાનો ઝોક બિન કોમી રાષ્ટ્રીય પ્રવૃત્તિ પ્રત્યે વિશેષ હતો અને દાદા તથા તેમના સાથીદારો પણ બિન કોમી પ્રવૃત્તિના આગ્રહી હતા તેમા વળી, તેજ અરસામા ગુજરાતના નામાંકિત ક્રાંતિકારી સરદાર પૃથ્વીસિંહ છૂપાવેશે 'સ્વામી રાવ'ને નામે સૌરાષ્ટ્રમા રહી, વ્યાયામ પ્રવૃત્તિને વિશાળ રાષ્ટ્રીય આંદોલનના એક પૂરક ભાગ તરીકે ગુજરાતભરમા વિકસાવી રહ્યા હતા તેમનો તાલિમ વર્ગ ૧૯૩૦ મા ચોરવાડ ખાતે શરૂ થતા શ્રી પ્રેમજીભાઈ ત્યા પાકી તાલિમ લેવા પહોંચી ગયા આમ, ૧૯૩૦ થી ૩૩ ના વર્ષો એક બાજુ અસહકારના આંદોલનના જુવાળના હતા તે જ વર્ષોમા વચ્ચે વચ્ચે યોજાનારા આવેલા વ્યાયામ-તાલિમના વર્ગો ભરીને શ્રી પ્રેમજીભાઈએ 'વ્યાયામ-વિશારદ'ની તાલિમ હાંસલ કરી લીધી હતી તે દિવસોના તાલિમ વર્ગોના રાષ્ટ્રીય ખમીરથી છલકાતા વાતાવરણે ને પ્રસંગોએ શ્રી પ્રેમજીભાઈના રાષ્ટ્રવાદી ઘડતરમા કેવો નિર્ણાયક ભાગ ભજવ્યો હતો, તેના કેટલાક સૂચક સ્મરણો હજી ય તેઓ યાદ કરી કહે છે

બાદ, ૧૯૩૪-થી ૩૬ દરમ્યાન આખા પ્રદેશમા ટુકડીઓ લઈ વ્યાયામના દેખાવો કરવા ઉપરાંત, મેજીકલેન્ટર્ન દ્વારા દારૂનિષેધ વગેરેનો પ્રચાર કરવાનુ, તથા હાઈસ્કૂલમા વિદ્યાર્થીઓની વૃદ્ધિ થાય તે માટેનુ કાર્ય તેમણે ઉપાડ્યુ હતુ તે પછી ૧૯૩૩ બાદ વ્યાપેલી શિથિલતાના વર્ષોમા આખા પ્રદેશમા એક નવી ચેતના જગાવવામા તેમણે પ્રશંસનીય ફાળો આપ્યો હતો આ પ્રવૃત્તિમા તેમને સૌરાષ્ટ્રના કેળવણીકાર શ્રી જાદવજી મોદી (પાછળથી સૌરાષ્ટ્ર સરકારના કેળવણી પ્રધાન) તથા જાણીતા વ્યાયામ કાર્યકર બદરૂદ્દીન ભાઈનો સક્રિય સાથ સહકાર પણ સાંપડ્યો હતો

## શામળાજી કેન્દ્ર

મોડાસાથી લગભગ ૧૮ માઈલ દૂર હોવા છતા, દાદાની સીધી પ્રેરણાનુ એક સૌરભભર્યુ પુષ્પ જોવુ હોય, તો તે 'શામળાજી સ્મારક કેન્દ્ર'

---

* પ્રેમજીભાઈના પુત્ર શ્રી નરેન્દ્ર આડેસરાને વિશ્વ આદિજાતિ દિનની સાબરકાંઠા જિલ્લાની ઉજવણી પ્રસંગે (૭ ૪ ૫૭) સાબરકાંઠાના શ્રેષ્ઠ તંદુરસ્ત યુવક તરીકે પસંદ કરી શ્રી સાબરકાંઠા તરીકે સન્માનવામા આવ્યા હતા ચાલુ વર્ષે ૧૫ ૮-૫૭ના રોજ ઝાંસીની રાણી લક્ષ્મીબાઈના સ્મારક તરીકે ગ્વાલિયરમા ઊભી થયેલી વ્યાયામના ડીપ્લોમાની ભારતભરની પહેલી વ્યાયામ કોલેજમા સમસ્ત ભારતમાથી ૭૫ વિદ્યાર્થીઓને લેવામા આવ્યા છે તેમા ગુજરાતમાથી ભાઈ નરેન્દ્રને પસંદગી મળી છે

છે આ સંસ્થાનો વિકાસ અનેક ઢંગે અને માણસોને અંતે શકય બન્યો છે આરંભમાં જ, આ પ્રદેશ ઈડર રાજ્યને તાબે હોઈ, આ સ્થળ એક સાધારણ શિક્ષણ-શાળા ખોલતા અગેય ઢેલો સદ્ગત શ્રી નરસિંહભાઈ ભાવસાર તથા તેમના સાથીઓને ખેડવો પડયો હતો, તે તો આપણે આગળ જોઈ ગયા છીએ

બાદ, આ સર્વોદય આશ્રમનો આરંભ ૧૯૪૮ માં 'આદિવાસી છાત્રાલય' તરીકે થએલો સરકારના કેળવણી ખાતા તરફથી આવી પ્રવૃત્તિને ઉત્તેજન આપવામાં આવતું હોઈ તેનો લાભ મળ્યો પરંતુ સરકારનો આગ્રહ રહ્યો છે કે, આવા આશ્રમોમાં હરિજન વિદ્યાર્થી હોવા અનિવાર્ય છે પરંતુ હજી ગ્રામ સમાજ તો વરસો પૂર્વે હતો તેવો જ રહી ગયો છે કે શું ! હરિજનો' અંગેની આભડછેટ શિક્ષણ અને સેવાની સંસ્થાઓમાં ને જાહેર પ્રવૃત્તિઓમાં પણ જેવી તેવી મુશ્કેલી ઊભી નથી કરતી તેનો અનુભવ આગળ ઉપર આપણે 'ઓઢા સંસ્કાર કેન્દ્ર અને મોડાસાની રચનાત્મક પ્રવૃત્તિ અંગે શ્રી નરરજનના અનુભવો પરથી જોઇ ગયા છીએ તેવું જ માનપુરમાં વલ્લભદાસને અનુભવવું પડેલું, ને તેવું જ અહીં-શામળાજીના પૂણ્યધામમાં-જ્યાં સૌ માનવીની સમાનતાનો આદેશ આપતો-શામળિયાજીના મંદિરનો ગુંબજ ગગનમાં ઊંચું મસ્તક કરી ઊભો છે તેની છાયામાં-પણ આભડછેટનું ભૂત ફરી સળવળી ઊઠયું ! આપણી સામાજિક કંગાળ દશાનો કોઇ પાર છે? સવર્ણો બાજુઓને તો હજી ઊતરતા ગણે જ છે પણ 'અવર્ણો' હરિજનો પણ અંદર અંદર, (વણકરો ભંગીઓની આભડછેટ રાખે) ને 'પછાત વર્ગના ગણાતા આદિવાસી-ભીલો હરિજનોની આભડછેટ ઉપર ઉહાપોહ જગાવે ! આદિવાસીઓએ શામળાજી કેન્દ્રમાં આવો ઉહાપોહ જગાવ્યો ય ખરો. ભડક જાગી, પછી તત્કાલ તો પૂછ્યું જ શું ? માંડ વિદ્યાર્થીઓ રહી ગયા ! અરે એય 'હણાણું થતાં ભાગી છૂટયા ! પરંતુ ૧૯૩૨ નો ઓઢાનો અનુભવ ૧૯૪૯માં પણ એવો ને એવો સાબૂત નીવડયો સંચાલકો ધીરજ અને હિંમતથી પોતાના સિદ્ધાંતોને વળગી રહ્યા ને ચાર છ મહિને નવેસરથી મધપૂડો ભરાયો ત્યારે કોણ સવર્ણ કોણ આદિવાસી, કોણ હરિજન, કોણ અસ્પૃશ્ય! સૌ ભેદો ભુંસાઇ ગયા અને ખાવા પીવા, રાંધવા મરવાથી માંડી સમસ્ત નિત્યકર્મમાં એક અનોખી તંદુરસ્ત એકતાની સ્થાપના થઇ ચૂકી !

આજે તો આજુબાજુના ૭૦-૭૫ ગામો વચ્ચે આ મધપૂડો ગૂંજી રહ્યો છે

આ કેન્દ્રના વિકાસની ભૂમિકા આ પ્રકારની છે.

૧. ૧૯૪૭: જુલાઇ: આદિવાસી સેવા સમિતિ દ્વારા 'આદિવાસી સંસ્કાર કેન્દ્ર' નો આરંભ.

૨. આ જ સમિતિ દ્વારા ભિલ પ્રદેશમાં ૩૦ શાળાઓ અને ૨૦ પ્રૌઢ શિક્ષણના વર્ગો: ૧૯૪૮ એપ્રિલથી.

૩. આજ સમિતિ દ્વારા 'સર્વોદય યોજના' નું કાર્ય: ભિલોડા તાલુકાનાં ૯૦ ગામોમાં: ૧૯૪૯ ઓકટોબરથી.

૪. આજ સમિતિ દ્વારા ચાલતી પ્રાથમિક શિક્ષણની શાળાઓ, (ઓગસ્ટ ૧૯૫૬ થી એપ્રિલ ૧૯૫૭) બાદ, જીલ્લા સ્કૂલ-બોર્ડને સોંપાઇ.

૫. ભિલ પ્રદેશમાં ભિલ કુમારો માટે છાત્રાલય: ૭૫ છાત્રો: ૧૯૪૯ ઓકટોબર.

૬. ભિલ કન્યાઓ માટે કન્યા-આશ્રમ: ૪૦ બાળાઓ: ૧૯૫૬ જૂન.

હાલ આ કેન્દ્ર, ૧૯૫૪ થી 'સાબરકાંઠા જિલ્લા સર્વોદય વિકાસ યોજના' તરીકે ચાલે છે. અને તે ભિલોડા તાલુકાનાં ૭૦ ગામના વિસ્તારમાં જુદા જુદા સ્વરૂપે અને ક્ષેત્રે કાર્ય કરી રહ્યું છે. આ મુખ્ય કેન્દ્ર ઉપરાંત ત્રણ ઉપકેન્દ્રો (રાયપુર નાના સામેરા અને કુશકી) તથા ૧૧ ગ્રામસેવા કેન્દ્રો, ૧૧ ખેતી કેન્દ્રો અને ૯ જેટલી સહકારી મંડળીઓ કાર્ય કરી રહેલ છે.

આ કેન્દ્રના સંચાલન માટે સરકાર તરફથી વાર્ષિક આશરે ૭૦થી૭૫ હજાર રૂપીઆનું ખર્ચ મંજૂર કરવામાં આવે છે.

**શિક્ષણ ક્ષેત્રે:** સર્વોદય વિદ્યાલય-**બુનિયાદીશાળા** ચલાવવામાં આવે છે: શાળામાં આશરે સવાસો છોકરાઓ અને થોડીક કન્યાઓ, પ્રતિ વર્ષ લાભ લે છે.

**ઉત્તર બુનિયાદી વિદ્યાલય:** અહીંના ફાઇનલ પાસ થયેલા વિદ્યાર્થીઓને આગળના અભ્યાસની સગવડ મળી રહે, તથા આ વિસ્તારના જ યુવાનોમાંથી આ વિસ્તારને અનુકૂળ કાર્યકરો મળી રહે, એ દૃષ્ટિએ આ વિભાગ શરૂ કરવામાં આવ્યો છે.

આ વિદ્યાર્થીઓને ખાસ તો ખેતીવાડીનું શિક્ષણ આપવામાં આવે છે: અને ૨૦ એકર જમીન આપી, તેમાં કપાસ, બાજરી વગેરેના વાવેતરના અખતરા કરવામાં આવે છે.

સાથે સાથ બૌદ્ધિક શિક્ષણ પણ આપવામાં આવે છે.

આ ઉપરાંત, અહીંથી તૈયાર થયેલા યુવાનોને ઉચ્ચ શિક્ષણ માટે ...ડી, મઢી, મહિયલ, આંબલા, સણોસરાનાં ગ્રામ કેન્દ્રો તથા આણુંદની

ખેતીવાડી કોલેજ માટે શિષ્યવૃત્તિ આપીને મોકલવામા આવે છે

આ કેન્દ્ર દારૂબંદી સપ્તાહ, સર્વોદય નગર, તહેવારો અને રાષ્ટ્રીય તિથિઓની ઊજવણી, કાર્તિકી મેળામા સમારંભ, ખેતી કેન્દ્રો, ઉત્તર બુનિયાદી ખેતી તાલિમ, ઉપરાંત ૧૪ જેટલા ખેતી કેન્દ્રો ચાલુ થયા છે આ પ્રાયોગિક ખેતી કેન્દ્રોને નમૂનેદાર બનાવવાનુ કામ મોટા પાયા પર કરવાનુ આરંભાયુ છે આ કેન્દ્ર ખેડૂતોને બિયારણ, ઓજારો, સાધનો, ખાતર વગેરેમા મદદ અપાવે છે. તથા 'જપાનીસ ખેતી ' વગેરે પ્રકારના અખતરાઓ ખેડૂતો પાસે કરાવે છે કેટલાક કિસ્સામા એકરે ૧૦૪ મણનો પાક ઊતર્યો હતો તે નોધ પાત્ર છે સાધારણ રીતે આજ જમીન ઉપર દેશી પદ્ધતિએ એકરે ૨૫ મણનો પાક ઊતરતો હતો

ગૃહ ઉદ્યોગ ગ્રામ ઉદ્યોગ વિભાગ મુખ્ય ઉદ્યોગ ખાદી ઉત્પાદનનો છે મુખ્ય કેન્દ્ર તથા ઉપકેન્દ્રોમા કાંતણ મડળી વગેરે મારફત ખાદીનુ કામ કરાવાય છે મુખ્ય કેન્દ્રમા ૩ વણકર કુટુબો રહે છે અને આખા વિસ્તારનુ સૂતર અહી વણાય છે

વળી વિસ્તારના લોકોને રોજી દા કામો, સાથે સાથે નાના નાના ગૃહ ઉદ્યોગો શીખવી, સહાયરૂપ થવાના પ્રયાસો થઇ રહ્યા છે જેમા, ઘટી ઉદ્યોગ દ્વારા ૨૩ ગામમા ૮૮ જૂની ઘટીઓ ચાલુ કરાવી, અને ૪૩ નવી મગાવી આપી વળી, અનાજ હાથે છડવાના ઉદ્યોગને અંગે પણ તાલિમ આપવામા આવે છે સીવણ કામની તાલિમ પણ શરૂ કરી છે વાસકામ, ખાડ અને ગોળ બનાવવાના ઉદ્યોગો માટે પણ તાલિમ અપાય છે

આરોગ્યની દિશામા, લગભગ ૬ થી ૭ હજાર દરદીઓની સારવાર આ કેન્દ્ર દ્વારા થાય છે અને આરોગ્ય-પ્રવૃત્તિના પ્રચાર માટે કાર્તકી પૂર્ણિમાના મેળા વખતે તથા ઇતર સમયે પ્રચાર કરવામા આવે છે પુસ્તકાલય, વિચાર શિબિર, ભૂદાન શિબિર, પ્રવાસ વગેરે કાર્યક્રમો દ્વારા આ સસ્થા લોક જાગ્રતિનુ એક મહત્વનુ જીવત કેન્દ્ર બની ગઈ છે આજુબાજુના આદિવાસીઓના સસ્કાર, રિવાજ, તથા જીવનના ઇતર અગો પરત્વે આ કેન્દ્રના કાર્યકર્તાઓ રસ લઇ રહ્યા છે, એ સવિશેષ શુભ ચિહ્ન છે

આ કેન્દ્રના મુખ્ય સચાલક શ્રી નૃસિહભાઈ ભાવસાર છે

## મેઘરજ કેન્દ્ર

લાબી માદગીના વર્ષો દરમિયાનની દાદાની દોરવણી અને હૂફનુ એક બીજુ સુપરિણામ જેવુ હોય, તો તે છે માલપુર-મેઘરજ કેન્દ્રો આ કેન્દ્રોમા

ગાંધી સેવા નિધિ ( સ્મારક સંઘ ) તરફથી અને ' સમાજ કલ્યાણ યોજના તરફથી અનેક પ્રવૃત્તિઓ ઇ સ. ૧૯૫૪થી ચાલુ થઈ ચૂકી છે ગામડાને સ્વાવલંબી બનાવવા માટે જનતાની સહકારી મંડળી, 'વિવિધ સહકારી પ્રવૃત્તિ' (મંડળી પગપાળ સોસાયટી) તથા 'ઘાણીની સોસાયટી', 'ચમાર સોસાયટી' વગેરે યોજનાના કાર્ય અહીં આરંભાયા છે તો બીજી બાજુ, બાળકો અને સ્ત્રીઓનું કલ્યાણ કેન્દ્ર ચાલે છે સ્ત્રીઓ માટે ઉદ્યોગો, સુવાવડ પહેલા અને પછીની સારવાર, આ કેન્દ્રોમાં આપવાના આવે છે બાલવાડી, બાલમંદિર, પણ ચલાવવામાં આવે છે તો વળી, ખાદી બોર્ડ તરફથી ગામડામા રેંટિયા તથા વણાટનો પ્રચાર થાય છે

આ પ્રદેશની આ સર્વાંગી પ્રવૃત્તિઓ પાછળ મોડાસાના સૌજન્ય મૂર્તિ શ્રી પૂનમચંદ દોશીના પુત્ર શ્રી નરમદાસ દોશીનો ફાળો ખાસ નોંધ પાત્ર છે

અલીક બહેનો પણ, દૂરના એકના પૈના ગામડામા, એકલપંડે વાસ નાખી બેસી ગઈ છે મોડાસા પ્રદેશ માટે આ જેવી તેવી પ્રેરણા નથી

આ પ્રવૃત્તિના મુખ્ય સંચાલક શ્રી દોશીએ ૧૯૩૩ મા મોડાસામાંથી મેટ્રીક થઇ, પાટણની આયુર્વેદ કોલેજમા ૪ વર્ષનો અભ્યાસ કર્યો છે અને તેમણે મોડાસા, માલપુર, વગેરે સ્થળોએ દવાખાનું ચલાવી સારો એવો અનુભવ પ્રાપ્ત કર્યો છે અને ત્યાર બાદ ૧૯૪૯—૫૧ના વર્ષો મુનીશ્રી સંતબાલજીની પ્રેરણા નીચે ભાલકાંઠામા, સ્ટેશનથી ૧૭ માઈલ દૂરના શિયાળ ગામે, આકરી કસોટી તથા ગ્રામ સેવાના સીધા અનુભવમા ગાળી, આવશ્યક તાલિમ પ્રાપ્ત કરી છે ત્યાર બાદ તેમણે શામળાજી સર્વોદય કેન્દ્રમાં ડૉ ક્ટર તરીકે ત્રણ વર્ષની સેવા આપી છે આશ્રમમાંથી છૂટા થયા બાદ, તેમણે તેમની પ્રવૃત્તિનું કેન્દ્ર મેઘરજને બનાવ્યું છે ૧૯૫૪ થી તેઓ મેઘરજ પ્રદેશની સર્વાંગી પ્રવૃત્તિમા ખૂંપી ગયા

## ભૂદાન–પ્રવૃત્તિ

આ પ્રદેશમા ભૂદાન પ્રવૃત્તિનો પ્રારંભ, ૧૯૫૨ના ઓગસ્ટની ૧૫ મી એ, શ્રી રવિશંકર મહારાજ સર્વોદય આશ્રમ–શામળાજીમા આવ્યા, ત્યાં થી થયો એમ કહી શકાય તેમણે ભૂદાન પ્રવૃત્તિનુ રહસ્ય કાર્યકરોને સમજાવ્યું અને ત્યારથી એ દિશામા સક્રિય પગલા ભરાયા

૧૯૫૩ થી ૧૯૫૫ સુધીના વર્ષોમા ભૂદાન ટોળી શ્રી રવિશંકર મહારાજ, શ્રી જયપ્રકાશ નારાયણ શ્રી નારાયણ દેસાઇ, બાબા રાઘવદાસ

વગેરેના પ્રવાસોએ આ પ્રવૃત્તિને વેગ આપ્યો, અને વ્યવસ્થિત રીતે, શામળાજી પ્રદેશ તથા મેઘરેજ કેન્દ્ર—આ બે આદિવાસી કેન્દ્રોની આજુબાજુ પ્રવૃત્તિ ગુંજી ઊઠી. તેનાં શુભ પરિણામ ગ્રામદાનરૂપે જોવા મળે છે.

૯ ૧૯૫૬ સુધીમાં શામળાજી કેન્દ્રનાં, નાના સામેરા, તથા મેઘરજ કેન્દ્રનાં, છીકારી, જામગઢ, અને પીપળીઆ—આમ કુલ ચાર ગ્રામદાન થઇ ચૂક્યાં હતાં.

અને ૧૯૫૭ના કાલડી સંમેલન બાદ—આ કેન્દ્રોના પ્રવાસોને પરિણામે—

* શામળાજી કેન્દ્રનું ઘોડકુંડલા તથા મેઘરજ કેન્દ્રનુ વાંસળી, ઉપરાંત ડુંગરપુર તાલુકાનું માતરિયા આમ ત્રણ વધુ ગ્રામદાનો પ્રાપ્ત થયાં.

અલબત્ત, આ તમામ ગામો મુખ્યત: આદિવાસી ગામો છે; અને તેમની દરેકની સરેરાશ જમીન ૧૫૦–૨૦૦ એકરથી ઓછી હશે; તથા કુટુંબોની સંખ્યા પણ ગામ દીઠ સરેરાશ ૩૦ થી ૪૦ જેટલી જ હશે; સૌથી મોટામાં મોટું ગામ ૭૦–૮૦ કુટુંબનું અને નાનામાં નાનું ગામ ૧૦–૧૨ કુટુંબનું.

એકંદરે, આજે શામળાજી અને મેઘરેજ કેન્દ્ર દ્વારા ભૂદાન પ્રવૃત્તિનો સીધો પ્રચાર આશરે ૫૦ જેટલાં ગામોમાં થઇ ચૂક્યો છે—એ ખરેખર નોંધ પાત્ર બીના છે. આ કાર્યમાં રચ્યા પચ્યા રહેનારા જુવાન કાર્યકરોમાં શામળાજી અને મેઘરેજ કેન્દ્રના કાર્યકરો ઉપરાંત, પ્રાંતિજના શ્રી. પ્રબોધ પરીખ, શ્રી. રતિભાઇ શાહ (અમદાવાદ જીલ્લો), શ્રી. હરીશ વ્યાસ (કાઠિયાવાડ), તથા શ્રી. રમણિક ઝવેરી અને તેમના મુંબઇના સાથીદારોના જૂથે અતિ પરિશ્રમ દ્વારા ગાઢત્તનો ફાળો આપ્યો છે

## નવી દિશા : અપૂર્વ પ્રગતિ

૧૯૨૦ થી ૧૯૪૫ની એક પૂરી પચ્ચીસી અથવા ૧૯૫૦ સુધીના ત્રણ દાયકા લગી, એક સાથે ખભે ખભો મિલાવી લગભગ દરેક ક્ષેત્રે ઝૂઝનાર સેવકોની 'ટીમ' વરસો થયાં કાર્યક્ષેત્રેથી અદશ્ય થઈ છે.

દાસભાઈ, દાદા, શ્રી. મોહનભાઈ, શ્રી. ચંદુલાલ શં. બુટાલા સદ્ગત થયા છે. જૂની 'ટીમ' સર્વથા વિદાય લઈ ગઇ છે. ૧૯૫૦ થી ૧૯૫૭નાં વર્ષો નેતા વિનાનાં અને નેતાની પોતાની અચ્છી વફાદાર 'ટીમ' વિનાના વીત્યાં એ નિ:શંક છે. અને છતાં કશું કારવું વેરણછેરણ થઈ ગયું છે, યા તો નવું કામ અટકી પડયું છે, એવું પ નથી. દરેક ક્ષેત્રે વિશિષ્ટ શક્તિવાળા કાર્યકરો ધુરા ઉપાડી લઇ, નવી શક્તિઓ દ્વારા નવી સિધ્ધિઓ સરજી

રહ્યા છે. અને સ્વરાજ્ય પછીનું વાતાવરણ તો સર્વથા અનુકૂળ બન્યું છે, એ સૌથી મહત્ત્વની બીના છે.

એ રીતે જોઈએ તો—

* ૧૯૨૦ થી ૩૦ નો કાળ, તળ મોડાસા અને આજુબાજુના પ્રદેશો માટે પ્રારંભિક જાગ્રતિનો કાળ હતો.

૧૯૩૦ થી ૧૯૪૭નો કાળ રાષ્ટ્રીય લુવાળોનો અને બહુવિધ વિકાસનો સમય રહ્યો છે. જેનું રેખાચિત્ર આપણે જોઈ ગયા છીએ.

* ૧૯૪૭ થી પછીનાં વર્ષો પ્રમાણમાં શાંત અને વિવિધ પ્રકારના નક્કર વિકાસનાં વિશેષ બન્યાં છે. કેવળ મોડાસા ગામ જ નહિ, આજે સમસ્ત મોડાસા પ્રદેશે, ઉત્કર્ષની એક નવી દિશામાં–જીલ્લા વિકાસ મંડળ, પ્રોજેક્ટ, તથા સરકારી–અર્ધ સરકારી તંત્રો દ્વારા ગામને ટેકનિકલ ઔદ્યોગિક સગવડોના ક્ષેત્રે–એક જબરજસ્ત ફાળ ભરી દીધી છે. તેની પ્રતીતિ નીચે રજૂ કરેલી **પ્રગતિની પગદંડી** (૧૯૫૧–૫૬) તરફ દૃષ્ટિ કરતાં જ થયા વિના નહિ રહે, અને કોઈ પણ પ્રદેશવાસીને હૈયે એ બદલ ઉમળકો જન્મ્યા વિના નહિ રહે.

## પ્રગતિની પગદંડી

* પહેલાં મોડાસા તથા ધનસુરાને સાંધનારી મોડાસા–તલોદ અને મોડાસા–કપડવણજની બે સાધારણ સડકો હતી. આજે તે સડકો સિમેન્ટ–કોન્ક્રીટની બની ગઈ છે. મોડાસા ધનસુરાને અમદાવાદ સાથે જોડનારી હરસોલ–દહેગામ–અમદાવાદની ડામરની સડક બની છે. મોડાસા–બાયડ રોડ પર વાત્રક નદી પર નવો પૂલ બન્યો છે. મોડાસા–મેઘરજ–સીમરવાડા રોડ, મોડાસા–માલપુર–ગોધરા રોડ, મોડાસા–રાયગઢ–હિંમતનગર રોડ, મોડાસા–ઉમેદપુર–ટિંટોઇ–શામળાજી રોડ, તથા ઉમેદપુર–સુનખ રોડનાં કામ ચાલુ છે. આ બધા જ રસ્તા ડામરના બનવાના છે. વળી આમા મોડાસા–મેઘરજ સિવાયના બધા જ રસ્તા સ્ટેટ હાઈવે છે. ધનસુરા–માલપુર રોડ, લિંભોઈ–પુંસરી–તાજપુર રોડ, શામળાજી–રેલ્લાવાડા–મેઘરજ રોડ, રેલ્લાવાડા–સીણાવાડ રોડ, મંજૂર થયા છે. મોડાસા ગામે માઝમ નદી પર પૂલ બંધાય છે. વડાગામ પાસે માઝમનો નવો પૂલ થવાનો છે. મોડાસા–રાયગઢ રોડ પર કાબોલા પાસે, મોડાસા–ડુંગરપુર રોડ પર ગડાધર પાસે, અને ટિંટોઈ–શામળાજી રોડ પર શામલપુર પાસે, ત્રણે જગાએ મેશ્વો નદી પર પૂલ થવાના છે. ઇસરોલ પાસે મેશ્વો શાખા પર પૂલ થવાનો છે. મોડાસા–ગોધરા રોડ પર વાત્રક અને એરુ ગ્મો પર પૂલ થવાના છે.

શામળાજી મુકામે મેશ્વો નદી પર બે ડુંગરોની વચમાં, એક કરોડના ખર્ચે

મોટો બ ધ બધાવાનો છે, અને 'શ્યામ સરોવર' બનનાતુ છે તેમાથી નીકળતી નહેર ધનસુરા રમોસ સુધીના પ્રદેશમા વીસ-બાવીસ હજાર એકર જમીનને પાણી આપશે આ યોજના બીજી પ ચવર્ષીય યોજનામા જાહેર થઈ ગઈ છે

- મોડાસામા નવી ટેલિફોન ઑફિસ ખોલાઇ છે સીકા, સીણાવાડા વણીયાદ મેઢાપુર, ઈસરી, અને બાયન-ઢાખરોલમા ગ્રામ્ય પોસ્ટ ઓફિસો ખોલાઇ છે, અને સ ખ્યાબ ધ ગામોને રોજ ટપાલ મળતી થઇ છે
- પહેલા ૧,૪૫ ૧૮૦ એકર જમીનમા ખેતી થતી હતી હવે ખેતીની જમીન ૧,૫૮ ૭૧૭ એકર થઈ છે પહેલા ૧૫૦૭૩ એકર જમીન પીત હેઠળ હતી, હવે ૨૫૧૦૦ એકર છે એટલે કે તેર હજાર એકર જમીન વધુ ખેડાતી થઇ અને દશ હજાર એકર જમીન વધુ પિયત થઇ
- પહેલા ખેતી માટે કાચા-પાકા કૂવા ૬૯૪૮ હતા હવે ૭૫૨ કૂવા નવા થયા, અને ૬૨૯ કૂવા સુધારીને નવા બનાવાયા પહેલા માત્ર ૭ કૂવાઓ પર એન્જિન હતા, આજે સાડી ત્રણસો એન્જિના છે ૪૪ કૂવાઓ પર બોરિંગ થયુ, જેમાથી ૩૨ કૂવાઓમા કામ સફળ થયુ ૧૯૫૮ એકર જમીન પર પાળા બ ધાયા, તથા ૧૪ તળાવોની મરામત થઇ
- **પહેલાં તાલુકામાં વાવેતર આટલું હતું આજે વાવેતર આટલું છે.**

| | પહેલાં | આજે |
|---|---|---|
| અનાજ | ૫૯૧૯૦ એકર | ૫૪૦૦૦ એકર |
| તેલીબિયા | ૩૮૯૫૭ ,, | ૬૨૦૦૦ ,, |
| કપાસ | ૧૩૯૦૫ ,, | ૩૦૦૦૦ , |
| બીજુ વાવેતર | ૩૩૧૩૮ ,, | ૧૨૭૧૭ ,, |
| | કુલ ૧ ૪૫,૧૯૦ એકર | ૧૫૮,૭૧૭ એકર |

- હવે સુધરેલા બી, સુધરેલ ખાતર જ તુનાશક દવાઓ, સુધારેલા નવા ઓજારો, વગેરેનો વપરાશ ચાલુ થયો નિફાડ, કેનફાડ, ઘઉં, ૨૦૭ બાજરી લાખાતારનો અમેરિકન કપાસ, ૧૩૪ સી ઓ ટૂ અને ૧૭૦ સી ઓ ટૂ નો પ્રયોગ આપણે ત્યા સફળ થયો
- પહેલા ૧૪ સહકારી મ ડળીઓ હતી હવે ૪૨ થઈ લિફ્ટ ઇરિગેશન મ ડળી અને ઘરો બાધનારી મ ડળી આખા સાબરકાઠામા અહી જ પહેલી સ્થપાઇ ને તેણે કામ પણ કર્યું
- પહેલા બે ગ્રામપ ચાયતો હતી, આજે ૩૦ છે
- પહેલા માત્ર ત્રણ સરકારી દવાખાના હતા મોડાસા, ટિંટોઇ અને વડાગામમાં હવે સરડોઈ અને બાયન-ઢાખરોલમા નવા દવાખાના સ્થપાયા, તેના મકાનો પણ બ ધાયા
- વડાગામમા દવાખાનાનું નવુ મકાન બ ધાયુ મોડાસા, ટિ ટોઇ, સરડોઈ, બાયલ-ઢાખરોલ અને ધનસુરામા પ્રસુતિગૃહો બ ધાયા અને માતૃત્વ તથા

આપવામાં નોંધપાત્ર ફાળો આપ્યો હોય, તો તે શ્રી. રમણલાલ સોનીજ છે. તેમનો મોડાસા પ્રદેશ માટેનો પ્રેમ અનર્ગલ છે.

## શ્રી. રમણલાલ સોની

શ્રી. રમણલાલ સોનીએ ૧૯૨૫ થી ૨૮ દરમ્યાન મોડાસા મ્યુનિસિપાલીટીમાં નોકરીએ રહી, તેના કાર્યનો અનુભવ લીધો છે, ને ૧૯૨૮ માં ગુજરાત વિદ્યાપીઠમાં જઇ, ગ્રામસેવાની તાલિમ લઇ આવેલા. ૧૯૨૯ માં મોડાસા હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે કામ શરૂ કર્યું, ત્યાં તો ૧૯૩૦-૩૧ માં સત્યાગ્રહનો જુવાળ ચઢ્યો, તેમાં તેઓ મોખરે રહ્યા; જેલ સેવી. ૧૯૩૧ ના સંધિકાળ દરમ્યાન રચનાત્મક પ્રવૃત્તિમાં પડ્યા. ઓઢા ગાંધી મંદિરના સંચાલનમાં અને વીરપુર (વાડાસિનોર) ની હિજરત-લડતના કાર્યમાં તેમણે કીમતી સાથ આપ્યો. અને વળી ૧૯૩૨ ની લડતમાં ઝંપલાવ્યું.

આમ, જાહેર પ્રવૃત્તિની તાલીમ તેમણે હાંસલ કરી હતી; બાદ ૧૯૩૩ થી ૧૯૪૫ નાં વર્ષો તેમણે વળી શિક્ષણ ક્ષેત્રે (મોડાસા હાઇસ્કૂલ અને અમદાવાદ બાલમંદિરમાં) ગાળ્યાં હતાં. શિક્ષણ અને સાહિત્ય તેમના જીવનની એક પ્રમુખ પ્રવૃત્તિ રહી છે. જ્યાં, પ્રદેશની જરૂરિયાત અને પોતાના કર્તવ્યની ભાવનાથી વળી, તેમણે ૧૯૪૭ થી જાહેર પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું, ને છેલ્લાં પાંચ વર્ષો તો તેમણે દેશી રાજ્યોનાં વિલિનીકરણના કામમાં, કોંગ્રેસ જીલ્લા સમિતિના મંત્રી તરીકેની કોંગ્રેસી પ્રવૃત્તિમાં, જિલ્લા વિકાસ મંડળના મંત્રી તરીકે તેની પ્રવૃત્તિમાં, દાદાના સાથ સહકારમાં પરોવ્યાં હતાં. અને ૧૯૫૦થી દાદા નિવૃત્ત થતાં, ૧૯૫૨ માં તેઓ કોંગ્રેસી ધારાસભ્ય તરીકે ચુંટાયા હતા. બાદ, મોડાસા, માલપુર તાલુકાના 'પ્રોજેક્ટ' વિસ્તારની યોજનાને નક્કર રૂપ આપવા તેઓ રાતદિવસ પ્રદેશમાં રખડ્યા છે; તથા મોડાસામાં ટાઉનહોલ, રેલ્વે, વીજળી, પાણી (વૉટર વર્ક્સ) અને મોટા સ્વરૂપની ઇતર નવરચનાની દિશામાં, મોડાસા પ્રદેશના કાર્યકરો તથા દિલ્હી અને મુંબઇ સરકારનાં ખાતાઓ સાથે વારંવાર સંપર્ક સાધી તેમણે તેમની કુનેહ, ચીવટ અને ધગશ દ્વારા નવી સિદ્ધિઓનો માર્ગ સરળ બનાવ્યો છે.

*બાળ સાહિત્યના એક શ્રેષ્ઠ લેખક તરીકે, અને ગુજરાતમાં ટાગોર,* શરદબાબુ જેવાનાં ગ્રંથો ઉતારનાર ત  તેમની શક્તિઓની (છેક ૧૯ વર્ષની વયથી શરૂ થઇ) આખા ગુજરાતને પ્રતીતિ થઇ ચૂકી છેઃ અને ૧૯૫૬ માં તેમને 'શ્રેષ્ઠ બાળ સાહિત્ય' માટે વડી સરકાર તથા મુંબઈ સરકાર બન્ને તરફથી ઇનામો મળ્યાં છે, તે હવે તો સુવિદિત છે.

## શ્રી શુદ્ધાદ્વૈત સંસદ

મોડાસાની જાહેર પ્રવૃત્તિના ટૂંકા પરિચયમાં, ધાર્મિક અથવા કોમી અથવા અમુક પંથની અને સંપ્રદાયની પ્રવૃત્તિનો ઉલ્લેખ નથી કર્યો એ સમજી શકાય એવી હકીકત છતાં—

દાદાશ્રીની સમસ્ત જીંદગી, અને તેમાંય તેમના છેલ્લા પચ્ચીક વર્ષ તો, અતિ અસાધારણ રીતે, વૈષ્ણવ સંપ્રદાય—ખાસ કરીને શ્રી વલ્લભાચાર્ય-પંથના અધ્યયન ચિંતન તથા લેખન પાછળ એકાગ્ર ચિત્તે વીત્યા હોવાનું આપણે આ ગ્રંથમાં અન્યત્ર જોઈએ છીએ

ઉપરાંત, મોડાસાની સંસ્કાર પ્રવૃત્તિના પ્રણેતા અને પ્રેરક શ્રી મો વિ ગાંધીએ પણ સતત રીતે, અને તેમના અંતકાળના વરસોમાં અતિ દૃઢ રીતે આ સંપ્રદાયના સાહિત્ય અને શુદ્ધાદ્વૈત સંસ્થાના સંચાલન પાછળ અસાધારણ શ્રમ ઉઠાવ્યો હતો, તે ય આ ગ્રંથમાં અન્યત્ર જણાવેલ છે

એકંદર—દાદાના કુટુંબી વડીલો અને તેમના મોટા ભાગના સહકાર્યકરોનો ઝોક પણ આ સંપ્રદાયની પ્રવૃત્તિ તરફ રહેલો જ છે અને મોડાસાની પ્રવૃત્તિમાંની એક નામનાપાત્ર પ્રવૃત્તિ તરીકે (અથવા આ પ્રવૃત્તિના કેન્દ્ર તરીકે ય મોડાસા નામનાપાત્ર બન્યું હોઈને ય) ઉલ્લેખનીય છે

આ સંસ્થા (સ્થાપના ૧૯૪૧) ના અગ્રણી સંચાલકોમાં પ્રો જેઠાલાલ ગો શાહ (અમદાવાદ) શાસ્ત્રી શ્રી કેશવરામ કાશીરામ (અમદાવાદ ગુજરાત વિદ્યાસભા, શ્રી ગોવિંદલાલ હ ભટ્ટ (ઓરિએન્ટલ રિસર્ચ વડોદરા), વસંતરામ શાસ્ત્રી (અમદાવાદ), સદ્ગત શ્રી મો વિ ગાંધી (મોડાસા), શ્રી ચીમનલાલ મ વૈદ્ય (મોડાસા હાલ કપડવંજ) તથા શ્રી પૂનમચંદ દોશી (મોડાસા) અને શ્રી બળદેવભાઈ કે પંસારી (અમદાવાદ) વગેરે વરસોથી કામ કરતા રહ્યા છે

આ સંસ્થા તરફથી અથવા તેના પ્રયાસોથી આશરે ૭૦ પુસ્તકો પ્રગટ થયા છે—જેમાં શ્રી મો વિ ગાંધીના ૧૨ પુસ્તકો, પ્રો જેઠાલાલ શાહના પાંચેક, પ્રો કે કા શાસ્ત્રીના છએક, શ્રી ચીમનલાલ વૈદ્ય (મોડાસા)ના ૧૦ પુસ્તકો તથા દાદાના નાનાભાઈ શ્રી ચુનીલાલ લા ગાંધી સંપાદિત એવા છએક પુસ્તકોનો સમાવેશ થાય છે શ્રી પૂનમચંદ દોશી આ પ્રકાશનોનું સંચાલન કરે છે તે રીતે આ સંસ્થા તરફથી 'અનુગ્રહ' માસિક પત્રિકા પ્રગટ થાય છે, જેનું મુખ્ય સંચાલન શ્રી ચીમનલાલ વૈદ્ય (કપડવંજથી) કરે છે

## મુસ્લિમ-સમાજ

તળ મોડાસાની આશરે ૧૦ હજારની વસ્તીમા લગભગ અરધોઅરધ વસ્તી મુસ્લિમોની હોવા છતા, દુઃખ દુર્ભાગ્યની વાત એ છે કે, આ કોમ આજલગીમા બહુ જ પછાત રહી છે

તેમની વસ્તીમા મુખ્ય વહોરા, ઘાંચી તથા સિપાઇ (પઠાણ) છે આમા, વહોરા કોમમા વેપાર-વ્યવસાય વિશેષ છે જંગલોના કોન્ટ્રાકટો, કમિશન એજંસી, ગુદર તથા તેલના નાના કારખાના, લોખડ, કટલરી, કાપડ અને પરચુરણ દુકાનો, ઉપરાત જમીનો ધરાવનારાઓ આ કોમમા જાણીતા છે ઘાંચી કોમ વિશેષ કરી ખેતીવાડી, ઉપરાત, બીડીના પાન, મગફળી, ટાઢમ, તમાકુ, આદુ વગેરેની નિકાશના કામમા તથા એથી જ વિશેષ તો, માલની હેરફેર કરનારી લૉરી-ટ્રકના વ્યવસાયમા રોકાયેલી છે ત્યારે પઠાણ-સિપાઇ કોમના એકેક જમીનદાર કુટુંબો બાદ કરતા, મુખ્યત્વે સરકારી તથા ઇતર નોકરીઓમા રોકાયેલી છે બાકી, સૈયદોની થોડીક વસ્તી છે તે કુટુંબો જમીન, જીન, ખટારા-લૉરી, વગેરે ધંધામા ઘણા આગળ વધેલા છે

આ કોમના થોડાક મૂઠીભર તાલેવંત કુટુંબો બાદ કરતા સાધારણ આમ પ્રજાની સ્થિતિ ઘણી જ કંગાલ છે

શિક્ષણ ક્ષેત્રે, અતિ અફસોસની વાત છે કે, આ કોમે પોતાના જ હાથે પોતાનુ હિત વણસાડયુ છે મોડાસા ગામના પ્રથમ મુસ્લિમ મેટ્રિક્યુલેટ (તે સમયે રાષ્ટ્રીયશાળા હોઇ 'વિનીત') ૧૯૨૪મા મરહૂમ અબદુલ્લા ઇસપ સુતાર* હતા ને છેક આજ સુધીમા, ગ્રેજ્યુએટ માત્ર ત્રણ જ જણા થયા છે રહેમાનભાઈ ગુજરાતી, જેઓ હાલ વિજયનગરમા મહાલકારી છે, બીજા, ઇસ્માઈલ ડુક્કાવાળા (બી કોમ એલએલ બી) તથા ત્રીજા અલીમહમદ સુગતી (બીજા બી કોમ એલએલ બી)

---

* આ બાદ ગુજરાત વિદ્યાપીઠમા અભ્યાસ અર્થે થોડોક સમય ગયા હતા. ઘણા અચ્છા ક્રિકેટ-ખેલાડી હતા. અને છેક નાની વયે (મેટ્રિક હતા ત્યારે) અંગ્રેજીમા લખેલી તેમની કવિતા હિન્દના અંગ્રેજી 'ચિલ્ડ્રન્સ મેગેઝિન' માસિકમા છપાયાનું જાણવા મળ્યુ છે તેમણે ઘાંચી કોમ માટે પ્રથમ માસિક 'રોખ' પ્રગટ કરેલુ બાદ, અત્યંત કુંળીવયે તેઓ મરહૂમ બન્યા

કેળવણી ક્ષેત્રે–હાલ એક ઉર્દુશાળા ચાલે છે; બીજી ઉર્દુ કન્યાશાળા છે–તે ૧૯૩૫માં વહોરા કોમ તરફથી સ્થપાયેલ 'યંગમેન્સ એસોસિએશન' નામની સંસ્થા તરફથી 'શેખુલ ઇસ્લામ' નામે કેવળ રૂા. ૧૬ ની મૂડીથી શરૂ કરવામાં આવી હતી. હાલ આમાંથી દરવર્ષે બે ચાર બાળાઓ પાસ થાય છે, આ શાળાને પોતાનું મકાન છે.

મોડાસાના મુસ્લિમ સમાજની એકંદર રાષ્ટ્રીય અને સામાજીક જાગ્રતિનાં મૂળ તો ૧૯૧૯–૨૦ નું ખિલાફત આંદોલન છે. તે સમયે મરહૂમ મુન્શી મહમદ હુસેને તે આંદોલનમાં તથા અસહકારના આંદોલનમાં ભાગ લીધો હતો. જાતે ખાદી ધારણ કરી હતી. અને દાદાએ મુસ્લિમ બહેનોમાં 'રેંટિયા પ્રવૃત્તિ' (૧૯૨૦–૨૨ માં) શરૂ કરી ત્યારે, તેને જોશ આપનાર આ બિરાદર હતા. તેમણે એ વરસોમાં મોડાસા કોંગ્રેસ કમિટીમાં રહી સક્રિય કાર્ય પણ કરેલું.

વ્યવસાયે તેઓ સાધારણ પુસ્તક–વેચાણ કરતા; સ્વભાવે તેઓ સમાજ સેવક હતા. ૧૯૫૩ માં તેઓ ગુજરી ગયા.

મરહૂમ મુન્શીએ વાવેલાં પ્રવૃત્તિ બીજ તો ત્યાર બાદ ફળ્યાં નથી. પરંતુ–અવારનવાર સામાજીક અને યુવક પ્રવૃત્તિના પ્રયાસો થતા રહ્યા છે.

૧૯૩૦ની આસપાસ 'ઘાંચી સમાજ સુધારક મંડળ' જનાબ અલીભાઇ સુતારને પ્રમુખપદે શરૂ થયું હતું. બાદ આપણે આગળ જોઇ ગયા તે, ૧૯૩૫ લગભગમાં વહોરા કોમનું 'યંગમેન્સ એસોસિએશન' સ્થપાએલ.

૧૯૩૬ માં 'મુસ્લિમ લાયબ્રેરી' શરૂ થએલી; પાછળથી 'મુસ્લિમ યુવક મંડળ' સ્થપાતાં તેને 'જનતા લાયબ્રેરી' નું નામ આપી પુનરૂજીવિત કરી; અને તે બે વરસ ચાલી, ૧૯૫૬ માં ફરી બંધ પડી.

તે પછી, ૧૯૪૨ માં મોડાસા હાઇસ્કૂલમાં અભ્યાસ કરતા મુસ્લિમ વિદ્યાર્થીઓનું 'સ્ટુડંટસ યુનિયન' જ. ગુલામનબી પટીવાળા, જ. ગુલામનબી ઝાઝ તથા જ. મહમદહુસેન મનવા તથા જ. ડોસુભાઇ કુરાભાઇ વગેરેની આગેવાનીથી આરંભાયું અને તે પાંચેક વર્ષ ચાલ્યું હતું.

૧૯૫૬ માં 'મુસ્લિમ એજ્યુકેશન એન્ડ વેલ્ફેર સોસાયટી'ની સ્થાપના થઇ છે. જેમાં જ. અબ્દુલાભાઇ પટીવાળા, જ. ગુલામનબી ઝાઝ અને જ. મહમદહુસેન મનવા (સેક્રેટરી) મુખ્ય પ્રવૃત્તિશીલ રહ્યા છે. આ સંસ્થાનું ધ્યેય કેળવણી તથા સામાજીક સુધારાનું છેઃ મુસ્લિમ વિદ્યાર્થીઓને અભ્યાસ માટે મદદ અને સ્કોલરશીપ આપવાની તથા ઉર્દુસ્કૂલ માટે મકાનની

યોજના છે. આખા કસ્બામાં આવી આ એક જ સંસ્થા છે.

આ ઉપરાંત કેવળ રાહત આપવા માટે વહોરા કોમ તરફથી "કોમે બવાહીર બયતુલમાલ કમિટી" (વહોરા રાહત કાર્ય કમિટી), તથા આખા મુસ્લિમ સમાજ માટે એક જનરલ રાહત કમિટી (બયતુલ માલ કમિટી) ૧૯૫૧ થી અસ્તિત્વમાં આવી હતી. આમાં અબ્દુલ કય્યુમ ખાનજી (મરહૂમ મહમદખાનજીના કુટુંબી) તથા ગુલામ હુસેન બુના, ઈસ્માઈલ ઉમર પટેલ વગેરેએ અગ્રણી ભાગ ભજવ્યો હતો. પરંતુ તે ય આજે તો નિષ્પ્રાણ જેવી બની ગઈ છે.

મોડાસા મ્યુનિસિપાલિટીમાં, મુસ્લિમોની વસ્તી લગભગ અરધી હોઈ, સભ્ય સંખ્યા મોટી રહેતી આવી છે. તેમાં શરૂમાં સરકાર તરફથી નીમાયેલ મરહૂમ મહમદ ખાનજીની પ્રમુખ તથા સભ્ય તરીકે ઘણી લાંબી કારકીર્દિ રહી છે. આ ઉપરાંત હાલ એમના પૌત્ર ગુલામહુસેન ખાનજી ઘણાં વરસોથી ઉપપ્રમુખપદે છે; અને મરહુમ નાથાભાઈ કાસમભાઈ મનવા (૧૯૫૩ સુધી), ગફુરભાઈ ઈસબ સુતાર અને ઉસ્માનભાઈ હસનભાઈ દુરાણીની લાંબી સેવાઓ મ્યુનિ. ને મળી છે.

# પરિશિષ્ટ

## જાહેર સંસ્થાઓમાં દાદાની કારકિર્દી

દશાનીમા વિદ્યોત્તેજક ફંડ : ચેરમેન
મોડાસા કેળવણી મંડળ : ટ્રસ્ટી અને પ્રમુખ
બી. પી. ભિલાડવાળા સંસ્કૃત પાઠશાળા : ટ્રસ્ટી
મોડાસા મહિલા મંદિર : ટ્રસ્ટી
વાડાસિનોર લોકસમાજ : પ્રમુખ
મોડાસા તાલુકા કોંગ્રેસ સમિતિ : પ્રમુખ
મોડાસા તાલુકા લોકલબોર્ડ : સભ્ય
અમદાવાદ જિલ્લા લોકલબોર્ડ : પ્રમુખ
મોડાસા પ્રદેશ સેવા સંઘ : પ્રમુખ
ઈડર પ્રજાકીય મંડળ : પ્રમુખ
આદિવાસી સેવા સમિતિ : પ્રમુખ
સાબરકાંઠા જિલ્લા કોંગ્રેસ સમિતિ : પ્રમુખ
મહીકાંઠા પ્રદેશ પ્રજાસંઘ; ઈડર પ્રજા પરિષદ;
ઈડર ખેડૂત મંડળના અગ્રણી–સ્થાપક–સંચાલક.

૨

## જાહેર કાર્ય અંગે દાદાના કેટલાક વિચારો

" હું કોંગ્રેસી છું; પણ કોંગ્રેસ કરે એટલું બધું સાચું ને સારું, એમ હું નથી માનતો. "

" આજે સત્તાવાળા બધા પહેલાંના જેટલી નિષ્ઠાથી કામ નથી કરતા. લોક સેવકોના વિચારો, તેમનો અનુભવ, સલાહ વગેરે ધ્યાનમાં નથી લેતા. પ્રધાનોએ વિનોબા, મહારાજ જેવા લોકસેવકોની સલાહ લઇને કાયદા નીતિ વગેરે નક્કી કરવું જોઇએ. "

" સરકારી તંત્ર એ એક એવું પ્રાણી છે કે તેને હાથ, પગ, માથું વગેરે છે, પણ હૃદય નથી. સરકાર પાસે બંદૂક ને કાયદો છે. તે લોકસેવકનું સ્થાન કદી ન લઇ શકે. "

" હું 'ડિક્ટેટર' છું એમ કેટલાક કહે છે. તેના જવાબમાં હું કહું છું કે, જે વસ્તુને હું સમજપૂર્વક માનતો હોઉં અને જે પ્રજાના હિતની હોય, તો તેને કોઈપણ ભોગે વળગી રહું. લોકોનો વિરોધ થાય, પણ હું તો કાર્યમાં માનું છું, કામ કરી બતાવું, લોકો આપોઆપ શાંત થાય. "

" શિસ્ત પાળું અને પળાવું; એ બાબતમાં હું ચોક્કસ અને આગ્રહી છું. "

" ઇશ્વર, સમાજ અને કાર્યકર્તા–આ ત્રણની સહાયથી જ સંસ્થાઓ ચાલશે. "

" શીઘ્ર–નિર્ણયત્વને લીધે મારા જીવનમાં મુંઝવણ બહુ ઓછી આવી છે. "

" કામ કરી બતાવો–" એ મારું સૂત્ર છે. હું કામ કરવામાં માનું છું; વાતો કરવામાં માનતો નથી. માણસ કામ કરી બતાવે, તો તેની સામેના વિરોધો આપોઆપ શાંત થશે. "

## દાદાનાં લખેલાં પુસ્તકો

* લોકગીતા ( શ્રીમદ્ ભાગવદ્ગીતાનો મુક્ત શ્લોકબદ્ધ અનુવાદ )
* શ્રીકૃષ્ણજીવન દર્શન ( શ્રીમદ્ભાગવતના આધારે : પદ્યમાં )
* ષોડશ ગ્રંથ ( પદ્ય અનુવાદ )

### શ્રી. ચુનીલાલ લા. ગાંધી સંપાદિત :

* ગોરસ ખંડ : ૧ થી ૬ ભાગ ( કીર્તન-કથાઓ )
* પુષ્ટીમાર્ગીય ૬૫ સ્તોત્ર.

### શ્રી. મગનલાલ લા. ગાંધી સંપાદિત :

* શ્રી ગોકુલેશજીનું જીવન ચરિત્ર ખંડ ૧–૨
* ધોળ સંગ્રહ ખંડ ૧–૨



* આ ઉપરાત દાદાને અભ્યાસની જેમ, લેખનનો શોખ પણ પ્રથમથી જ હતો. ૧૯૩૦ ના કારાવાસ દરમ્યાન તેમણે કેટલાક લડત–ગીતો પણ લખેલા; અને 'આપણી પ્રાચીન સંસ્કૃતિ' તથા 'વૈભવશાળી ભારત' એ વિષય પર પુસ્તિકાઓ લખવાનો વિચાર કરી, કેટલીક નોંધો પણ તૈયાર કરેલી. વધુમાં માંદગી પૂર્વેનાં વર્ષોમાં ય તેમણે પ્રાર્થનાઓ, સ્તુતિઓ, પદો વગેરે લખેલા.

## 'લડતનો રંગ'

### ૧૯૩૦ : મોડાસા પ્રદેશમાંથી જેલવાસ

| | પકડાયાનું સ્થાન | તારીખ |
|---|---|---|
| ૧. શ્રી. મથુરાદાસ લા. ગાંધી | મોડાસા | ૧૨-૭-૩૦ |
| ૨. એક સ્વયંસેવક | ધનસુરા ( પીઠા પરથી ) | ૧૩-૭-૩૦ |
| ૩. એક સ્વયંસેવક | ,, ,, | ૧૩-૭-૩૦ |
| ૪. લાભશંકર | ,, ,, | ૧૩-૭-૩૦ |
| ૫. મણિલાલ ભાવસાર | ,, ,, | ૧૩-૭-૩૦ |
| ૬. રમણિકલાલ જમનાદાસ | ,, ,, | ૧૯-૭-૩૦ |
| ૭. ચંદુલાલ પરસોતમ પટેલ | ,, ,, | ૧૯-૭-૩૦ |
| ૮. ઈશ્વરભાઇ મોહનલાલ | ,, ,, | ,, |
| ૯. શકરાભાઇ રામદાસ | ,, ,, | ,, |
| ૧૦. વાસુદેવ અભયરામ શર્મા | દહેમાઇ | ,, |
| ૧૧. ચુનીલાલ નારણદાસ કાછીઆ | ,, ,, | ,, |
| ૧૨. પૂનમચંદ જેશંકર પંડયા | મોડાસા | ૭-૯-૩૦ |
| ૧૩. નટવરલાલ ચુ. મહેતા | ,, ,, | ,, |
| ૧૪. રમણિક ન્યા. ગાંધી | મોડાસા (પીઠા ઉપરથી) | ૨૦-૯-૩૦ |
| ૧૫. નંદલાલ મણિલાલ શાહ ( મૂળ અમદાવાદ ) | ,, | ૨૧-૯-૩૦ |
| ૧૬. મગનભાઈ પટેલ | ,, | ૬-૧૦-૩૦ |
| ૧૭. ડાહ્યાભાઇ મુખી | ,, | ૨૪-૧૦-૩૦ |
| ૧૮. ચંદુલાલ શં. બુટાલા | ,, | ૮-૧૧-૩૦ |
| ૧૯. પુરુષોત્તમ ગો. શાહ | ,, | ૧૬-૧૧-૩૦ |
| ૨૦. રમણલાલ મગનલાલ | ,, | ,, |
| ૨૧. રમણલાલ મથુરદાસ ગાંધી | ,, | ,, |
| ૨૨. શિવલાલ | દહેમાઈ | ૨૭-૧૧-૩૦ |
| ૨૩. કેસરીમલ | ,, | ,, |
| ૨૪. ડુંગરશી | ,, | ,, |
| ૨૫. ક્રાન્તિલાલ | ધનસુરા | ,, |
| ૨૬. તનમન | ,, | ,, |
| ૨૭. મણીલાલ ભાવસાર | ,, | ,, |
| ૨૮. ગોપાલદાસ મો. સુરા | મોડાસા | ૨૪-૧-૩૧ |
| ૨૯. શંકરલાલ ચં. સુરા | ,, | ૨૮-૧-૩૧ |
| ૩૦. રમણલાલ પી. સોની | ,, | ૪-૨-૩૧ |
| ૩૧. મણીલાલ મગનલાલ શાહ | ,, | ૨૩-૨-૩૧ |

( ૮-૩-૩૧ સંધિ )

# અંજલિ

તા. ૮–૮–૫૭ ને રોજ દાદાને અંજલિ અર્પવા મળેલી મોડાસાના નાગરિકોની જાહેર સભામાં સંખ્યાબંધ ભાવભરી અંજલિઓ અપાઈ હતીઃ અને સભામાં પસાર થએલ ઠરાવમાં એ સૌની ભાવના મૂર્ત બની હતી : ( ઠરાવ હવે પછી)

ઠરાવને અનુરૂપ ભવ્ય સ્મારકની યોજનામાં સૌ લાગી ગયાં. થોડા દિવસની ચર્ચા–વિચારણા બાદ દાદાની સ્મૃતિમાં કોલેજ કાઢવાનો વિચાર આકાર ધરવા લાગ્યો. અને રૂપીઆ અઢીત્રણ લાખની નેમથી ભંડોળ શરૂ થતાં, અસાધારણ ઉત્સાહ પ્રગટયો. રૂ. ૭૦–૭૫ હજાર દસેક દિવસમાં જ મંડાઈ ગયા......

તો બીજી બાજુ, દાદાની એક પ્રતિમા (બસ્ટ) ગામના પ્રવેશ દ્વાર આગળ સ્થાપવાનું અને આ ગ્રંથ (પુરૂષાર્થની પ્રતિમા) સ્મારક ગ્રંથ રૂપે પ્રગટ કરવાનું પણ વિચારાયું.

તો બીજી બાજુ, આ પૂર્વે જ, દાદાના પુત્ર શ્રી. હરિભાઈએ દાદાનુ ગુપ્તદાનનું (બલ્કે મૂક–દાનનું) ઝરણું એવું ને એવું વહેતું એ હેતુથી રૂ. ૫૧ હજાર જેવડી મોટી રકમ જુદી કાઢી, ટ્રસ્ટ કરવાની જાહેરાત કરી દીધી હતી.

વાતાવરણમાં એક અજબ ઉત્સાહ અને ચમક હતી.

દાદાના અવસાનના સમાચાર તો તાબડતોબ તારોથી અને અખબારો તથા પત્રો દ્વારા આખા મુંબઈ રાજ્યમાં અને દેશમાં વિસ્તરી ચૂકયા હતા. સ્થાનિક પત્રો ઉપરાંત 'જન્મભૂમિ' જેવાએ તો અગ્રલેખ લખી ગુજરાતી પ્રજાના આ સેવકને અંજલિ અર્પી હતી.

અનેક સંસ્થાઓ તથા વ્યક્તિઓ તરફથી તારો, પત્રો, ઠરાવો રૂપે પણ 'અંજલિ'નો ધોધ વહ્યો હતો.

મર્દાનગીભરેલાં, પવિત્ર કાર્યોનું શરીર આપણી પાસેથી વિદાય નહિ લઈ શકે. તે ઘણા જુવાનોને પ્રેરણા આપતું વર્ષો સુધી ટકશે......મોડાસાની એક પણ સંસ્થા એવી નથી જેમાં દાદાનો હાથ ન હોય......"

## મોડાસા નાગરિકોની જાહેર સભાનો ઠરાવ

સાબરકાંઠા પ્રદેશની સેવામૂર્તિ કર્મવીર દાદા શ્રી. મથુરદાસ લલ્લુભાઇ ગાંધી તા. ૬-૮-૫૭ ને રોજ લાંબી માંદગીને અંતે ૮૩ વર્ષની વયે હરિશરણ થયા છે. એથી કેવળ તેમના કુટુંબીઓને જ નહિ, કેવળ મોડાસા નગરને જ નહિ, પરંતુ આપણા સમસ્ત પ્રદેશને કહિ ન પુરાય એવી ખોટ પડી છે.

આપણા પ્રદેશના છેલ્લા ચાર દાયકાના સમસ્ત જીવનમા-આપણી રાષ્ટ્રીય અને રાજકીય પ્રવૃત્તિમા, વિવિધ રચનાત્મક કાર્યોમા, શિક્ષણ અને સંસ્કારની સંસ્થાઓમા, સમાજ સુધારણાની હિલચાલોમા, તથા નૈતિક અને ધાર્મિક ક્ષેત્રથી માંડી સ્વાસ્થ્ય-આરોગ્ય અને શારીરિક તાલિમની પ્રવૃત્તિ ઓમાં, ને તેવા તમામ પ્રયાસોમા દાદા નિરંતર પ્રેરક, મહદંશે પ્રસ્થાપક અને સદા પરિપાલક રહ્યા છે. તથા આ પ્રદેશ પર આકસ્મિક રીતે આવી પડેલી કુદરતી આફતો વખતે તથા ઈડર અને બીજાં દેશી રાજ્યોની પ્રજાકીય લડતોના સુકાની તરીકે, દાદાએ પોતાનાં આરોગ્ય, અને સુખસગવડની પરવા કર્યા વિના, મૃત્યુની પરવા વિના દેહને ઘસી નાખી, જનતા જનાર્દન સાથેની અદ્દભુત આત્મીયતા પ્રગટ કરી છે. જાણે આ પ્રદેશના છેલ્લા ૪૦ વર્ષ દરમ્યાનના સર્વાંગી સુખદુ:ખો અને વિકાસમા દાદાની સેવામૂર્તિ એટલી ઓતપ્રોત બની રહી છે કે, તેઓ આપણા સૌના હૈયામા અપૂર્વ અને અવિ સ્મરણીય આદર અને શ્રદ્ધાનુ સ્થાન પામી ચૂકયા છે. આપણને તેઓ એમની કરુણાની અને હિમંત દ્વારા, 'સર્વ ધર્મસમભાવ' અને 'સર્વ કોમ બંધુતા'ની એમની ભાવના અને આચરણ દ્વારા, બલ્કે એમના ઉન્નત કર્મયોગ દ્વારા, આજે વિદેહે પણ આપણને કર્તવ્ય નિષ્ઠા અને ત્યાગની, બંધુતા અને સમભાવની પ્રેરણા દઇ રહ્યા છે

દાદા, અત્યંત સાધારણ ગુજરાતી શિક્ષણ પામ્યા હોવા છતા, અને ભાગ્યે જ બીજી કોઈ શૈક્ષણીક-તાલિમ મેળવી હોવા છતા, તેમણે આપમેળે શિક્ષણ, વૈદક, વ્યાપાર, રાજકારણ, કાયદા કાનૂન, ધર્મજ્ઞાન અને સર્વ સાધારણ નાની નાની જે સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી તથા અતિ વેદનામય લાંબી બિમારીક્ષેત્રે છેલ્લા સાડાપાચ વર્ષ દરમ્યાન અસાધારણ સ્વસ્થતા, અને ચિત્તની એકાગ્રતા જાળવી, ચિંતન અને કાવ્યલેખનની દિશામા જે શક્તિ દાખવી હતી તે કોઇપણ **સાધારણ માનવી,** માનવસહજ ક્ષતિઓ છતા, જીવનમાં સદા જાગૃત રહી, કર્તવ્ય નિષ્ઠા અને ત્યાગપૂર્વક કર્મયોગ સાધતો

## ઇડરની પ્રજાનું માનપત્ર

મુંબઈ, તા. ૨૧-૩-૧૯૪૪

### પૂજ્યશ્રી મથુરદાસ લાલજીભાઇ ગાંધી

મોડાસાનિવાસી

**મોડાસાના** વતની છતાં ઇડરને માતૃભૂમિ ગણી **'સેવા ધર્મ પરમો ધર્મ'** એ સૂત્ર પ્રમાણે આપે ઇડરની પ્રજાની વર્ષોથી અવિરત સેવા બજાવી છે અને હજી પણ ઇડરી જનતા પ્રત્યેની સેવા ભાવના ચાલુ છે તેનું વારંવાર સ્મરણ કરીને અમો આપના ગુણોની પ્રશંસા કરીએ છીએ. વર્ષોથી અનેક વિકટ બનાવો અને ખાસ કરી રાજકીય દૃષ્ટિએ મોટા સંકટ [illegible] ઇડરની પ્રજાની ધા સાંભળી, આપનું હૃદય દ્રવિભૂત થયું છે તે [illegible]ાળાની ભાવનાથી પ્રેરાઇને આપે પ્રજાના સંકટ દૂર કરવા અથાગ પરિશ્રમ વેઠ્યો છે, અને એ પરિશ્રમના પરિણામે 'ધી ઇડર પ્રજાકીય મંડળ' અસ્તિત્વમાં આવ્યું. વર્ષોથી રીબાતી ઇડરી આલમમાં આશાનો સંચાર થયો—પોતાની સ્થિતિનું ભાન થયું, અને સ્તુત્ય પ્રયાસના પરિણામે કંઇક રાહત પણ અનુભવી.

ધી ઇડર પ્રજાકીય મંડળના ભિષ્મપિતામહ જેવા આપનું ઋણ અમે કેવી રીતે ફેડી શકીએ? યુવાનને શરમાવે એટલી ધગશ અને એટલા ઉત્સાહથી આજ લગભગ ૭૦ વર્ષની ઉંમરે આપ સેવા આપી રહ્યા છો. મહાસભાના કાર્યમાં જીવ્યા હોય એમ કેળવણી [illegible] ને સામાજીક ક્ષેત્રોમાં તથા અન્ય લોકોપયોગી કાર્યોમાં આપે આદર્શ દૃષ્ટાંત બેસાડ્યું છે, એની અમે ભાવભીને હૈયે નોંધ લઇએ છીએ.

ગુજરાતમાં સને ૧૯૪૧ માં કુદરતી કોપથી રેલ સંકટથી—જોતજોતામાં આશ્રયહીન થયેલા જનોના કરુણ દૃશ્ય જોઇ તમારૂં આર્દ્ર હૃદય પીગળી ઉઠ્યું, અને એ કાર્ય પરત્વે આ વર્ષે ભગીરથ પરિશ્રમ ઉઠાવ્યો. મહાસભાના [illegible] રાહત ફંડમાંથી સારી જેવી રકમની મદદ અપાવી ઇડરી પ્રજાના હૈયા ઠારવામાં આપ કારણભૂત થયા.

પૂજ્ય દાદાશ્રી! આપના વિવિધ કાર્યોની સમાલોચના અમો શી રીતે કરી શકીએ? છતાં કૃતજ્ઞતાની ભાવનાથી પ્રેરાઇને આજે જાહેરમાં આપનું અંતઃકરણપૂર્વક સ્વાગત કરીએ છીએ અને પરમ કૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરીએ છીએ કે, જગતનિયંતા આપને દીર્ઘાયુષી બનાવી લોક કલ્યાણના કાર્યો કરવાની આપની શક્તિ ઉપર કૃપારૂપી [illegible]

લિ૦ નમ્ર સેવક,

લજ્યારામ ઉમેદરામ ભટ્ટ

મુંબઇમાં વસતી ઇડરી પ્રજાની

જાહેર સભાના પ્રમુખ